ॐ

# श्री तत्त्वानुसंधान.

## ( ગુજરાતી ભાષાંતર )

ભાષાંતર કર્તા

છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.

ઉપનિષદ્ આત્મપુરાણ આદિના અનુવાદક.

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।

ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥

પ્રકાશક

ચુનીલાલ છોટાલાલ શાસ્ત્રી.

નાગર વાણીઆનો માળો નં. ૪૨.

ત્રીજો ભોઇવાડો-મુંબઈ.



સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

મૂલ્ય રૂ. ૨-૮-૦.

Printed by

Thakordas Mansing at the "Surat City" Printing Press, near Chowta-Bridge, Surat.

Published by

Chunilal Chhotalal Shastri Nagar wania's Mala No. 42. 3rd Bhoiwada Bhuleshwar, Bombay.

# અર્પણ પત્રિકા.

રા. રા. મગનલાલ મોતીરામ શરાફ, જેઓ
દશાશ્રીમાળી જ્ઞાતિએ હતા, જેમણે ટુંક
સમયમાં ઉજ્જ્વળ કીર્તિ સંપાદન કરી હતી,
જેણે અનેક દીન જનોને સંકટ સમયે
સારી મદદ કરી હતી, જે વ્યાપારમાં
કુશળ તથા સર્વના હિતના કાર્યમાં
આગળ પડતો ભાગ લેનારા હતા,
વળી જેઓ ઘણા દયાળુ, ઉદાર
તથા પરોપકારી હતા,
તેમને આ વેદાંતનો
ગ્રંથ પરમ પ્રેમપૂર્વક
હું અર્પણ
કરૂં છું.

લી૦ પ્રકાશક

ચુનીલાલ છોટાલાલ શાસ્ત્રી.

# અદ્રષ્ટ ફળ દર્પણ.

## (છપાય છે.)

આ ગ્રંથમાં પ્રારબ્ધ આદિ ફળનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આમાં ઘણા જૂદી જૂદી રીતના વિષયો છે. ગ્રંથ અતિ ઉત્તમ છે. આમાં ૧૪ પ્રકરણો આપ્યાં છે. જેવાં કે, (૧) નીતિની પવિત્ર નશિહતો, (૨) પ્રારબ્ધ પુરૂષાર્થનો સાચો ભેદ, (૩) છંદી ફંદી લોકના ફટકા. (૪) જ્યોતિષને માટે મતફેર. નિશ્ચય, (૫) સંસ્કાર પ્રમાણે સર્વ મળે છે તેની દલીલો, (૬) સોનેરીટાળીથી બચવાની કુંચી. (૭) મહાન્ નરોની વિચિત્ર કર્મ રેખા, (૮)પ્રારબ્ધની વિચિત્ર રૂચનાના દાખલા, (૯)ધર્માદિ મેળવવા જોઇતાં સાધનો, (૧૦) પરદેશ ગમનથી થતી અસર, (૧૧) બાળ લગ્નાદિથી નિપજતાં ભયંકર પરિણામ, (૧૨) મક્કારોની જાળ, (૧૩) સાચા પ્રેમનું સત્વ, (૧૪) પ્રભુપ્રાર્થનાનાં ભજનો,

પ્રથમ ગ્રાહક થનારને કિ. રૂા. ૨ પાછળથી કિ. રૂા. ૨ા

પોસ્ટેજ જૂદું.

# પંચ તત્વ.

## કિંમત ૦-૫-૦ ટપાલ ખર્ચ જુદું.

રમળ પ્રશ્ન ફી રૂા. ૧, પ્રશ્નનો ખુલાસો ફી રૂા. ૧ા પોસ્ટેજ માટે ૦ાા= પ્રશ્ન તથા ખુલાસો જાણવાની ઇચ્છાના પોસ્ટેજ સાથે રૂા. ૩)= બધી હકીકત ખુલાસા વાર ગુજરાતીમાં લખી મોકલવાની ફીના રૂા. ૫-૫-૦

મેળાપ સવારના ૯ થી ૧ બપોરના ૩ થી ૫

મળવાનું ઠેકાણું.

**એમ. કે. ઓઝા.**

એસ્ટ્રોલોજર લુવારપોળ શાપોર-સુરત.

# ઉપોદ્ઘાત.

જેમ આત્મપુરાણનો તથા શ્રીમદ્ ભગવદ્ગીતાનો હિંદુસ્તાનીમાં સ્વામીશ્રી ચિદ્દ્ઘનાનંદજીએ અનુવાદ કર્યો છે, તેમ આ તત્ત્વાનુસંધાન પણ તેમની પ્રસાદીરૂપે છે. આમાંથી આત્મપુરાણનો ગુજરાતીમાં અનુવાદ છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી તરફથી થયો છે તથા શ્રીમદ્ ભગવદ્ગીતાનો ગુજરાતીમાં અનુવાદ ગુજરાતી પ્રેસ તરફથી બહાર પડયો છે. તત્ત્વાનુસંધાનનો અર્થ એ છે કે, જીવ તથા બ્રહ્મની એકતા સંબંધી જે જ્ઞાન, તે તત્ત્વ કહેવાય. આ તત્વની સાથે જોડનાર જે ગ્રંથ, તે તત્ત્વાનુસંધાન કહેવાય. આ આખા ગ્રંથના ચાર પરિચ્છેદો છે. પ્રથમ પરિચ્છેદમાં આત્માનું પ્રમેયરૂપે નિરૂપણ આપ્યું છે, દ્વિતીયમાં પ્રમાણ રૂપે નિરૂપણ આપ્યું છે, તૃતીયમાં પ્રમાતારૂપે નિરૂપણ આપ્યું છે તથા છેવટના પરિચ્છેદમાં મુક્તિનું નિરૂપણ આપ્યું છે અર્થાત્ મુક્તિ બે પ્રકારની છે, જેમકે વિદેહમુક્તિ તથા જીવન્મુક્તિ. આ બેઉ પ્રકારની મુક્તિનું નિરૂપણ છેલ્લા પરિચ્છેદમાં આપ્યું છે. આત્મજ્ઞાનના સાધનરૂપ કર્મ તથા ઉપાસના છે. આ કર્મ તથા ઉપાસનાથી જ્યારે ચિત્તની શુદ્ધિ થાય છે ત્યારે શ્રવણાદિમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. આ રીતે શ્રવણ, મનન તથા નિદિધ્યાસનથી જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન થાય છે, આનું જ નામ આત્મસાક્ષાત્કાર, આત્મપ્રાપ્તિ અથવા આત્મોપલબ્ધિ છે. બ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયમાં શ્રવણ સંબંધી નિરૂપણ કર્યું છે કે, "कामाच्च नानुमानापेक्षा ॥ १८ ॥ આનંદમય આત્મામાં કામનાનું કથન કરવામાં આવ્યું છે, માટે આત્મા અનુમાન પ્રમાણગમ્ય નથી." આની જ પછીના સૂત્રમાં

કહ્યું છે કે, જીવબ્રહ્મની એકાકારતા, એ જ ભયની નિવૃત્તિ છે. વળી બ્રહ્મ નિર્ગુણ સ્વરૂપે છે, છતાં તેનું નિરૂપણ સગુણ સ્વરૂપે શ્રુતિ તથા સ્મૃતિમાં કરવામાં આવ્યું છે. આના સંબંધમાં એમ છે કે, સગુણ સ્વરૂપે જે વર્ણન આપ્યું છે, તે કેવળ ધ્યાન માટે છે. આ જ હેતુને લઇ બ્રહ્મસૂત્રના ૧ લા અધ્યાયના ૨ જા પાદના સાતમા સૂત્રમાં કહ્યું છે કે "अर्भकौ कस्त्वात्तद्व्यपदेशाच्च नेतिचेन्न निचाय्यत्वादेवं व्योमवच्च ॥ ७ ॥ અર્થ:—મનોમયત્વાદિ વિશિષ્ટ પરમાત્મા અલ્પ સ્થાનમાં રહેલ હોવાથી તથા આ રીતનું સૂચન હોવાથી તે પરમાત્મસ્વરૂપે કહેવાય નહિ. એમ જો કોઈ કહે તો તે ખોટું છે. કારણકે એક વસ્તુમાં ધ્યાન કરાવવા પરમાત્માને મનોમયત્વાદિ વિશિષ્ટ ગુણરૂપે તથા આકાશસદૃશ કહેલ છે. આમ સગુણસ્વરૂપરૂપી સાધનવડે મનુષ્ય આત્મસાક્ષાત્કાર કરી શકે છે. આ જ હેતુને લઈ શ્રીભગવાન્ શંકરાચાર્યકૃત વિવેક ચૂડામણિમાં ૨ જા શ્લોકમાં કહ્યું છે કે, પ્રાણીઓમાં માણસનો જન્મ મળવો દુર્લભ છે, તેમાં પણ પુરુષપણું મળવું દુર્લભ છે, તેમાં પણ બ્રાહ્મણપણું દુર્લભ છે, તેમાં પણ વેદોક્ત ધર્મના માર્ગમાં તત્પરપણું દુર્લભ છે, તેમાં પણ વિદ્વાન્પણું દુર્લભ છે, તેમાં પણ આત્મા તથા અનાત્માનો વિવેક મળવો દુર્લભ છે. આમ થયા પછી સ્વસ્વરૂપનો અનુભવ થવો દુર્લભ છે, અનુભવ થયા પછી ચિત્તની સ્થિતિ કરવી દુર્લભ છે. આ રીતે હોવાથી મુક્તિ સેંકડો જન્મોમાં કરેલાં કરોડો પુણ્ય વિના મળતી નથી. આ જ હેતુને લઇ શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે, अनेकजन्मसंसिद्धिः આત્મપ્રાપ્તિ અનેક જન્મોવડે પ્રાપ્ત થાય છે. મનુષ્યદેહ મળવા છતાં તેમ જ વેદના અર્થનો પાર પામી શકાય, એવું પુરુષપણું મળ્યા છતાં જે પુરુષ પોતાની મુક્તિને માટે યત્ન ન કરે, તે મૂઢ પુરુષ આત્મહત્યા કરનાર કહેવાય છે. અર્થાત્ પુરુષપણું પ્રાપ્ત થવા છતાં પોતાના સ્વાર્થમાં ગાફેલ

જે રહે, તેનાથી વધારે મૂઢ બીજા કોને જાણવો ? કર્મ તથા ઉપાસનાથી આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. પણ કર્મવડે જ્યારે ચિત્તની શુદ્ધિ થાય છે ત્યારે નિર્મળ ક્ષેત્રરૂપી મનમાં શ્રવણાદિરૂપ બીજ બ્રહ્મનિષ્ઠ ગુરુરૂપી ખેડુત વાવે છે તો તે બીજ, સારી રીતે ઉગી નીકળવાથી તેને આત્મસાક્ષાત્કારરૂપ ફળ ઉત્પન્ન થવાનો વખત આવે છે. ચિત્ત શુદ્ધ થવા માટે શમ, દમ, ઉપરતિ તથા તિતિક્ષારૂપ ચાર સાધન અવશ્ય જોઇએ. વિષયોના સમૂહથી વૈરાગ્ય પ્રાપ્ત કરવો તથા ચિત્તની બ્રહ્મમાં નિયમિત રીતે સ્થિતિ કરવી, આનું નામ શમ કહેવાયછે. પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયોને પોત પોતાના વિષયમાંથી પાછી વાળી પોતાના જ સ્થાનમાં રાખવી, તેનું નામ દમ કહેવાય છે. વળી ચિત્તની વૃત્તિ વિષયોની વાસનાથી નિવૃત્ત કરવી, આનું નામ ઉપરતિ છે. તેમ જ સઘળાં પ્રકારનાં દુ:ખોને સહન કરવાં, એમ જાણીને કે દેહનો આ ધર્મ છે, આનું નામ તિતિક્ષા છે.

બ્રહ્મનિષ્ઠ ગુરુ કોને કહેવો, તેના સંબંધમાં કહ્યું છે કે, વેદને જાણનાર, અવૃજિન, કામનાથી રહિત, બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ, બ્રહ્મમાં જ રમણ કરનાર, કાષ્ઠ રહિત અગ્નિની પેઠે શાંત, કોઈ રીતના હેતુથી રહિત, દયાના સમુદ્રરૂપે તથા સેવા કરનારા શિષ્યોના બાંધવરૂપે જે હોય, તે ખરો બ્રહ્મનિષ્ઠ ગુરુ કહેવાય. આવા ગુરુની પાસે જેમ ઉપનિષદમાં કહ્યું છે કે, "समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं गुरुमेवाभिगच्छेत् અર્થ:- હાથમાં સમિધની જૂડી લઈ બ્રહ્મનિષ્ઠ તથા શ્રોત્રિય એવા ગુરુની પાસે આત્મજ્ઞાન મેળવવા જવું જોઇએ." કારણકે ગુરુ વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. કહ્યું છે કે, आचार्यवान् पुरुषो वेद જેને ગુરુ હોય, તેને જ આત્માજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આત્માનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તેના સંબંધી કહ્યું છે કે, આત્મા જન્મતો નથી, મરતો નથી,

તે વધતો નથી, ઘટતો નથી, વિકાર પામતો નથી, તેમ જ જેમ ઘડો ફૂટી જવા છતાં તેની અંદર રહેલું આકાશ લય પામતું નથી, તેમ આ શરીર લય પામવા છતાં આત્મા પોતે લયને પામતો નથી. વળી તે પ્રકૃતિ તથા તેના વિકારોથી રહિત, શુદ્ધ તથા બુદ્ધરૂપે, સદસત્‌રૂપ, સર્વ જગતને પ્રકાશ આપનારરૂપ, તેમ જ બુદ્ધિના સાક્ષીરૂપે જાગ્રતાદિ અવસ્થામાં પ્રકાશને આપનારરૂપે છે. જો કે આત્માનું સ્વરૂપ આવી રીતનું છે, છતાં સૂર્યના તેજથી ઉત્પન્ન થયેલ વાદળાંની પંક્તિ સૂર્યને ઢાંકી દઇ પોતે પ્રકાશે છે, તેમ આત્માથી જ ઉત્પન્ન થયેલ અહંકાર આત્માના સ્વરૂપને ઢાંકી દઈ પોતે પ્રકાશે છે. આ અહંકારને લીધે જ આત્માને સંસારમાં જન્મ તથા મરણભાવ પ્રાપ્ત થયલો છે. આ જન્મ મરણનો અભાવ પરમાત્મજ્ઞાનવડે થાય છે. આ પરમાત્મજ્ઞાન થવા માટે પાંચકોશનો અપવાદ કરવો જોઇએ. પાંચકોશના અપવાદથી સ્વયંપ્રકાશ પ્રત્યક્ આત્મા સ્પષ્ટ પ્રતીત થાય છે. આ પાંચ પ્રકારના કોશો નીચે પ્રમાણે છેઃ-અન્નમય કોશ, પ્રાણમય કોશ, મનોમય કોશ, વિજ્ઞાનમય કોશ તથા આનંદમય કોશ. વિવેકીએ જાણવું જોઇએ કે, આ પાંચ પ્રકારના કોશથી વિલક્ષણ, સ્વયંપ્રકાશરૂપ, ત્રણ અવ-અવસ્થાના સાક્ષીરૂપ, નિર્વિકારરૂપ, નિરંજનરૂપ તથા સદાનંદરૂપ પરમાત્માને પોતાના આત્મારૂપે જાણવો જોઇએ. વળી વિવેકીએ જગતને મિથ્યારૂપે જાણવું જોઇએ. જેવી રીતે ઘડાનું સ્વરૂપ મૃત્તિકાથી ભિન્ન કોઈથી પણ દેખાડી શકાય એમ નથી. આથી ઘડો મોહથી કલ્પાયલો છે. વાસ્તવિક રીતે તો મૃત્તિકા જ સત્યરૂપે છે, તેમ જગતનું સ્વરૂપ બ્રહ્મથી જૂદું કોઇથી પણ દેખાડી શકાય એમ નથી. આ જગત્ મોહને લીધે કલ્પાયલું છે. વાસ્તવિક રીતે તો બ્રહ્મ જ સત્યસ્વરૂપે છે. વળી જેમ મૃત્તિકાના કાર્યરૂપ ઘટ આદિ સઘળી વસ્તુઓ મૃત્તિકારૂપજ છે, તેમ સત્

બ્રહ્મથી ઉત્પન્ન થયેલ આ સઘળું જગત્ સત્રૂપજ છે. સત્થી ભિન્ન કોઈપણ વસ્તુ નથી. જેવી રીતે સ્વપ્નમાં અજ્ઞાનને લીધે દેશ, કાળ તથા વિષય આદિ સઘળું મિથ્યા છે, તેમ જાગ્રતમાં અર્થાત્ જ્ઞાનરૂપી દીપનો જ્યારે ઉદ્ભવ થાય છે ત્યારે મનુષ્યને માલમ પડે છે કે, આ સર્વ જગત્ મિથ્યા છે. તે જ રીતે શરીર, ઇન્દ્રિયો, પ્રાણ તથા અહંકાર આ સર્વ મિથ્યા છે. વળી મનુષ્યે દેહમાં અનાસક્તિ રાખી, લોકની વાતચિત આદિ કશાને પણ અવકાશ નહિ આપી, આત્માનું મનમાં ચિંતન કરવું જોઇએ. આમ ચિંતન કરવાથી ચિત્તવડે કલ્પાયેલ માંસના પિંડમાં જે અહંબુદ્ધિ થાય છે, તેનો નાશ થશે તથા પરમ શાંતિની પ્રાપ્તિ થશે. જ્યારે તે પ્રમાણે થશે ત્યારે જેમ શ્રુતિમાં કહ્યું છે કે, अहमन्नं अहमन्नं अहमन्नं अहमन्नादो अहमन्नादो अहमन्नादः અર્થઃ—હું જ અન્નરૂપે અર્થાત્ ભોગ્યરૂપે છું, હું જ અન્નના ભક્ષણ કરનાર રૂપે અર્થાત્ ભોક્તારૂપે છું, હું જ જ્યોતિરૂપે છું તેમ જ વિશ્વના ધારણ કરનારરૂપ પણ હું છું, આ રીતનો આત્મસાક્ષાત્કાર થાય છે. આમ આત્મસાક્ષાત્કાર થવા પછી અહંકારરૂપી સર્પના ઝેરની નિવૃત્તિ થાય છે. કારણ કે બ્રહ્માનંદરૂપી એક ભંડાર છે તથા તેને સત્વ, રજ તથા તમરૂપી ફણાવાળો અહંકારરૂપી સર્પ વિંટળાઇને બેઠો છે. જે કોઈ આ આનંદનો આસ્વાદ લેવા જાય છે, તેને આ સર્પ ડંખ મારે છે, જેથી તેને દેહમાં આસક્તિરૂપી ઝેર ચઢે છે તથા આનંદના ભંડારથી તે મનુષ્ય દૂરનો દૂર જ રહે છે. જેમ મંત્ર તથા ઔષધિવડે સર્પના મુખનું બંધન કરવામાં આવે છે, તેમ દેહમાં અનાસક્તિ તથા વિષયના ત્યાગરૂપી મંત્રવડે અહંકારરૂપી સર્પનું મુખ બંધ થવાથી તે ડંખ મારી શકતો નથી. આમ જ્યારે થાય છે ત્યારે આત્મસાક્ષાત્કાર સહજ રીતે થાય છે.

પ્રિય વાંચકો! આ ગ્રંથનો અનુવાદ મારાથી ક્યારે થયો છે કે, જ્યારે મારું ચિત્ત અત્યંત વ્યગ્ર હતું, મારે સુરતની ઈસ્પીટાલમાં રહેવું પડયું હતું તથા મારા પુત્રને શસ્ત્રક્રિયા કરાવવી પડી હતી, તે સમયના અરસામાં ત્યાં ઈસ્પીટાલમાં બેસીને જ આ ગ્રંથનો મેં અનુવાદ કર્યો છે. આ રીતે હોવાથી જો કોઈ સ્થળે મારાથી દૃષ્ટિદોષ થયો હોય, તે હંસક્ષીર ન્યાયની માફક દરગુજર કરશે. આ સ્થળે મારે ઈસ્પીટાલના ડાકટર સાહેબ રા. રા. જમીએતરામભાઈ તથા રા. ચુનીલાલ ધીરજરામનો ઘણો ઉપકાર માનવો જોઇએ, કે જેમણે મને ત્યાં મારું કાર્ય જારી રાખવા માટે સર્વ પ્રકારની સગવડ કરી આપી હતી. તેમ જ રા. રા. મગનલાલ કરુણાશંકર ઓઝા, જેઓ મને મારા કાર્યમાં મદદ કરતા હતા તેમનો તથા રા. રા. ઠાકોરદાસ જે સુરત સીટી પ્રેસના માલિક છે તથા જેમણે મારું કામ જલદી મારી સગવડે કાઢી આપ્યું, તેઓનો હું આ સ્થળે ઉપકાર માનું છું. सुज्ञेषु किं बहुना.

મિતિ દ્વિતીય ભાદ્રપદ શુક્લ દ્વાદશી વામન જયંતિ.
સંવત ૧૯૭૩, સને ૧૯૧૭

જગજ્જનની શ્રીશક્તિનો ઉપાસક
**છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.**



# અનુક્રમણિકા.





## પ્રથમ પરિચ્છેદ.

## દ્વિતીય પરિચ્છેદ.

## તૃતીય પરિચ્છેદ.

## ચતુર્થ પરિચ્છેદ.

# પ્રકીર્ણ ઉપનિષદ્

## સહિત

# એકાદશોપનિષદ્.

## ( શુદ્ધ ગુજરાતી ભાષાંતર. )

આ આખા પુસ્તકને બે ભાગમાં છુટું પાડી નાખ્યું છે, કે જેથી વાંચનારને ઘણું સરળ પડે. પ્રથમના ભાગમાં બે ઉપનિષદો આપ્યાં છે તથા બીજા પરિચ્છેદમાં ૯ મુખ્ય ઉપનિષદો, કે જેના-પર શ્રી શંકરભગવાનની ટીકા આપી છે તે તેમજ બાકીના પ્રકીર્ણ ૯૭ ઉપનિષદોમાં વજ્રસૂચિકા સૂધીનાં ૨૫ ઉપનિષદોનું શબ્દશઃ વિવેચન આપ્યું છે તથા બાકીના ૭૨ ઉપનિષદોનો સાર આપ્યો છે. આ સર્વ બાબત નીચેના સામાન્ય વિષયોની અનુક્રમણિકા જોવાથી માલમ પડશે.

૩૦ સુબાલોપનિષદ.
૩૧ ક્ષુરિકા ઉપનિષદ.
૩૨ મંત્રિકોપનિષદ.
૩૩ સર્વસારોપનિષદ.
૩૪ નિરાલંબ ઉપનિષદ.
૩૫ શુકરહસ્ય ઉપનિષદ.
૩૬ વજ્રસુચિકા ઉપનિષદ.
૩૭ તેજોબિંદુ ઉપનિષદ.
૩૮ નાદ બિંદુ ઉપનિષદ.
૩૯ ધ્યાન બિંદુ ઉપનિષદ.
૪૦ બ્રહ્મવિદ્યાઉપનિષદ.
૪૧ યોગતત્વ ઉપનિષદ.
૪૨ આત્મપ્રબોધ ઉપનિષદ.
૪૩ નારદ પરિવ્રાજક ઉપનિષદ.
૪૪ ત્રિશિખા બ્રાહ્મણ ઉપનિષદ.
૪૫ સીતા ઉપનિષદ.
૪૬ યોગચૂડામણિ.
૪૭ નિર્વાણ.
૪૮ મંડલ બ્રાહ્મણ.
૪૯ દક્ષિણા મૂર્તિ
૫૦ શરભ ઉપનિષદ.
૫૧ સ્કંદ.
૫૨ ત્રિપાદ્વિભૂતિ.
૫૩ અદ્વયતારક.
૫૪ રામરહસ્ય.
૫૫ રામપૂર્વોત્તર તાપનીય.
૫૬ વાસુદેવ.
૫૭ પુદ્ગલ.
૫૮ શાંડિલ્ય.
૫૯ પૈંગલ.
૬૦ ભિક્ષુક.
૬૧ મહોપનિષદ.
૬૨ શારીરક.
૬૩ યોગ શિખા.
૬૪ તુરીયા.
૬૫ સંન્યાસ.
૬૬ પરમહંસ પરિવ્રાજક.
૬૬ યક્ષમાલીકા
૬૭ અવ્યક્ત.
૬૯ એકાક્ષર
૭૦ અન્નપૂર્ણા.
૭૧ સૂર્ય.
૭૨ અક્ષિ.
૭૩ અધ્યાત્મ.
૭૪ કુંડિકા.
૭૫ સાવિત્રી.
૭૬ આત્મા.
૭૭ પાશુપત.
૭૮ પરબ્રહ્મ.
૭૯ અવધૂત.
૮૦ ત્રિપુરતાપિની.
૮૧ દેવી.
૮૨ ત્રિપુરા.
૮૩ કઠરુદ્ર.
૮૪ ભાવના.
૮૫ રુદ્ર હૃદય.
૮૬ યોગ કુંડલી.
૮૭ ભસ્મજાબાલ.
૮૮ રુદ્રાક્ષજાબાલ.
૮૯ ગણપતિ
૯૦ શ્રી જાબાલ દર્શન.
૯૧ તારસાર.

| | |
|---|---|
| ૯૨ મહાવાક્ય. | ૧૦૧ દત્તાત્રેય. |
| ૯૩ પંચ બ્રહ્મ. | ૧૦૨ ગરુડ. |
| ૯૪ પ્રાણાગ્નિ હોત્ર. | ૧૦૩ કલિ સંતારણ. |
| ૯૫ ગોપાલ પૂર્વોત્તર તાપનીય. | ૧૦૪ જાબાલિ. |
| ૯૬ કૃષ્ણોપનિષદ્. | ૧૦૫ સૌભાગ્ય લક્ષ્મી. |
| ૯૭ યાજ્ઞવલ્કય. | ૧૦૬ સરસ્વતી. |
| ૯૮ વરાહ. | ૧૦૭ બહ્વૃચા. |
| ૯૯ શાટયાયનીય. | ૧૦૮ મુક્તિ ઉપનિષદ્. |
| ૧૦૦ હયગ્રીવ. | |





ॐ

तत्सत् परब्रह्मणे नमः




श्रीगुरुचरणद्वंद्वं नुमो व्यासमुखान् मुनीन् ।
विघ्नहर्तॄन् गणेशादीन् पंडितांश्च विमत्सरान् ॥१॥
नत्वाथ शंकराचार्यमुख्यान्सर्वान्गरीयसः ।
तत्त्वानुसंधानग्रथं वर्णयामि यथामति ॥२॥




ર્થ—શ્રી ગુરૂનાં બે ચરણોને તેમજ શ્રી વ્યાસ ભગવાનથી માંડી વસિષ્ઠ, સનકાદિક સર્વ મુનિઓને તથા વિઘ્નના નાશ કરવાવાળા શ્રી ગણેશથી માંડી શ્રી મહાદેવ, વિષ્ણુ, બ્રહ્મા, સૂર્ય, દેવી ઈત્યાદિ સર્વ દેવોને તેમજ મત્સરાદિ સર્વ દોષથી રહિત પંડિત જનોને હું નમસ્કાર કરૂં છું. ॥૧॥

વળી મહાદેવના અવતારરૂપ શંકરાચાર્યથી લઈ જેટલા તેમના શિષ્ય, પ્રશિષ્ય, જેવા કે શ્રી સુરેશ્વરાચાર્ય, શ્રી પદ્મપાદાચાર્ય, શ્રી તોટકાચાર્ય, શ્રી હસ્તામલકાચાર્ય, શ્રી સર્વજ્ઞ મહામુનિ, શ્રી ચિત્‌સુખાચાર્ય ઈત્યાદિ વૃદ્ધ મહાત્માઓને નમસ્કાર કરી, હું આ પ્રાકૃત તત્વાનુસંધાન નામના ગ્રંથનું યથામતિ વર્ણન કરૂં છું. ॥૨॥

# મહાદેવ તથા સરસ્વતીએ કરેલું મંગળાચરણ.

**ब्रह्माहं यत्प्रसादेन मयि विश्वं प्रकल्पितम् ।**
**श्री सरस्वत्यं [illegible]ख्यं प्रणौमि जगतां गुरुम् ॥१॥**

અર્થ—જે ગુરુના પ્રસાદવડે, હું બ્રહ્મરૂપે છું તથા આ સર્વ વિશ્વ મારામાં કલ્પિત છે, એવા શ્રીમત્ સ્વયંપ્રકાશ સરસ્વતી નામના મારા ગુરુ તેમજ અધિકારીજન સર્વ જગત્‌ના ગુરુને હું નમસ્કાર કરૂં છું. ॥૧॥

ટીકા:—બ્રહ્માહમ્, આ વચનમાં રહેલ બ્રહ્મ શબ્દવડે માયાથી રહિત અખંડ ચૈતન્યનું ગ્રહણ કરવું, તથા અહં શબ્દવડે સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ, આ ત્રણ શરીરથી રહિત પ્રત્યક્ ચૈતન્યનું ગ્રહણ કરવું. બીજું બ્રહ્મ તથા અહમ્ આ બે પદનું સમાન અધિકરણ છે. તેથી તે પદનો અર્થ અભેદ સ્થળ વિષે થાય છે. માટે બ્રહ્માહમ્ આ વચનવડે ગ્રંથકારે તત્ત્વમસિ, અહં બ્રહ્માસ્મિ ઈત્યાદિ મહાવાક્યના અર્થરૂપ બ્રહ્મ તથા આત્માનો અભેદ, એમ તત્વાનુસંધાન પ્રકરણનું સૂચન કર્યું. બ્રહ્માત્માના અભેદજ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ-દ્વારા પરમાનંદની પ્રાપ્તિ, એ આ ગ્રંથનું પ્રયોજન સૂચન કર્યું. પરમાનંદની પ્રાપ્તિની ઈચ્છાવાળા વિવેકાદિ સાધન ચતુષ્ટય સંપન્ન પુરુષને આ ગ્રંથના અધિકારીરૂપે સૂચન કર્યા. વળી વિષય તથા ગ્રંથાદિકનો પરસ્પર પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવાદિક સંબંધ પણ સૂચન કર્યો. આ સંબંધ નીચે પ્રમાણે છે:—બ્રહ્માત્મના એકત્વરૂપ વિષયનો તથા ગ્રંથનો પરસ્પર પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવ સંબંધ છે. તેમાં વેદાંત ગ્રંથ પ્રતિપાદકરૂપે છે; તથા કહેવામાં આવેલો વિષય પ્રતિપાદ્ય-રૂપે છે. જે પ્રતિપાદન કરવાવાળો હોય, તે પ્રતિપાદક કહેવાય છે; તથા જે પ્રતિપાદન કરવાને યોગ્ય હોય, તે પ્રતિપાદ્ય કહેવાય છે. ફળનો તથા અધિકારીનો પરસ્પર

સંબંધ પ્રાપ્ય પ્રાપકરૂપે છે. અજ્ઞાનની નિવૃત્તિવડે લક્ષિત પરમાનંદની પ્રાપ્તિરૂપ ફળ પ્રાપ્ય છે; તથા ઉક્ત અધિકારી પ્રાપકરૂપે છે. જે વસ્તુ પ્રાપ્ત થવા યોગ્ય હોય, તે વસ્તુ પ્રાપ્ય કહેવાય છે તથા જે પુરુષને તે વસ્તુ પ્રાપ્ત થાય છે, તે પુરુષ પ્રાપકરૂપે છે. અધિકારીનો તથા વિચારનો પરસ્પર કર્તૃ કર્તવ્યભાવ સંબંધ છે. અધિકારી કર્તારૂપે છે તથા વિચાર કર્તવ્યરૂપે છે. કરવાવાળાને કર્તા કહે છે; તથા કરવા-યોગ્ય વિષયને કર્તવ્ય કહે છે. જ્ઞાનનો તથા ગ્રંથનો પરસ્પર જન્ય, જનકભાવ સંબંધ છે. વિચારદ્વારા ગ્રંથ જનકરૂપે છે, તથા તેમાં રહેલું જ્ઞાન જન્યરૂપે છે. જે ઉત્પત્તિ કરે, તે જનક કહેવાય છે, તથા ઉત્પન્ન થવા યોગ્ય કાર્યને જન્ય કહે છે. આ રીતે બીજા સંબંધ પણ જાણી લેવા. વિષય, પ્રયોજન, અધિકારી, તથા સંબંધ આ ચાર અનુબંધ વિવેકી પુરુષને ગ્રંથમાં પ્રવૃત્તિના હેતુરૂપે છે. ચારે અનુબંધવાળો પુરુષ ગ્રંથમાં પ્રવૃત્ત થાય છે; માટે ગ્રંથકારે બ્રહ્માહમ્ આ વચન-વડે સૂચન કરેલ આ અનુબંધોને સ્પષ્ટરૂપે નિરૂપણ કર્યા છે. ગ્રંથકારે બ્રહ્માહમ્ આ વચનવડે સાક્ષાત્ ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ માટે તત્વાનુસંધાનરૂપ મંગળ કહ્યું છે. અહીં બ્રહ્મ તથા આત્માનું જે એકત્વ, તે જ તત્વ છે તથા આ તત્વનું જે સ્મરણ, તે તત્વાનુસંધાન.

શિષ્ય–તત્વાનુસંધાનની મંગળ રૂપતામાં પ્રમાણ શું છે?

ગુરુ–વ્યાસાદિ મુનિઓએ, સ્મૃતિ વચનમાં પરમાત્માના સ્મરણને મંગળરૂપતા કહી છે. જેમકે સ્મૃતિમાં કહ્યું છે કે.

**स्मृते सकलकल्याणभाजनं यत्र जायते ।**
**पुरुषस्तमजं नित्यं व्रजामि शरणं हरिम् ॥१॥**

પુરુષ જે હરિનું સ્મરણ કરવાવડે સર્વ કલ્યાણના પાત્રરૂપે થાય છે, તે જન્મથી રહિત એવા નિત્ય હરિના

શરણને હું અધિકારીજન પામુંછું. વળી બીજી સ્મૃતિમાં કહ્યું છે કે,

**सर्वदा सर्वकार्येषु नास्ति तेषाममंगलः ।**
**येषां हृदिस्थो भगवान् मंगलायतनोहि हरिः ॥**

જે પુરુષના હૃદયમાં સર્વ મંગળના આશ્રયરૂપ ભગવાન્ હરિ રહેલા છે, તે પુરુષને સર્વ કાળે સર્વ કાર્યમાં મંગળ જ છે. તેમજ બીજી સ્મૃતિમાં કહ્યું છે કે;

**अशुभानि निराचष्टे तनोति शुभसंततिम् ।**
**स्मृतिमात्रेण यत्पुंसां ब्रह्म तन्मंगलं विदुः ॥**

અર્થ–જે બ્રહ્મનું સ્મરણ કરવા થકી અધિકારી પુરુષનાં સર્વ અશુભ નિવૃત્ત થાય છે, તથા સર્વ શુભનો વિસ્તાર થાય છે, તે બ્રહ્મને વેદવેત્તા પુરુષ મંગળરૂપે જાણે છે. વળી સ્મૃતિમાં કહ્યું છે કે;

**हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः ।**
**अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः ॥**

અર્થ–જેમ ઇચ્છા વિના સ્પર્શ કરવા છતાં અગ્નિ દહન જ કરે છે, તેમ દુષ્ટ ચિત્તવાળા પુરુષો કેવળ સ્મરણ કરે છે, તેથી હરિ તેઓના પાપનો નાશ કરે છે. ઇત્યાદિ સ્મૃતિનાં વચનોવડે, પરમાત્માના સ્મરણરૂપ તત્વાનુસંધાન મંગળરૂપે કહ્યું છે, માટે બ્રહ્માહમ્ એ તત્વાનુસંધાનમાં મંગળરૂપે સંભવે છે.

શિષ્ય–બ્રહ્માહમ્ આ વચનવડે કહેલ બ્રહ્મ તથા આત્માનું એકત્વ સંભવે નહિ. કારણકે બ્રહ્મ તથા જીવાત્મા એ પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા છે. વળી જે પદાર્થ પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા હોય, તે પદાર્થની એકતા કદી હોતી નથી. જેમ ઉષ્ણ સ્પર્શવાળા અગ્નિનું તથા શીતળ સ્પર્શવાળા બરફનું એકત્વ હોતું નથી. તેમ જીવ તથા બ્રહ્મનું એકત્વ સંભવતું નથી. કારણ કે यः सर्वज्ञः सर्ववित् ઇત્યાદિ શ્રુતિ-

સ્મૃતિનાં વચનોવડે બ્રહ્મ જગતના અધિષ્ઠાનરૂપે તથા સર્વજ્ઞરૂપે જાણવામાં આવે છે તથા જીવાત્મા अनीशया शोचति मुह्यमानः ઇત્યાદિ શ્રુતિસ્મૃતિનાં વચનોવડે બ્રહ્મથી વિપરીત અલ્પજ્ઞત્વાદિ ધર્મવાળો કહેવાય છે. હું બ્રહ્મ નથી, આ રીતનો પ્રત્યક્ષ અનુભવ સર્વ લોકને હોય છે. આ અનુભવ પણ જીવ બ્રહ્મના ભેદને સિદ્ધ કરે છે. માટે બ્રહ્માહમ્ આ વચનવડે કહેલ જીવબ્રહ્મની એકતા સંભવતી નથી.

ગુરૂ—मयि विश्वं प्रकल्पितं ॥ અર્થાત્ હું અંતઃકરણ ઉપલક્ષિત સાક્ષી આત્મામાં, ગિરિ નદી આદિ ભેદવડે બ્રહ્માંડ સૂધી સર્વ વિશ્વ, કલ્પિત કહેતાં અધ્યસ્ત છે. તાત્પર્ય એ કે, અહં શબ્દનો વાચ્ય અર્થ જે જીવ, તેની બ્રહ્મ શબ્દના વાચ્ય અર્થ સાથે વિલક્ષણતા છતાં, અહં શબ્દનો લક્ષ્ય અર્થ અંતઃકરણાદિનો સાક્ષી પ્રત્યક્ આત્મા માયા ઉપલક્ષિત બ્રહ્મની સાથે નામ માત્રથી ભેદરૂપે છે. વાસ્તવિક રીતે બેઉ લક્ષ્ય અર્થનો અભેદ છે. માટે જેમ બ્રહ્મમાં જગતની કલ્પનાનું અધિષ્ઠાનપણું છે, તેમ પ્રત્યક્ આત્મામાં પણ જગતની કલ્પનાનું અધિષ્ઠાનપણું સંભવે છે. માટે બેઉ વિરૂદ્ધના અભાવથી બેઉ લક્ષ્ય અર્થની એકતા સંભવે છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે;

**"मय्येव सकलं जातं मयि सर्वं प्रतिष्ठितम् ।**
**मयि सर्वं लयं याति तब्द्रह्माद्वयमस्म्यहम् ॥**

અર્થ—આ સર્વ જગત્ હું પ્રત્યક્ આત્મામાં ઉત્પન્ન થાય છે, મારામાંજ રહેલું છે, તેમજ મારામાં લયભાવને પામે છે. માટે બ્રહ્મની માફક સર્વ જગતની કલ્પના અધિષ્ઠાનરૂપે હોવાથી હું પ્રત્યગાત્મા અદ્વિતીય બ્રહ્મરૂપે છું." આ શ્રુતિ અંતઃકરણ લક્ષિત પ્રત્યક્ સાક્ષી આત્મામાં સર્વ જગતની કલ્પના દર્શાવે છે તથા પ્રત્યગાત્માનું બ્રહ્મની સાથે

અભેદવડે બોધન કરે છે. માટે બ્રહ્માહમ્ આ વચનવડે ગ્રંથકારે કહેલો જીવાત્મા તથા બ્રહ્મનો અભેદ સર્વ રીતે અવિરૂદ્ધ છે. વળી मयि विश्वं प्रकल्पितं આ વચનવડે ગ્રંથકારે પ્રપંચમાં મિથ્યાપણું કહ્યું છે. આ પ્રપંચનું મિથ્યાપણું અનેક શ્રુતિઓમાં કહ્યું છે. તેમજ અનુમાન પ્રમાણવડે પણ સિદ્ધ છે. આ અનુમાન નીચે પ્રમાણે છે:—"व्यावहारिकः प्रपंचः मिथ्या दृश्यत्वात् शुक्तिरूप्यवत् અર્થ:—વ્યાવહારિક પ્રપંચ મિથ્યા થવા યોગ્ય છે. કારણ કે તે દૃશ્યરૂપે છે. જે જે પદાર્થ દૃશ્યરૂપે હોય, તે તે પદાર્થ મિથ્યા હોય છે. જેમ શુક્તિમાં પ્રતીત થતું રૂપું દૃશ્યરૂપે હોવાથી મિથ્યા છે". હે શિષ્ય ! ભેદવાદી એવા તેં એમ કહ્યું કે, હું બ્રહ્મરૂપે નથી તો હું તને પૂછું છું કે, આ જીવબ્રહ્મના ભેદનું ગ્રહણ પ્રત્યક્ષ રૂપે શું તેં કહ્યું હતું ? તું પ્રત્યક્ષ અંત:કરણાદિ વિશિષ્ટ આત્મામાં બ્રહ્મના ભેદને ગ્રહણ કરે છે અથવા શુદ્ધ આત્મામાં બ્રહ્મના ભેદને ગ્રહણ કરે છે ? જો તું પ્રથમ પક્ષ અંગીકાર કરશે તો તે મને પણ ઈષ્ટ છે. અર્થાત્ વિશિષ્ટ આત્માનો બ્રહ્મની સાથે અભેદ છે, એમ હું પણ અંગીકાર કરતો નથી. વળી બીજો પક્ષ અંગીકાર કરશે તો તે પણ સંભવશે નહિ. કારણ કે શુદ્ધ આત્મા અતિઇંદ્રિય છે અર્થાત્ ઇંદ્રિયજન્ય જ્ઞાનનો વિષય નથી. આવા શુદ્ધ આત્માના ગ્રહણ કરવા ચક્ષુ આદિ ઇંદ્રિયોની પ્રવૃત્તિ કદી પણ હોઈ શકે નહિ. જ્યારે ભેદના ધર્મવાળો શુદ્ધ આત્મા ઈંદ્રિયવડે ગ્રહણ થઈ શકતો નથી, તો પછી શુદ્ધ આત્માને આશ્રિત બ્રહ્મનો ભેદ ઈંદ્રિયવડે કેવી રીતે ગ્રહણ થઈ શકે ? અર્થાત્ ન જ ગ્રહણ થઈ શકે. આજ કારણથી ધર્મીના તથા પ્રતિયોગીના જ્ઞાન વિના ભેદજ્ઞાન થતું નથી. પણ ધર્મી પ્રતિયોગીનું જ્યારે જ્ઞાન થાય છે ત્યારેજ ભેદનું જ્ઞાન થાય છે. જેમ ઘટ પટરૂપે નથી, આ પ્રતીતિથી ઘટમાં પ્રતીત થતા પટના ભેદનો ઘટ ધર્મીરૂપે હોય છે તથા પટ પ્રતિયોગીરૂપે હોય છે. ઘટરૂપ ધર્મીના તેમજ

પટરૂપ પ્રતિયોગીના જ્ઞાન થવાથીજ ઘટમાં પટના ભેદનું જ્ઞાન થાય છે. તેજ રીતે તમે શુદ્ધ આત્મામાં બ્રહ્મનો અંગીકાર કરેલો જે ભેદ છે, તે ભેદનો શુદ્ધ આત્મા ધર્મી થશે તથા બ્રહ્મ પ્રતિયોગીરૂપે થશે. ધર્મી પ્રતિયોગીના જ્ઞાન વિના ભેદનું જ્ઞાન થતું નથી. વળી ભેદવાળા શુદ્ધ આત્મા રૂપ ધર્મી તથા બ્રહ્મરૂપ પ્રતિયોગી બેઉ અતિ ઇંદ્રિયરૂપે છે. માટે ધર્મી પ્રતિયોગીના પ્રત્યક્ષ વિના ભેદની પ્રત્યક્ષતા કેવી રીતે થશે ? અર્થાત્ નહિ જ થશે. માટે જીવ બ્રહ્મના ભેદનું ગ્રહણ પ્રત્યક્ષ પ્રમાણરૂપે છે, એમ તમારૂં જે કહેવું, તે કેવળ મનોરથ માત્ર છે.

વિચાર કરી જોતાં તો કોઈ પણ ભેદની કોઈ પણ સ્થિતિ સંભવતી નથી. કારણકે હે શિષ્ય ! જો તું ભેદને અંગીકાર કરતો હોય તો હું તને પૂછું છું કે, આ ભેદ અભિન્ન ધર્મીમાં રહે છે અથવા ભિન્ન ધર્મીમાં રહે છે ? અહિં ભેદથી રહિતનું નામ અભિન્ન છે તથા ભેદવાળાનું નામ ભિન્ન છે. જો તું પ્રથમ પક્ષ અંગીકાર કરશે તો વદતોવ્યાઘાત દોષની પ્રાપ્તિ થશે. અહિં પરસ્પર વિરૂદ્ધ ધર્મનો એકજ વસ્તુમાં જે આશ્રય, તેનું નામ વ્યાઘાત છે. જેમકે એક પ્રસંગે ભેદથી રહિતપણું તેમજ બીજે પ્રસંગે ભેદપણું, આ બેઉ પરસ્પર વિરૂદ્ધ છે. અર્થાત્ જ્યાં ભેદ હોય છે, ત્યાં ભેદરહિતપણું સંભવતું નથી. તેમજ જ્યાં ભેદરહિતપણું હોય ત્યાં ભેદ નથી રહેતો. આ રીતે વિરૂદ્ધ ધર્મનો એકજ વસ્તુમાં આશ્રય કરવો, તેનું નામ વ્યાઘાત દોષ કહેવાય છે. વળી બીજા ભેદ રહિત ધર્મીમાં ભેદને કરવાવાળા પ્રત્યક્ષ જ્ઞાનમાં બ્રહ્મરૂપતાની પ્રાપ્તિ થશે. માટે અભિન્ન ધર્મીમાં ભેદનું રહેવું સંભવતું નથી. વળી આ બેઉ દોષની નિવૃત્તિ કરવા માટે ભેદ તો ભિન્ન ધર્મીમાં રહે છે, એમ જો તું બીજો પક્ષ માનશે તો હું તને પૂછું

છું કે, આ ભેદ પોતાવડે ભિન્ન થયેલા ધર્મીમાં પોતાની મેળે રહે છે, અથવા કોઈ બીજા ભેદવડે ભિન્ન કરેલા ધર્મીમાં તે ભેદ રહે છે? હવે જો તું પ્રથમ પક્ષ માનશે તો આત્માશ્રય દોષની પ્રાપ્તિ થશે. અહિં પોતાની ઉત્પત્તિમાં પોતાની અપેક્ષા, પોતાની સ્થિતિમાં પોતાની અપેક્ષા તેમજ પોતાના જ્ઞાનમાં પોતાની અપેક્ષા, આનું નામ આત્માશ્રય કહેવાય છે. જેમકે આ સ્થળે ભેદવિશિષ્ટ ધર્મીમાં ભેદની સ્થિતિ માનવાથી પોતાની સ્થિતિમાં પોતાનીજ અપેક્ષારૂપ આત્માશ્રય દોષ સ્પષ્ટ પ્રતીત થાય છે. માટે ભેદવિશિષ્ટ ધર્મીમાં ભેદ સંભવતો નથી. વળી આત્માશ્રય દોષની નિવૃત્તિ માટે કોઈ બીજા ભેદવડે ભિન્ન કરેલા ધર્મીમાં ભેદ રહે છે, એમ બીજો પક્ષ તું માનશે તો હું તને પૂછું છું કે, આ બીજો ભેદ અભિન્ન ધર્મીમાં રહે છે, કે ભિન્ન ધર્મીમાં રહે છે? જો તું પ્રથમ પક્ષ માનશે તો પ્રથમની માફક અહિં પણ વ્યાઘાત દોષની પ્રાપ્તિ થશે. આ વ્યાઘાત દોષની નિવૃત્તિ કરવા માટે જો તું બીજો પક્ષ અંગીકાર કરશે તો હું તને પૂછું છું કે, આ બીજો ભેદ પોતાવડે ભિન્ન કરેલા ધર્મીમાં પોતે જ રહે છે, પ્રથમ ભેદવડે ભિન્ન કરેલા ધર્મીમાં આ બીજો ભેદ રહે છે, અથવા તો કોઇ ત્રીજા ભેદવડે ભિન્ન કરેલા ધર્મીમાં આ બીજો ભેદ રહે છે? અહિં પ્રથમ પક્ષ સ્વીકારવાથી પૂર્વના દોષની માફક આત્માશ્રય દોષની પ્રાપ્તિ થશે. બીજો પક્ષ માનવાથી અન્યોન્યાશ્રય દોષની પ્રાપ્તિ થશે. અન્યોન્યાશ્રય દોષ નીચે પ્રમાણે:—બે પદાર્થને પોતાની ઉત્પત્તિમાં, પોતાની સ્થિતિમાં અથવા પોતાના જ્ઞાનમાં જે પરસ્પર અપેક્ષા, તેનું નામ અન્યોન્યાશ્રય છે. જેમ આ સ્થળે પ્રથમ ભેદને પોતાની સ્થિતિ માટે બીજા ભેદની અપેક્ષા હોય છે; તથા બીજા ભેદને પોતાની સ્થિતિ માટે પ્રથમ ભેદની અપેક્ષા હોય છે. માટે પ્રથમ ભેદવિશિષ્ટ ધર્મીમાં બીજા ભેદની સ્થિતિ માનવાથી, અન્યોન્યાશ્રયદોષ

સ્પષ્ટ પ્રતીત થાય છે. આ દોષની નિવૃત્તિ કરવા માટે જો તું ત્રીજો પક્ષ અંગીકાર કરશે અર્થાત્ ત્રીજા ભેદવડે ભિન્ન કરેલા ધર્મીમાં બીજો ભેદ રહે છે, એમ જો તું ત્રીજો પક્ષ અંગીકાર કરશે તો હું તને પૂછું છું કે, આ ત્રીજો ભેદ અભિન્ન ધર્મીમાં રહે છે, કે ભિન્ન ધર્મીમાં રહે છે? તેમાં પ્રથમ પક્ષમાં પૂર્વની માફક વ્યાઘાત દોષની પ્રાપ્તિ થશે. એ દોષની નિવૃત્તિ કરવા માટે જો તું બીજો ભિન્ન પક્ષ અંગીકાર કરશે તો હું તને પૂછું છું કે, આ ત્રીજો ભેદ પોતાવડે ભિન્ન કરેલા ધર્મીમાં પોતે રહે છે અથવા શું ત્રીજા ભેદવડે કરી ભિન્ન કરેલા ધર્મીમાં આ ત્રીજો ભેદ રહે છે, પ્રથમ ભેદવડે ભિન્ન કરેલા ધર્મીમાં આ ત્રીજો ભેદ રહે છે, અથવા તો કોઇ ચોથા ભેદવડે ભિન્ન કરેલા ધર્મીમાં આ ત્રીજો ભેદ રહે છે? તેમાં પ્રથમ પક્ષમાં પૂર્વની માફક ફરી આત્માશ્રય દોષની પ્રાપ્તિ થશે. બીજા પક્ષમાં પણ પૂર્વની માફક ફરી અન્યોન્યાશ્રયદોષની પ્રાપ્તિ થશે, તથા ત્રીજા પક્ષમાં ચક્રિકા દોષની પ્રાપ્તિ થશે. અહિં પ્રથમને માટે દ્વિતીય, દ્વિતીયને માટે તૃતીય, તૃતીયને માટે પાછી પ્રથમની અપેક્ષા, આનું નામ ચક્રિકા. જેમ આ સ્થળે પ્રથમ ભેદને માટે પોતાની સ્થિતિમાં બીજા ભેદની અપેક્ષા છે, બીજા ભેદને પોતાની સ્થિતિમાં ત્રીજા ભેદની અપેક્ષા છે, તથા ત્રીજા ભેદને પોતાની સ્થિતિમાં પ્રથમ ભેદની અપેક્ષા છે. આ રીતે ચોથા, પાંચમા આદિમાં ફરી પ્રથમની અપેક્ષાથી ચક્રિકા દોષની પ્રાપ્તિ જાણી લેવી. આ ચક્રિકા દોષની નિવૃત્તિ માટે જો તું ચોથો પક્ષ અંગીકાર કરે અર્થાત્ ત્રીજો ભેદ કોઈ ચોથા ભેદવડે ભિન્ન કરેલા ધર્મીમાં રહે છે. એમ ચોથો પક્ષ અંગીકાર કરે તો અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. કારણકે ચતુર્થ ભેદ પણ પૂર્વોક્ત વ્યાઘાત, આત્માશ્રય, અન્યોન્યાશ્રય, તથા ચક્રિકા આદિ દોષની પ્રાપ્તિના ભયથી અભિન્ન ધર્મીમાં અથવા તો સ્વવિશિષ્ટ ધર્મીમાં અથવા તો તૃતીય ભેદ વિશિષ્ટ ધર્મીમાં

અથવા પ્રથમ ભેદ વિશિષ્ટ ધર્મીમાં રહેશે નહિ. પણ કોઈ પંચમ ભેદ વિશિષ્ટમાં રહેશે. તે પંચમ ભેદ પણ કોઈ ષષ્ઠ ભેદ વિશિષ્ટ ધર્મીમાં રહેશે. આ રીતે આગળ ને આગળ ભેદની ધારા માનવામાં અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. તેમાં છેવટથી રહિત જે પૂર્વ પૂર્વને ઉત્તરોત્તરની અપેક્ષા, તેનું નામ અનવસ્થા. તેમાં વ્યાઘાત, આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા, અનવસ્થા આ દોષોનું તર્કશાસ્ત્રમાં સારી રીતે વિવેચન કરવામાં આવ્યું છે. આ રીતે જીવ બ્રહ્મના અભેદનો અસંભવ થવાથી બ્રહ્માહમ્ આ વચનવડે તત્વાનુસંધાનરૂપ મંગળ સંભવે છે.

શિષ્યઃ—બ્રહ્માહમ્ આ તત્વાનુસંધાનરૂપ મંગળવડે ગ્રંથની નિર્વિઘ્ન રીતે સમાપ્તિનો સંભવ હોઈ શકે છે; તો પછી ગ્રંથકારે गुरुं प्रणौमि આ વચનવડે ફરીને નમસ્કાર ગુરૂને શા માટે કર્યા?

ગુરુઃ—પુરુષને તત્વાનુસંધાન બ્રહ્મવેત્તા ગુરુની ભક્તિ વિના પ્રાપ્ત થતું નથી. વળી ગુરુની ભક્તિવડે તત્વાનુસંધાન પ્રાપ્ત થાય છે. આ વાત શ્રુતિમાં પણ કહેલી છે.

શ્રુતિમાં કહ્યું છે કે "यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ। तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥

અર્થ—જે અધિકારી પુરુષને પરમાત્મામાં પરમભક્તિ થાય છે, વળી પરમાત્મામાં જેવી પરમભક્તિ હોય છે, તેવી જ બ્રહ્મવેત્તા ગુરુમાં જ્યારે પરમભક્તિ થાય છે, ત્યારેજ તે મહાત્મા અધિકારી પુરુષને વેદાંત પ્રતિપાદિત જીવ બ્રહ્મનો એકત્વાદિરૂપ અર્થ બુદ્ધિમાં પ્રકાશે છે". ગુરુ ભક્તિથી રહિત પુરુષને વેદાંત પ્રતિપાદિત અર્થ કદી પણ પ્રકાશ પામતો નથી. શ્રુતિએ આ રીતે ગુરુની ભક્તિને તત્વાનુસંધાનપ્રતિ અંતરંગ સાધનતા કહી છે. માટે ગ્રંથકારે ગુરુને નમસ્કારરૂપ ભક્તિ અહિં કરી છે. (૧)

૭૨૨૮



**देहो नाहं श्रोत्रवागादिकानि नाहं बुद्धिर्नाहमध्यासमूलम्।**
**नाहं सत्यानंदरूपश्चिदात्मा माया साक्षी कृष्ण एवाहमस्मि ॥२॥**

અર્થઃ—હું દેહરૂપે નથી, શ્રોત્ર તથા વાક્ આદિરૂપે હું નથી, હું બુદ્ધિરૂપે નથી, હું અધ્યાસના કારણરૂપ નથી, પણ હું સત્યાનંદરૂપે, ચિદાત્મારૂપે, મનુષ્યોના સાક્ષીરૂપે તથા કૃષ્ણરૂપે છું. (૨)

ટીકાઃ—પ્રથમ શ્લોકમાં બ્રહ્માહમ્ આ વચનવડે અનુસંધાન કરેલ બ્રહ્માત્મ તત્વનેજ આ બીજા શ્લોકમાં અહં શબ્દાર્થના વિવેચનપૂર્વક ઇષ્ટદેવતા વાચક કૃષ્ણ શબ્દથી કહી ફરી અનુસંધાન કરવામાં આવે છે. જેમકે ॥ देहोनाहमिति ॥ સ્વપ્નમાં આ સ્થૂલ દેહ પ્રતીત થતો નથી. વળી હું તો સ્વપ્નમાં પણ સાક્ષીરૂપે કરી પ્રકાશું છું. માટે હું સ્થૂલ દેહ નથી.

શિષ્યઃ—સ્થૂલોહમ્, કૃષોહમ્, મનુષ્યોહમ્, આ રીતનો અનુભવ સર્વ પ્રાણીને થાય છે. આ અનુભવથી સ્થૂલ દેહજ આત્મારૂપે સિદ્ધ થાય છે. કારણ કે સર્વ શાસ્ત્રના મત પ્રમાણે અહં શબ્દનો અર્થ તથા અહં પ્રતીતિનો વિષય આત્મા છે. માટે અહં પ્રતીતિની વિષયતા સ્થૂલત્વ, કૃષત્વ, મનુષ્યત્વ આદિ ધર્મવિશિષ્ટ સ્થૂલ દેહમાં જ પ્રતીત થાય છે. સ્થૂલ દેહથી ભિન્ન કોઈ આત્મા પ્રતીત થતો નથી. સ્વપ્નમાં પણ સ્થૂલોહમ્ આ રીતનો અનુભવ સર્વ લોકને થાય છે. માટે સ્થૂલ દેહ જ આત્મા છે.

ગુરુઃ—આ સ્થૂલ શરીરની ઉત્પત્તિ તથા વિનાશ સર્વ લોકને પ્રતીત થાય છે. વળી જે વસ્તુ ઉત્પત્તિ વિનાશવાળી હોય છે, તે વસ્તુ અનાત્મ હોય છે. જેમ ઘટાદિ વસ્તુ ઉત્પત્તિ તથા વિનાશવાળા હોવાથી અનાત્મરૂપે છે, તેજ પ્રમાણે આ સ્થૂલ શરીર પણ ઉત્પત્તિ વિનાશવાળું હોવાથી અનાત્મ-

રૂપે થશે. વળી સ્થૂલ શરીરનેજ જો આત્મારૂપે માનીએ તો કૃતનાશ તથા અકૃતાભ્યાગમ આ બેઉ દોષની પ્રાપ્તિ થશે. અહિં કીધેલા પુણ્ય પાપરૂપ કર્મનો સુખ દુઃખરૂપ ભોગના ફળ વિના જે નાશ, તેનું નામ કૃતનાશ છે. નહિ કરેલા પુણ્ય પાપકર્મના સુખ દુઃખરૂપ ફળની જે પ્રાપ્તિ, તેનું નામ અકૃતાભ્યાગમ છે. તેમાં આ સ્થૂલ દેહને જો આત્મા માનીએ તો આ દેહરૂપ આત્માનો નાશ થવાથી દેહથી ભિન્ન ભોક્તારૂપ આત્માના અભાવથી દેહકૃત પુણ્ય પાપકર્મના ફળનો ભોગ વિના નાશ થશે. વળી નવીન ઉત્પન્ન થયેલ દેહરૂપ આત્માએ કાંઈપણ પુણ્ય પાપ કર્યું નથી. વળી તેને પણ જન્મકાળથી લઈ સુખ દુઃખરૂપ ફળની પ્રાપ્તિ તો થાય છેજ. ફળની પ્રાપ્તિ પુણ્ય પાપકર્મ વિના માનવી પડશે. કરેલા કર્મનો ફળના ભોગ વિના નાશ માનવો તથા કરેલ કર્મના ફળની પ્રાપ્તિ માનવી, એ સર્વ શાસ્ત્રથી વિરૂદ્ધ છે. જો કે પ્રાયશ્ચિત્તાદિવડે તથા તત્વજ્ઞાનવડે પુણ્ય પાપકર્મનો ફળના ભોગ વિનાજ નાશ શાસ્ત્રમાં કહ્યો છે. છતાં શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્તાદિ ઉપાય વિના ફળ ભોગ વિના જે કર્મનો નાશ, તેનું નામ કૃતનાશ છે. માટે આ સ્થૂલ દેહ આત્મા નથી. વળી દેહાત્મ વાદીએ સ્થૂલ દેહને આત્મામાં સ્થૂલોહં, કૃષોહં ઈત્યાદિ જે પ્રત્યક્ષ અનુભવ કહ્યો, તે અનુભવ રક્ત સ્ફટિકના અનુભવની માફક ભ્રમરૂપ છે અર્થાત્ જેમ લોહિત સ્ફટિક, આ અનુભવ લોહિતપણાથી રહિત શુકલ સ્ફટિકમાં રક્તપણાનો વિષય કરવારૂપ ભ્રમ છે, તેમ આ અનુભવ પણ સ્થૂલ કૃષાદિભાવથી રહિત આત્મામાં સ્થૂલ કૃષાદિભાવનો વિષય કરવારૂપ ભ્રમજ છે. માટે આ અનુભવ સ્થૂલ દેહને આત્મારૂપે સિદ્ધ કરી શકતો નથી. માટે યથાર્થ અનુભવજ અર્થના સાધકરૂપે હોય છે. વળી દેહાત્મવાદીએ એમ કહ્યું કે, સ્થૂલ દેહથી ભિન્ન કોઈ આત્મા પ્રતીત થતો નથી, આ તેનું કહેવું ખોટું છે. કારણ કે મારો

દેહ રોગી છે, મારો દેહ નીરોગી છે, આ રીતનો અનુભવ સર્વ લોકને થાય છે. આ અનુભવથી દેહનો દ્રષ્ટા સાક્ષી આત્મા દેહથી ભિન્ન સિદ્ધ થાય છે. વળી શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણુ, યુક્તિ તથા વિદ્વાન્ પુરુષોનો અનુભવ, આ સર્વ પ્રમાણવડે પણ સ્થૂલ દેહથી ભિન્ન આત્મા સિદ્ધ થાય છે. આવા અનેક પરિમાણથી સિદ્ધ કરેલ આત્માનો નિષેધ સંભવતો નથી. વળી દેહાત્મ વાદીએ સ્વપ્નમાં સ્થૂલોહં આ અનુભવથી સ્થૂલ દેહની જે સિદ્ધિ કરી, તે પણ ખોટી છે. કારણ કે સ્થૂલોહં એમ જે સ્વપ્નમાં અનુભવ થાય છે, તે અનુભવ જાગ્રત અવસ્થાના સ્થૂલોહં આ રીતના અનુભવજન્ય સંસ્કારવડે ઉત્પન્ન થયેલ હોય છે. માટે સ્વપ્નનો અનુભવ જાગ્રતના સ્થૂલ દેહનો વિષય કરતો નથી. પણ તે અનુભવ સ્વપ્નના વાસનામય શરીરનોજ વિષય કરે છે. જો સ્વપ્નનો અનુભવ જાગ્રતના સ્થૂલ દેહનો વિષય કરતો હોય તો કાશીમાં રહેલો પુરુષ સ્વપ્નમાં, રામે બંધાવેલ સેતુમાં રામચંદ્રજીનો અનુભવ કરતો છતાં જ્યારે જાગે ત્યારે પણ તે પુરુષ સેતુબંધ રામેશ્વર આગળ જ સ્થિત કરતો હોવો જોઇએ. પણ કાશીમાં સ્થિતિ કરતો હોવો જોઇએ નહિ. પણ તેમ જોવામાં આવતું નથી. માટે સ્વપ્નમાં સ્થૂલ શરીરનો અભાવ છે. વળી આત્માને સ્વપ્નમાં સ્વપ્ન પદાર્થના દ્રષ્ટા સાક્ષીરૂપે અનુભવ થાય છે. માટે હું સ્થૂલ દેહ નથી, એ રીતનો અર્થ સંભવે છે.

શિષ્યઃ–પૂર્વ કહેલા દોષને લીધે સ્થૂલ દેહ જો કે આત્મારૂપે ન હોય, પણ ચક્ષુ આદિ ઇંદ્રિયો આત્મારૂપે છે. કારણ કે કાણોહં, મૂકોહં, આ રીતનો અનુભવ લોકમાં જોવામાં આવે છે; તથા આ અનુભવને લીધે કાણત્વ, મૂકત્વ આદિ ધર્મવિશિષ્ટ ચક્ષુ આદિ ઇંદ્રિયોમાં આત્મરૂપતા સિદ્ધ થાય છે. વળી વેદમાં પણ પ્રાણનો

તથા ઈંદ્રિયનો પોતપોતાની શ્રેષ્ઠતામાં પરસ્પર સંવાદ કહેલો છે. આ સંવાદ ચેતનનો જ થઇ શકે. પણ જડ પદાર્થનો નહિ. વળી ચેતન આત્મારૂપે છે, માટે પ્રમાણ તથા સંવાદરૂપ શ્રુતિથી ચક્ષુ આદિ ઇંદ્રિયોજ આત્મારૂપે સિદ્ધ થાય છે, માટે ઇંદ્રિયો જ આત્મા છે.

ગુરુઃ—જેમ સ્થૂલ દેહ આત્મા નથી, તેમ ચક્ષુ આદિ ઇંદ્રિય પણ આત્મા નથી. કારણ કે ચક્ષુ ઇંદ્રિયવડે હું રૂપને જોઉં છું તથા શ્રોત્ર ઇંદ્રિયવડે હું શબ્દને શ્રવણ કરૂં છું. આ રીતનો અનુભવ સર્વ લોકને થાય છે. આ અનુભવને લીધે ચક્ષુ આદિ ઈંદ્રિયને જોવા આદિ ક્રિયારૂપ સાધનરૂપતા સિદ્ધ થાય છે. વળી જે જે પદાર્થ ક્રિયાના કરણરૂપે હોય છે, તે તે પદાર્થ અનાત્મરૂપે છે. જેમકે છેદનક્રિયામાં કુવાડો કરણરૂપ હોવાથી અનાત્મરૂપે છે, તેમ દર્શનાદિ ક્રિયામાં ચક્ષુ આદિ ઈંદ્રિય કરણરૂપે થવાથી અનાત્મરૂપે થશે. આથી કરી એમ અનુમાન કરવામાં આવ્યું કે, જેમ છેદનાદિક ક્રિયાનો પુરુષ કર્તારૂપ છે, તેમ ઈંદ્રિય આત્મવાદીએ ઈંદ્રિયરૂપ આત્માજ દર્શનાદિક ક્રિયાના કર્તારૂપે માનવો જોઇએ, પણ તે અત્યંત વિરૂદ્ધ છે. કારણ કે જે પદાર્થ જે ક્રિયામાં કરણ હોય છે, તે પદાર્થ તે ક્રિયામાં કર્તારૂપે હોતો નથી. વળી જે પદાર્થ જે ક્રિયામાં કર્તા હોય છે, તે ક્રિયામાં કરણરૂપે થતો નથી. બીજું કરણ તથા કર્તા ભિન્ન ભિન્ન જ હોય છે. જેમકે છેદનરૂપ ક્રિયામાં કરણરૂપ કુહાડાને કર્તાપણું નથી, તેમજ છેદનરૂપ ક્રિયામાં કર્તારૂપ પુરુષને કરણરૂપતા નથી. વળી કુહાડારૂપ કરણ તથા પુરુષરૂપ કર્તા ભિન્ન ભિન્ન છે. વળી ચક્ષુઆદિ ઇંદ્રિયોને દર્શનાદિક ક્રિયામાં કરણરૂપતા પૂર્વોક્ત અનુભવવડે સિદ્ધ છે. માટે એકજ ચક્ષુઆદિ ઇંદ્રિયને એકજ દર્શનાદિરૂપ ક્રિયામાં કરણપણું તથા કર્તાપણું માનવું, તે પ્રત્યક્ષ પ્રમાણથી વિરૂદ્ધ છે, માટે ઇંદ્રિય આત્મા નથી. વળી જે

પુરુષ ઇંદ્રિયને આત્મા માનતો હોય, તેના મત પ્રમાણે એક જ શરીરમાં ચક્ષુશ્રોત્રાદિરૂપ અનેક આત્મા સિદ્ધ થશે. વળી ચક્ષુશ્રોત્રાદિ સર્વ ઇંદ્રિય એકજ પદાર્થને ગ્રહણ કરતી નથી, પણ રૂપ શબ્દાદિ ભિન્ન ભિન્ન અર્થને ગ્રહણ કરે છે, માટે પૂર્વ દિશામાં રહેલ રૂપના દર્શન માટે ચક્ષુઇંદ્રિય આ શરીરને પૂર્વ દિશામાં આકર્ષણ કરશે તથા પશ્ચિમ દિશામાં રહેલ શબ્દના શ્રવણ કરવા માટે શ્રોત્રઇંદ્રિય આ શરીરને પશ્ચિમ દિશામાં આકર્ષણ કરશે. આ રીતે બીજી ત્વક્આદિ ઇંદ્રિય પણ તે તે દક્ષિણાદિ દિશામાં રહેલ સ્પર્શાદિના ગ્રહણ માટે આ શરીરને તે તે દક્ષિણાદિ દિશામાં આકર્ષણ કરશે. માટે જેમ અનેક હાથીવડે ખેંચેલું કેળનું ઝાડ જલદી નાશ પામે છે, તેમ પરસ્પર વિરૂદ્ધ અભિપ્રાયવાળી ચક્ષુઆદિ ઇંદ્રિયો પણ તે તે દિશામાં આકર્ષણ કરશે. આથી આ શરીર નાશને પ્રાપ્ત થશે, માટે ઇંદ્રિય આત્મા નથી. વળી એકજ શરીરમાં જો ઇંદ્રિયરૂપ અનેક આત્મા માનીએ તો હું જે પૂર્વે રૂપને જોતો હતો, તેજ હું હાલ સ્પર્શને ગ્રહણ કરૂં છું. આ રીતના અનુભવને બાધ આવશે. કારણ કે અનુભવ, રૂપના દ્રષ્ટા આત્માની તથા સ્પર્શના કર્તા આત્માની એકતાનો વિષય કરે છે. વળી તારા મત પ્રમાણે ચક્ષુ ઇંદ્રિયરૂપ આત્માની તથા ત્વક્ ઇંદ્રિયરૂપ આત્માની એકતા નથી. માટે તારા મત પ્રમાણે ઉક્ત અનુભવને મિથ્યાત્વરૂપનો બાધ થશે. વળી ઇંદ્રિય આત્મવાદીએ ઇંદ્રિયની ચેતનરૂપતામાં પ્રાણના સંવાદનું જે પ્રમાણ કહ્યું, તે સંવાદ ઇંદ્રિયના અભિમાની દેવતાના વિષયરૂપ છે. પણ ઇંદ્રિયના વિષયરૂપે નથી. માટે સંવાદવડે પણ ઇંદ્રિયની આત્મતા સિદ્ધ થતી નથી. વળી સ્થૂલ દેહની માફક ચક્ષુઆદિ ઇંદ્રિયને પણ ઉત્પત્તિ તથા વિનાશ હોય છે. આવા ઉત્પત્તિ તથા નાશવાળી ઇંદ્રિયને આત્મા માનવાથી પૂર્વોક્ત સ્થૂલદેહની માફક અહીં પણ કૃતનાશ તથા અકૃતાભ્યાગમ આ બેઉ દોષ

પ્રાપ્ત થાય છે. આ કારણથી પણ ઇંદ્રિય આત્મા નથી. વળી હું કાણો છે, મૂગો છું, આ અનુભવ રક્ત સ્ફટિકના અનુભવની માફક ભ્રમરૂપે છે. માટે આ અનુભવથી પણ ઈંદ્રિયની આત્મરૂપતા સિદ્ધ થતી નથી. વળી મારી આંખ મંદ દૃષ્ટિવાળી છે ઇત્યાદિ અનુભવથી ચક્ષુ આદિ ઈંદ્રિયનો આત્મા ચક્ષુ આદિ ઇંદ્રિયથી ભિન્ન પ્રતીત થાય છે. વળી શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ ઈત્યાદિમાં પણ ઇંદ્રિયથી ભિન્ન આત્મા કહેલો છે, માટે ચક્ષુ આદિ ઇંદ્રિય આત્મા નથી.

શિષ્ય:—આ દોષથી ઇંદ્રિયને આત્મરૂપતા ન હોય, પણ પ્રાણ આત્મારૂપે છે. કારણ કે હું ક્ષુધા તથા તરસવાળો છું, આ રીતનો અનુભવ ક્ષુધા તથા તરસવાળા ધર્મવિશિષ્ટ પ્રાણનીજ આત્મરૂપતા સિદ્ધ કરે છે. વળી अन्योन्तरात्मा प्राणमयः આ શ્રુતિ પણ પ્રાણને આત્મા કહે છે. વળી સ્વપ્ન સુષુપ્તિમાં ઈંદ્રિયનો લય થવા છતાં પ્રાણ રહે છે. માટે પ્રાણ આત્મારૂપે છે.

ગુરુ:—વાયુના વિકારરૂપે હોવાથી પ્રાણ પણ બાહ્ય વાયુની માફક આત્મારૂપ નથી. વળી ક્ષુધા તથા તરસવાળો હું છું, આ રીતનો અનુભવ રક્ત સ્ફટિકની માફક ભ્રમરૂપ છે. માટે અનુભવથી પણ પ્રાણની આત્મરૂપતા સિદ્ધ થતી નથી. પ્રાણની આત્મામાં જે શ્રુતિ કહી, તે શ્રુતિનો પ્રાણની આત્માતાના બોધનમાં તાત્પર્ય નથી. પણ મુમુક્ષુ જન પ્રતિ સોપાનના ક્રમવડે શુદ્ધ આત્માના જણાવવામાંજ તાત્પર્ય છે. જો શ્રુતિનું તાત્પર્ય પ્રાણની આત્મતામાં હોય તો अन्योन्तरात्मा मनोमयः આ શ્રુતિ પ્રાણથી પણ અંદર બીજા મનોમયની આત્મરૂપતાને કહેનારી હોવાથી અસંગત થશે. જે રીતે આ શ્રુતિનું તાત્પર્ય શુદ્ધ આત્માના જણાવવામાં છે, તે રીત આત્મપુરાણના દશમા અધ્યાયમાં

મેં વિસ્તારથી નિરૂપણ કરી છે. તે અહિં પણ જાણી લેવી. માટે પ્રાણ પણ આત્મા નથી. આ અભિપ્રાયને મનમાં રાખી ગ્રંથકાર કહે છે કે, 'श्रोत्रवागादिकानि नाहं અર્થઃ—શ્રોત્ર વાગાદિ પણ હું નથી.' અહીં શ્રોત્ર ઇંદ્રિયવડે ચક્ષુ આદિ સર્વ જ્ઞાનેન્દ્રિયને ગ્રહણ કરવી તથા વાગ્ઇંદ્રિયવડે હસ્તપાદાદિ સર્વ કર્મેન્દ્રિયને ગ્રહણ કરવી. અહિં આદિ શબ્દવડે વાક્રૂપ મુખ્ય પ્રાણનું ગ્રહણ કરવું. આથી સિદ્ધ થાય છે કે, હું શ્રોત્રાદિ પાંચ જ્ઞાન ઇંદ્રિયરૂપ પણ નથી, વાગાદિ પાંચ કર્મ ઇંદ્રિયરૂપ પણ નથી. તેમજ પાંચ પ્રાણરૂપ પણ હું નથી. આથી સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થામાં ઇંદ્રિય તથા પ્રાણોનો લય થઈ જાય છે; તથા હું આત્મા સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થામાં પણ દ્રષ્ટા સાક્ષીરૂપે કરી વિદ્યમાન છું. જો કે સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થામાં અન્ય પુરુષોની દૃષ્ટિવડે પ્રાણ પ્રતીત થાય છે, છતાં સુતેલા પુરુષની દૃષ્ટિવડે પ્રાણ પ્રતીત થતો નથી. આથી સ્વપ્ન તથા સુષુપ્તિમાં પ્રાણનો લય કહ્યો છે.

શિષ્યઃ—જો કે ઇંદ્રિય તથા પ્રાણને આત્મરૂપતા ન હોય, છતાં વિજ્ઞાન આત્મારૂપે છે. કારણકે હું કર્તા, હું ભોક્તા, એમ લોકોનો અનુભવ કર્તૃત્વ, ભોક્તૃત્વ, ધર્મવિશિષ્ટ વિજ્ઞાનની આત્મરૂપતાને સિદ્ધ કરે છે. વળી अन्योंतरात्मा ज्ञानमयः આ શ્રુતિ પણ વિજ્ઞાનને આત્મા કહે છે. માટે વિજ્ઞાન જ આત્મા છે. આ રીતની શંકા પ્રાપ્ત થાય છે.

ગુરૂઃ—बुद्धिर्नाहं હું બુદ્ધિરૂપ નથી. અહિં બુદ્ધિ શબ્દવડે અંતઃકરણની વૃત્તિને ગ્રહણ કરવી. આ બુદ્ધિ અંતઃકરણના ઉપલક્ષણરૂપે જાણવી. તેથી એમ સિદ્ધ થાય છે કે, હું અંતઃકરણરૂપે તેમજ અંતઃકરણની વૃત્તિરૂપે નથી. કારણકે શ્રુતિમાં આકાશાદિ ભૂતોના સત્વ અંશથી અંતઃકરણની ઉત્પત્તિ કહેલી છે. માટે ભૂતનો વિકાર થવાથી અંતઃકરણ ઘટાદિની માફક જડ છે. વળી સુષુપ્તિમાં અંતઃકરણનો લય

જોવામાં આવે છે. જે લયવાળું હોય, તે આત્મા હોય નહિ. માટે અંતઃકરણ આત્મા નથી. વળી હું કર્તા, હું ભોક્તા, આ રીતનો અનુભવ રક્ત સ્ફટિકના અનુભવની માફક ભ્રમરૂપ છે. માટે અનુભવથી પણ અંતઃકરણની આત્મરૂપતા સિદ્ધ થતી નથી. વળી अन्योंतरात्मा विज्ञानमयः આ શ્રુતિનું તાત્પર્ય વિજ્ઞાનમયની આત્મતામાં નથી. આથી अन्योंतरात्मानंदमयः આ શ્રુતિ વિજ્ઞાનમયથી પણ અંદર બીજા આનંદમયને આત્મા કહે છે. માટે શ્રુતિથી પણ વિજ્ઞાનમયની આત્મરૂપતા સિદ્ધ થતી નથી. માટે અંતઃકરણ તથા અંતઃકરણની વૃત્તિ આત્મા નથી. આમ કહેવાવડે મનોમય કોષના આત્માપણાનું ખંડન કર્યું. માટે બુદ્ધિની માફક મન પણ અંતઃકરણની વૃત્તિરૂપ છે.

શિષ્યઃ–આ દોષથી વિજ્ઞાનમયને આત્મરૂપતાનો અભાવ થયો. પણ સર્વ અધ્યાસના કારણરૂપ તથા આનંદમય શબ્દના વાચ્યાર્થરૂપ અજ્ઞાન આત્મા છે. કારણ કે હું અજ્ઞાનરૂપે છું, આ રીતનો અનુભવ અજ્ઞાનની આત્મતાને સિદ્ધ કરે છે. વળી अन्योन्तरात्मानंदमयः આ શ્રુતિ પણ આનંદમયને આત્મા કહે છે. આ મારી શંકાને આપ મટાડો.

ગુરુઃ–अध्यासमूलं नाहं હું અધ્યાસના મૂળરૂપે નથી. અહિં ધર્મથી રહિત પદાર્થમાં તદ્ ધર્મવેત્તા બુદ્ધિરૂપ વિપર્યય છે. આ વિપર્યયને મિથ્યા જ્ઞાન કહે છે. આનું જ નામ અધ્યાસ છે. જેમ કે આત્મધર્મથી રહિત દેહ ઇંદ્રિયાદિમાં આત્મત્વ બુદ્ધિ છે તથા રજ તત્વધર્મથી રહિત શુક્તિમાં રજતત્વ જે બુદ્ધિ છે, તેનું નામ અધ્યાસ છે. આ અધ્યાસનું નિરૂપણ બીજા પરિચ્છેદમાં કરવામાં આવશે. અધ્યાસનું મૂળ કહેતાં કારણ અજ્ઞાન હું નથી. કારણ કે અજ્ઞાન તો મહાવાક્યજન્ય જ્ઞાનવડે નિવૃત્ત થઈ જાય છે. આ અજ્ઞાન દેહાદિની માફક જડ છે. બીજું સમાધિ અવસ્થામાં તત્વવેત્તા પુરુષને અજ્ઞાન

પ્રતીત થતું નથી. માટે અજ્ઞાન પણ આત્મા નથી. વળી હું અજ્ઞાની છું, આ રીતનો અનુભવ રક્ત સ્ફટિકના અનુભવની માફક ભ્રમરૂપ છે. માટે અનુભવથી પણ અજ્ઞાનની આત્મ-રૂપતા સિદ્ધ થતી નથી. વળી ब्रह्म पुच्छं प्रतिष्ठा આ શ્રુતિ આનંદમય કોષથી ભિન્ન આનંદમય કોષના અધિષ્ઠાનરૂપ તથા સાક્ષીરૂપ આત્માને પ્રતિપાદન કરે છે. માટે अन्योन्तरात्मानंदमयः આ શ્રુતિનું તાત્પર્ય આનંદમયની આત્મતામાં નથી. માટે શ્રુતિથી પણ આનંદમયની આત્મતા સિદ્ધ થતી નથી. માટે અજ્ઞાન પણ આત્મા રૂપે નથી.

શિષ્યઃ-જ્યારે દેહ ઇંદ્રિયાદિની આત્મરૂપતા આપ અંગી-કાર કરતા નથી, ત્યારે આપણા મત પ્રમાણે આત્મા કોણ છે કે જે આત્માનો અનુભવ, હું બ્રહ્મરૂપે છું, આ રીતે બ્રહ્મરૂપે અનુભવ કરો છો.

ગુરુઃ-આ શંકાનું નિરાકરણ હું કહું, તે સાંભળ. અજ્ઞાનનો તથા અજ્ઞાનના કાર્યનો જે સાક્ષી, તેજ મારા મત પ્રમાણે આત્મા છે. વળી સાક્ષી આત્માને હુંનો અનુભવ હોય છે. આ સાક્ષી આત્માનેજ, હું બ્રહ્મરૂપે છું, આ રીતે બ્રહ્મરૂપે અનુભવ થાય છે.

શિષ્યઃ-સાક્ષી આત્મામાં જે બ્રહ્મરૂપતાનો આપ અનુભવ કરો છો, તે બ્રહ્મ કોણ છે ?

ગુરુઃ-હું કૃષ્ણ જ પરબ્રહ્મ છું. સ્મૃતિમાં કહ્યું છે કે,
'कृषिर्भूवाचकः शब्दोणश्च निर्वृत्तिवाचकः। तयोरैक्यं परंब्रह्म कृष्णइत्याभिधीयते

અર્થઃ-કૃષ્ આ શબ્દ સત્તાવાચક છે તથા "ણ" શબ્દ આનંદવાચક છે. સત્તા આનંદનું જે એકત્વ, તે પરબ્રહ્મ છે. આ પરબ્રહ્મજ કૃષ્ણ એવા નામવડેજ કહેવાય છે'. આ સ્મૃતિ પરબ્રહ્મને કૃષ્ણ નામવડેજ કથન કરે છે. માટે कृष्ण एवाहमस्मि આ વચનનો અર્થ એ થાય છે કે, હુંજ બ્રહ્મ છું. અહીં નીચે પ્રમાણે અભિપ્રાય છેઃ-

"तत्सृष्ट्वा तदेवानुप्राविशत् । अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि । स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः **અર્થ**:–પરમાત્મા આ જગતને રચી પોતેજ તેમાં પ્રવેશ કરવા લાગ્યા. પોતાના જીવરૂપે જગતમાં પ્રવેશ કરી હું, પરમાત્મા નામ તથા રૂપને પ્રગટ કરૂં. આ પરમાત્માએ સંઘાતમાં નખના અગ્ર ભાગ પર્યંત પ્રવેશ કર્યો." આ શ્રુતિઓ ઉપરના અર્થનેજ સિદ્ધ કરે છે. વાસ્તવિક રીતે જન્મ મરણાદિ સર્વ વિકારથી રહિત, નિત્ય, શુદ્ધ, બુદ્ધ તથા મુક્ત સ્વભાવરૂપે આત્મા છે. આ આત્મા અનાદિ તથા અનિર્વચનીય છે. માયારૂપ શક્તિવડે તે આકાશથી લઈ સ્થૂલ શરીર પર્યંત સર્વ જગતને ઉત્પન્ન કરે છે તથા તે જગતમાં પ્રવેશ કરે છે. વળી જગત્‌ના સાક્ષીરૂપે હોવા છતાં અવિવેકથી આત્મા જગતના ધર્મનેજ પોતામાં આરોપણ કરી, હું કર્તા છું, હું ભોક્તા છું, હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, આ રીતના સંસારનો અનુભવ કરે છે. તેજ આત્મા જ્યારે કોઈ પુણ્ય કર્મના પ્રભાવવડે સાધન સંપન્ન થઈ શ્રુતિ તેમજ આચાર્યના પ્રસાદથી વિવેકને પ્રાપ્ત થાય છે, ત્યારે વિવેકને લીધે કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ સંસારનો ત્યાગ કરે છે, પોતાના સ્વરૂપના સાક્ષાત્કારથી માયાનો નાશ કરે છે; તથા પોતે પરમાનંદ સ્વરૂપનો અનુભવ કરે છે. માટે સાક્ષી આત્માની બ્રહ્મરૂપતામાં કાંઇ પણ વિરોધ નથી.



## બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ તથા તટસ્થ લક્ષણ.

'सत्यानंदरुपश्चिदात्मा मायासाक्षी **અર્થ**:—પરબ્રહ્મ સત્યરૂપે, આનંદરૂપે, ચિદાત્મારૂપે તથા માયાના સાક્ષીરૂપે છે'. અહિં માયા સાક્ષી ઇત્યાદિ પદવડે બ્રહ્મનું તટસ્થ લક્ષણ કહ્યું. જગતના ઉપાદાન કારણભૂત માયાનો બ્રહ્મ પ્રકાશ કરે છે. માટે

માયાના સાક્ષીરૂપે તે કહેવાય છે. માયાનું સ્વરૂપ કેવું છે, તેનું વર્ણન આગળ કરવામાં આવશે. અહિં સત્યાદિ પદવડે બ્રહ્મનું સ્વરૂપલક્ષણ કહ્યું છે. ત્રણે કાળમાં જેનો બાધ ન થાય, તે સત્ય કહેવાય છે. જે નિરતિશય સુખરૂપે હોય તે આનંદ કહેવાય છે. તેમજ જે જ્ઞાનસ્વરૂપે હોય તે ચિદાત્મા કહેવાય છે. આ રીતે બ્રહ્મ સત્યરૂપે, આનંદરૂપે તથા ચિદાત્મારૂપે છે. બ્રહ્મમાં ભ્રાન્તિવડે જે મિથ્યાવસ્તુનું તાદાત્મ્ય, તેની સત્ય એવા વિશેષણવડે નિવૃત્તિ કરી છે. બ્રહ્મમાં ભ્રાન્તિવડે દુઃખનું તથા દુઃખના સાધનનું જે તાદાત્મ્ય પ્રાપ્ત થાય છે, તેની નિવૃત્તિ આનંદ એવા વિશેષણવડે કરી છે. તેમજ બ્રહ્મમાં ભ્રાન્તિવડે પ્રાપ્ત થયેલ જડતાના તાદાત્મ્યની નિવૃત્તિ ચિદાત્મ એવા વિશેષણવડે કરી. આથી એમ સિદ્ધ થાય છે કે, બ્રહ્મ સત્યરૂપે હોવાથી મિથ્યા વસ્તુરૂપે નથી, આનંદરૂપે હોવાથી તે દુઃખ તથા તેના સાધનરૂપે નથી, તેમજ બ્રહ્મ ચિદાત્મરૂપે હોવાથી તે જડરૂપે નથી. આવા સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપ સર્વના સાક્ષીરૂપે હું છું, માટે તત્ત્વમસિ, અહં બ્રહ્માસ્મિ ઇત્યાદિ શ્રુતિવચન જીવાત્માને બ્રહ્મરૂપે કહે છે.

## મંગળાચરણનું પ્રયોજન

શિષ્યઃ–પૂર્વે કહેલા બે શ્લોકવડે બ્રહ્માહં આ રીતનું તત્વાનુસંધાનરૂપ મંગળ કર્યું, પણ ગ્રંથના આરંભમાં આ મંગલાચરણ યોગ્ય નથી. કારણ કે જે કરવામાં કંઈ પ્રમાણ તથા પ્રયોજન નથી, તો પછી આ મંગળાચરણ શા માટે કીધું?

બીજું મંગલાચરણમાં પ્રત્યક્ષ પ્રમાણ સંભવતું નથી. કારણ કે મંગલાચરણની કર્તવ્યતા ધર્માધર્મની માફક અતીંદ્રિય છે. અતીંદ્રિય અર્થમાં ઇંદ્રિયરૂપ પ્રત્યક્ષ પ્રમાણ સંભવતું નથી.

વળી કેટલાક નાસ્તિક આદિના ગ્રંથની સમાપ્તિ મંગલાચરણ વિના જોવામાં આવે છે. વળી કેટલાક ગ્રંથની મંગલાચરણ કરવા છતાં સમાપ્તિ જોવામાં આવતી નથી. આ વ્યતિરેક તથા વ્યભિચારજ્ઞાન તેમજ અન્ય વ્યભિચારજ્ઞાન મંગલાચરણમાં ગ્રંથની સમાપ્તિના કારણરૂપ જ્ઞાનના પ્રતિબંધકરૂપે છે. માટે મંગલાચરણમાં ગ્રંથની સમાપ્તિની કારણતા પ્રત્યક્ષ પ્રમાણવડે જાણવી અશક્ય છે. મંગલાચરણમાં અનુમાન પ્રમાણ સંભવતું નથી. કારણ કે જે હેતુ જે સાધ્યની વ્યાપ્તિવાળું હોય, તે હેતુ તે સાધ્યની સિદ્ધિ કરે છે. જેમ ધૂમરૂપ હેતુ, વહ્નિરૂપ સાધ્યની વ્યાપ્તિવાળો હોવાથી વહ્નિરૂપ સાધ્યની સિદ્ધિ કરે છે, તેમ મંગળની કર્તવ્યતારૂપ સાધ્યની વ્યાપ્તિવાળો કોઈ હેતુરૂપ લિંગ નથી. હેતુરૂપ લિંગ વિના અનુમાન થઈ શકે નહિ. વળી મંગળાચરણમાં વેદરૂપ શબ્દ પ્રમાણ નથી. કારણ કે મંગળાચરણની કર્તવ્યતાનું બોધક કાંઈ વેદવચન તેમાં પ્રત્યક્ષ જોવામાં આવતું નથી. વળી મંગળાચરણમાં અર્થાપત્તિ પ્રમાણ પણ સંભવતું નથી. કારણ કે જો મંગળાચરણ વિના ગ્રંથની સમાપ્તિ ન થાય તો ગ્રંથની સમાપ્તિ મંગળાચરણ વિના અયુક્ત થવાથી મંગળાચરણની કલ્પના કરવી પડશે.

જેમ દિવસે નહિ ભોજન કરનાર પુરુષનું જાડાપણું રાત્રિના ભોજન વિના અયુક્ત થવાથી રાત્રીના ભોજનની કલ્પના કરાવે છે. પણ ગ્રંથની સમાપ્તિ તો મંગળાચરણ વિના પણ જોવામાં આવે છે. માટે મંગળાચરણમાં અર્થાપત્તિ પ્રમાણ સંભવતું નથી. જેમ મંગળાચરણમાં કાંઈ પ્રમાણ નથી, તેમ મંગળાચરણનું કાંઈ પ્રયોજન પણ જોવામાં આવતું નથી. બીજું ગ્રંથની સમાપ્તિ મંગળાચરણ વિના પણ જોવામાં આવે છે. માટે ગ્રંથની સમાપ્તિ મંગળાચરણના પ્રયોજનરૂપે નથી. જે જેના વિના કદાપિ હોય નહિ, તેજ

તેનું પ્રયોજન હોય છે. વળી જે પુરુષમાં સ્વતઃ સિદ્ધ વિઘ્નનો અત્યંતાભાવ છે, તે પુરૂષમાં કરેલ મંગળાચરણ વિઘ્નધ્વંશના જનકરૂપ હોતું નથી. માટે વિઘ્નનો ધ્વંશ પણ મંગળાચરણનું પ્રયોજન નથી. જેના હોવાથી જે અવશ્ય હોય છે તે તેનું પ્રયોજન છે. બીજું ગ્રંથની સમાપ્તિ તથા વિઘ્નનો ધ્વંશ આ બેઉથી ભિન્ન બીજું કાંઈ મંગળાચરણનું પ્રયોજન શાસ્ત્રકારે માન્યું નથી. માટે પ્રમાણ તથા પ્રયોજન બેઉના અભાવથી મંગળાચરણ કરવું યોગ્ય નથી.

ગુરુ-ગ્રંથના આરંભમાં મંગળાચરણ અવશ્ય કરવા યોગ્ય છે. મંગળાચરણમાં તેં જે પ્રમાણનો અભાવ કહ્યો, તે પણ અસંગત છે. આ કારણથી निर्विघ्नसमाप्तिकामो मंगलमाचरेत् આ શ્રુતિ મંગળાચરણમાં પ્રમાણરૂપ છે. જો કે હાલના સમયમાં કોઇપણ વેદની શાખામાં આ શ્રુતિ પ્રત્યક્ષ જોવામાં નથી આવતી, છતાં શિષ્ટાચારરૂપ હેતુથી શ્રુતિનું અનુમાન થાય છે. શ્રુતિમાં આવેલી કોઇક વેદની શાખા નષ્ટ થઈ ગયેલી હોવાથી આજકાલના સમયમાં આ શ્રુતિ પ્રત્યક્ષ જોવામાં આવતી નથી, એમ કલ્પના થાય છે. આ અનુમાન નીચે પ્રમાણે છેઃ—मंगलं वेदबोधितामिष्टोपायताकम अलौकिकावगीताशिष्टाचारत्वात् दर्शादिवत् અર્થ—વેદે નિર્વિઘ્ન સમાપ્તિરૂપ ઈષ્ટની ઉપાયતાનો બોધ જેમાં કર્યો છે, તેનું નામ વેદ બોધિત અભીષ્ટ ઉપાયતા કહેવાય. આવો વેદબોધિત અભીષ્ટનો ઉપાય મંગળરૂપે છે. અલૌકિક તેમજ અવિગીત શ્રેષ્ઠ પુરુષોનો આચાર હોવાથી, જે જે અલૌકિક અવિગીત શિષ્ટાચાર આચાર હોય છે, તે તે વેદબોધિત ઈષ્ટના ઉપાયરૂપે હોય છે. જેમ દર્શ પૂર્ણમાસ કર્મ અલૌકિક અવિગીત શિષ્ટાચાર રૂપે છે, માટે दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत् આ આ વાક્યવડે બોધ કરેલો સ્વર્ગરૂપ ઈષ્ટનો ઉપાય છે. તેમ આ મંગળ પણ અવિગીત શિષ્ટાચારરૂપે છે. માટે વેદબો-

ધિત નિર્વિઘ્ન સમાપ્તિરૂપે ઇષ્ટનો ઉપાય અવશ્ય થશે. અહિં મંગલ પક્ષરૂપે છે તથા વેદબોધિત ઇષ્ટ અર્થનું ઉપાયપણું સાધ્યરૂપે છે.

અલૌકિક, અવિગીત, શિષ્ટાચાર હેતુરૂપે છે તથા દર્શ, પૂર્ણમાસાદિરૂપ કર્મ દૃષ્ટાંતરૂપે છે. આ અનુમાનની રીત અન્ય સ્થળે પણ જાણી લેવી. પ્રત્યક્ષાદિ પ્રમાણોનું તથા અનુમાનના અંગભૂત પક્ષ દૃષ્ટાંતાદિનું લક્ષણ બીજા પરિચ્છેદમાં કહીશું. આ સ્થળે હેતુમાં રહેલ અલૌકિક, અવિગીત, તથા શિષ્ટ આ ત્રણ પદનો અર્થ જાણવાનો છે. તેમાં શાસ્ત્રની આજ્ઞાવિના કેવળ રાગ વડે પ્રાપ્ત થયેલ આહારાદિનું નામ લૌકિક છે. જે લૌકિક વ્યવહારથી ભિન્ન હોય, તે અલૌકિક વ્યવહાર કહેવાય છે. જે આચાર નરકાદિરૂપ બળવાન્ અનિષ્ટને નહિ ઉત્પન્ન કરતો હોય, પણ સ્વર્ગાદિરૂપ ઇષ્ટના સાધનરૂપે હોય, તે આચાર અવિગીત કહેવાય છે. જે પુરૂષ વેદની પ્રમાણતાને અંગીકાર કરે છે, તે પુરૂષ શિષ્ટ કહેવાય છે. આ રીતે અનુમાનસિદ્ધ શ્રુતિના પ્રમાણવડે મંગળાચરણ નિર્વિઘ્ન રીતે ગ્રંથ સમાપ્તિના કારણરૂપે છે, એમ નિશ્ચય થાય છે. માટે જે નાસ્તિકોના ગ્રંથની સમાપ્તિ મંગળાચરણવિનાજ જોવામાં આવે છે, તે નાસ્તિકાદિમાં ગ્રંથ સમાપ્તિરૂપ કાર્યથી જન્માંતરના મંગલાચરણનું અનુમાન થાય છે. જન્માંતરનું મંગળાચરણ ગ્રંથ સમાપ્તિના કારણરૂપે છે. માટે પૂર્વોક્ત, વ્યતિરેક, વ્યભિચાર અહિં સંભતો નથી. વળી જે ગ્રંથમાં મંગળાચરણ કરવા છતાં ગ્રંથની સમાપ્તિ ન થઈ, તે ગ્રંથમાં કર્તાને પુષ્કળ વિઘ્નો પ્રાપ્ત થયેલાં જાણવાં અથવા કોઇક અત્યંત બળવાન્ વિઘ્ન જાણવું. આ પુષ્કળ વિઘ્નની નિવૃત્તિ તેમજ અતિ બળવાન્ વિઘ્નની નિવૃત્તિ પુષ્કળ મંગળાચરણવડે તેમજ અતિ બળવાન્ મંગલાચરણવડે થાય છે. આ રીતનું વિઘ્નને

ટાળવાવાળું મંગળાચરણ આ ગ્રંથમાં નથી. માટે પૂર્વોક્ત વ્યભિચાર અહિં પ્રાપ્ત થતો નથી. આ રીતે મંગળાચરણમાં શ્રુતિના પ્રમાણનો સંભવ હોવાથી, તેમજ નિર્વિઘ્ન રીતે ગ્રંથની સમાપ્તિરૂપ પ્રયોજનનો સંભવ હોવાથી, ગ્રંથના આરંભમાં મંગળાચરણ અવશ્ય કરવું યોગ્ય છે. કેટલાક ગ્રંથકારો ગ્રંથની સમાપ્તિને ટાળવાવાળા વિઘ્નોના ધ્વંસને મંગળાચરણના પ્રયોજનરૂપે માને છે.

---

# પ્રથમ પરિચ્છેદ.

## પ્રમેયરૂપ આત્માનું નિરૂપણ.

શ્રીમત્ શંકરાચાર્યકૃત ભાષ્ય સહિત, વ્યાસ ભગવાન્ કૃત, સૂત્રના સમૂહરૂપ જે શારીરિક મિમાંસા શાસ્ત્ર છે, તેમાં अथातो ब्रह्मजिज्ञासा આ પ્રથમ સૂત્રથી વિવેકાદિ સાધન ચતુષ્ટય સંપત્તિ પછી અધિકારી પુરુષને બ્રહ્મજ્ઞાનની ઈચ્છાનું વિધાન કર્યું છે. તેમાં વિચાર કરેલ તત્ત્વમસિ આદિ વાક્યજન્ય તેમજ જીવ બ્રહ્મના એકત્વનો વિષય કરનાર જે અહં બ્રહ્માસ્મિ, એ નામનું ફળરૂપ જ્ઞાન છે, તે જ્ઞાન તે ઈચ્છાના કર્મરૂપે છે. બીજું મોક્ષના હેતુવાળું ફળરૂપ જ્ઞાન, તત્ત્વં પદાર્થના જ્ઞાનને આધીન છે. માટે પદાર્થજ્ઞાનથી રહિત પુરૂષને વાક્યાર્થનું જ્ઞાન થતું નથી; પણ તત્ત્વં પદાર્થના જ્ઞાનવાળા પુરુષનેજ વાક્યાર્થનું જ્ઞાન થાય છે. વળી વાક્યાર્થ જ્ઞાનના હેતુરૂપ પદાર્થનું જ્ઞાન પણ તત્ત્વં પદાર્થના વિચારને આધીન છે. આ તત્ત્વં પદાર્થના વિચારવિના તે પદાર્થનું જ્ઞાન થતું નથી. માટે પૂર્વોક્ત સૂત્રથી વિચારની કર્તવ્યતાનુંજ વિધાન કર્યું છે. અર્થાત્ સાધન ચતુષ્ટય સંપત્તિ થયા પછી અધિકારી પુરુષે બ્રહ્મનો વિચાર કરવો, એમ આ સૂત્રનું તાત્પર્ય

છે, તેમાં વિચાર બે પ્રકારના હોય છે. :–૧ પ્રધાન વિચાર તથા ૨ સહકારી વિચાર. હું બ્રહ્મરૂપે છું, આ રીતના વાક્યાર્થના જ્ઞાનવડે પ્રાપ્ત થવું અતિ ઇષ્ટ હોવાથી બ્રહ્મ પ્રધાન છે. આવા પ્રધાન બ્રહ્મનો જે વિચાર, તે વિચાર પ્રધાન વિચાર કહેવાય છે. વળી બ્રહ્મનો વિચાર સમન્વય આદિના વિચારવિના સંભવતો નથી. માટે સમન્વય, અવિરોધ, સાધન તથા ફળ આ ચારનો જે વિચાર, તે સહકારી વિચાર કહેવાય છે. વળી ઉપનિષદ્રૂપ વેદાંતમાં રહેલ બ્રહ્મ આત્માના અભેદની પ્રાપ્તિરૂપે જે તાત્પર્ય છે, તેનું નામ સમન્વય છે. આ સમન્વયનો વિચાર શારીરક મીમાંસા શાસ્ત્રના પ્રથમ અધ્યાયમાં કર્યો છે. શ્રુતિથી વિરૂદ્ધ સ્મૃતિ આદિ તથા પ્રત્યક્ષાદિ પ્રમાણ અભાવરૂપે હોવાથી, વેદાંતને મળતાં આવતાં બીજાં સ્મૃતિ તથા પ્રત્યક્ષાદિ પ્રમાણો સાથે જે અવિરોધ, તે અવિરોધનો વિચાર શારીરક મિમાંસા શાસ્ત્રના બીજા અધ્યાયમાં કર્યો છે. વળી જ્ઞાનની પ્રાપ્તિના ઉપાયનું નામ સાધન છે. આ સાધન અંતરંગ તથા બહિરંગ એવા ભેદવડે બે પ્રકારનું હોય છે. આ બેઉ પ્રકારનાં સાધનનો વિચાર શારીરક મીમાંસા શાસ્ત્રના ત્રીજા અધ્યાયમાં કર્યો છે. આ સાધનથી પ્રાપ્ત થવા યોગ્ય જે અર્થ, તેનું નામ ફળ છે. આ ફળ પણ પર તથા અપર એવા ભેદવડે બે પ્રકારનું હોય છે. આ બેઉ પ્રકારના ફળનો વિચાર શારીરક મીમાંસા શાસ્ત્રના ચોથા અધ્યાયમાં કર્યો છે. આ રીતના સમન્વયાદિ ચારે અધ્યાયના વિચારને સહકારી વિચાર કહે છે. તેમાં સાધનના મધ્યમાં તત્ત્વમસિ આદિ મહા વાક્યના અર્થનો જે વિચાર છે, તે વિચારને બ્રહ્મજ્ઞાનના સંબંધમાં અંતરંગ સાધનતા છે. વળી આ વાક્યાર્થના વિચારને તત્ત્વં પદાર્થનો વિચાર સહકારીરૂપે છે. માટે તત્ત્વં પદાર્થના વિચારને પણ બ્રહ્મજ્ઞાન સંબંધી અંતરંગ સાધનતા છે. માટે આ ગ્રંથના આદિમાં પ્રથમ તત્ત્વં પદાર્થના વિચારનું નિરૂ-

પણ કરવામાં આવે છે. તાત્પર્ય એ કે, સાધન ચતુષ્ટય સંપન્ન પુરુષને મોક્ષની પ્રાપ્તિ તત્ત્વમસિ આદિ મહાવાકયના અર્થજ્ઞાનથી જ થાય છે. આ વાકયાર્થજ્ઞાનની પ્રાપ્તિ તત્ત્વં પદાર્થના જ્ઞાનથી થાય છે. વળી તે પદાર્થના જ્ઞાનની પ્રાપ્તિ તત્ત્વં પદાર્થના વિચારથી થાય છે. માટે તત્ત્વં પદાર્થનો વિચાર મુમુક્ષુ જને અવશ્ય કરવો જોઇએ.

શિષ્ય:–લોકમાં તેમજ શાસ્ત્રમાં સુખની પ્રાપ્તિને તથા દુ:ખની નિવૃત્તિને પુરુષાર્થરૂપે જોવામાં આવે છે. માટે તે પુરુષાર્થજ સંપાદન કરવા યોગ્ય છે, પણ તત્ત્વં પદાર્થનું જ્ઞાન સુખની પ્રાપ્તિરૂપે નથી, તેમ દુ:ખની નિવૃત્તિરૂપે પણ નથી, માટે અપુરુષાર્થરૂપે હોવાથી આ પદાર્થજ્ઞાન સંપાદન કરવા યોગ્ય નથી.

ગુરુ:–જો કે પદાર્થના જ્ઞાનસ્વરૂપે કરી પુરુષાર્થ રૂપના નથી, છતાં પુરુષાર્થનું સાધન, જે મહાવાક્યાર્થજ્ઞાન, તે વાક્યાર્થજ્ઞાન તે પદાર્થજ્ઞાનના હેતુરૂપે છે. માટે વાકયાર્થજ્ઞાન-દ્વારા પદાર્થજ્ઞાન પુરુષાર્થનું સાધન થવાથી, તે અવશ્ય સંપાદન કરવા યોગ્ય છે.

શિષ્ય:–જે મોક્ષ માટે તમે તત્ત્વં પદાર્થનું નિરૂપણ કરો છો, તે મોક્ષ કેવી વસ્તુ છે? શું અજ્ઞાનની નિવૃત્તિ તે મોક્ષ કે બ્રહ્મભાવનું નામ મોક્ષ? તેમાં પ્રથમ પક્ષ જો આપ અંગીકાર કરશો તો તે સંભવશે નહિ. કારણ કે અજ્ઞાનની નિવૃત્તિરૂપ મોક્ષ બ્રહ્મના સ્વરૂપથી ભિન્ન થશે. તેથી કરી एकमेवाद्वितीयम् ब्रह्म, આ શ્રુતિનો વિરોધ થશે. જો કે બ્રહ્મથી ભિન્ન બીજો કોઈ ભાવપદાર્થ નથી, તેમજ અજ્ઞાનની નિવૃત્તિ અભાવરૂપે છે. માટે અજ્ઞાન વિદ્યમાન હોવા છતાં બ્રહ્મની અદ્વિતીયરૂપતા નિવૃત્ત થતી નથી. માટે ભાવાદ્વૈતપણાવડે શ્રુતિનો વિરોધ થતો નથી. છતાં બ્રહ્મથી ભિન્ન, ભાવ તથા અભાવરૂપ સર્વ પ્રપંચનો નિષેધ કરનારા અદ્વૈત

પદના સંકોચવડે ભાવ પદાર્થની નિષેધતા માનવામાં કોઈ પ્રમાણ નથી. વળી આપના મત પ્રમાણે બ્રહ્મથી ભિન્ન સર્વ પદાર્થ કલ્પિતરૂપે માન્યા છે. માટે બ્રહ્મથી ભિન્ન થવાથી અવિદ્યાની નિવૃત્તિ પણ કલ્પિત થશે. વળી જે જે પદાર્થ કલ્પિત હોય છે, તે તે પદાર્થ શુક્તિ રજતની માફક મિથ્યા હોય છે. માટે અવિદ્યાની નિવૃત્તિરૂપ મોક્ષને કલ્પિતરૂપે માનવાથી તેને અનિત્યપણું પ્રાપ્ત થશે. વળી આપના મત પ્રમાણે અવિદ્યા કલ્પિતરૂપે માની છે. વળી કલ્પિત વસ્તુનો અભાવ કલ્પિતરૂપે હોય છે. માટે કલ્પિત વિદ્યાની નિવૃત્તિ પણ કલ્પિત થશે. બીજું કલ્પિત વસ્તુને સત્યરૂપતા સંભવતી નથી. માટે અવિદ્યાની નિવૃત્તિરૂપ મોક્ષને અનિત્યપણું પ્રાપ્ત થશે. વળી મોક્ષનું અનિત્યપણું આપ પણ માનતા નથી. કારણકે સર્વ મોક્ષવાદીઓએ મોક્ષનું નિત્યપણું માન્યું છે. કોઇ પણ મોક્ષવાદી મોક્ષને અનિત્ય માનતો નથી. જો કદી મોક્ષ અનિત્ય હોય તો મુક્ત પુરુષની ફરી ઉત્પત્તિ થવી જોઇએ. પણ न स पुनरावर्तते, यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमंमम ઈત્યાદિ શ્રુતિ સ્મૃતિઓએ મુક્ત પુરુષની ફરીથી ઉત્પત્તિનો નિષેધ કર્યો છે. માટે અવિદ્યાની નિવૃતિને મોક્ષરૂપતા સંભવતી નથી. વળી બ્રહ્મભાવનું બીજું નામ મોક્ષ છે, એમ બીજો પક્ષ અંગીકાર કરશું તો તે પણ સંભવશે નહિ. કારણકે બ્રહ્મભાવ અનાદિ હોવાથી નિત્ય સિદ્ધ છે. જે પદાર્થ નિત્યસિદ્ધ હોય, તે પદાર્થ કોઈ સાધનવડે પણ સાધ્ય થઈ શકે નહિ. અનિત્ય પદાર્થજ સાધનવડે સાધ્યરૂપે હોય છે. માટે બ્રહ્મભાવરૂપ મોક્ષને આત્મજ્ઞાનવડે સાધ્યપણું થઈ શકશે નહિ. વળી તમે તો મોક્ષને આત્મજ્ઞાનવડે સાધ્યરૂપે માન્યો છે. માટે બ્રહ્મભાવને પણ મોક્ષરૂપતા સંભવશે નહિ. આ રીતે મોક્ષ અનિરૂપણરૂપે થવાથી મોક્ષની સાધનતારૂપવડે મહાવાક્યાર્થ જ્ઞાનનું પ્રયોજનપણું પણ નિરૂપણ કરવું અશક્ય થશેજ.

ગુરુઃ—અમારા મત પ્રમાણે અવિદ્યાની નિવૃત્તિ મોક્ષ છે. આ અવિદ્યાની નિવૃત્તિ બ્રહ્મથી ભિન્ન નથી, પણ અધિષ્ઠાન બ્રહ્મરૂપજ છે. કારણ કે કલ્પિત વસ્તુનો અભાવ અધિષ્ઠાનથી ભિન્ન હોતો નથી. જેમ કલ્પિત સર્પ રૂપું, આદિનો અભાવ રજ્જુ, છીપ આદિ અધિષ્ઠાનથી ભિન્ન નથી, પણ અધિષ્ઠાનરૂપજ છે, તેમ કલ્પિત અવિદ્યાની નિવૃત્તિ પણ અધિષ્ઠાન બ્રહ્મરૂપજ છે.

શિષ્યઃ—અવિદ્યાની નિવૃત્તિરૂપ મોક્ષને જો આપ બ્રહ્મરૂપ માનશો તો તે બ્રહ્મરૂપ મોક્ષને જ્ઞાનવડે સાધ્યપણું થશે નહિ. પણ તમોએ તો મોક્ષને જ્ઞાનવડે સાધ્યરૂપે માન્યો છે. તેનું કેમ ?

ગુરુઃ—જ્ઞાનવડે મોક્ષ સાધ્ય રૂપે છે. અહિં સાધ્ય શબ્દવડે જન્યપણાનો અર્થ અમે માનતા નથી. અર્થાત્ અમે એમ નથી કહેતા કે, જ્ઞાનવડે મોક્ષ ઉત્પન્ન થવા યોગ્ય થાય છે. કારણ કે બ્રહ્મ અનાદિસિદ્ધ હોવાથી તેની ઉત્પત્તિ સંભવતી નથી. બીજું સાધ્ય શબ્દનો અર્થ અમે કેવળ અભિવ્યક્તિરૂપ માનીએ છીએ. અર્થાત્ અમારૂં કહેવું એમ છે કે, જ્ઞાનવડે મોક્ષની અભિવ્યક્તિ થાય છે. બીજું અહં બ્રહ્માસ્મિ, આ રીતના જ્ઞાનવડે દ્વૈત ભ્રમની નિવૃત્તિ છે. તથા અખંડેક રસરૂપ આનંદની સ્ફુર્તિ થાય છે. આજ મોક્ષની અભિવ્યક્તિ છે. માટે અહં બ્રહ્માસ્મિ, આ રીતના વાકયાર્થજ્ઞાનને મોક્ષનું સાધનપણું સંભવે છે. આવું વાકયાર્થનું જ્ઞાન તત્ત્વં પદાર્થના જ્ઞાનવડે થાય છે. વળી આ જ્ઞાન તત્ત્વં પદાર્થના નિરૂપણવડેજ થાય છે. માટે પ્રથમ તત્ પદાર્થનું નિરૂપણ કરવું જોઈએ.



# તત્ પદાર્થનું નિરૂપણ.

અસાધારણ ધર્મરૂપ લક્ષણ તથા પ્રત્યક્ષાદિરૂપ પ્રમાણવડે વસ્તુની સિદ્ધિ થાય છે. લક્ષણ તથા પ્રમાણ વિના વસ્તુની સિદ્ધિ થઇ શકે નહિ. આ રીતના ન્યાયને અંગીકાર કરી પ્રથમ તત્ પદાર્થનું લક્ષણ કહેવામાં આવે છે. અહિં બ્રહ્મરૂપ તત્ પદાર્થનું લક્ષણ બે પ્રકારનું છે:—એક તટસ્થ લક્ષણ તથા બીજું સ્વરૂપ લક્ષણ. તેમાં 'कादाचित्कत्वे सति व्यावर्त्तकं तटस्थलक्षणं અર્થ:—જે લક્ષણ પોતાના લક્ષ્યમાં કદાચિત્ રહી પોતાના લક્ષ્યને અન્ય પદાર્થથી ભિન્ન કરે, તે લક્ષણ તટસ્થ કહેવાય છે.' જેમકે પૃથ્વીનું ગંધપણાનું લક્ષણ તટસ્થ છે. બીજું મહા પ્રલયમાં સર્વ કાર્યનો નાશ થાય છે. માટે નૈયાયિકના મત પ્રમાણે જે ક્ષણે દ્રવ્ય ઉત્પન્ન થાય છે. તે જ ક્ષણે દ્રવ્યમાં રૂપાદિક ગુણ ઉત્પન્ન થતો નથી, પણ બીજી ક્ષણે રૂપાદિક ગુણ ઉત્પન્ન થાય છે. પ્રથમ ક્ષણે તો દ્રવ્ય નિર્ગુણજ ઉત્પન્ન થાય છે. માટે પૃથ્વીની ઉત્પત્તિના ક્ષણમાં ગંધ ગુણ પૃથ્વીમાં રહેતો નથી. પણ મધ્યકાળમાંજ ગંધ ગુણ પૃથ્વીમાં રહે છે. માટે ગંધ ગુણ કદાચિત્ થનારો કહેવાય છે. બીજું આ ગંધ ગુણ પોતાના આશ્રયરૂપ પૃથ્વીને બીજા જળાદિ પદાર્થથી ભિન્ન કરાવે છે. માટે તેની ઉત્પત્તિ કોઇક સમયે થતી હોવાથી તેમજ વ્યાવર્તક હોવાથી ગંધવાનપણું એ પૃથ્વીનું તટસ્થ લક્ષણ છે. આ રીતે તત્ પદાર્થરૂપ બ્રહ્મનું પણ સૃષ્ટિ, સ્થિતિ, તથા લયનું કારણપણું, એ તટસ્થ લક્ષણ છે. અહિં સૃષ્ટિ શબ્દવડે જગતની ઉત્પત્તિનું ગ્રહણ કરવું, સ્થિતિ શબ્દવડે જગતના પાલનનું ગ્રહણ કરવું, તથા લય શબ્દવડે જગતના પ્રલયનું ગ્રહણ કરવું. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણપણું બ્રહ્મમાં સર્વદા રહેતું નથી. પણ માયાની અધિષ્ઠાનતાના વખતેજ રહે છે. માટે સૃષ્ટિ, સ્થિતિ તથા લયનું કારણ-

પણું કદાચિત્ થનારૂં કહેવાય છે. બીજું સાંખ્ય તેમજ નૈયાયિક આદિઓએ જગતના કારણરૂપે કરી પ્રધાન તથા પરમાણુઆદિની જે કલ્પના કરી છે, તેથી લક્ષ્યરૂપ બ્રહ્મને ભિન્ન કરાવે છે. આ રીતે કદાચિત્ થનાર હોવાથી, તેમજ વ્યાવર્તક હોવાથી સૃષ્ટિ, સ્થિતિ તથા લયનું કારણપણું, એ બ્રહ્મનું તટસ્થ લક્ષણ કહેવાય છે.



## તટસ્થ લક્ષણનું નિરૂપણ.

જો લયનું કારણપણું એટલુંજ માત્ર બ્રહ્મનું તટસ્થ લક્ષણ કહીએ તો બ્રહ્મને કેવળ જગતની ઉપાદાન કારણપણાનીજ સિદ્ધિ થાય. કારણ કે જે કાર્યનો જે કારણમાં લય થાય છે, તે કાર્યનું તે કારણમાં કેવળ ઉપાદાન કારણપણું જોવામાં આવે છે. જેમ ઘટના લયનું કારણ જે મૃત્તિકા, તે ઘટનું કેવળ ઉપાદાન કારણરૂપે હોય છે, પણ નિમિત્ત કારણરૂપે હોતું નથી. તેમ બ્રહ્મથી ભિન્ન કોઈ જગતનું નિમિત્ત કારણ અંગીકાર કરવું પડશે. આથી કરી एकमेवाद्वितीयं ब्रह्म આ શ્રુતિનો વિરોધ આવશે. આ દોષની નિવૃત્તિ માટે લક્ષણમાં સ્થિતિનું કારણપણું કહ્યું છે. વળી સ્થિતિ તથા લયનું કારણપણું, એટલુંજ માત્ર જો બ્રહ્મનું તટસ્થ લક્ષણ કહીએ તો જેમ ઘટની ઉત્પત્તિના દંડાદિક નિમિત્ત કારણ હોય છે, તેમ બ્રહ્મથી ભિન્ન કોઈ જગતનું નિમિત્ત કારણ થશે. આથી વળી અદ્વૈત શ્રુતિને વિરોધ આવશે. આ દોષની નિવૃત્તિ કરવા માટે તેના લક્ષણમાં સૃષ્ટિનું કારણપણું કહ્યું છે. વળી સૃષ્ટિ તથા સ્થિતિનું કારણપણું એટલુંજ માત્ર બ્રહ્મનું તટસ્થ લક્ષણ કહીએ તો જેમ કુંભારની ઘટમાં નિમિત્ત કારણતા છે, તેમ બ્રહ્મનું જગતમાં નિમિત્ત કારણપણું થશે; તથા ઉપાદાન કારણ કોઇ અન્ય

થશે. આથી વેદાંત સિદ્ધાંતને વિરોધ આવશે. આ દોષની નિવૃત્તિ કરવા માટે લક્ષણમાં લયનું કારણપણું કહ્યું છે. આ રીતે સૃષ્ટિ, સ્થિતિ તથા લય આ ત્રણના કારણરૂપે તટસ્થ લક્ષણના કહેવાવડે બ્રહ્મમાં જગતનું એકજ નિમિત્ત તેમજ ઉપાદાનપણું સિદ્ધ થાય છે. અર્થાત્ એકજ બ્રહ્મ જગતના ઉપાદાન કારણરૂપે તથા નિમિત્ત કારણરૂપે છે. આ કહેવાથી બ્રહ્મનું તટસ્થપણું સિદ્ધ થયું. 'जगत्कर्तृत्वे सति जगदुपादानत्वम्. અર્થ--જગતનું કર્તૃત્વ વિશિષ્ટ જે જગતનું ઉપાદાનપણું છે, તે જ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે'. અહિં જગતનું ઉપાદાનપણું એટલુંજ માત્ર બ્રહ્મનું તટસ્થ લક્ષણ જો હોય તો માયામાં તે લક્ષણની અતિવ્યાપ્તિ થવી જોઇએ. કારણકે શુદ્ધ બ્રહ્મને જગતની ઉપાદાનતા નથી, પણ માયાવિશિષ્ટ બ્રહ્મનેજ જગતની ઉપાદાનતા છે. વળી વિશિષ્ટમાં રહેતા ધર્મ અવશ્ય વિશેષણમાં પણ રહે છે. માટે બ્રહ્મના વિશેષણરૂપ માયાને જગતનું ઉપાદાન કારણપણું અવશ્ય થશે. વળી मायां तु प्रकृतिं विद्यात् આ શ્રુતિ માયાને જગતના ઉપાદાન કારણરૂપે કહે છે. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે લક્ષણમાં 'જગતનું કર્તૃત્વ' આ પદનું નિરૂપણ કર્યું છે. વળી કાર્યનાં ઉપાદાનનું જે અપરોક્ષ જ્ઞાન છે, કાર્ય કરવાની જે ઇચ્છા છે, તથા તે ઇચ્છાજન્ય પ્રયત્નરૂપ જે કૃતિ છે, તે ત્રણે જેમાં રહે છે, તેજ કર્તા કહેવાય છે. જેમ કુંભારાદિ ઘટ જ્ઞાનની ઇચ્છાના પ્રયત્નવાળો હોવાથી ઘટાદિ કાર્યના કર્તારૂપ કહેવાય છે. આ રીતનું કર્તાપણું ચેતનમાં સંભવે છે. પણ જડ માયામાં સંભવતું નથી. માટે જગતના કર્તૃત્વ પદના કહેવાવડે માયામાં પૂર્વોક્ત લક્ષણની અતિવ્યાપ્તિ થશે નહિં. વળી જગતનું કર્તૃત્વ એટલુંજ માત્ર જો બ્રહ્મનું તટસ્થ લક્ષણ માનીએ તો નૈયાયિકે જે ઇશ્વરને જગતના કેવળ કર્તારૂપ માન્યો છે, તેમાં પૂર્વોક્ત લક્ષણની અતિવ્યાપ્તિ થશે. આ અતિવ્યાપ્તિ દોષની

નિવૃત્તિ કરવા માટે આ લક્ષણમાં જગતનું ઉપાદાનપણું છે, એમ કહેવામાં આવ્યું છે. વળી નૈયાયિકો પરમાણુઓને જગતના ઉપાદાન કારણરૂપે માને છે તથા ઈશ્વરને જગતના કર્તારૂપે માને છે. આ રીતે નૈયાયિકોએ જગતના ઉપાદાનનો તથા કર્તાનો ભેદ અંગીકાર કર્યો છે. વળી અમારા સિદ્ધાંત પ્રમાણે તો, બ્રહ્મને જગતના અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણરૂપે માન્યો છે, માટે જગતનું ઉપાદાનપણું એમ કહેવાથી નૈયાયિકને ઇષ્ટ ઈશ્વરમાં લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી.

શિષ્યઃ–આ અતિવ્યાપ્તિવાળું લક્ષણ પોતાના લક્ષ્યની સિદ્ધિ કેમ કરતું નથી ?

ગુરુઃ–લક્ષણના ત્રણ દોષ હોય છે, જેવા કેઃ–અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ તથા અસંભવ. આ ત્રણ દોષોમાં એક પણ દોષ જે લક્ષણમાં રહે છે, તે લક્ષણ સારૂં કહેવાતું નથી. દુષ્ટ લક્ષણથી લક્ષ્યની સિદ્ધિ થતી નથી. ત્રણ દોષથી રહિત જે લક્ષણ હોય, તે લક્ષણ સારૂં કહેવાય છે. અહીં દુષ્ટ લક્ષણથી લક્ષ્યની સિદ્ધિ થાય છે. માટે તે લક્ષણમાં પદનો નિવેશ કરી અતિવ્યાપ્તિ આદિ દોષની નિવૃત્તિ અવશ્ય કરવી જોઇએ. અહિં જે લક્ષણ પોતાના લક્ષ્યમાં રહી અલક્ષ્યમાં પણ રહે છે, તે લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું હોય છે. જેવી રીતે ગાયનું શિંગડાવાળું લક્ષણ જો કે ગાયરૂપ લક્ષ્યમાં રહે છે, છતાં મહિષ અજ આદિ અલક્ષ્યમાં પણ રહે છે. માટે ગાયનું શિંગડાયુક્ત લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું છે. જેમ ગાયનું કપિલ વર્ણવાળું લક્ષણ કોઈ ગાયમાં રહે છે, પણ સર્વ ગાયમાં રહેતું નથી, માટે કપિલ વર્ણવાળું લક્ષણ અવ્યાપ્તિ દોષવાળું છે. જે લક્ષણ પોતાના લક્ષ્ય માત્રમાં જ રહેતું નથી, તે લક્ષણ અસંભવ દોષવાળું હોય છે. જેમકે ગાયનું એક ખરીવાળું લક્ષણ કોઈપણ ગાયમાં રહેતું નથી, માટે તે જ લક્ષણ અસંભવ દોષવાળું છે. જે પદાર્થનું જે લક્ષણ

કરવામાં આવે છે, તે પદાર્થ તે લક્ષણના લક્ષ્યરૂપે કહેવાય છે. માટે અતિવ્યાપ્તિ આદિ સર્વ દોષથી રહિત હોવાથી બ્રહ્મનું પૂર્વોક્ત, તટસ્થ લક્ષણ યુક્ત છે.

શિષ્યઃ—એકજ બ્રહ્મને જગતનું ઉપાદાનપણું તથા કર્તાપણું સંભવતું નથી. કારણ કે લોકમાં તે રીતે જોવામાં આવતું નથી. જેમકે ઘડાનો કર્તા કુંભાર ઘડાના ઉપાદાન કારણરૂપે હોતો નથી. તેમજ ઘટનું ઉપાદાન કારણ મૃત્પિંડ ઘટના કર્તારૂપે થતો નથી, પણ મૃત્પિંડ ઘટના ઉપાદાન કારણરૂપે હોય છે. તેમજ કુંભાર ઘટના કર્તારૂપે હોય છે. આ રીતે ઘટાદિ કાર્યમાં ઉપાદાન કારણનો તથા કર્તાનો ભેદ જોવામાં આવે છે. વળી દૃષ્ટ અર્થને લગતીજ અદૃષ્ટ અર્થની કલ્પના હોય છે. પણ દૃષ્ટ અર્થથી ભિન્ન અદૃષ્ટ અર્થની કલ્પના થતી નથી. બીજું એકજ બ્રહ્મને જગતનું ઉપાદાન તથા કર્તા માનવું, એ પણ અદૃષ્ટ અર્થની કલ્પના છે. આ કલ્પના દૃષ્ટ અર્થવિના કેવી રીતે સંભવશે ? અર્થાત્ નહિજ સંભવે. માટે દૃષ્ટ અર્થનો વિરોધ હોવાથી એકજ બ્રહ્મને જગતના ઉપાદાન તથા કર્તારૂપ માનવો, એ ખોટું છે. વળી ઈશ્વરને જગતના કર્તારૂપે માનવો જોઇએ. તેમજ ઈશ્વરથી ભિન્ન પરમાણુ આદિને જગત્‌ના ઉપાદાન કારણરૂપે માનવાં જોઇએ. આ અર્થમાં દૃષ્ટનો વિરોધ થતો નથી. પણ ઘટાદિ કાર્યમાં ઉપાદાન તથા કર્તાનો ભેદ સર્વ લોકને પ્રસિદ્ધજ છે. આમ કહેવાથી એમ અનુમાન સિદ્ધ થાય છે કે, ‘ इदं जगत् भिन्ननिमित्तोपादानकं कार्यत्वात् घटादिवत् અર્થઃ—જગત્ કાર્યરૂપ હોવાથી ઘટાદિ કાર્યની માફક ઉપાદાન કારણના તથા કર્તારૂપ નિમિત્ત કારણના ભેદવાળું છે.’ વળી જો આપ એમ કહેશો કે, બ્રહ્મને જગતના અભિન્ન નિમિત્ત તથા ઉપાદાન સ્વરૂપે અમે માનતા નથી. પણ तदैक्षत बहु स्यां प्रजायेय આ શ્રુતિ આજ અર્થનો બોધ કરે છે, એમ પણ સંભવશે નહિ. કારણકે પૂર્વોક્ત રીતવડે દૃષ્ટ

અર્થનો વિરોધ થવાથી શ્રુતિમાં કહેલો અર્થ સંભવતો નથી. પણ અન્ય અર્થ સંભવે છે. માટે બ્રહ્મમાં જગતનું અભિન્ન નિમિત્ત તથા ઉપાદાનપણું સંભવતું નથી.

ગુરુઃ–'तदैक्षत बहु स्यां सोऽकामयत बहु स्यां प्रजायेय. અર્થ–પરમાત્મા દેવ, હું અનેક પ્રકારે થાઉં, આ રીતનો સંકલ્પ કરવા લાગ્યા, તેમજ આ પરમાત્મા હું અનેકરૂપે થઈ ઉત્પન્ન થાઉં, આ રીતની કામના કરવા લાગ્યા.' આ શ્રુતિએ એકજ બ્રહ્મમાં અનેકરૂપે થવાની કામના કહેલી છે. વળી કામના એ ચેતનનોજ ધર્મ છે, પણ જડનો ધર્મ નથી. માટે શ્રુતિના બળવડે ચેતન બ્રહ્મમાં જગતનું ઉપાદાનપણું તથા કર્તાપણું થવાનો નિશ્ચય થાય છે. વળી તાત્પર્યનો નિશ્ચય કરવાવાળાં ઉપક્રમ તથા ઉપસંહારઆદિ છ લિંગવડે સર્વ વેદાંતનો અદ્વિતીય બ્રહ્મમાંજ નિર્ણય થાય છે. માટે પૂર્વોક્ત અનુમાનવડે આ શ્રુતિના અર્થને હાનિ પહોંચતી નથી. પણ શ્રુતિને વિરોધવાળાં પ્રત્યક્ષ અનુમાનાદિ પ્રમાણ આભાસ રૂપતાને પામે છે. ઉપક્રમ આદિ છ લિંગનું સ્વરૂપ હવે પછી બીજા પરિચ્છેદમાં કહેવામાં આવશે. વળી તેં પૂર્વે એમ કહ્યું હતું કે, લોકમાં કોઈપણ કારણને કાર્યનું અભિન્ન નિમિત્ત ઉપાદાનપણું જોવામાં આવતું નથી. માટે જગતના ઉપાદાન કારણનો તથા નિમિત્ત કારણનો ભેદ માનવો જોઇએ. આ તારૂં કહેવું પણ ખોટું છે. કારણ કે કરોળિયા આદિ જંતુમાં પોતાથી રચેલ તંતુરૂપ કાર્યનું અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણપણું જોવામાં આવે છે. અર્થાત્ કરોળિયો તંતુરૂપ કાર્યના ઉપાદાન કારણરૂપે તેમજ કર્તારૂપ નિમિત્ત કારણ રૂપે પોતેજ થાય છે. જેમ કે નૈયાયિકના મત પ્રમાણે ઘટ તથા ઈશ્વર આ બેઉનો સંયોગસંબંધ સમવાયસંબંધવડે ઘટ તથા ઈશ્વર બેઉમાં ઉત્પન્ન થાય છે. માટે ઈશ્વરમાં સંયોગને લીધે ઉપાદાન કારણપણું છે તથા તેજ ઈશ્વર

કાર્યને લઈ નિમિત્ત કારણરૂપે થાય છે. મા સંયોગરૂપ કાર્યને લીધે ઈશ્વર નિમિત્ત કારણરૂપે છે. આથી નૈયાયિકો જેમ સંયોગરૂપ કાર્યને લીધે ઈશ્વરને ભેદહિત નિમિત્ત તથા ઉપાદાન કારણરૂપે માને છે, તેમ અ પણ બ્રહ્મને જગતના ભેદરહિત નિમિત્ત તથા ઉપાદાન કારૂપે માનીએ છીએ. માટે તારા કહેવામાં આવેલો વિરે પ્રાપ્ત થતો નથી. આથી એમ સિદ્ધ થાય છે કે, જગ ભેદરહિત નિમિત્ત તથા ઉપાદાન કારણપણું, તે બ્રહ્મનું લક્ષણ છે.

શિષ્યઃ—આપે કહ્યું તે બ્રહ્મનું તટસ્થ ણ ક્યારે સંભવે કે જ્યારે કોઈપણ પ્રમાણવડે જ ી કારણતા સિદ્ધ થાય. પણ કારણતાની સિદ્ધિ વિના તટસ્થ લક્ષણ સંભવશે નહિ.

ગુરુઃ—બ્રહ્મમાં જગતની ઉત્પત્તિ, સ્થિ લયની કારણતા સાક્ષાત્ શ્રુતિમાં પ્રમાણવડે સિદ્ધ છે. તેમજ વ્યાસ ભગવાનના સૂત્રવડે પણ ( . શ્રુતિમાં કહ્યું છે કે, 'यतो वा इमानि भूतानि जायंते येन ीवंति यत्प्रयंत्यभिसंविशंति અર્થઃ—જે બ્રહ્મમાંથી આ સ ા ઉત્પન્ન થાય છે, જે બ્રહ્મવડે ઉત્પન્ન થયેલાં સ ા જીવનને પામે છે; તથા જે બ્રહ્મમાં મૃત્યુને પામેલ ભૂતો લય ભાવને પામે છે.' વળી વ્યાસસૂત્રમાં કહ્યું કે नाद्यस्य यतः અર્થ—જે સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન કારણ મા આકાશાદિ પ્રપંચનો જન્મ, સ્થિતિ તથા લય છે, તેજ બ્રહ્મ છે.' આ રીતે મેં તારી આગળ બ્રહ સ્થ લક્ષણ નિરૂપણ કર્યું.

# બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ.

તટસ્થ લક્ષણનું જ્ઞાન પણ જ્યાં સૂધી બ્રહ્મના સ્વરૂપ લક્ષણનું જ્ઞાન નથી થતું ત્યાં સૂધી બ્રહ્મનું યથાર્થ સ્વરૂપે જ્ઞાન થતું નથી; માટે તત્ પદાર્થરૂપ બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ કેવું છે, તે સંબંધી હું કહું તે સાંભળ.

स्वरूपं सत्व्यावर्त्तकं स्वरूपलक्षणं અર્થ—જે લક્ષણ પોતાના લક્ષ્યના સ્વરૂપભૂત થઇ પોતાના લક્ષ્યને અન્ય પદાર્થથી ભિન્ન કરાવે, તે લક્ષણ સ્વરૂપ લક્ષણ કહેવાય છે. જેમકે પૃથ્વીનું પૃથ્વીપણું, એ સ્વરૂપ લક્ષણ છે. અહિં જાતિ તથા વ્યકિત આ બેઉના સિદ્ધાંતમાં તાદાત્મ્ય અંગીકાર કર્યું છે. આથી પૃથ્વીત્વ જાતિનું પૃથ્વી વ્યક્તિની સાથે તાદાત્મ્ય છે. માટે પૃથ્વીત્વ જાતિ પૃથ્વીના સ્વરૂપે થઇ, પૃથ્વીને જળાદિ બીજા પદાર્થોથી ભિન્ન કરાવે છે. માટે પૃથ્વીત્વ જાતિ પૃથ્વીનું સ્વરૂપ લક્ષણ છે. તેમ સત્ય, જ્ઞાન તથા આનંદ આ ત્રણ બ્રહ્મના સ્વરૂપ લક્ષણ છે. આ સત્યાદિ ત્રણ બ્રહ્મના સ્વરૂપરૂપે થઈ બ્રહ્મને અસત્ જડ દુઃખરૂપ જગતથી ભિન્ન કરાવે છે, માટે ત્રણે સત્યાદિમાં બ્રહ્મનું સ્વરૂપલક્ષણપણું સંભવે છે.

શિષ્યઃ—સત્યાદિકને જો બ્રહ્મના સ્વરૂપરૂપે માનશો તો તે સત્યાદિમાં બ્રહ્મનું લક્ષણપણું નહિ થશે. વળી બ્રહ્મમાં સત્યાદિક લક્ષણનું લક્ષ્યપણું પણ નહિ થશે. આથી લક્ષ્ય લક્ષણભાવ ભેદને આધીન હોય છે. પણ અભેદમાં લક્ષ્ય લક્ષણભાવ હોતો નથી. જો કદાપિ અભેદમાં પણ લક્ષ્ય લક્ષણભાવ થતો હોય, તો પૃથ્વી પણ પૃથ્વીના લક્ષણરૂપે થવી જોઈએ તથા બ્રહ્મ પણ બ્રહ્મના લક્ષણરૂપે થવું જોઇએ.

ગુરુઃ—સત્યાદિક જો કે વાસ્તવિક રીતે બ્રહ્મના સ્વરૂપરૂપે છે; છતાં સત્યાદિકમાં બ્રહ્મનો કલ્પિત ભેદ અમે માનીએ છીએ.

આ કલ્પિત ભેદને માનવાથી જ બ્રહ્મનો તથા સત્યાદિકનો લક્ષ્ય લક્ષણભાવ સંભવે છે. આ વાત વૃદ્ધ પુરુષો પણ માને છે. કહ્યું છે કે, 'आनंदो विषयानुभवो नित्यत्वं चेति संति धर्माः ब्रह्मणोऽपृथक्त्वेऽपि पृथगिवावभासंत इति અર્થ:–આનંદ, જ્ઞાન તથા નિત્યતા આ ત્રણ ધર્મ બ્રહ્મના છે. આ ત્રણ ધર્મ વાસ્તવિક રીતે બ્રહ્મથી ભિન્ન નથી. છતાં ભિન્ન હોય તેમ પ્રતીત થાય છે.'

શિષ્ય:–સત્યાદિ ધર્મ જો વાસ્તવિક રીતે બ્રહ્મથી ભિન્ન ન હોય તો સત્યાદિકની બ્રહ્મથી ભિન્ન થઈ શા કારણથી પ્રતીતિ થાય છે ?

ગુરૂ:–અંતઃકરણ તથા અંતઃકરણના ધર્મરૂપ ઉપાધિને લીધે સત્યાદિકની બ્રહ્મથી ભિન્ન પ્રતીતિ બને છે. તે નીચે પ્રમાણે છે:–બાધાના અભાવરૂપ વિશિષ્ટ ચૈતન્ય સત્યપદના વાચ્ય અર્થરૂપે છે તથા વૃત્તિ અવછિન્ન ચૈતન્ય જ્ઞાનપદના વાચ્ય અર્થરૂપે છે. વળી પ્રીતિ આદિક વૃત્તિ અવચ્છિન્ન ચૈતન્ય આનંદપદના વાચ્ય અર્થરૂપે છે. માટે સત્યાદિકનો તથા બ્રહ્મનો વાસ્તવિક રીતે ભેદનો અભાવ છતાં ઉપાધિયુક્ત ભેદની વિદ્યમાનતા હોવાથી, લક્ષ્ય લક્ષણ ભાવ સંભવે છે. વળી સત્યાદિક પદ ભાગત્યાગ લક્ષણાવડે અખંડ બ્રહ્મનું બોધન કરે છે. માટે લક્ષણ વાક્યથી સત્યાદિકનો તથા બ્રહ્મનો ગુણગુણી ભાવ શું સિદ્ધ થતો નથી ? બીજું સત્યાદિક પદના વાચ્ય અર્થનો ભેદ પૂર્વે કહ્યો છે. માટે સત્યાદિક પદમાં પર્યાયપણું હોઈ શકે નહિ.

## સત્યાદિક પદના પ્રયોજનનું નિરૂપણ.

सत्यं ब्रह्म આટલુંજ માત્ર જો બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ કહીએ તો નૈયાયિકોએ માનેલ સત્તા જાતિમાં લક્ષણની અતિવ્યાપ્તિ થશે; તથા લક્ષ્ય બ્રહ્મને જડપણાની પ્રાપ્તિ

થશે. આ બેઉ દોષના નિવારણ માટે લક્ષણમાં જ્ઞાનપદ કહ્યું છે. બીજું સત્તા જાતિમાં જ્ઞાનરૂપતા નથી, માટે સત્તામાં લક્ષણની અતિવ્યાપ્તિ થઈ શકે નહિ તથા બ્રહ્મમાં પણ જડપણું હોઈ શકે નહિ. વળી ज्ञानं ब्रह्म એટલું જ માત્ર બ્રહ્મનું જો લક્ષણ કહીએ તો નૈયાયિકોએ માનેલ આત્માના જ્ઞાન ગુણમાં લક્ષણની અતિવ્યાપ્તિ થશે; તથા લક્ષ્ય બ્રહ્મને અનિત્યપણું તથા અપુરુષાર્થપણું પ્રાપ્ત થશે. આ દોષના નિવારણ માટે લક્ષણમાં આનંદ એવું પદ કહ્યું છે. અહિં જ્ઞાન ગુણમાં આનંદરૂપતા નથી, માટે જ્ઞાન ગુણમાં લક્ષણની અતિવ્યાપ્તિ થશે નહિ, તેમજ લક્ષ્ય બ્રહ્મને અપુરુષાર્થ રૂપતા પણ થશે નહિ. વળી आनंदो ब्रह्म એટલુંજ માત્ર બ્રહ્મનું લક્ષણ માનીએ તો વિષયજન્ય સુખમાં લક્ષણની અતિવ્યાપ્તિ થશે; તથા લક્ષ્ય બ્રહ્મને જડપણું પ્રાપ્ત થશે. આ દોષના નિવારણ માટે લક્ષણમાં જ્ઞાન એવું પદ કહ્યું છે. બીજું વિષયસુખમાં જ્ઞાનરૂપતા નથી, માટે તેમાં અતિવ્યાપ્તિ હોઈ શકે નહિ. તેમજ લક્ષ્ય બ્રહ્મને જડપણું હોઈ શકે નહિ. આ લક્ષ્ય બ્રહ્મનું અનિત્યપણું ટાળવા માટે સત્ય એવું પદ કહ્યું છે. આ રીતે સત્યાદિ ત્રણે પદ પ્રયોજનવાળાં હોવાથી સાર્થક છે. માટે સત્ય, જ્ઞાન તથા આનંદ આ ત્રણ ધર્મ મળી બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ થાય છે.

શિષ્યઃ–જ્યારે બ્રહ્મની સત્યાદિ રૂપતા કોઇ પ્રમાણ વડે સિદ્ધ થાય તો સત્યાદિને બ્રહ્મનું સ્વરૂપ લક્ષણપણું સિદ્ધ થાય.

ગુરુઃ–બ્રહ્મની સચ્ચિદાનંદ રૂપતામાં સાક્ષાત્ શ્રુતિ પ્રમાણરૂપે છે; તથા વ્યાસ ભગવાનનું સૂત્ર પણ પ્રમાણરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે 'सत्यं ज्ञानमनतं ब्रह्म आनंदो ब्रह्म અર્થઃ– બ્રહ્મ સત્યરૂપે, જ્ઞાનરૂપે, અનંતરૂપે તથા આનંદરૂપે છે.' અહિં

અંતનો અર્થ પરિચ્છેદ થાય છે. આ પરિચ્છેદ જેમાં ન હોય તેનું નામ અનંત છે. અર્થાત્ દેશ પરિચ્છેદ, કાલ પરિચ્છેદ તથા વસ્તુ પરિચ્છેદ, આ ત્રણ પરિચ્છેદરૂપ અંતથી જે રહિત હોય, તેનું નામ અનંત છે. આવી અનંતરૂપતા બ્રહ્મમાંજ છે. આ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહી છે. કહ્યું છે કે, 'न व्यापित्वाद्देशतोऽतो नित्यत्वान्नापि कालतः न वस्तुतोऽपि सार्वात्म्यादानंत्यं ब्रह्मणि त्रिधा અર્થ—બ્રહ્મ સર્વ દેશમાં વ્યાપક છે. માટે બ્રહ્મનો કોઈ પણ સ્થળથી અંત નથી. વળી બ્રહ્મ નિત્ય છે, જેથી બ્રહ્મનો કાળથી પણ અંત નથી. વળી બ્રહ્મ સર્વના આત્મારૂપ છે, જેથી બ્રહ્મનો વસ્તુથી પણ અંત નથી. આ રીતે બ્રહ્મમાં ત્રણ પ્રકારનું અનંતપણું છે.' વ્યાસ સૂત્રમાં કહ્યું છે કે, 'आनंदादयः प्रधानस्य અર્થ—આનંદ, સત્ય તથા જ્ઞાન આદિ ગુણ બ્રહ્મના સ્વરૂપરૂપે હોવાથી બ્રહ્મ જાણવા યોગ્ય થાય છે.' નિર્ગુણ બ્રહ્મના ધ્યાન માટે આનંદાદિ ગુણનો ઉપસંહાર વેદની સર્વ શાખાઓમાં કરવો યોગ્ય છે. બીજું શ્રુતિ તથા સૂત્રવડે બ્રહ્મની સત્યજ્ઞાનાદિ રૂપતા સિદ્ધ છે. માટે સત્યજ્ઞાનાદિમાં બ્રહ્મનું સ્વરૂપલક્ષણ સંભવે છે.

## બ્રહ્મના કારણનું નિરૂપણ.

શિષ્યઃ—સ્વરૂપ લક્ષણનો સંભવ છતાં પૂર્વોક્ત જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણપણારૂપ બ્રહ્મનું તટસ્થ લક્ષણ સંભવતું નથી. કારણ કે બ્રહ્મને તમે જગતના ઉપાદાન કારણરૂપે તથા નિમિત્ત કારણરૂપે માન્યો છે. તેમાં પ્રથમ ઉપાદાન કારણપણું બ્રહ્મમાં સંભવતું નથી. કારણકે ઉપાદાન કારણ આરંભ, પરિણામી તથા વિવર્તાધિષ્ઠાન, આ ત્રણ ભેદવડે ત્રણ પ્રકારનું છે. આ ત્રણમાં બ્રહ્મનું કયું ઉપાદાન કારણ તમે માનો છો? વળી તમારા મત પ્રમાણે બ્રહ્મ એક તથા અદ્વિતીયરૂપે છે. માટે બ્રહ્મને જગતનું આરંભકપણું સંભવતું નથી. પરસ્પર યુક્ત અનેક દ્રવ્યને જ આરંભકપણું

હોય છે. જેમકે નૈયાયિકના મત પ્રમાણે પરસ્પર જોડાયલા અનેક પરમાણુઓ જગતના આરંભકરૂપે છે. બીજું साक्षी चेताः केवलो निर्गुणश्च, निष्कलं निष्क्रियं शांतं अविकार्योयमुच्यते ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિએ બ્રહ્મને નિર્ગુણ, નિષ્ક્રિય તથા નિરવયવ કહ્યો છે. માટે બ્રહ્મમાં પરિણામી ઉપાદાનપણું સંભવતું નથી. આથી ગુણ તથા ક્રિયાવાળા અવયવયુક્ત દુધાદિ, દહિંઆદિના પરિણામને પામે છે. ત્રીજું વિવર્તાદિ અધિષ્ઠાન-રૂપ ઉપાદાનપણું પણ બ્રહ્મમાં સંભવતું નથી. કારણકે આ ઘટ છે, આ પટ છે, આ રીતે ઘટપટાદિ પ્રપંચનો સત્યરૂપે કરી લોકને અનુભવ થાય છે. આવા સત્ય પ્રપંચને બ્રહ્મની વિવર્તરૂપતાવડે મિથાપણું કલ્પવામાં કોઈ પ્રમાણ નથી. વળી પ્રપંચના મિથ્યાપણાવિના બ્રહ્મમાં વિવર્તાધિષ્ઠાન-પણું સંભવતું નથી. માટે પૂર્વોક્ત ત્રણ પ્રકારના ઉપાદાન-પણામાં કોઈ પ્રકારનું પણ ઉપાદાનપણું બ્રહ્મમાં સંભવતું નથી. વળી બ્રહ્મમાં જગતનું કર્તાપણું પણ સંભવતું નથી. કારણકે કાર્યની ઉત્પત્તિને અનુસરી જ્ઞાન, ઈચ્છા તથા પ્રયત્ન આ ત્રણ જેમાં રહે છે, તે કર્તા કહેવાય છે. એમ આપણે પૂર્વે કહ્યું છે. હવે બ્રહ્મનાં જ્ઞાન, ઈચ્છા તથા પ્રયત્ન આ ત્રણ નિત્ય છે કે અનિત્ય છે, તે જોઈએ. જો નિત્ય છે, એમ માનીએ તો સર્વ સમયે જગતની ઉત્પત્તિ થવી જોઈએ. કોઈ પણ સમયે જગતનો પ્રલય થવો જોઇએ નહિ. આથી પ્રલયને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોમાં વિરોધ આવશે. વળી આપ એમ કહો કે, જ્ઞાનાદિ અનિત્ય છે. તો પછી જગતની માફક જ્ઞાનેચ્છાદિ પણ કાર્યરૂપે થશે. આથી જ્ઞાનાદિને બ્રહ્મનું આશ્રિતપણું થશે નહિ. આથીજ બ્રહ્મમાં, આપણે પૂર્વે કહી આવ્યા છીએ કે, અપરિણામીપણું છે. આ રીતે બ્રહ્મમાં ઉપાદાનપણાનો તથા કર્તાપણાનો અસંભવ થાય છે. તેથી ભેદરહિત નિમિત્ત તથા ઉપાદાન કારણપણું પણ બ્રહ્મમાં સંભવશે નહિ. આથી પૂર્વોક્ત જગતમાં ઉત્પિત્તિ,

સ્થિતિ તથા લયના કારણરૂપ બ્રહ્મનું તટસ્થ લક્ષણ અયુક્ત થશે. બીજું કારણવિના કાર્યની ઉત્પત્તિ થતી નથી. આથી જગતરૂપ કાર્યનું બ્રહ્મથી ભિન્ન કોઇ કારણ માનવું જોઈએ. આ કારણ સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણના પ્રધાનરૂપે હોવું જોઈએ તથા પ્રધાનથીજ મહત્ તત્વાદિના ક્રમે કરી જગતની ઉત્પત્તિ થાય છે. વળી પ્રધાનમાં પરિણામીરૂપ હોવાથી જગતની જન્માદિની કારણતા સંભવે છે. બીજું આત્મારૂપ પુરૂષ અસંગ તથા નિર્વિકાર છે. માટે પુરૂષમાં જગતની કારણતા સંભવતી નથી.

ગુરુઃ—તારી આ શંકાને ટાળવા માટે તથા સાંખ્યાદિ દર્શનનું ખંડન કરવા માટે તત્ પદાર્થનો હું વિભાગ કરૂં છું, તે તું સાંભળ. તત્ પદનો અર્થ બે પ્રકારનો છેઃ—એક વાચ્ય અર્થ તથા બીજો લક્ષ્ય અર્થ. તેમાં જે અર્થ જે પદની શક્તિવૃત્તિવડે જાણવામાં આવે છે, તે અર્થ તે પદનો વાચ્ય અર્થ કહેવાય છે. વળી જે અર્થ જે પદની લક્ષણાવૃત્તિ વડે જાણવામાં આવે છે, તે અર્થ તે પદનો લક્ષ્યઅર્થ કહેવાય છે. આ શક્તિ લક્ષણનું સ્વરૂપ હવે પછી બીજા પરિચ્છેદમાં કહેવામાં આવશે.

## તત્પદનું વાચ્ય તથા લક્ષ્ય નિરૂપણ.

માયા ઉપહિત ચૈતન્ય તત્પદનો વાચ્ય અર્થ છે તથા માયાથી રહિત શુદ્ધ ચૈતન્ય તત્પદનો લક્ષ્ય અર્થ છે. અર્થાત્ જો કે માયાથી રહિત નિર્વિકાર શુદ્ધ બ્રહ્મમાં જગતનું ઉપાદાનપણું સંભવતું નથી. છતાં માયા ઉપહિત બ્રહ્મમાં તે ઉપાદાનપણું સંભવે છે. આ ઉપાદાનપણું આરંભકરૂપે કે પરિણામીરૂપે નથી. પણ વિવર્તાધિષ્ઠાનરૂપે છે. અધિષ્ઠાન વસ્તુનો અવાસ્તવિક રીતે જે અન્યથા ભાવ, તેનું નામ વિવર્ત છે. જેમ રજ્જુ તથા છીપ આદિ અધિ-

ષ્ઠાનનો અવાસ્તવિક રીતે સર્પ તથા રૂપું આદિરૂપ અન્યથા ભાવ છે. તેમ બ્રહ્મનો પણ અવાસ્તવિક રીતે આ જગત્ અન્યથાભાવ છે. આવા જગતરૂપ વિવર્તનું અધિષ્ઠાનપણું માયા ઉપહિત બ્રહ્મમાં સંભવે છે. વળી 'આ ઘડો છે, આ વસ્ત્ર છે,' ઈત્યાદિ અનુભવને લીધે જગતનું સત્યપણું સિદ્ધ થાય છે. તેથી જગતમાં બ્રહ્મના વિવર્તપણાવડે મિથ્યાપણું સંભવતું નથી, એમ તેં પૂર્વે, હે શિષ્ય! કહ્યું, તે તદ્દન ખોટું છે. કારણ કે પૂર્વોક્ત અનુભવ ઘટપટાદિમાં અધિષ્ઠાન ચૈતન્યતાને સત્યપણાનો વિષય કરે છે. પણ કાંઈ ઘટાદિના સત્યપણાનો વિષય કરતું નથી. આથી તે અનુભવપ્રપંચ મિથ્યાપણાને હાનિ પહોંચાડતો નથી. વળી नेह नानास्ति किंचन આ શ્રુતિ બ્રહ્મથી ભિન્ન સર્વ પ્રપંચનો નિષેધ કરે છે. માટે પ્રપંચની સ્વતઃ સત્તા સંભવતી નથી. વળી તું જે જગતના મિથ્યાપણામાં પ્રમાણનો અભાવ કહે છે, તે પણ ખોટું છે. કારણ કે वाचारंभणं विकारो नामधेयं આ શ્રુતિ સાક્ષાત્ જગતના મિથ્યાપણાનું નિરૂપણ કરે છે. વળી બ્રહ્મમાં જગતનું ઉપાદાનપણું અવશ્ય માનવું જોઈએ. કારણ કે यत्प्रयंत्यभिसंविशंति આ શ્રુતિ બ્રહ્મમાં જગતના લયપણાનું નિરૂપણ કરે છે. જે કાર્યનો જે કારણમાં લય થાય, તે કારણ તે કાર્યના ઉપાદાનરૂપે છે. જેમકે ઘટાદિ કાર્યનો લય મૃત્તિકાદિ કારણમાં થાય છે, માટે મૃત્તિકાદિ કારણ ઘટાદિ કાર્યના ઉપાદાનરૂપે જોવામાં આવે છે. તે જ રીતે શ્રુતિપ્રતિપાદિત બ્રહ્મ જગતના લયના આધારરૂપે હોવાથી તે જગતના ઉપાદાનરૂપે અવશ્ય માનવો જોઈએ. વળી बहुस्यां प्रजायेय આ શ્રુતિએ બ્રહ્મનું અનેકરૂપે થવું નિરૂપણ કર્યું છે. વળી મૃત્તિકાદિ ઉપાદાન કારણનું ઘટશરાવાદિરૂપે અનેકપણું થતું જોવામાં આવે છે. માટે બ્રહ્મને જગતનું ઉપાદાનપણું સંભવે છે. વળી સાંખ્યવાદી એવા તેં પ્રધાનને

જગતનું ઉપાદાનપણું માન્યું, તે સંભવશે નહિ. કારણ કે પ્રધાન જગતના ઉપાદાન કારણરૂપે છે. આવા અર્થમાં કોઈપણ પ્રમાણ નથી. અર્થાત્ કોઈપણ શ્રુતિમાં ત્રિગુણાત્મક પ્રધાનને જગતનું ઉપાદાનપણું કહ્યું નથી. પણ आत्मनः आकाशः संभूतः ઈત્યાદિ સર્વ શ્રુતિમાં ચેતન બ્રહ્મને જગતનું ઉપાદાનપણું કહ્યું છે. જો કે પૂર્વોક્ત શ્રુતિથી આત્મામાં ઉપાદાનતા પ્રતીત થાય છે, પણ બ્રહ્મમાં ઉપાદાનતા પ્રતીત થતી નથી. છતાં तत् सृष्ट्वा तदेवानुप्राविशत् ઈત્યાદિ શ્રુતિમાં બ્રહ્મનો જ જીવ ભાવે કરી જગતમાં પ્રવેશ નિરૂપણ કર્યો છે. માટે આત્મા બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મજ આત્મારૂપે છે. માટે આત્મા જગતના ઉપાદાન કારણરૂપે છે, એમ કહેવાથી બ્રહ્મમાં જ ઉપાદાનતા સિદ્ધ થાય છે. વળી तदैक्षत सोऽकामयत बहुस्यां प्रजायेय ઈત્યાદિ શ્રુતિમાં અનેકરૂપે થનારા કારણ બ્રહ્મને જોવાના કર્તારૂપે તથા કામનાના કર્તારૂપે નિરૂપણ કર્યો છે. માટે બ્રહ્મમાંજ ઉપાદાનતા સિદ્ધ થાય છે. પણ પ્રધાનમાં ઉપાદાનતા સિદ્ધ થતી નથી. કારણ કે જોવું તથા ઇચ્છા કરવી ઈત્યાદિનું કર્તાપણું, એ ચેતનનોજ ધર્મ છે; પણ તે ધર્મ જડનો હોતો નથી. વળી તારા મત પ્રમાણે પ્રધાન જડ છે. માટે પ્રધાનમાં જોવું તથા ઈચ્છા કરવાનું કર્તાપણું સંભવતું નથી. માટે બ્રહ્મમાંજ જગતનું ઉપાદાનપણું છે, પણ પ્રધાનમાં નથી. વળી માયા ઉપહિત બ્રહ્મમાં જગતનું ઉપાદાનપણું સંભવે છે. તેમ જગતનું કર્તાપણું પણ માયા ઉપહિત બ્રહ્મમાંજ સંભવે છે, એમ આપણે પૂર્વે નિરૂપણ કરી આવ્યા છીએ. વળી માયા ઉપહિત ઈશ્વરને જ્ઞાન, ઈચ્છા તથા પ્રયત્ન આ ત્રણ ઉત્પન્ન થાય છે; તથા તે અનિત્ય છે. જો કે જ્ઞાન, ઇચ્છા તથા પ્રયત્નનું આશ્રયપણું નિર્વિકાર શુદ્ધ બ્રહ્મમાં સંભવતું નથી. છતાં માયાઉપહિત બ્રહ્મમાં આ ત્રણનું આશ્રયપણું સંભવે છે. માટે માયા ઉપહિત બ્રહ્મમાંજ સર્વ વિકારરૂપ જગતનું અધિષ્ઠાનપણું છે. માટે પૂર્વોક્ત દોષ અહિં પ્રાપ્ત થતો નથી.

માટે એમ સિદ્ધ થાય છે કે, ભેદરહિત નિમિત્ત તથા ઉપાદાન કારણરૂપે બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે.

## માયાનું સ્વરૂપ.

શિષ્ય:—જે માયાવડે ઉપહિત થયેલ બ્રહ્મ જગતના કારણરૂપે થાય છે, તે માયા શું વસ્તુરૂપે છે? અર્થાત્ માયાનું સ્વરૂપ, લક્ષણ તથા પ્રમાણ આ ત્રણ નિરૂપણ થઈ શકતાં નથી. માટે માયા કોઈપણ વસ્તુ નથી. માયાના સ્વરૂપ, લક્ષણ તથા પ્રમાણ આ ત્રણના અસંભવનું ક્રમવડે હું આપને નિરૂપણ કરૂં છું, તે સાંભળશો. આપ માયાને સત્યરૂપે માનો છો કે મિથ્યા માનો છો? હવે સત્ય છે એમ આપ કહેશો તો હું કહું છું કે, માયા બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન છે? આપ એમ કહેશો કે, માયા બ્રહ્મથી ભિન્ન છે, તો પછી एकमेवाद्वितीयं ब्रह्म આ શ્રુતિનો વિરોધ આવશે. કારણ કે આ શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મ અદ્વિતીયરૂપે છે. માટે બ્રહ્મથી ભિન્ન સત્ય માયાનું હોવું, તે બ્રહ્મની અદ્વિતીયરૂપતા માનવાથી સંભવતું નથી. વળી असंगो नहि सज्जते ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને અસંગરૂપે કહ્યો છે. અસંગ બ્રહ્મનો કોઇ સાથે પણ સંબંધ સંભવતો નથી. સંબંધ વિના બ્રહ્મમાં માયા ઉપહિતપણું સંભવતું નથી. બીજું બ્રહ્મનો માયાની સાથે કેવા પ્રકારનો સંબંધ છે? સંયોગ સંબંધ છે, સમવાય સંબંધ છે, તાદાત્મ્ય સંબંધ છે, અથવા ભેદાભેદ સંબંધ છે. તેમાં બ્રહ્મનો માયા સાથે સંયોગ સંબંધ છે, તે સંભવશે નહિ. કારણ કે સંયોગ અવ્યાપ્યવૃત્તિરૂપે હોવાથી સાવયવ દ્રવ્યનોજ ધર્મ છે. જેમ કે પક્ષીનો જે વૃક્ષની સાથે સંયોગ છે, તે સંયોગ સર્વ વૃક્ષ વિષે રહેતો નથી, પણ કોઇ એક વૃક્ષની કોઇએક શાખારૂપ સ્થળમાંજ તે સંયોગ રહેલો છે. પણ વૃક્ષના મૂળ આદિ સર્વ સ્થળમાં તે સંબંધ રહેતો નથી. માટે સંયોગ

સંબંધ અન્યાન્ય વૃત્તિરૂપે છે. આ કારણુથી સંયોગ પક્ષી તથા વૃક્ષરૂપ સાવયવ દ્રવ્યનોજ ધર્મ છે. પણુ બ્રહ્મ તો નિરવયવ છે. માટે બ્રહ્મનો માયા સાથે સંયોગસંબંધ સંભવશે નહિ. વળી બ્રહ્મનો માયા સાથે સમવાય સંબંધ. પણુ સંભવશે નહિ તથા સમવાય સંબંધ આપ પણુ માનતા નથી. આ સમવાય સંબંધ ગુણુગુણી, ક્રિયા ક્રિયાવાન્, જાતિ વ્યક્તિ, તથા અવયવ અવયવી સાથે હોય છે. પણુ ગુણુગુણી ઇત્યાદિ માયા તથા બ્રહ્મમાં નથી. માટે બ્રહ્મનો માયા સાથે સમવાય સંબંધ સંભવતો નથી. વળી બ્રહ્મનો માયા સાથે તાદાત્મ્ય સંબંધ પણુ સંભવશે નહિ. કારણુ કે ભેદથી રહિત પદાર્થનોજ તાદાત્મ્ય સંબંધ હોય છે. બીજું બ્રહ્મ તથા માયા આ બેઉ પરસ્પર ભેદવાળાં છે. માટે તે બેઉનો પરસ્પર તાદાત્મ્ય સંબંધ સંભવશે નહિ. વળી બ્રહ્મનો માયા સાથે ભેદાભેદ સંબંધ પણુ સંભવશે નહિ. કારણ કે ભેદ તથા અભેદ બેઉ પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળા છે તથા એક અધિકરણમાં બેઉ રહી શકે નહિ. આ રીતે બ્રહ્મનો માયા સાથે સંબંધ થઈ શકતો નથી; માટે બ્રહ્મમાં માયાથી ઉપહિતપણું સંભવતું નથી. બીજું માયા બ્રહ્મથી અભિન્ન છે, એવો બીજો પક્ષ જો આપ અંગીકાર કરશો તો તે પણ, હે ભગવન્! સંભવી શકશે નહિ. કારણ કે બ્રહ્મ ચેતનરૂપે છે તથા માયા જડરૂપે છે. જડ તથા ચેતનનો અભેદ સંભવતો નથી. વળી માયા મિથ્યા છે, એમ આપ જો અંગીકાર કરશો તો તે પણ સંભવશે નહિ. કારણ કે માયા મિથ્યા થવાથી માયા વિશિષ્ટ ઇશ્વર પણુ મિથ્યારૂપે પ્રાપ્ત થશે. વળી જો ઇશ્વરને આપ મિથ્યા માનશો તો ઇશ્વરના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિને નિરૂપણુ કરવાવાળાં મોક્ષશાસ્ત્રો પણ અપ્રમાણુ થશે. આ કારણુથી માયાવસ્તુના જ્ઞાનવડે મોક્ષની પ્રાપ્તિ સંભવતી નથી.

ગુરુઃ—તારૂં કહેવું ખરૂં છે. પૂર્વોક્ત કહેલાં કારણોને લીધે માયાનું સ્વરૂપ દુર્નિરૂપ્ય છે. બીજું માયા દુર્નિરૂપ્ય હોવાથી માયાનું લક્ષણ પણ દુર્નિરૂપ્ય છે. કારણ કે ધર્મી જો હોય તો પછી ધર્મનો વિચાર થાય છે. જ્યારે ધર્મી પોતે દુર્નિરૂપ્ય હોય તો પછી ધર્મીના અસાધારણ ધર્મ, રૂપ તથા લક્ષણ પણ અત્યંત દુર્નિરૂપ્ય હોવાંજ જોઇએ. વળી માયા દુર્નિરૂપ્ય હોવાથી માયાનું પ્રમાણ પણ દુર્નિરૂપ્ય છે; માટે વિષય વિના કોઇપણ પ્રમાણની પ્રવૃત્તિ હોતી નથી. આ રીતે માયા, સ્વરૂપ, લક્ષણ તથા પ્રમાણ આ ત્રણેથી દુર્નિરૂપ્ય છે. માટે માયા ઉપહિત ચૈતન્યને તત્પદનું વાચ્યાર્થપણું સંભવતું નથી.

## પરમાત્મામાં અધ્યાસનું નિરૂપણ.

જેમ શુક્તિ રજ્જુ આદિમાં રૂપું તથા સર્પાદિ કલ્પિત હોયછે, તેમ ચેતનમાં અચેતન કલ્પિત છે.

શિષ્યઃ—ચેતનમાં અચેતન કલ્પિત છે, એનું પ્રમાણ શું?

ગુરુઃ—આ અર્થમાં સાંભળેલ અર્થાપત્તિ પ્રમાણરૂપે છે. અહી શ્રવણ કરેલ વાક્યાર્થની અનુપપત્તિ કરી ભિન્ન અર્થની જે કલ્પના, તેનું નામ શ્રુતાર્થાપત્તિ છે. આ શ્રુતાર્થાપત્તિ નીચે પ્રમાણે છેઃ—इदं सर्वं यदयमात्मा ॥ आत्मैवेदं सर्वं ॥ ब्रह्मैवेदं सर्वं ॥ पुरुष एवेदं विश्वं । सर्वं खल्विदं ब्रह्म । वासुदेवः सर्वं । नारायणः सर्वमिदं पुराणः ઇત્યાદિ અનેક શ્રુતિ તથા સ્મૃતિનાં વચનોમાં ચેતનથી ભિન્ન અચેતનનો અભાવ પ્રતિપાદન કર્યો છે. પૂર્વોકત શ્રુતિમાં इदं सर्वं આ વચનવડે પ્રત્યક્ષાદિ પ્રમાણવડે સિદ્ધ આકાશાદિ જડ જગતનું નિરૂપણ કર્યું છે. વળી આત્મા, બ્રહ્મ, પુરુષ, વાસુદેવ તથા નારાયણ આ શબ્દોવડે અદ્વિતીય, સર્વના સાક્ષીરૂપ તથા પ્રત્યક્‌રૂપ પરમાત્માનું નિરૂપણ કર્યું છે. વળી શ્રુતિમાં પ્રપંચવાચક इदं सर्वं એમ શબ્દ છે

તથા પરમાત્માવાચક આત્મા શબ્દ છે. આ બેઉ શબ્દનું સમાનાધિકરણ પ્રતીત થાય છે. તેમાં જડ જગતનું તથા ચેતન સ્વરૂપ આત્માનું વાસ્તવિક રીતે એકપણું નથી. માટે ચેતન અચેતનને એક સ્વરૂપે કરનાર સમાનાધિકરણનો અહીં સંભવ નથી. પણ જેમ योऽयं चोरः स स्थाणुः આ વચનમાં ચોર તથા સ્થાણુ આ બેઉ શબ્દમાં સમાનાધિકરણનો અભાવ છે, તેમ પૂર્વોક્ત શ્રુતિમાં આત્મા તથા સર્વ આ બેઉ પદ વિશે સમાનાધિકરણનો અભાવ છે. અર્થાત્ જેવી રીતે દૃષ્ટાંત વાક્યમાં ચોર તથા સ્થાણુ આ બેઉ પદના સમાનાધિકરણથી સ્થાણુથી ભિન્ન ચોરનો અભાવ પ્રતીત થાય છે, તેમ દાર્ષ્ટાંતિક શ્રુતિવાક્યમાં પણ આત્મા તથા સર્વ આ બેઉ પદના સમાનાધિકરણથી આત્માથી ભિન્નવડે સર્વ જડ જગતનો અભાવ પ્રતીત થાય છે. અર્થાત્ પ્રપંચના અભાવવાળો આત્મા છે, આ રીતનો બોધ શ્રુતિનાં વચનવડે થાય છે. જો જડ પ્રપંચને બ્રહ્મમાં કલ્પિત માનીએ તોજ જડ પ્રપંચનો કારણભાવ સંભવે. બીજું પ્રપંચ કલ્પિત છે, તેથીજ પ્રપંચનો અભાવ કહ્યો છે. પોતાના પ્રતિયોગીરૂપ જડ પ્રપંચ જો કલ્પિત ન હોય તો તેનો અભાવ બની શકે નહી. આથી એમ સિદ્ધ થાય છે કે, જડ પ્રપંચ કલ્પિતરૂપે છે. આ રીતની શ્રુતાર્થાપત્તિવડે ચેતનમાં અચેતનના કલ્પિતપણાનો નિશ્ચય થાય છે. આજ રીતનો અર્થ અન્ય શ્રુતિસ્મૃતિનાં વચનવડે પણ જાણી લેવો.

શિષ્યઃ—ચેતનમાં અચેતનને કલ્પિત માનીએ તો ચેતન કેવી વસ્તુ છે તથા અચેતન કેવી વસ્તુ છે ?

ગુરુઃ—નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સત્ય, પરમાનંદ તથા અદ્વયરૂપ જે બ્રહ્મ છે તે ચેતન કહેવાય છે. તેમજ અજ્ઞાનથી લઈ જેટલા જડ સમૂહો છે, તે સર્વ અચેતન કહેવાય છે.



# બ્રહ્મનાં નિત્યાદિ વિશેષણનું ફળ.

બ્રહ્મમાં વાસ્તવિક રીતે કોઈપણ અનાત્મ વસ્તુનું તાદાત્મ્ય નથી. છતાં ભ્રાંતિવડે બ્રહ્મમાં અનાત્મ વસ્તુનું તાદાત્મ્ય પ્રતીત થાય છે. આ ભ્રાંતિથી સિદ્ધ થયેલ તાદાત્મ્યને નિત્યાદિ વિશેષણો નિવૃત્ત કરે છે. બ્રહ્મનું નિત્યપણું आकाशवत् सर्वगतश्च नित्यः ઈત્યાદિ શ્રુતિના પ્રમાણવડે સિદ્ધ છે. વળી કાર્ય પ્રપંચના ધર્મના તાદાત્મ્યને શુદ્ધ એવું વિશેષણ નિવૃત્ત કરે છે. બ્રહ્મનું શુદ્ધપણું अस्नाविरं शुद्धमपापविद्धं ઈત્યાદિ શ્રુતિના પ્રમાણથી સિદ્ધ છે. તેમાં રાગ દ્વેષાદિ વિકારથી રહિતપણું, એ જ બ્રહ્મમાં શુદ્ધપણું છે. વળી કારણભૂત અજ્ઞાનના તાદાત્મ્યને બ્રહ્મનું બુદ્ધ એવું વિશેષણ નિવૃત્ત કરે છે. સર્વદા એકરસ જ્ઞાનરૂપતાનું નામ બુદ્ધપણું છે. બ્રહ્મનું આ બુદ્ધપણું प्रज्ञानघनः ઇત્યાદિ શ્રુતિના પ્રમાણવડે સિદ્ધ છે. વળી અજ્ઞાનકૃત આવરણના તાદાત્મ્યને મુક્ત એવું બ્રહ્મનું વિશેષણ નિવૃત્ત કરે છે. અહી બંધથી રહિતપણાનું નામ મુકતપણું છે. આ રીતે બ્રહ્મનું મુક્તપણું विमुक्तश्च विमुच्यते ઇત્યાદિ શ્રુતિના પ્રમાણવડે સિદ્ધ છે. વળી મિથ્યાપણાને સત્ય એવું વિશેષણ નિવૃત્ત કરે છે. અહી ત્રણ કાળમાં જેનો બાધ ન થાય, તે સત્ય કહેવાય છે. બ્રહ્મનું સત્યપણું सत्यं ज्ञानमनंतं ब्रह्म। सदेवसोम्येदमग्रआसीत् ઇત્યાદિ શ્રુતિનાં પ્રમાણવડે સિદ્ધ છે. વળી આનંદ એવું વિશેષણ બ્રહ્મના પુરુષાર્થપણાનું નિરૂપણ કરે છે. બ્રહ્મની આનંદરૂપતા आनंदो ब्रह्मेति व्याजानात्। विज्ञानमानंदं ब्रह्म ઈત્યાદિ શ્રુતિનાં પ્રમાણવડે સિદ્ધ છે. વળી અદ્વય એવું વિશેષણ બ્રહ્મની અખંડૈક રસતાનું નિરૂપણ કરે છે. જેમાં દ્વૈતતાનો અભાવ, તે અદ્વય કહેવાય છે. અર્થાત્ ભેદ વાદીઓએ કલ્પના કરેલા પાંચ પ્રકારના ભેદોથી રહિતપણાનું નામ અદ્વય છે. આ પાંચ પ્રકારના ભેદો નીચે

પ્રમાણે છે:-જીવોનો પરસ્પર ભેદ, જીવ તથા ઈશ્વર આ બેઉનો પરસ્પર ભેદ, ઘટાદિ જડ પદાર્થનો પરસ્પર ભેદ, ઇશ્વરનો તથા જડ જગતનો પરસ્પર ભેદ, તથા જીવનો અને જડ જગતનો પરસ્પર ભેદ. આ રીતે જીવ ઇશ્વરાદિ-રૂપ પ્રતિયોગીઓના ભેદવડે ભેદ પાંચ પ્રકારનો છે. આ સર્વ ભેદ કલ્પિત છે. માટે બ્રહ્મમાં પાંચ ભેદથી રહિતપણું સંભવે છે. અથવા તો સજાતીય ભેદ, વિજાતીય ભેદ તથા સ્વગત ભેદ આ ત્રણ ભેદથી જે રહિત હોય, તેનું નામ અદ્વય છે. બ્રહ્મની અદ્વયરૂપતા एकमेवाद्वितीयं ઇત્યાદિ શ્રુતિનાં પ્રમાણવડે સિદ્ધ છે.

## અજ્ઞાનનું સ્વરૂપ.

શિષ્ય:-અજ્ઞાનાદિ જડસમૂહ અચેતન સ્વરૂપે કહેવાય છે. હવે અજ્ઞાનનું સ્વરૂપ, લક્ષણ તથા પ્રમાણ કેવું છે, તે કહેશો.

ગુરુ:-આના સંબંધી હું કહું તે સાંભળ. અજ્ઞાન ત્રિગુણાત્મક છે. અર્થાત્ સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણ છે આત્મારૂપે કહેતાં સ્વરૂપરૂપે જેના, તે ત્રિગુણાત્મક અજ્ઞાન કહેવાય. વળી અજ્ઞાનના કાર્યરૂપ જગતમાં સુખ, દુઃખ તથા મોહરૂપતા પ્રત્યક્ષ પ્રતીત થાય છે. આ સુખાદિ ત્રણે યથાક્રમે સત્વાદિ ત્રણ ગુણના પરિણામરૂપે છે. વળી કારણના સમાન સ્વભાવવાળું કાર્ય હોય છે. માટે જગત્રૂપ કાર્યમાં ત્રિગુણરૂપતા જોવાથી કારણભૂત અજ્ઞાનમાં પણ ત્રિગુણરૂપતાની કલ્પના કરવામાં આવે છે. વળી अजामेकां लोहितशुक्लकृष्णां આ શ્રુતિ પણ અજ્ઞાનને ત્રિગુણરૂપે કહે છે. આ પ્રમાણે અજ્ઞાનનું સ્વરૂપ જાણવું.

# અજ્ઞાનનું લક્ષણ.

सद्सद्विलक्षणम् अज्ञानम् અર્થ:-સત્ય પદાર્થથી તથા અસત્ય પદાર્થથી જે વિલક્ષણ હોય, તે અજ્ઞાન કહેવાય છે. અર્થાત્ જેનું સત્યરૂપે તેમજ અસત્યરૂપે નિરૂપણ ન થઇ શકે, તે અજ્ઞાન કહેવાય છે. જો અજ્ઞાનને સત્ય માનીએ તો સત્ય બ્રહ્મની માફક અજ્ઞાનનો નાશ થવો જોઇએ નહિ. પણ બ્રહ્મજ્ઞાનવડે અજ્ઞાનનો નાશ થાય છે. માટે અજ્ઞાન સત્યરૂપે કરી નિરૂપણ થઇ શકે એમ નથી. વળી અજ્ઞાનને જો સત્ય માનીએ તો અસત્ય વંધ્યાપુત્રની માફક અજ્ઞાન પ્રત્યક્ષ થવું જોઇએ નહિ. વળી અજ્ઞાન હું બ્રહ્મને નથી જાણતો, આ રીતના પ્રત્યક્ષ અનુભવનો વિષય થઇ પ્રતીત થાય છે. માટે અજ્ઞાન અસત્યરૂપે કરી નિરૂપણ થઇ શકતું નથી. આ કારણથી અજ્ઞાનને અનિર્વચનીય કહેવામાં આવે છે. બીજું असद्विलक्षणं अज्ञानम् એટલુંજ જો અજ્ઞાનનું લક્ષણ હોય તો વંધ્યાપુત્રાદિ અસત્ય પદાર્થથી વિલક્ષણ જે સત્ય બ્રહ્મ છે, તેમાં આ લક્ષણની અતિવ્યાપ્તિ થાય. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં सद्विलक्षणं એવું પદ કહ્યું છે. પણ બ્રહ્મ સતથી વિલક્ષણ નથી, તેથી તેમાં અતિવ્યાપ્તિ હોય નહિ. વળી सद्विलक्षणं अज्ञानम् એટલુંજ માત્ર જો અજ્ઞાનનું લક્ષણ હોય તો સત્ય બ્રહ્મથી વિલક્ષણ વંધ્યાપુત્રાદિ અસત્ય પદાર્થમાં આ લક્ષણની અતિવ્યાપ્તિ થાય. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં असद्विलक्षणं આ પદનું નિરૂપણ કરેલ છે. આ વંધ્યાપુત્રાદિ અસત્‌થી વિલક્ષણ નથી. માટે તેમાં અતિ-વ્યાપ્તિ હોય નહિ. વળી વાસ્તવિક રીતે વિચાર કરી જોઇએ તો सद्विलक्षणं अज्ञानम् એટલુંજ માત્ર અજ્ઞાનનું લક્ષણ સંભવે છે. માટે અસત્ એવું પદ વ્યર્થ છે. કારણ કે જે કાંઇ

અસત્ વસ્તુ હોય, તેનું સત્પણું સંભવશે નહિ. વળી જો કોઈ અસત્ વસ્તુજ નથી તો શેમાં લક્ષણની અતિવ્યાપ્તિ થશે? માટે અજ્ઞાનના લક્ષણમાં અસદ્વિલક્ષણ એવું જે પદ ગ્રંથકારે આપ્યું છે, તે કેવળ શિષ્યની બુદ્ધિની વૃદ્ધિ માટે આપ્યું છે.

શિષ્યઃ—જેમ અજ્ઞાન સતથી વિલક્ષણ છે, તેમ આ કાર્ય પ્રપંચ પણ સતથી વિલક્ષણ છે. માટે કાર્ય પ્રપંચમાં અજ્ઞાનના લક્ષણની અતિવ્યાપ્તિ થાય છે.

ગુરુઃ—પૂર્વોક્ત લક્ષણમાં અનાદિ એવો શબ્દ આપવાથી અતિવ્યાપ્તિ થતી નથી. અર્થાત્ सद्विलक्षणमनादि अज्ञानं એવું અજ્ઞાનનું લક્ષણ છે. કાર્ય પ્રપંચમાં અનાદિપણું નથી. માટે પ્રપંચમાં લક્ષણની અતિવ્યાપ્તિ હોય નહિ.

શિષ્યઃ—આ લક્ષણની અતિવ્યાપ્તિ જીવ તથા ઈશ્વરમાં થાય છે. કારણ કે જીવ ઇશ્વર કલ્પિત હોવાથી સતથી વિલક્ષણ તથા અનાદિ છે. બીજું जीवेशावाभासेन करोति. આ શ્રુતિ વચનવડે તેમજ मायामासेन जीवेशौ करोतीति श्रुतत्वतः, कल्पितावेव जीवेशौ ताभ्यां सर्वं प्रकल्पितम् આ વિદ્યારણ્ય સ્વામીના વચનવડે જીવ ઇશ્વરમાં કલ્પિતપણું સિદ્ધ થાય છે. વળી 'जीवेशौ च विशुद्धा चिद्विभागस्तु-तयोर्द्वयोः, अविद्या तच्चितोर्योगः षडस्माकमनादयः અર્થઃ—જીવ, ઈશ્વર, શુદ્ધ ચૈતન્ય, આ ત્રણેનો પરસ્પર ભેદ, અવિદ્યા તથા અવિદ્યાનો ચૈતન્ય સાથે સંબંધ, આ છ પદાર્થ મારા મત પ્રમાણે અનાદિ છે. આ સાંપ્રદાયિક વચનવડે જીવ ઇશ્વરમાં અનાદિપણું સિદ્ધ થાય છે. માટે જીવ ઇશ્વરમાં પૂર્વોક્ત લક્ષણની અતિવ્યાપ્તિ ટળી શકે એમ નથી.

ગુરુઃ—આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે લક્ષણમાં ज्ञाननिवर्त्यं આ પદનું નિરૂપણ કરવામાં આવ્યું છે. બીજું यतो ज्ञानमज्ञानस्यैव निवर्तकम् આ વચનવડે પંચપા-

દિકાચાર્યે જ્ઞાનવડે કેવળ અજ્ઞાન માત્રનીજ નિવૃત્તિ કહી છે. પણ અન્યની નિવૃત્તિ કહી નથી. વળી જીવ ઇશ્વરાદિ ભાવની નિવૃત્તિ અજ્ઞાનની નિવૃત્તિવડે થાય છે. માટે જીવ ઇશ્વરમાં જ્ઞાનવડે નિવૃત્તપણું નથી. માટે જીવ ઇશ્વરમાં પૂર્વોક્ત લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. માટે सद्विलक्षणमनादि ज्ञाननिवर्त्यम् अज्ञानम् એમ અજ્ઞાનનું લક્ષણ સિદ્ધ થાય છે. અથવા તો अनाद्युपादानं ज्ञाननिवर्त्यं अज्ञानम् એવું બીજું અજ્ઞાનનું લક્ષણ કરવું. આ લક્ષણમાં અનાદિ પ્રાગભાવરૂપ અતિવ્યાપ્તિની નિવૃત્તિ માટે ઉપાદાન એવો શબ્દ કહ્યો છે. તેમજ ઘટાદિ કાર્યના ઉપાદાન કારણરૂપ મૃત્તિકાદિમાં અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા અનાદિ એવા શબ્દનું નિરૂપણ કર્યું છે. વળી અનાદિ તથા બિવર્ત ઉપાદાનરૂપ બ્રહ્મમાં અતિવ્યાપ્તિની નિવૃત્તિ માટે જ્ઞાનનિવર્ત્ય એવા શબ્દનું નિરૂપણ કર્યું છે. અહીં અજ્ઞાનમાં પરિણામ ઉપાદાનતા ગ્રહણ કરવી. વળી કેટલાક જ્ઞાનના અભાવને અજ્ઞાન કહે છે. આમ માનનારાનું ખંડન કરવા માટે અજ્ઞાનને ભાવરૂપે માન્યો છે.

## અજ્ઞાનમાં પ્રમાણ.

अहं ब्रह्म न जानामि અર્થઃ—હું બ્રહ્મને નથી જાણતો, આ રીતના અજ્ઞાન સંબંધી પ્રત્યક્ષ અનુભવ સર્વ પ્રાણી માત્રને હોય છે. માટે અજ્ઞાનમાં એક પ્રત્યક્ષ પ્રમાણ છે. બીજું તેમાં શ્રુતિ તથા સ્મૃતિ પણ પ્રમાણરૂપે છે. કહ્યું છે કે, ' ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिस्वगुणैर्निगूढाम्. અર્થઃ—કાલ સ્વભાવાદિ કારણમાં અનેક પ્રકારના દોષો જોઇ જગતના કારણનો નિશ્ચય કરવા બ્રહ્મમાં ધ્યાનપરાયણ બ્રહ્મવેત્તા પુરુષ દેવાત્મશક્તિને જગતના કારણરૂપે જોવા લાગ્યા. આ અજ્ઞાનરૂપ શક્તિ પોતાના સત્વાદિ ગુણવડે ઢંકાયલી છે.' આ શ્રુતિનો અર્થ ગુજરાતીમાં છપાયલા

આત્મપુરાણના આઠમા અધ્યાયમાં વિસ્તારથી કહ્યો છે. વળી સ્મૃતિમાં કહ્યું છે કે, 'अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जंतवः ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः અર્થ:-જે જીવનું જ્ઞાન અજ્ઞાનનડે આવૃત છે, તે જીવ અજ્ઞાનકૃત આવરણવડે સંસારને પામે છે. વળી જે જીવનું અજ્ઞાન ગુરુ શાસ્ત્રના પ્રસાદજન્ય જ્ઞાનવડે નિવૃત્ત થયું છે, તે પુરુષનું अहं ब्रह्मास्मि એવું જ્ઞાન પ્રત્યક્ અભિન્ન બ્રહ્મનો પ્રકાશ કરે છે.' આ રીતે ગીતામાં અજ્ઞાનના સંબંધમાં પ્રમાણ છે. વળી આ જ સ્મૃતિમાં અજ્ઞાનને બ્રહ્મના સ્વરૂપના આવરકરૂપે નિરૂપણ કર્યું છે. આમ આવરણ કરવાપણું ભાવરૂપ પદાર્થમાંજ હોય છે, પણ અભાવરૂપ પદાર્થમાં હોતું નથી. માટે જ્ઞાનના અભાવને અજ્ઞાનરૂપે જે નૈયાયિકો માને છે, તેઓએ આ સ્મૃતિવચનના વિરોધને લીધે અજ્ઞાનને ભાવરૂપે માનવો જોઇએ. માટે આ ગીતાવચન અજ્ઞાનની ભાવરૂપતામાં પ્રમાણરૂપે છે. વળી એ જ ગીતામાં જ્ઞાનવડે અજ્ઞાનના નાશનું નિરૂપણ કર્યું છે. માટે ત્રિગુણાત્મક, અચેતનરૂપે, સ્વતંત્રરૂપે, પારમાર્થિકરૂપે, પરિણામીરૂપે તથા નિત્યરૂપે જે પ્રધાન છે, તે જ પ્રધાન અજ્ઞાનરૂપે છે, એમ જે સાંખ્યવાદીઓ માને છે, તેનું પણ ખંડન થયલું જાણવું. બીજું અચેતન રથાદિની પ્રવૃત્તિ ચેતનને અધીન થઈ જોવામાં આવે છે. પણ સ્વતંત્ર પ્રવૃત્તિ હોતી નથી. માટે પ્રધાનને એકવાર અચેતનરૂપે માનવું તથા એકવાર સ્વતંત્ર માનવું, એ તદ્દન વિરૂદ્ધ છે. વળી અવયવતાને લીધે પરિણામી ક્ષીર આદિનું અનિત્યપણું જોવામાં આવે છે. માટે પ્રધાનને પરિણામી માની ફરી નિત્યરૂપે માનવું, એ પણ અત્યંત વિરૂદ્ધ છે; માટે સાંખ્યાદિનો મત યોગ્ય નથી. અહીં સૂધી અજ્ઞાનનું સ્વરૂપ, લક્ષણ તથા પ્રમાણનું નિરૂપણ કર્યું.



# અજ્ઞાનના વિભાગનું નિરૂપણ.

આ અજ્ઞાન માયા તથા અવિદ્યા એવા ભેદવડે બે પ્રકારનું છે. શુદ્ધ સત્વગુણ પ્રધાનવાળું જે અજ્ઞાન, તે માયા કહેવાય છે. વળી ચલિત સત્વગુણ પ્રધાનવાળું જે અજ્ઞાન, તે અવિદ્યા કહેવાય છે. અહીં જ્યારે સત્વગુણ રજ તથા તમ આ બે ગુણોવડે તિરસ્કારને પ્રાપ્ત થતો નથી, ત્યારે તે સત્વગુણ શુદ્ધ કહેવાય છે. પણ જ્યારે સત્વગુણ રજોગુણ તથા તમોગુણવડે તિરસ્કારને પામે છે ત્યારે તે સત્વગુણ મલિન કહેવાય છે. આ રીતે એક જ અજ્ઞાન સત્વગુણની શુદ્ધિવડે માયારૂપે થાય છે તથા સત્વગુણની મલિનતાવડે અવિદ્યારૂપે થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "माया चाविद्या च स्वयमेव भवति અર્થ:–મૂળ પ્રકૃતિરૂપ અજ્ઞાન પોતેજ માયારૂપે તથા અવિદ્યા રૂપે થાય છે." વળી માયા તથા અવિદ્યા આ રીતની બે ઉપાધિવડે એક જ ચૈતન્ય જીવ તથા ઇશ્વર એવા ભેદવડે બે પ્રકારનું થાય છે. અહીં માયામાં પ્રતિબિંબિત ચૈતન્ય ઇશ્વર કહેવાય છે તથા અવિદ્યામાં પ્રતિબિંબિત થયલું ચૈતન્ય જીવ કહેવાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, जीवेशावाभासेन करोति અર્થ:–અજ્ઞાન પોતાના ભાસવડે જીવ તથા ઇશ્વર બેઉરૂપે થાય છે. કેટલાક ગ્રંથકાર તો માયા તથા અવિદ્યાના ભેદનું વર્ણન નીચે પ્રમાણે કરે છે:–અજ્ઞાનની શક્તિ બે પ્રકારની છે, એક જ્ઞાનશક્તિ તથા બીજી ક્રિયા શક્તિ. કાર્યને ઉત્પન્ન કરનાર કારણમાં રહેલ જે સામર્થ્ય તે શક્તિ. તેમાં જ્ઞાનને ઉત્પન્ન કરનારી જે શક્તિ, તે જ્ઞાન શક્તિ કહેવાય છે તથા ક્રિયાને ઉત્પન્ન કરનારી જે શક્તિ, તે ક્રિયાશક્તિ કહેવાય છે. તેમાં રજ તથા તમ આ બે ગુણવડે જે સત્વગુણ અભિભવને ન પામે, તે સત્વગુણ જ્ઞાનશક્તિરૂપે કહેવાય છે. વળી सत्वात्संजायते ज्ञानं આ વચનવડે ગીતામાં ભગવાને સત્વગુણથી જ્ઞાનની ઉત્પત્તિ કહી છે.

માટે સત્વગુણ જ્ઞાનરૂપે છે, એમ ગીતાનું વચન પ્રમાણરૂપે છે. વળી સત્વગુણવડે અભિભવને નહિ પામેલ જે રજ તથા તમ આ બે ગુણો છે, તે બેઉ ગુણો ક્રિયાશક્તિરૂપે કહેવાય છે. વળી ક્રિયાશક્તિ બે પ્રકારની છે—એક આવરણ શક્તિ તથા બીજી વિક્ષેપશક્તિ. તેમાં આવરણને ઉત્પન્ન કરનારી શક્તિને આવરણશક્તિ કહે છે તથા વિક્ષેપને ઉત્પન્ન કરનારી શક્તિને વિક્ષેપશક્તિ કહે છે.

## આવરણશક્તિનું સ્વરૂપ.

સત્વ તથા રજ આ બે ગુણોવડે અભિભવને નહિ પામેલ જે તમોગુણ છે, તે તમોગુણ આવરણ શક્તિરૂપે કહેવાય છે. આ જ પ્રમાણે ભગવાન્ ભાષ્યકારે પણ કહ્યું છે. ભાષ્યમાં કહ્યું છે કે, "कृष्णं तमः आवरणात्मकत्वात् અર્થ:—તમો ગુણ આવરણરૂપ હોવાથી કૃષ્ણ શબ્દ તમોગુણનો વાચક છે." આ પ્રમાણે ભાષ્યકારે તમોગુણ આવરણરૂપે છે, એમ શ્રુતિના વ્યાખ્યાનમાં નિરૂપણ કર્યું છે. માટે તમોગુણમાં આવરણ શક્તિરૂપપણું સંભવે છે.

## આવરણશક્તિનું લક્ષણ.

'नास्ति न प्रकाशते इति व्यवहारहेतुः आवरणशक्तिः અર્થ—બ્રહ્મ નથી તથા બ્રહ્મ ભાસતો નથી. આ રીતના વ્યવહારના કારણને આવરણશક્તિ કહે છે.' આ રીતે પૂર્વની જ્ઞાન શક્તિનું પણ अस्ति प्रकाशते इति व्यवहारकारणं ज्ञानशक्तिः આ રીતનું લક્ષણ જાણી લેવું. આવરણશક્તિનું લક્ષણ વિદ્યારણ્યસ્વામીએ નીચે પ્રમાણે કહ્યું છે:—'न भाति नास्ति कूटस्थ इत्यापादनमावृत्तिः અર્થ—કૂટની માફક નિર્વિકારરૂપે જે રહેલ હોય, તેનું નામ કૂટસ્થ છે. આવા પરમાત્મા દેવ છે. આ પરમાત્મા દેવ નથી તેમજ તેનો ભાસ થતો નથી, આ રીતના વ્યવહારના કારણને આવરણશક્તિ કહે છે'.

## વિક્ષેપશક્તિનું નિરૂપણ.

તમ તથા સત્વ આ બેઉ ગુણવડે રજોગુણ અભિભવને નહિ પ્રાપ્ત થાય તો તે રજોગુણ વિક્ષેપ શક્તિરૂપે કહેવાય છે. रजसो लोभ एव च આ ગીતાના વચનમાં રજોગુણથી લોભાદિની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું છે. બીજું લોભ, મદ, મત્સર ઇત્યાદિમાં વિક્ષેપની કારણુતા પ્રસિદ્ધ છે. માટે વિક્ષેપ શક્તિમાં ગીતાનું વાક્ય પ્રમાણરૂપે છે.

## વિક્ષેપશક્તિનું લક્ષણ.

आकाशादिप्रपंचोत्पत्तिहेतुः विक्षेपशक्तिः અર્થ:–આકાશાદિ પ્રપંચના ઉત્પત્તિના કારણરૂપે જે શક્તિ છે, તે વિક્ષેપશક્તિ કહેવાય છે. આ વિક્ષેપશક્તિનું લક્ષણ આચાર્યોએ નીચે પ્રમાણે કહ્યું છે:–'विक्षेपशक्तिर्लिंगादि ब्रह्मांडांतम् जगत् सृजेत् અર્થ:– સમષ્ટિ, વ્યષ્ટિરૂપ લિંગ શરીરથી લઈ ચૌદ ભુવનરૂપ બ્રહ્માંડ સર્વ જગતને આ વિક્ષેપશક્તિ ઉત્પન્ન કરે છે. આથી એમ સિદ્ધ થાય છે કે, પૂર્વોક્ત અજ્ઞાન જ આવરણશક્તિ પ્રધાનરૂપે થાય છે તથા તે અવિદ્યા કહેવાય છે. વિક્ષેપાદિ શક્તિ પ્રધાનરૂપે થાય છે, ત્યારે તે માયા કહેવાય છે.

શિષ્ય:–આવરણશક્તિ પ્રધાનરૂપ અજ્ઞાનને માયા રૂપતા કેમ ન થાય તથા વિક્ષેપાદિ શક્તિ પ્રધાન અજ્ઞાનને અવિદ્યા-રૂપતા કેમ ન થાય ?

ગુરુ:–શાસ્ત્રવેત્તા પુરુષોએ માયાનું તથા અવિદ્યાનું લક્ષણ નીચે પ્રમાણે કહ્યું છે:–'स्वाश्रयाव्यामोहकरी माया અર્થ:– પોતાના આશ્રયને જે વ્યામોહની પ્રાપ્તિ નહિ કરે, તે માયા કહેવાય છે.' વળી 'स्वाश्रयव्यामोहकरीं अविद्या અર્થ–પોતાના આશ્રયને વ્યામોહની જે પ્રાપ્તિ કરે છે, તે અવિદ્યા કહેવાય.' આવરણશક્તિને મોહકારીપણું છે. માટે આવરણશક્તિ પ્રધાન,

અજ્ઞાન તથા અવિદ્યા કહેવાય છે, પણ માયા કહેવાતી નથી. વિક્ષેપાદિ શક્તિમાં મોહકારીપણું નથી. માટે વિક્ષેપાદિ શક્તિ પ્રધાન અજ્ઞાન માયારૂપે કહેવાય છે. પણ અવિદ્યા કહેવાતી નથી. અહિં વિક્ષેપાદિમાં આદિ શબ્દોવડે પૂર્વોક્ત જ્ઞાનશક્તિનું પણ ગ્રહણ કરવું. આ રીતનો માયા તથા અવિદ્યાનો ભેદ સ્મૃતિમાં પણ કહ્યો છે. સ્મૃતિમાં કહ્યું છે કે, 'तरत्यविद्यां विततां हृदि यस्मिन्निवेशिता। योगी मायाममेयाय तस्मै विद्यात्मने नमः અર્થઃ—હૃદયમાં જે પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી બ્રહ્મવેત્તા યોગી પુરુષ આવરણશક્તિપ્રધાન અજ્ઞાનરૂપ અવિદ્યાનો તથા વિક્ષેપ શક્તિપ્રધાન અજ્ઞાનરૂપ માયાનો નાશ કરે છે, તે જ્ઞાન સ્વરૂપ અપ્રમેય બ્રહ્મને મારા નમસ્કાર છે'.

## માયા તથા અવિદ્યાનું ફળ.

માયા ઉપહિત ચૈતન્ય ઈશ્વર કહેવાય છે તથા જગતના કારણરૂપે કહેવાય છે. તેમજ અંતર્યામીરૂપે કહેવાય છે. एष सर्वेश्वरः આ શ્રુતિ માયા ઉપહિત ચૈતન્યને ઈશ્વર કહે છે. एषोंतर्यामी આ શ્રુતિ તેને અંતર્યામી કહે છે. વળી एषो योनिः सर्वस्य આ શ્રુતિ તેને સર્વના કારણરૂપે કહે છે. માટે માયા ઉપહિત ચૈતન્યના ઈશ્વરપણામાં, અંતર્યામીપણામાં તથા જગતના કારણપણામાં આ શ્રુતિજ પ્રમાણરૂપે છે. માયા ઉપહિત ચૈતન્ય તત્‌પદના વાચ્ય અર્થરૂપે છે તથા પૂર્વોક્ત અવિદ્યાવડે ઉપહિત ચૈતન્ય જીવ કહેવાય છે. તેમજ પ્રાજ્ઞ કહેવાય છે. આ જીવ ત્વંપદના વાચ્ય અર્થરૂપે છે. અહિં ઉપહિત શબ્દવડે પ્રતિબિંબિતનું ગ્રહણ કરવું અર્થાત્ માયામાં પ્રતિબિંબિત ચૈતન્ય ઈશ્વર કહેવાય છે તથા અવિદ્યામાં પ્રતિબિંબિત ચૈતન્ય જીવ કહેવાય છે. આ વાત વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીમાં નીચે પ્રમાણે કહી છેઃ—

**तमोरजः सत्वगुणा प्रकृतिर्द्विविधा च सा ॥**
**सत्वशुद्ध्यविशुद्धिभ्यां मायाऽविद्ये च ते मते ॥१॥**
**मायाबिंबो वशीकृत्य तां स्यात्सर्वज्ञ ईश्वरः ॥**
**अविद्यावशग स्त्वन्यस्तद्वैचिञ्याद‌नेकधा ॥ २ ॥**

અર્થ:—સચ્ચિદાનંદ બ્રહ્મના પ્રતિબિંબવાળી તથા સત્વ, રજ અને તમ આ ત્રણ ગુણરૂપ જે પ્રકૃતિ છે, તે માયા તથા અવિદ્યા એવા ભેદવડે બે પ્રકારની છે. શુદ્ધ સત્વગુણની પ્રધાનતાવડે આ પ્રકૃતિ માયા કહેવાય છે. તથા મલીન સત્વગુણની પ્રધાનતાવડે આ પ્રકૃતિ અવિદ્યા કહેવાય છે. તેમાં માયાવિષે રહેલ પ્રતિબિંબરૂપે જે ચૈતન્ય છે, તે માયાને પોતાને વશ કરી સર્વજ્ઞ તથા ઇશ્વરરૂપે થાય છે. વળી અવિદ્યામાં પ્રતિબિંબવાળું જે ચૈતન્ય છે, તે જીવ કહેવાય છે. આ જીવ ચૈતન્ય અવિદ્યાને વશ થાય છે તથા તે અવિદ્યાની વિચિત્રતાથી પોતે પણ દેવ મનુષ્યાદિરૂપે અનેક પ્રકારે થાય છે અર્થાત્ પૂર્વોક્ત શુદ્ધ સત્વગુણ પ્રધાન માયા એક હોય છે. માટે માયામાં પ્રતિબિંબવાળું ઈશ્વર ચૈતન્ય પણ એક હોય છે. વળી પૂર્વોક્ત મલીન સત્વ પ્રધાન અવિદ્યા મલીનતાની વિચિત્રતાવડે અનેક પ્રકારની હોય છે. માટે અવિદ્યામાં પ્રતિબિંબિત જીવ ચૈતન્ય પણ અનેક પ્રકારનું થાય છે. આથી અનેક પ્રકારનો જીવ થાય છે.' આના સંબંધમાં શ્રુતિ વિષે નીચે પ્રમાણેનાં પ્રમાણો છે:—'अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । અર્થ.—માયોપાધિ પરમાત્મા સૃષ્ટિના આદિકાળમાં આકાશાદિ બ્રહ્માંડવાળા જગતને વેદના શબ્દવડે ઉત્પન્ન કરવા લાગ્યા અર્થાત્ પરમાત્મા ભૂ એવા વેદ શબ્દને ઉચ્ચારી પૃથ્વીને ઉત્પન્ન કરવા લાગ્યા. આકાશાદિ શબ્દનો ઉચ્ચાર કરી આકાશાદિને ઉત્પન્ન કરવા લાગ્યા. આ વાત स भूरित्युक्त्वा भुवमसृजत् वेदशब्देभ्य एवादौ निर्ममे स महेश्वरः ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિનાં વચનોમાં આત્મા પ્રસિદ્ધ છે. આ ઉત્પન્ન

થયેલા જગતમાં અવિદ્યા ઉપાધિવાળો જીવ પૂર્વોક્ત માયાવડે દેહાદિમાં હું તથા મારૂં એવા અભિમાનવડે બંધાયલો હોય છે. વળી માયાને જગતના ઉપાદાન કારણરૂપે જાણવી તથા માયા ઉપાધિવાળા ચૈતન્યને જગતના કર્તા મહેશ્વરરૂપે જાણવા.' અર્થાત્ શુદ્ધ બ્રહ્મમાં જગતની કારણતા નથી, પણ માયા ઉપાધિ પરમાત્મામાં જગતની કારણતા છે. આ પરમાત્મા માયોપાધિની પ્રધાનતાવડે જગતના ઉપાદાન કારણરૂપે છે. તેમજ પોતાના ચૈતન્યરૂપની પ્રધાનતાવડે જગતના કર્તારૂપ નિમિત્ત કારણરૂપે છે. પૂર્વોક્ત બેઉ મતમાં અજ્ઞાન એક છે, છતાં માયા તથા અવિદ્યાના ભેદને સિદ્ધ કરી, જીવ તથા ઈશ્વરનો ભેદ તથા જીવનું અનેકપણું દર્શાવ્યું.

## જીવ ઇશ્વરનો ભેદ તથા એકતા.

જેમ એક દેવદત્ત નામનો પુરુષ રસોઇ તથા પાઠની ક્રિયારૂપ નિમિત્તના ભેદવડે પાચકરૂપે તથા પાઠકરૂપે, એમ બેઉ નામવડે કહેવાય છે. તેમજ એકજ અજ્ઞાન, વિક્ષેપ તથા આવરણ શક્તિરૂપ નિમિત્તના ભેદવડે માયા તથા અવિદ્યા આ બેઉ નામવડે કહેવાય છે. અર્થાત્ જેમ પાચક તથા પાઠક આ બેઉ શબ્દ એકજ દેવદત્ત પુરુષના વાચક છે, પણ વાચક શબ્દના ભેદવડે દેવદત્ત પુરુષમાં ભેદ હોતો નથી. તેમજ માયા તથા અવિદ્યા આ બેઉ શબ્દો એકજ અજ્ઞાનના વાચક છે. પણ વાચક શબ્દના ભેદવડે અજ્ઞાનનો ભેદ સંભવતો નથી. માટે માયા તથા અવિદ્યાનો ભેદ નથી. એક અજ્ઞાનરૂપ અવિદ્યામાં જે ચૈતન્યનું પ્રતિબિંબ છે, તે જીવ કહેવાય છે તથા અવિદ્યા ઉપહિત બિંબ ચૈતન્ય ઈશ્વર કહેવાય છે. આ રીતે માયા તથા અવિદ્યાના ભેદને નહિં અંગીકાર કરી બિંબ પ્રતિબિંબ ભાવવડે જીવ ઈશ્વરનો ભેદ સંભવે છે. આ વાત શ્રી વ્યાસ ભગવાને પણ કહી છે. બ્રહ્મસૂત્રમાં કહ્યું છે કે, आभास एव च અર્થ:—જેમ

જળાદિ ઉપાધિમાં સૂર્ય ચંદ્રાદિનું પ્રતિબિંબ થાય છે, તેમ બિંબભૂત ઈશ્વરનું જીવ ચૈતન્ય પણ પ્રતિબિંબરૂપે છે.

## જીવ તથા ઈશ્વરની ઉપાધિ.

શિષ્યઃ—જેમ સૂર્યાદિના પ્રતિબિંબનું જળાદિ ઉપાધિ હોય છે, તેમ બિંબભૂત ઈશ્વર તથા જીવરૂપ પ્રતિબિંબનું કોણ ઉપાધિ છે?

ગુરુઃ—કેટલાક ગ્રંથકારો અંતઃકરણને જીવની ઉપાધિરૂપે માને છે. કારણ કે અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યમાંજ હું કર્તા, હું ભોક્તા, આ રીતે કર્તૃત્વ, ભોક્તૃત્વાદિ સંસારનો અનુભવ હોય છે. વળી कार्योपाधिरयं जीवः આ શ્રુતિ પણ અંતઃકરણરૂપ કાર્યને જીવની ઉપાધિરૂપે કહે છે. માટે પ્રતિબિંબિતરૂપ જીવનું અંતઃકરણ ઉપાધિ છે. આ અંતઃકરણ અનેક તથા પરિચ્છિન્ન છે. માટે અંતઃકરણમાં પ્રતિબિંબિતરૂપ જીવ પણ અનેક તથા પરિછિન્ન છે. વળી કેટલાક એમ કહે છે કે, અંતઃકરણ અજ્ઞાનનું કાર્ય હોવાથી પરતંત્ર છે. માટે અંતઃકરણમાં બિંબ પ્રતિબંબ રૂપથી જીવ તથા પરમાત્માનું ભેદપણું સંભવતું નથી. માટે અંતઃકરણ જીવની ઉપાધિરૂપે નથી. પણ સ્વતંત્ર હોવાથી અજ્ઞાન જ જીવની ઉપાધિરૂપે છે. વળી જીવની ઉપાધિરૂપ અજ્ઞાન એક નથી, પણ અનેક છે. બીજું અજ્ઞાનરૂપ ઉપાધિના અનેકપણાથી અજ્ઞાનમાં પ્રતિબિંબરૂપ જીવ પણ અનેક છે. વળી બ્રહ્મમાં આરોપિત હોવાથી અજ્ઞાન પરિચ્છિન્ન છે. માટે અજ્ઞાનમાં પ્રતિબિંબરૂપ જીવ પણ પરિચ્છિન્ન છે તથા પરસ્પર ભેદવાળો છે. માટે પુણ્યપાપ કર્મના સુખદુઃખરૂપ ફળનો વ્યતિરેક હોતો નથી. એકના સુખી હોવાથી અથવા દુઃખી હોવાથી સર્વને સુખની અથવા દુઃખની જે પ્રાપ્તિ છે, તેનું નામ કર્મફળનું વ્યતિરેક છે. તેથી જેવી રીતે એક જીવમાં બને

છે, તે જ પ્રમાણે અનેક જીવમાં બનતું નથી; માટે અનેક અજ્ઞાન બિંબરૂપ ઇશ્વરનો તથા પ્રતિબિંબરૂપ જીવનો પરસ્પર ભેદ કરનાર ઉપાધિ છે. આ રીતનો વ્યાસ સૂત્રનો અર્થ અનેક જીવાદિના મત પ્રમાણે સિદ્ધ થાય છે. વળી કેટલાક ગ્રંથકારો એમ કહે છે કે, જીવ ઈશ્વરનો ભેદ કરનાર ઉપાધિ સ્વતંત્ર હોવાથી તે અજ્ઞાનરૂપે છે. પણ આ અજ્ઞાન અનેકરૂપે નથી, પણ એકરૂપે છે. આ એક અજ્ઞાનમાં ચૈતન્યના પ્રતિબિંબરૂપ જે જીવ છે, તે જીવ પણ અજ્ઞાનરૂપ ઉપાધિના એકપણાવડે એક જ તથા પરિચ્છિન્ન છે. અહી अजामेकां लोहितशुक्लकृष्णाम् આ શ્રુતિ અજ્ઞાનના એકપણામાં પ્રમાણરૂપે છે. વળી इन्द्रो मायाभिः पुरुरूप ईयते આ શ્રુતિમાં માયાનું અનેકપણું જે નિરૂપણ કર્યું છે, તે માયારૂપ અજ્ઞાનની શકિતઓના અનેકપણાને અથવા સત્વ આદિ ગુણના અનેકપણાને લઈ નિરૂપણ કર્યું છે. માટે શ્રુતિનો વિરોધ નથી. વળી अजो ह्येको जुषमाणोऽनुशेते આ શ્રુતિ જીવના એકપણામાં પ્રમાણરૂપે છે તથા आभास एव च આ સૂત્રમાં એકવચનવડે સૂત્રકારે જીવનું એકપણું નિરૂપણ કર્યું છે. માટે જીવ એક માનવો જોઈએ.

શિષ્ય:—જો જીવને એક માનશો તો આપના મત પ્રમાણે બંધમોક્ષની વ્યવસ્થા કેવી રીતે થશે? અર્થાત્ તત્વજ્ઞાનવડે કેટલાક જીવ મુકત થાય છે તથા જ્ઞાનની અપ્રાપ્તિવડે કેટલાક જીવ બંધયુકત થાય છે. આ રીતની બંધમોક્ષની વ્યવસ્થા જેમ અનેક જીવના સંબંધમાં સંભવે છે, તેમ એક જીવના સંબંધમાં આ વ્યવસ્થા સંભવતી નથી.

ગુરુ:—જો કે અજ્ઞાન તથા જીવ એક છે, છતાં એક અજ્ઞાન કાર્યભૂત જે અંતઃકરણ છે, તે અનેક છે. વળી અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યનું નામ પ્રમાતા છે. માટે અંતઃકરણ અનેક હોવાથી પ્રમાતા પણ અનેક છે. આથી તત્વજ્ઞાનવડે એક પ્રમાતા

મુક્ત છતાં તત્વજ્ઞાનથી રહિત બીજો પ્રમાતા બદ્ધ થાય છે. આ રીતે પ્રમાતાના ભેદને અંગીકાર કરવાથી એક જીવના સંબંધમાં પણ બંધ મોક્ષની વ્યવસ્થા સંભવે છે.

શિષ્ય—એક જીવને માનનારા એવા આપના મત પ્રમાણે મોક્ષ વસ્તુ શું છે ? આપ એમ કહો કે, અવિદ્યાની નિવૃત્તિ, એ જ મોક્ષ છે તો તેના સંબંધમાં પણ વિચાર કરવો જોઇએ. શું કાર્યફળરૂપ અવિદ્યાની નિવૃત્તિ, એ મોક્ષ છે ? અથવા મૂળ વિદ્યાની નિવૃત્તિ એ મોક્ષ છે ? આમાં પ્રથમ પક્ષ સંભવશે નહિ. કારણ કે દેહાદિમાં આત્મત્વાદિ બુદ્ધિરૂપ જે ભ્રાંતિજ્ઞાન છે, તેનું નામ કાર્ય અવિદ્યા છે. બીજી સર્વ ભ્રાંતિજ્ઞાનની નિવૃત્તિ સંભવતી નથી. વળી મૂળઅવિદ્યા વિદ્યમાન હોવાથી ફરી ભ્રાંતિજ્ઞાનની ઉત્પત્તિ અવશ્ય થશે. પણ જરા સરખા ભ્રાંતિજ્ઞાનની નિવૃત્તિને પુરુષાર્થરૂપતા નથી. માટે કાર્યરૂપ અવિદ્યાની નિવૃત્તિને મોક્ષરૂપતા સંભવતી નથી. વળી આપ જો એમ કહો કે, અજ્ઞાનની આવરણશક્તિનું નામ અવિદ્યા છે. આ આવરણ શક્તિરૂપ અવિદ્યા અનેક છે. માટે જે પ્રમાતાને તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે, તે પ્રમાતાને પોતાના સંસારના હેતુરૂપ અવિદ્યાની નિવૃત્તિરૂપ મોક્ષ છે. વળી જે પ્રમાતાને તત્વજ્ઞાન ઉત્પન્ન થતું નથી, તે પ્રમાતાને અવિદ્યા વિદ્યમાન હોવાથી બંધ હોય છે. આ રીતે એક જીવના સંબંધમાં બંધમોક્ષની વ્યવસ્થા સંભવે છે, એમ આપનું કહેવું સંભવતું નથી. કારણ કે અવિદ્યાને અનેક માની જો બંધના હેતુને માનશો તો અવિદ્યાના આશ્રયરૂપ ભૂત જીવોનો પણ ભેદ માનવો પડશે. આથી આપના મત પ્રમાણે પણ અનેક જીવવાદનીજ પ્રાપ્તિ થશે. પણ તે આપને ઇષ્ટ નથી. વળી મૂળઅવિદ્યાની નિવૃત્તિનું નામ મોક્ષ છે, એ બીજો પક્ષ અંગીકાર કરશો તો તે પણ સંભવશે નહિ. કારણ કે તત્વજ્ઞાનવડે એક મૂળઅવિદ્યાની નિવૃત્તિ

થવાથી સર્વની મુક્તિ થવી જોઈએ. વળી આપ એમ કહો કે, જીવ એક જ છે, તો તે પ્રમાણે પણ સર્વની મુક્તિ થવી જોઇએ, પણ તે કહેવું વિરુદ્ધ છે. એમ કહેવું સંભવતું નથી. કારણ કે આપે પૂર્વે ઉત્પન્ન થયેલ શુક વામદેવ આદિની મુક્તિ શું માની છે અથવા શું નથી માની ? તેમાં જો પ્રથમ પક્ષ અંગીકાર કરશો તો શુક વામદેવ આદિના તત્વ-જ્ઞાનવડે, એક મૂલાવિદ્યાની નિવૃત્તિ થવાથી, આપણ સરખાને સંસારની પ્રતીતિ થવી જોઇએ નહિ. વળી આપ જો બીજો પક્ષ અંગીકાર કરશો તો શુક વામદેવ આદિની મુકિતને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો અપ્રમાણ થશે. હવે જ્યારે શુક વામદેવ આદિ મહાન્ પુરુષની મુકિત થઇ નથી તો પછી અમારા સરખાને મુકિતની પ્રાપ્તિની ઈચ્છા કેવી રીતે થશે ? વળી ભગવાન્ ભાષ્યકારે यावदधिकार मवस्थिति राधिकारिकाणाम् આ સૂત્રના વ્યાખ્યાનમાં એમ કહ્યું છે કે, ઉપાસનાવડે ઈન્દ્રાદિ પદને પ્રાપ્ત થયેલ અધિકારી પુરુષને કોઇ વર તથા શાપ આદિને લીધે જન્માંતરની પ્રાપ્તિ થવા છતાં તત્વજ્ઞાનનો પ્રતિબંધ હોતો નથી. માટે અધિકારી પુરુષને ઇન્દ્રાદિરૂપ અધિકારના અંતે મોક્ષ અવશ્ય થાય છે. આ સર્વ કથન એક જીવ માનશું તો મિથ્યા થશે. વળી પ્રત્યેક અભિન્ન બ્રહ્મનો જે બ્રહ્મવેત્તા પુરુષે સાક્ષાત્કાર કર્યો છે, તે પોતાના શિષ્યને બ્રહ્મનો ઉપદેશ કરે છે, આ વાત શ્રુતિ તથા સ્મૃતિમાં પ્રસિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् અર્થઃ—બ્રહ્મના સાક્ષાત્કાર માટે અધિકારી પુરુષે હાથમાં સમિધરૂપી ભેટ લઇ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે જવું જોઇએ'. સ્મૃતિમાં કહ્યું છે કે, 'उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्वदर्शिनः અર્થઃ—તત્વજ્ઞાની પુરુષ તમને જ્ઞાનનો ઉપદેશ કરશે.' વળી એક જીવના પક્ષે સાક્ષાત્કારવાળા ગુરુનો અભાવ છે, માટે ગુરુ શિષ્યની વ્યવસ્થા સંભવતી નથી. આમ વ્યવસ્થાનો અભાવ થવાથી કોઇને

મોક્ષની પ્રાપ્તિ થશે નહિ. વળી એક જ જીવના પક્ષે વેદના કર્મકાંડનો તથા જ્ઞાનકાંડનો ભિન્ન ભિન્ન અધિકાર સંભવતો નથી. માટે અધિકારીના અભાવથી કર્મ તથા જ્ઞાનકાંડને પણ અપ્રમાણુતા પ્રાપ્ત થશે. માટે અજ્ઞાન એક છે તથા અજ્ઞાન ઉપહિત જીવ પણ એક છે, એમ એક જીવ માનવો યોગ્ય નથી.

ગુરુઃ—अजामेकां लोहितशुक्लकृष्णाम् ઈત્યાદિ શ્રુતિમાં તેમજ अज्ञानेनावृतं ज्ञानं, मम माया दुरत्यया ઈત્યાદિ શ્રુતિમાં અજ્ઞાનના એકપણાનો નિશ્ચય થાય છે. માટે અજ્ઞાન એક જ માનવું જોઈએ. અજ્ઞાનનું એકત્વ સિદ્ધ થવાથી અજ્ઞાન ઉપહિત જીવ પણ એક જ માનવો જોઈએ. એક જીવ લેવાથી સ્વપ્નના દૃષ્ટાંતવડે બંધમોક્ષાદિ સર્વ વ્યવસ્થા સંભવે છે. આથી જણાય છે કે, જેમ સ્વપ્ન અવસ્થામાં સ્વપ્નદ્રષ્ટા પુરુષે પોતાની ભ્રાંતિવડે કલ્પના કરેલ અનેક પ્રમાતામાં કોઈ પ્રમાતા બંધને જૂવે છે તથા કોઈ પ્રમાતા મુક્તિને જુવે છે. પણ બંધમોક્ષ જોવા છતાં સ્વપ્નદ્રષ્ટા પુરુષને બંધમોક્ષ હોતા નથી, તેમ જગતની અવસ્થામાં પણ એક જીવે કલ્પેલ અનેક પ્રમાતામાં કેટલાક બદ્ધ થાય છે તથા કેટલાક મુક્ત થાય છે. પણ તેઓનું બંધમોક્ષ જોવાથી એક જીવને બંધ તથા મોક્ષ હોતો નથી. માટે એક જીવ માનવા છતાં બંધ તથા મોક્ષ વ્યવસ્થા સંભવે છે. આ રીતે સ્વપ્નના દૃષ્ટાંતવડે ગુરુ શિષ્યાદિરૂપ સર્વ વ્યવસ્થા જાણી લેવી. માટે એક જીવ માનવા છતાં પૂર્વોક્ત દોષ પ્રાપ્ત થતો નથી. વળી એક જીવમાં અંતઃકરણ વિશિષ્ટ અનેક પ્રમાતાઓ કલ્પિત છે. આ પ્રમાતામાં કોઈ પ્રમાતા સુખી છે તથા કોઇ પ્રમાતા દુઃખી છે. આ રીતે સુખદુઃખની વ્યવસ્થા પણ સંભવે છે. પ્રતિબિંબત્વ ધર્મવિશિષ્ટ ચૈતન્યનું નામ જીવ છે તથા બિંબત્વ ધર્મ વિશિષ્ટ ચૈતન્યનું નામ ઈશ્વર છે. અંતઃકરણાદિરૂપ ઉપાધિકૃત દોષતા

પ્રતિબિંબરૂપ જીવમાં રહે છે. પણ બિંબભૂત ઈશ્વરમાં રહેતી નથી. આ કારણથી ઉપાધિ પ્રતિબિંબનો પક્ષપાતી થાય છે. પણ બિંબનો પક્ષપાતી થતો નથી. જેમ જળ આદિ ઉપાધિના ચલન વલન આદિ ધર્મ પ્રતિબિંબમાં પ્રતીત થાય છે, પણ બિંબમાં પ્રતીત થતા નથી.

શિષ્યઃ—પૂર્વે અજ્ઞાન આદિમાં ચૈતન્યના પ્રતિબિંબને જીવ કહ્યો, પણ તે સંભવતો નથી. કારણ કે રૂપવાન્ વસ્તુનું જ પ્રતિબિંબ હોય છે, પણ રૂપરહિત વસ્તુનું પ્રતિબિંબ હોતું નથી. જેમકે રૂપવાન્ સૂર્ય તથા ચંદ્ર આદિનું જળ આદિમાં પ્રતિબિંબ થાય છે તથા બ્રહ્મ રૂપાદિ ગુણથી રહિત છે, માટે બ્રહ્મનું અજ્ઞાનમાં પ્રતિબિંબ સંભવતું નથી. જેમ રૂપરહિત આકાશનું જળમાં પ્રતિબિંબ થાય છે, તેમ રૂપરહિત બ્રહ્મનું પણ અજ્ઞાનમાં પ્રતિબિંબ સંભવે છે, એમ જે આપનું કહેવું છે, તે સંભવતું નથી. કારણ કે રૂપરહિત હોવાથી આકાશનું જળ આદિમાં પ્રતિબિંબ સંભવતું નથી. પણ આકાશને આશ્રિત અભ્ર, પ્રભાત તથા નક્ષત્ર આદિ જે રૂપવાન્ પદાર્થ છે, તેનુંજ જળ આદિમાં પ્રતિબિંબ પડે છે. વળી જળ આદિમાં આકાશનું પ્રતિબિંબ છે, એમ જે લોકને અનુભવ થાય છે, તે ભ્રમ છે; માટે બિંબ પ્રતિબિંબ ભાવવડે બ્રહ્મનો જીવ ઈશ્વર વિભાગ જે આપે કહ્યો, તે સંભવતો નથી.

ગુરુઃ—રૂપવાન્ વસ્તુનુંજ પ્રતિબિંબ હોય છે, આ રીતનો નિયમ સર્વત્ર સંભવતો નથી. પણ કોઈક સ્થળમાં રૂપરહિત વસ્તુનું પણ પ્રતિબિંબ જોવામાં આવે છે. જેમ રૂપ આદિ ગુણરૂપથી હોય છે, તો પણ જ્યાં કુસુમ આદિના લોહિત આદ રૂપનું સ્ફટિક આદિમાં પ્રતિબિંબ પ્રત્યક્ષ જોવામાં આવે છે. વળી તું જે કહે છે કે, રૂપરહિત દ્રવ્યનું પ્રતિબિંબ હોય નહિ, એમ અમારૂં માનવું નથી. રૂપ આદિ ગુણ દ્રવ્યરૂપે નથી. માટે રૂપ આદિ પ્રતિબિંબરૂપે

થવા છતાં ઉકત નિયમનો ભંગ થતો નથી, એમ જે તારૂં કહેવું, તે પણ સંભવતું નથી. આથી રૂપરહિત આકાશ દ્રવ્યનું જળ આદિમાં પ્રતિબિંબ જોવામાં આવે છે. જેમ આકાશ બાહ્યરૂપે નીલતાવાળું તથા વિશાળતાવાળું પ્રતીત થાય છે, તેમ કૂપ, તડાગ આદિના સ્વલ્પ જળમાં પણ નીલતા તથા વિશાળતાવાળું આકાશ પ્રતીત થાય છે. સ્વલ્પ જળમાં વાસ્તવિક રીતે વિશાળતાવાળું આકાશ નથી. માટે જળમાં ભાસમાન આકાશ બાહ્ય આકાશના પ્રતિબિંબરૂપે માનવું પડશે. વળી આ જળ આદિમાં આકાશનું પ્રતિબિંબ છે, આ રીતનો અનુભવ સર્વ લોકને થાય છે. આ અનુભવનો બાધ કરનાર કોઇ હોતું નથી. માટે અનુભવને ભ્રમરૂપતા સંભવતી નથી. વિરોધી જ્ઞાનરૂપ બાધ કરનાર જ્યારે હોય છે ત્યારે અનુભવને ભ્રમરૂપતા થાય છે. જેમ "नेदं रजतम् આ રૂપું નથી" આ વિરોધી જ્ઞાનરૂપ બાધ કરનાર હોવા છતાં છીપમાં 'આ રૂપું' આ રીતના અનુભવની ભ્રમરૂપતા થાય છે, તેમ આકાશનું પ્રતિબિંબ નથી, આ રીતનો વિરોધવાળો જ્ઞાનરૂપ બાધ કરનાર અનુભવ તેમાં નથી. માટે ઉકત અનુભવ ભ્રમરૂપ નથી. આ રીતે રૂપરહિત આકાશ દ્રવ્યનું પ્રતિબિંબ સિદ્ધ થવે બ્રહ્મનો બિંબ પ્રતિબિંબ ભાવવડે જીવ તથા ઈશ્વર વિભાગ સંભવે છે. રૂપરહિત દ્રવ્યનું પ્રતિબિંબ હોય નહિ, આ અર્થમાં તારું માનવું હોય તો અમે બ્રહ્મને દ્રવ્યરૂપે માનતા નથી. કારણ કે નૈયાયિકોએ ગુણના આશ્રયને તથા સમવાયી કારણને દ્રવ્ય માન્યું છે. વળી साक्षी चेताः केवलो निर्गुणश्च આ શ્રુતિ બ્રહ્મને નિર્ગુણ કહે છે. માટે બ્રહ્મમાં ગુણનું આશ્રયપણું સંભવતું નથી. વળી સમવાય નહિં માનવાથી બ્રહ્મમાં સમવાયી કારણપણું પણ સંભવતું નથી. માટે રૂપરહિત રૂપ આદિ ગુણની માફક બ્રહ્મનું પ્રતિબિંબ માનવામાં કાંઈ પણ વિરોધ નથી અથવા તો અજ્ઞાનમાં બ્રહ્મના પ્રતિબિંબને ન માનવાથી જીવ તથા ઈશ્વરનો

વિભાગ બની શકે છે. અહીં અજ્ઞાનરૂપ અવિદ્યા વિશિષ્ટ જે ચૈતન્ય છે, તે જીવ કહેવાય છે; તથા અવિદ્યા ઉપહિત જે ચૈતન્ય છે, તે ઈશ્વર કહેવાય છે. આ બાબત પૂર્વના આચાર્યોએ પણ કહી છે. કહ્યું છે કે, 'बिंबत्वं प्रतिबिंबत्वं यथा पूषणि कल्पितम् । जीवत्वमीश्वरत्वं च तथा ब्रह्मणि कल्पितम् અર્થઃ- જેમ સૂર્યમાં બિંબપણું તથા પ્રતિબિંબપણું કલ્પિત છે, તેમ બ્રહ્મમાં જીવપણું તથા ઈશ્વરપણું કલ્પિત છે.' વળી કેટલાક ગ્રંથકારો અનેક અજ્ઞાનને માની નીચે પ્રમાણે જીવ તથા ઈશ્વરના વિભાગનું વર્ણન કરે છે. જેમકે અનેક વૃક્ષનો સમૂહ વન કહેવાય છે. આમાં વન સમષ્ટિરૂપે કહેવાય છે તથા પ્રત્યેક વૃક્ષ વ્યષ્ટિરૂપે કહેવાય છે. તેમ અનેક અજ્ઞાનનો સમૂહ સમષ્ટિ કહેવાય છે તથા પ્રત્યેક અજ્ઞાન વ્યષ્ટિ કહેવાય છે. સમષ્ટિ અજ્ઞાન ઉપહિત ચૈતન્ય ઈશ્વર કહેવાય છે તથા વ્યષ્ટિ અજ્ઞાન ઉપહિત ચૈતન્ય જીવ કહેવાય છે. આ અજ્ઞાન અનેક છે, તેથી જીવ પણ અનેક છે. આ મતવાળાઓનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ-શ્રુતિ તથા સ્મૃતિ આદિ શાસ્ત્રમાં શુક તથા વામદેવ આદિનું મોક્ષ નિરૂપણ કરેલ છે. વળી અમારા સરખા જીવને હાલના સમયમાં સંસારની પ્રતીતિ થાય છે. બીજું પ્રત્યેક પુરૂષમાં 'હું અજ્ઞાન નથી જાણતો' આ રીતનો ભિન્ન ભિન્ન અજ્ઞાન વિષયક અનુભવ પ્રતીત થાય છે. વળી इन्द्रो मायाभिः पुरुरूप ईयते આ શ્રુતિમાં પણ માયારૂપ અજ્ઞાનનું અનેકપણું નિરૂપણ કર્યું છે. વળી આ શ્રુતિમાં રહેલ માયાપદના મુખ્ય અર્થનો ત્યાગ કરી માયાની શક્તિમાં અથવા સત્વ આદિ ગુણમાં માયા પદની લક્ષણા કરવામાં કોઇ પણ પ્રમાણ નથી. માટે અજ્ઞાન અનેકરૂપે માનવા યોગ્ય છે. બીજું अजामेकाम् ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિમાં અજ્ઞાનનું જે એકપણું નિરૂપણ કર્યું છે, તે અજ્ઞાનસમૂહના એકત્વને લઇ નિરૂપણ કરેલ છે. માટે

શ્રુતિ તથા સ્મૃતિના વચનમાં વિરોધ આવતો નથી. આ રીતે અજ્ઞાનને અનેકરૂપે માનવાથી જીવનું અનેકપણું સિદ્ધ થાય છે, તેમાં જે જીવને બ્રહ્મ સાક્ષાત્કારની પ્રાપ્તિ થાય છે, તે જીવને પોતાના અજ્ઞાનની નિવૃત્તિરૂપ મોક્ષ થાય છે. પણ બ્રહ્મસાક્ષાત્કારથી રહિત પુરુષને પોતપોતાના અજ્ઞાનને લીધે સંસારરૂપ બંધ રહે છે. આ રીતે બંધ તથા મોક્ષની વ્યવસ્થા અનેક જીવમાં સારી રીતે સંભવે છે. એક અજ્ઞાન તથા એક જીવ માનવાથી બંધ તથા મોક્ષની વ્યવસ્થા સંભવતી નથી.

શિષ્યઃ—અજ્ઞાનના ભેદવડે જીવનો પણ ભેદ જો અંગીકાર કરશો તો જીવે જીવના પ્રપંચનો ભેદ થશે. જો આ અર્થમાં આપ ઇષ્ટાપત્તિ માનશો તો જે ઘટનો તમે અનુભવ કર્યો છે, તે જ ઘટનો મેં પણ અનુભવ કર્યો છે. આ રીતની ઘટાદિ પ્રપંચની એકતાનો વિષય કરનારી પ્રત્યભિજ્ઞારૂપ વિરોધ પ્રાપ્ત થશે. આથી અન્યના અજ્ઞાન કલ્પિત પ્રપંચ અન્યને પ્રત્યક્ષ સંભવતું નથી. વળી બાધ કરનારનો અભાવ થવાથી પ્રત્યભિજ્ઞામાં ભ્રમરૂપતા સંભવતી નથી. તેમજ એકજ પરમેશ્વર સર્વ જગતના ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપે છે, આ સર્વ શાસ્ત્રના સિદ્ધાંતમાં પણ વિરોધ આવશે. વળી ઉક્ત દોષની નિવૃત્તિ કરવા માટે જો એમ માનશો કે, સમષ્ટિ અજ્ઞાન ઉપહિત ચૈતન્યરૂપ ઈશ્વરવડે રચેલ આ પ્રપંચ સર્વ જીવને સાધારણ છે તો અનિર્મોક્ષનો પ્રસંગ આવશે. અર્થાત્ કોઈ પણ જીવનો મોક્ષ થશે નહિ. આથી સિદ્ધ થાય છે કે, નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિનું નામ મોક્ષ છે. તેમ જ અનેક અજ્ઞાન માનવાથી એક જીવના તત્ત્વજ્ઞાનવડે એક અજ્ઞાનની નિવૃત્તિ થવાથી સર્વ અજ્ઞાનની નિવૃત્તિ થશે નહિ. તેમજ અજ્ઞાન વિદ્યમાન રહેવાથી ઇશ્વરનો તથા જગતનો પણ બાધ થશે

નહિ. અજ્ઞાન, ઇશ્વર તથા જગત્ વિદ્યમાન હોવાથી બ્રહ્મમાં નિર્ગુણપણું સંભવતું નથી. આથી નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષ કોઇ પણ જીવને થશે નહિ. વળી આપે અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનથી મોક્ષ માન્યો છે. અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન અનેક જીવ માનશું તો સંભવશે નહિ. માટે જ્ઞાન થાય છે ત્યારે પણ મુક્ત પુરુષથી ભિન્ન બીજો જીવ, ઇશ્વર, અજ્ઞાન તથા જગતનું અસ્તિત્વ છે. આ કારણથી બ્રહ્મ સદ્વિતીય છે. તેથી કોઇ પણ જીવનો મોક્ષ સંભવશે નહિ. વળી શ્રુતિ સ્મૃતિરૂપ શાસ્ત્રના પ્રમાણવડે જો કદાપિ કોઇ પણ પ્રકારે જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિનું ઉપપાદન કરશો, તોપણ સગુણ બ્રહ્મની પ્રાપ્તિ જ મોક્ષરૂપે સિદ્ધ થશે. પણ નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિવડે મોક્ષરૂપતા સિદ્ધ થશે નહિ. પણ આ અત્યંત ખોટું છે. કારણકે अनंतरोऽबाह्यःकृत्स्नः प्रघान घन एव च । अस्थूलमनण्वह्रस्वमदीर्घम् । यत्रत्वस्य सर्वमात्मैवाभूत् तत्केन कं पश्येत् ઇત્યાદિ શ્રુતિમાં નિર્ગુણ બ્રહ્મનેજ મોક્ષ કહ્યો છે. આથી આ સર્વ શ્રુતિનો વિરોધ આવશે. માટે અનેક અજ્ઞાનને માનવાથી અનેક જીવ માનવા, એ યોગ્ય નથી.

ગુરુઃ—અજ્ઞાનના ભેદવડે જીવનો ભેદ અવશ્ય માનવો જોઇએ. નહિ તો બંધ તથા મોક્ષરૂપ શાસ્ત્રની અપ્રમાણતા થશે. વળી અનેક જીવ માનીએ તો પૂર્વોક્ત પ્રત્યેક જીવમાં પ્રપંચનો ભેદ છે, એમ અમારે પણ માન્ય છે. અર્થાત્ દરેક જીવમાં પ્રપંચ ભિન્ન ભિન્ન છે. વળી પ્રપંચના અનેકપણામાં પ્રત્યભિજ્ઞાનો વિરોધ જે આપે કહ્યો, તે પણ સંભવતો નથી. માટે પ્રત્યભિજ્ઞા ભ્રમરૂપજ જોવામાં આવે છે. જેમ એક જ છીપમાં દશ પુરુષોને રૂપાનો ભ્રમ થાય છે, તેમાં દરેક પુરુષના અજ્ઞાનવડે કલ્પિત રૂપું ભિન્ન ભિન્ન છે. એક જ રૂપું હોય નહિ. જો કદાપિ દશે પુરુષના ભ્રમનો વિષય એક જ રૂપું હોય તો એક પુરુષને

છીપરૂપ અધિષ્ઠાનના જ્ઞાનવડે રૂપાના ભ્રમની નિવૃત્તિ થાય તથા અધિષ્ઠાન જ્ઞાનથી રહિત બીજા પુરુષને તે રૂપું પ્રતીત થવું જોઇએ નહિ. પણ બીજા પુરુષને રૂપું પ્રતીત થાય છે, માટે રૂપું એક નથી. પણ દશે પુરુષના પ્રત્યેક અજ્ઞાનવડે કલ્પાયેલ દશે રૂપાંઓ ઉત્પન્ન થાય છે. વળી એક પુરુષના અજ્ઞાનવડે કલ્પિત રૂપું અન્ય પુરુષને પ્રત્યક્ષ હોતું નથી. છતાં દશે પુરુષને કોઇ પણ પ્રસંગને લઈ જે રૂપાનો તમે અનુભવ કર્યો, તેજ રૂપાનો મેં પણ અનુભવ કર્યો, આ રીતની ભ્રમરૂપ પ્રત્યભિજ્ઞા જેમ ઉત્પન્ન થાય છે, તેમ પ્રસંગે પ્રત્યેક જીવના અજ્ઞાન કલ્પિત પ્રપંચનો ભેદ થવાથી તેમજ અન્યના અજ્ઞાનવડે કલ્પિત પ્રપંચનો અન્યને અપ્રત્યક્ષરૂપે થવાથી જે ઘડાનો તમે અનુભવ કર્યો છે, તેજ ઘડાનો મેં પણ અનુભવ કર્યો, આ રીતની ભ્રમરૂપ પ્રત્યભિજ્ઞા સંભવે છે. માટે દરેક જીવમાં પ્રપંચનો ભેદ માનવાથી પ્રતિજ્ઞામાં વિરોધ આવશે નહિ. અથવા તો જીવ જો કે અનેક છે, છતાં સમષ્ટિ અજ્ઞાન ઉપહિત ચૈતન્યરૂપ ઇશ્વરવડે રચાયલો આ પ્રપંચ સર્વ જીવમાં એક જ સાધારણ છે, આથી પૂર્વોક્ત પ્રત્યભિજ્ઞાનો વિરોધ આવશે નહિ. વળી એક જ પરમેશ્વર સર્વ જગતના ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપે છે, આ સર્વ શાસ્ત્રના સિદ્ધાંતને પણ વિરોધ આવશે નહિ. વળી દરેક જીવમાં પ્રપંચનો ભેદ માનવાથી કલ્પનાગૌરવરૂપ જે દોષ પ્રાપ્ત થતો હતો, તે પણ પ્રાપ્ત થશે નહિ. તેમ જ શ્રુતિ તથા આચાર્યની કૃપાથી ઉત્પન્ન થયેલ अहं ब्रह्मास्मि આ રીતનું જે બ્રહ્મજ્ઞાન છે, તે બ્રહ્મજ્ઞાનવડે અધિકારીને પોતપોતાના અજ્ઞાનની નિવૃત્તિ થવાથી અજ્ઞાનના કાર્યરૂપ લિંગ શરીરાદિની નિવૃત્તિ થશે; તથા તેથી નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષ પણ સંભવશે.

શિષ્યઃ—અનેક જીવ લઈએ તો મુક્ત પુરુષથી ભિન્ન બીજા જીવ, ઈશ્વર તથા જગત્ વિદ્યમાન છે, માટે હું મુક્ત છું, આ અન્ય જીવ બદ્ધ છે, આ અન્ય પ્રપંચ છે, આ અન્ય ઈશ્વર છે, આ રીતની ભેદદૃષ્ટિ મુક્ત પુરુષને અવશ્ય થશે. ભેદદૃષ્ટિના અસ્તિત્વને લીધે અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર થશે નહિ. વળી સાક્ષાત્કારનો અભાવ થવાથી નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષ સંભવશે નહિ.

ગુરુઃ—इदं सर्वं यदयमात्मा, वाचारंभणं विकारो नामधेयं, मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः ઈત્યાદિ શ્રુતિના વિચારવડે અધિકારી પુરૂષે અજ્ઞાનાદિ સર્વ જડ પ્રપંચનો, બ્રહ્મમાં કલ્પિત છે એવો નિશ્ચય કર્યો છે. તેથી તે અજ્ઞાનાદિ મિથ્યા છે એમ નિશ્ચય કર્યો છે. વળી મિથ્યા વસ્તુ દ્વૈતભાવને કરતી નથી. માટે અધિકારી પુરૂષને અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર સંભવે છે. આ સાક્ષાત્કારથી વિદ્વાન્ પુરુષને બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષ સંભવે છે.

શિષ્યઃ—અનેક જીવ માનીએ તો આત્મજ્ઞાનવડે પોતાના અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, પણ અન્ય જીવના અજ્ઞાનનું અસતત્વ હોય છે. આથી બ્રહ્મમાં ઇશ્વરપણાની નિવૃત્તિ થશે નહિ. માટે પુરુષને જ્ઞાનવડે સગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિ થશે.

ગુરુઃ—સામાન્ય રીતે આપણે જોઇએ છીએ કે, અન્ય વસ્તુના જ્ઞાનથી અન્ય વસ્તુની પ્રાપ્તિ થતી નથી. જેમ છીપના જ્ઞાનથી પુરુષને રૂપાની પ્રાપ્તિ થતી નથી. પણ છીપની જ પ્રાપ્તિ થાય છે. તેમ ગુરુએ આપેલા શાસ્ત્રના ઉપદેશથી અધિકારીને નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન થાય છે. પણ સગુણ બ્રહ્મનું જ્ઞાન થતું નથી. માટે નિર્ગુણ બ્રહ્મના જ્ઞાનથી તત્વવેત્તા પુરુષને નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. પણ માયામય સગુણ બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. જેમ છીપમાં

અન્ય પુરુષને રૂપાની ભ્રાંતિસમયે પણ બીજા ભેદદર્શી પુરુષને છીપના જ્ઞાનથી છીપની જ પ્રાપ્તિ થાય છે. પણ રૂપાની પ્રાપ્તિ થતી નથી. આથી છીપમાં રૂપું વાસ્તવિક રીતે નથી. વળી અન્ય પુરુષનું અજ્ઞાન કલ્પિત રૂપું અન્ય પુરુષના પ્રત્યક્ષ જ્ઞાનનો વિષય હોતું નથી, તેમ અન્ય અજ્ઞાની પુરુષને, પોતપોતાના અજ્ઞાનને લીધે બ્રહ્મમાં જીવ, ઇશ્વર તથા જગતરૂપ ભ્રાંતિનું અસ્તિત્વ હોય છે. છતાં શ્રુતિ તથા આચાર્યની કૃપાવડે બીજા ભેદદર્શી પુરુષને હું બ્રહ્મરૂપે છું, આ રીતના અદ્વિતીય બ્રહ્મના સાક્ષાત્કારથી આનંદૈક રસ અદ્વિતીય નિર્વિશેષ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. પણ સગુણ ઇશ્વરની પ્રાપ્તિ થતી નથી. આથી સગુણ ઈશ્વર માયામય હોવાથી નિર્ગુણ બ્રહ્મથી ભિન્ન નથી. વળી ભ્રાંતિવડે જણાયેલ પદાર્થ વાસ્તવિક હોતો નથી. જેમ ભ્રાંતિથી જણાયેલ છીપમાં રૂપું જો કે વાસ્તવિક રીતે નથી, તેમ અદ્વિતીય નિર્ગુણ બ્રહ્મમાં ભ્રાંતિથી કલ્પિત જીવ, ઇશ્વર તથા જગતભાવ પણ વાસ્તવિક રીતે નથી. માટે અનેક જીવો માનવાથી સર્વ જીવમાં સાધારણ પ્રપંચનો અથવા અસાધારણ પ્રપંચનો અંગીકાર કરવા છતાં નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ મોક્ષ બની શકે છે. કેટલાક ગ્રંથકારો આ રીતે જીવ તથા ઇશ્વરના વિભાગનું વર્ણન કરે છે. પૂર્વોક્ત સર્વ જગતના કારણરૂપ જે અજ્ઞાન છે, તે અજ્ઞાન ઉપહિત ચૈતન્ય છે. અર્થાત્ અજ્ઞાનમાં પ્રતિબિંબિત જે ચૈતન્ય છે, તે ઇશ્વર કહેવાય છે. વળી અજ્ઞાનના કાર્યરૂપ જે અંતઃકરણ છે, તે અંતઃકરણ ઉપહિત ચૈતન્ય કહેવાય છે. અર્થાત્ અંતઃકરણમાં પ્રતિબિંબિત ચૈતન્ય જીવ કહેવાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'कार्योपाधिरयं जीवः कारणोपाधिरीश्वरः' અર્થઃ—અંતઃકરણરૂપ કાર્યોપાધિવાળું ચૈતન્ય જીવ કહેવાય છે તથા અજ્ઞાનરૂપ કારણોપાધિવાળું ચૈતન્ય ઇશ્વર કહેવાય

છે. વળી स्वमपीतो भवति આ શ્રુતિએ સુષુપ્તિમાં જીવનો બ્રહ્મમાં ઉપાધિવાળો લય કહ્યો છે. અર્થાત્ ઉપાધિના લયવાળો લય નિરૂપણ કર્યો છે. જો અંતઃકરણરૂપ ઉપાધિ જીવની માનીએ તો અંતઃકરણરૂપ ઉપાધિના લયથી જીવનો ઔપાધિક લય સંભવે છે. વળી જીવની અવિદ્યા ઉપાધિરૂપે માનીએ તો અવિદ્યાનો સુષુપ્તિમાં લય થતો નથી. માટે સુષુપ્તિમાં જીવના ઔપાધિક લયનું નિરૂપણ કરવાવાળાં શ્રુતિનાં વચનો અયુક્ત થશે. આથી શ્રુતિના વચનથી અંતઃકરણ જીવોપાધિરૂપે સિદ્ધ થાય છે. આમ માનવાથી અંતઃકરણરૂપ ઉપાધિના અનેકપણાથી તથા પરિચ્છિન્નપણાથી જીવ પણ અનેક તથા પરિચ્છિન્ન છે. જીવ તથા ઈશ્વરના સ્વરૂપના નિર્ણયમાં પૂર્વે કહેલ જે પાંચ પક્ષો છે, તેમાં માયા ઉપહિત ચૈતન્ય જગતનું કારણ ઇશ્વરરૂપે છે. આ વાત સર્વ ગ્રંથકારો માને છે. અર્થાત્ અજ્ઞાનના એકપણાથી તથા અનેકપણાથી અથવા તો અંતઃકરણના અનેકપણાથી જીવ એક છે તથા અનેક છે, તેમાં ગ્રંથકારોનો વિવાદ છે. પણ માયા ઉપહિત ચૈતન્ય ઇશ્વર છે, આ અર્થમાં કોઇ પણ ગ્રંથકારનો વિવાદ નથી.

શિષ્યઃ—જો કે ઇશ્વરમાં વિવાદનો અભાવ છે, છતાં જીવના એકપણામાં તથા અનેકપણામાં ગ્રંથકારોનો પરસ્પર વિવાદ જોવામાં આવે છે. માટે તેમાં કયો પક્ષ ગ્રહણ કરવા યોગ્ય છે તથા કયો પક્ષ પરિત્યાગ કરવા યોગ્ય છે ?

ગુરુઃ—સર્વ વ્યવહાર માયામય હોવાથી સર્વ પક્ષ ગ્રહણ કરવા યોગ્ય છે તથા સર્વ પક્ષ પરિત્યાગ કરવા યોગ્ય છે.

શિષ્યઃ—જ્યારે સર્વ પક્ષ પરિત્યાગ કરવા યોગ્ય છે ત્યારે સર્વ પક્ષનો ત્યાગ કરવો જ ઉચિત છે. પણ કોઈ પક્ષ ગ્રહણ કરવો યોગ્ય નથી.

ગુરુ:–અધ્યારોપ તથા અપવાદ આ બેવડે અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન થાય છે. અધ્યારોપ તથા અપવાદ વિના બ્રહ્મનું જ્ઞાન થતું નથી. અહી વાસ્તવિક રીતે દ્વૈત પ્રપંચથી રહિત બ્રહ્મમાં જે દ્વૈત પ્રપંચનો આરોપ છે, તેનું નામ અધ્યારોપ છે. વળી આરોપિત પ્રપંચનો नेह नानास्ति किंचन ઇત્યાદિ શ્રુતિવડે જે નિષેધ છે, તેનું નામ અપવાદ છે. આ અધ્યારોપ તથા અપવાદની સિદ્ધિ માટે સર્વ પક્ષ ગ્રહણ કરવા યોગ્ય છે. પણ તેમાં આટલી વિશેષતા છે. પૂર્વોક્ત જીવના એકત્વ પક્ષમાં અથવા એકત્વના પક્ષમાં જે પક્ષ જે મુમુક્ષુના મનને યોગ્ય લાગતો હોય, તે પક્ષનો તે મુમુક્ષુએ અંગીકાર કરવો. આથી પ્રત્યક્ આત્માના વિવેચનવડે અર્થાત્ અન્નમયાદિ પાંચકોશથી આત્માને ભિન્ન કરી, પ્રત્યક્ આત્માની બ્રહ્મરૂપતાનો તેણે સાક્ષાત્કાર કરવો. અર્થાત્ अहं ब्रह्मास्मि આ રીતના સાક્ષાત્કારને તેણે સંપાદન કરવો. પણ બ્રહ્મસાક્ષાત્કારને નહિં સંપાદન કરી જીવના એકપણામાં તથા અનેકપણામાં કેવળ વિવાદ માત્ર કરવો નહિ. આથી સર્વ મતમાં દૂષણ તથા ભૂષણ તુલ્યરૂપે થાય છે. અર્થાત્ મુમુક્ષુ જનને પ્રત્યક્ આત્માનો બોધ જે રીતે થાય, તે જ પ્રકાર મુમુક્ષુ જને સંપાદન કરવો યોગ્ય છે. શાસ્ત્રનું પણ આ જ તાત્પર્ય છે. આ વાત વાર્તિકાચાર્યે પણ કહી છે. તેમણે કહ્યું છે કે, 'यया यया भवेत् पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि । सा सैव प्रक्रियेह स्यात् साध्वी सा चानवस्थिता અર્થ:–અધિકારી પુરુષને જે જે પ્રક્રિયાવડે પ્રત્યક્ આત્મા સંબંધી બોધ થાય, તે તે પ્રક્રિયા વેદાંતશાસ્ત્રમાં નિર્દોષરૂપે તથા ગુણરૂપે જાણવી.'

## ઇશ્વરના બેઉ પ્રકારના કારણપણાનું નિરૂપણ.

શિષ્ય:–પૂર્વે માયા ઉપહિત તત્પદાર્થ ઈશ્વરને જગતના જન્માદિનું કારણપણું કહ્યું, તે કારણ પણ ઉપાદાનતા તથા કર્તૃત્વરૂપે કરી બે પ્રકારનું હોય છે. હવે ઈશ્વરને

કેવારૂપે કરી ઉપાદાનપણું છે તથા કેવા રૂપે કરી કર્તાપણું છે, તેનું આપ નિરાકરણ કરશો.

ગુરુઃ—ઇશ્વર જ્ઞાનશક્તિવાળો છે. તે અજ્ઞાન ઉપહિત સ્વરૂપે કરી જગતના કર્તારૂપે થાય છે. અર્થાત્ જ્ઞાનશક્તિ યુક્ત ઈશ્વર છે, છતાં અજ્ઞાનરૂપ ઉપાધિ વિના શુદ્ધ બ્રહ્મનું અસંગપણાથી કર્તાપણું સંભવતું નથી. કારણ કે કાર્યના ઉપાદાન કારણરૂપે જે હોય છે, તે અપરોક્ષ જ્ઞાનવાળો, ઇચ્છારૂપી ચિકીર્ષાવાળો તથા પ્રયત્નરૂપ કૃતિવાળો થાય છે. જ્યારે તે જન જ્ઞાન, ચિકીર્ષા તથા કૃતિ આ ત્રણવાળો થાય છે ત્યારે તે કર્તા કહેવાય છે. આ રીતે કર્તાનું લક્ષણ પૂર્વે કહી આવ્યા છીએ. આ રીતનું કર્તાપણું શુદ્ધ બ્રહ્મમાં સંભવતું નથી. તેથી असंगो ह्ययं पुरुषः असंगो न हि सज्जते ઈત્યાદિ શ્રુતિવડે બ્રહ્મનું અસંગપણું ઓળખાય છે. વળી આવા અસંગ બ્રહ્મમાં જ્ઞાન, ઇચ્છા તથા કૃતિ સંભવતાં નથી. પણ અજ્ઞાન ઉપહિત ઇશ્વરમાં અજ્ઞાન, ઈચ્છા તથા કૃતિ સંભવે છે. આથી પૂર્વોક્ત ઈશ્વર જગતના કર્તારૂપે સિદ્ધ થાય છે. આ જ ઇશ્વર વિક્ષેપ આદિ શક્તિવાળા અજ્ઞાન ઉપહિત રૂપવડે જગતના ઉપાદાન કારણરૂપે થાય છે. વળી આપણે અજ્ઞાનની જ્ઞાનશક્તિ, વિક્ષેપશક્તિ તથા આવરણશક્તિ, આ ત્રણના સ્વરૂપનું નિરૂપણ જે પૂર્વે કહી આવ્યા છીએ, તે અહીં પણ જાણી લેવું. આ રીતે એક જ બ્રહ્મમાં જગતનું ઉપાદાનપણું તથા કર્તાપણું સંભવે છે. દૃષ્ટાંત તરીકે જેમ કરોળિયો તંતુને ઉત્પન્ન કરે છે, આથી તંતુરૂપ કાર્યને લઇ કરોળિયો પોતાના શરીરની અપેક્ષાવડે ઉપાદાન કારણરૂપે થાય છે તથા પોતાની ચૈતન્યતારૂપવડે કર્તારૂપ નિમિત્ત કારણ થાય છે. તેમજ પૂર્વોક્ત રીતવડે એક જ બ્રહ્મ જગતના ઉપાદાન કારણરૂપે તથા કર્તારૂપ નિમિત્ત કારણરૂપે થાય છે.

શિષ્યઃ—એક જ બ્રહ્મ જગતના ઉપાદાનરૂપે તથા નિમિત્તરૂપે છે, આ અર્થમાં પ્રમાણરૂપે શું છે?

ગુરુઃ—બ્રહ્મમાં અભિન્ન નિમિત્ત ઉપાદાનપણું સાક્ષાત્ શ્રુતિનાં પ્રમાણવડે સિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'यथोर्णनाभिः सृजते गृह्णाति च यथा पृथिव्यामौषधयः संभवंति यथा सतः पुरुषात् केशलोमानि तथा क्षरात्संभवतीह विश्वं यथाग्नेः क्षुद्रा विस्फुलिंगा व्युच्चरंति एवमेवास्मादात्मनः सर्वे प्राणाः । यः सर्वज्ञः स विश्वकृत्स हि सर्वस्य कर्ता અર્થઃ—જેમ કરોળિયો પોતામાંથી તંતુઓને ઉત્પન્ન કરે છે તથા પોતામાંજ તે તંતુઓનો લય કરે છે, તેમ બ્રહ્મ પણ પોતામાંથી આ જગતને ઉત્પન્ન કરે છે તથા પોતામાં તેનો લય કરે છે. વળી જેમ પૃથ્વીમાંથી અનેક પ્રકારની ઓષધિઓ ઉત્પન્ન થાય છે, તથા જેમ પુરુષમાંથી કેશ તથા લોમ ઉત્પન્ન થાય છે, તેમ અક્ષર બ્રહ્મમાંથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે. વળી જેમ પ્રજ્વલિત અગ્નિમાંથી ક્ષુદ્ર વિસ્ફુલિંગો ઉત્પન્ન થાય છે, તેમ આત્મામાંથી સર્વ પ્રાણો ઉત્પન્ન થાય છે. વળી જે પરમેશ્વર સર્વજ્ઞરૂપે છે, તે પરમેશ્વર જ વિશ્વનો કરનાર છે. આ પરમેશ્વર જ સર્વના કર્તારૂપે છે.' ઇત્યાદિ અનેક શ્રુતિઓ બ્રહ્મને જગતના અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણરૂપે કહે છે. તેમજ 'अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते અર્થઃ—હું સર્વની ઉત્પત્તિ કરૂં છું તથા મારામાંથી સર્વ થાય છે.' ઈત્યાદિ સ્મૃતિ પણ પૂર્વોક્ત અર્થનુંજ નિરૂપણ કરે છે. માટે એક જ બ્રહ્મને જગતનું ઉપાદાનપણું તથા કર્તાપણું સંભવે છે. વળી જો ઈશ્વરને સર્વજ્ઞરૂપે ન માનીએ તો ઇશ્વરમાં સર્વ જગતનું કર્તાપણું સંભવશે નહિ. પણ શ્રુતિઓ ઇશ્વરને સર્વ જગતના કર્તારૂપે કહે છે. માટે ઇશ્વરને સર્વજ્ઞરૂપે અવશ્ય માનવો જોઈએ. વળી ઈશ્વરનું સર્વજ્ઞપણું શ્રુતિનાં પ્રમાણવડે પણ સિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'यः सर्वज्ञः सर्ववित् यस्य ज्ञानमयं तपः અર્થ—જે ઇશ્વર સર્વજ્ઞ છે અર્થાત્ સામાન્યરૂપે કરી જે સર્વ જગતનો જાણવાવાળો છે તથા જે ઈશ્વર સર્વવિત્ છે અર્થાત્ વિશેષરૂપે કરી સર્વ જગતને જે જાણવાવાળો છે, વળી જે ઇશ્વરનું સર્વ જગત્ સંબંધી જ્ઞાનમય તપ છે, તે સર્વજ્ઞ ઈશ્વરને જગતના કર્તાપણું સંભવે છે.'

## બ્રહ્મા, વિષ્ણુ તથા શંકરનું સ્વરૂપ.

શિષ્યઃ—પુરાણુ આદિમાં બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ આ ત્રણમાંથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે. વળી આપ અહીં માયાઉપહિત પરમેશ્વરથી જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા લય કહો છો. માટે પુરાણુદિનાં વચનનો વિરોધ આવશે.

ગુરુઃ—માયાઉપહિત પરમેશ્વર જ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ આ ત્રણ રૂપોને પ્રાપ્ત થાય છે. આ પ્રકાર નીચે પ્રમાણે છેઃ—પૂર્વોક્ત માયામાં રહેલ જે નિરતિશય સત્વગુણ છે, તે સત્વગુણ પરમેશ્વરની ઈચ્છાવડે લોકના અનુગ્રહ માટે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ આ ત્રણ મૂર્તિરૂપ આકારવડે પરિણામને પામે છે. તેમાં દંડ, કમંડળને ધારણ કરવાવાળા તથા ચાર મુખવાળા જે છે, તે પરમેશ્વર જગતના સ્રષ્ટારૂપ બ્રહ્મા થાય છે. વળી શંખ, ચક્ર, ગદા તથા પદ્મ આ ચાર જેના હાથમાં છે, એવા ચતુર્ભુજ મૂર્તિવડે ઉપહિત જે પરમેશ્વર છે, તે જગતનું પાલન કરવાવાળા વિષ્ણુ છે. વળી ત્રણ નેત્ર જેને છે, જેના હાથમાં ત્રિશૂલ છે, એવા મૂર્તિથી ઉપહિત પરમેશ્વર જગતના સંહારકર્તા મહેશ્વર થાય છે. આ રીતે એક પરમેશ્વર જ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશરૂપે થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् स एव विष्णुः અર્થઃ—માયા ઉપહિત પરમેશ્વર જ બ્રહ્મારૂપે, શિવરૂપે, ઇન્દ્રરૂપે તથા વિષ્ણુરૂપે છે.' વળી આ જ અર્થ પૂર્વના વિદ્વાન્ આચાર્યોએ કહ્યો છે. કહ્યું છે કે, 'एकैव मूर्तिर्विभिदे त्रिधासौ सामान्यमेषां प्रथमावरत्वं । हरेर्हरस्तस्य हरिः कदाचिद्वेधातयोस्तावपि धातुराद्यौ અર્થઃ—એકજ પરમેશ્વરરૂપ મૂર્તિ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ આ ત્રણ પ્રકારના ભેદને પ્રાપ્ત થાય છે. આ ત્રણનું પ્રથમપણું તેમજ

પછીપણું સમાનજ હોય છે. કોઈ સમયે વિષ્ણુના આદિ-રૂપે મહેશ હોય છે તથા કેટલીકવાર મહેશના આદિ રૂપે વિષ્ણુ હોય છે. વળી કોઇ સમય વિષ્ણુ તથા મહેશ બેઉના આદિરૂપે બ્રહ્મા હોય છે. વળી કોઇવાર બેઉ બ્રહ્માના આદિરૂપે છે. તેમાં બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ, આ ત્રણ દેવ અધિકારી જનને પોતપોતાની ભક્તિને અનુસાર ઉપાસના કરવા યોગ્ય છે. વળી કેટલાક ગ્રંથકાર તો એમ કહે છે કે, જગતના સ્રષ્ટા હિરણ્યગર્ભરૂપ બ્રહ્મા ઈશ્વર નથી. પણ જીવવિશેષ છે તથા તે અંતર્યામી પરમેશ્વરવડે આવિષ્ટ છે. તે સમષ્ટિ લિંગ શરીરના અભિમાની છે તથા સત્ય લોકમાં નિવાસ કરવાવાળા છે. આવા હિરણ્યગર્ભની જીવરૂપતા स वै शरीरी प्रथमः ઇત્યાદિ શ્રુતિનાં પ્રમાણવડે સિદ્ધ છે. વળી શિવ તથા વિષ્ણુ આ બે મૂર્તિ તો માયાના શુદ્ધ સત્વગુણનું પરિણામ હોવાથી ઇશ્વરરૂપે છે. આ વાત મહા-ભારતમાં કહી છે. કહ્યું છે કે, रुद्रौ नारायणश्चैवेत्येकं सत्वं द्विधा कृतम् । लोके चरति कौंतेय व्यक्तिस्थं सर्वकर्मसु અર્થઃ—હે કૌંતેય ! પરમેશ્વરે પોતાની માયાનું એક જ શુદ્ધ સત્વગુણ રુદ્ર તથા નારાયણ એવા રૂપવડે બે પ્રકારનું કર્યું છે. આ બેઉમાં પણ વિષ્ણુની ભક્તિ મોક્ષના સંબંધમાં અંતરંગ સાધનરૂપે છે. શિવઆદિની ભક્તિ કંઇએક વ્યવધાનવડે મોક્ષના સાધનરૂપે છે. આથી સત્વગુણનું પ્રવર્તકપણું વિષ્ણુનું છે. પુરાણમાં પણ કહ્યું છે કે, 'आरोग्यं भास्करादिच्छे-च्छ्रियमिच्छेद्धुताशनात् । ज्ञानं महेश्वरादिच्छेन्मोक्षमिच्छेज्जनार्दनात् ॥ અર્થઃ—પુરૂષે સૂર્યદેવ પાસે આરોગ્યતા માંગવી, અર્થાત્ આરોગ્યતાની પ્રાપ્તિ માટે સૂર્યદેવતાની ઉપાસના કરવી. આ રીતનો અર્થ બીજાનો પણ જાણી લેવો. અગ્નિદેવ પાસેથી સંપત્ માંગવી, મહેશ્વર પાસેથી જ્ઞાન માંગવું, તથા વિષ્ણુ પાસેથી મોક્ષ માંગવો.' કેટલાક શિવ મત-વાળાઓ એમ કહે છે કે, જેને શરીરના ભૂષણરૂપે ચંદ્રમા

છે તથા જે નીલકંઠરૂપે, ત્રિનયનરૂપે તથા ઉમાસહિત શુદ્ધ સત્વ મૂર્તિરૂપે છે, આ રીતની મૂર્તિવડે ઉપહિત થયેલ માયા ઉપહિત પરમેશ્વર પરમ શિવ કહેવાય છે. આ પરમ શિવ જ મુમુક્ષુજનને ઉપાસના કરવા યોગ્ય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "उमा सहायं परमेश्वरं प्रभुं त्रिलोचनं नीलकंठं प्रशांतम्। ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं समस्त साक्षी तमसः परस्तात् અર્થ:–જે પરમ શિવ ઉમાસહિત છે, પરમ ઇશ્વરરૂપે છે, સમર્થરૂપે છે, ત્રણ લોચનવાળા છે, નીલકંઠરૂપે છે, તથા જે અતિ શાંત સ્વભાવવાળા છે, આવા પરમ શિવના ધ્યાનવડે મુમુક્ષુજન પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે." આ પરમ શિવની બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ આ ત્રણ વિભૂતિ છે. તેમાં स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् ઇત્યાદિ શ્રુતિ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ આ ત્રણને પરમ શિવની વિભૂતિરૂપે કહે છે. પુરાણમાં પણ કહ્યું છે કે,

'यस्याज्ञया जगत्स्रष्टा विरंचिः पालको हरिः।
संहर्ता कालरुद्राख्यो नमस्तस्मै पिनाकिने॥

અર્થ:–જે પરમેશ્વરની આજ્ઞાવડે બ્રહ્મા જગતને ઉત્પન્ન કરે છે, વિષ્ણુ પાલન કરે છે, તથા કાલરૂદ્ર સંહાર કરે છે, આ પરમ શિવને મારા નમસ્કાર છે.' કેટલાક વૈષ્ણવ મતવાળાઓ એમ કહે છે કે, શંખ, ચક્ર, ગદા, પદ્મ, આ ચાર જેના હાથમાં રહેલ છે, જે લક્ષ્મી સહિત વિરાજમાન છે, આવી જે નિરતિશય સત્વ મૂર્તિ છે તે મૂર્તિવડે ઉપહિત થયેલ માયા ઉપહિત પરમાત્માજ પરમ વાસુદેવ છે. આ પરમ વાસુદેવ જ મુમુક્ષુજનને ઉપાસના કરવા યોગ્ય છે. બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આ ત્રણ પરમ વાસુદેવની વિભૂતિરૂપે છે. વળી स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् ઇત્યાદિ શ્રુતિ પણ બ્રહ્માદિ ત્રણેને પરમ વાસુદેવની વિભૂતિરૂપે કહે છે. વળી 'तमेव विद्वानमृत इह भव-

તિ नान्यः पंथा विद्यतेऽयनाय અર્થ:—જે વિષ્ણુને ઓળખે છે તે અમૃતરૂપે થાય છે. મોક્ષ માટે બીજો રસ્તો નથી.' ઇત્યાદિ શ્રુતિ તેમજ मोक्षमिच्छेज्जनार्दनात् ઈત્યાદિ પુરાણનાં વચન પરમ વાસુદેવના ધ્યાનથી મોક્ષની પ્રાપ્તિનું નિરૂપણ કરે છે. માટે મુમુક્ષુએ પરમ વાસુદેવજ ધ્યાન કરવા યોગ્ય છે. હિરણ્યગર્ભને માનનારા એમ કહે છે કે, હિરણ્યગર્ભ માયાઉપહિત પરમેશ્વર છે. હિરણ્યગર્ભની પરમેશ્વરતામાં અનેક શ્રુતિ તથા સ્મૃતિ પ્રમાણરૂપે છે. માટે હિરણ્યગર્ભજ મુમુક્ષુ જને ઉપાસના કરવા યોગ્ય છે. શિવના ભક્તોએ તથા વિષ્ણુના ભક્તોએ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ આ ત્રણ મૂર્તિથી ભિન્ન એક પરમ શિવ તથા પરમ વાસુદેવની કલ્પના કરી છે. તેમાં કાંઇ પ્રમાણ જોવામાં આવતું નથી. તેઓ પોતાનો અર્થ સિદ્ધ કરવા स ब्रह्मा स शिवः सेन्द्रः ઈત્યાદિ શ્રુતિ વચનને પ્રમાણરૂપે કહે છે. આ શ્રુતિ વચન તો માયાઉપહિત પરમેશ્વરનુંજ નિરૂપણ કરે છે. માટે તે વચનોમાં ત્રણ મૂર્તિથી ભિન્ન પરમ શિવવિષે તથા પરમ વાસુદેવમાં પ્રમાણરૂપતા સંભવતી નથી. માટે માયા ઉપહિત પરમેશ્વર જ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર આ ત્રણ રૂપને પ્રાપ્ત થાય છે. આ કારણથી આ ત્રણે રૂપો સમાન છે. આથી પૂર્વોક્ત મત જ મુમુક્ષુ જને આશ્રય કરવા યોગ્ય છે.

## પરમેશ્વરમાંથી આકાશાદિ જગતની ઉત્પત્તિ.

ઉત્પન્ન થવા યોગ્ય પ્રાણીઓનાં પુણ્ય તથા પાપ કર્મવડે સહકૃત જે પૂર્વોક્ત વિક્ષેપાદિ શક્તિપ્રધાન માયાઉપહિત ઇશ્વર છે, તે ઈશ્વર, 'પ્રથમ હવે આ જગત્ ઉત્પન્ન કરવા યોગ્ય છે,' એ રીતનો સંકલ્પ કરવા લાગ્યા. સંકલ્પવિશિષ્ટ ઈશ્વરમાંથી પ્રથમ આકાશની ઉત્પત્તિ થઈ. આકાશમાંથી વાયુ ઉત્પન્ન થયો. વાયુમાંથી અગ્નિ ઉત્પન્ન થયો. અગ્નિમાંથી જળ ઉત્પન્ન થયું. જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થઇ. શ્રુતિમાં કહ્યું છે કે, 'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः आका-

शाद्वायुर्वायोरग्निरग्नेराप : अद्भ्य : पृथिवी अર્થ:—માયા ઉપહિત બ્રહ્મમાંથી આકાશ ઉત્પન્ન થયું, આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ તથા જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થઇ.'

શિષ્ય:—અચેતન સ્વરૂપ તથા કલ્પિત એવા આકાશઆદિ ભૂતોનું તથા વાયુઆદિ ભૂતોનું ઉપાદાન કારણપણું કેવી રીતે સંભવે ?

ગુરૂ:—આકાશઆદિમાં વાયુઆદિનું ઉપાદાનપણું કહેલું નથી. પણ આકાશઆદિ ઉપહિત ચૈતન્યમાં જ વાયુઆદિનું ઉપાદાનપણું વિવક્ષિત છે. અર્થાત્ આકાશ ઉપહિત ચૈતન્યમાંથી વાયુ ઉત્પન્ન થયો. વાયુ ઉપહિત ચૈતન્યમાંથી અગ્નિ ઉત્પન્ન થયો. અગ્નિ ઉપહિત ચૈતન્યમાંથી જળ ઉત્પન્ન થયું. જળ ઉપહિત ચૈતન્યમાંથી પૃથ્વી ઉત્પન્ન થઇ. આ રીતે ઉપાધિવાળા ચૈતન્યમાં જ સર્વત્ર કારણતા છે. જો કલ્પિત અચેતનમાં કારણતા માનીએ તો ચેતન બ્રહ્મને સર્વ જગતના કારણરૂપે કહેનારી શ્રુતિમાં વિરોધ આવશે. અર્થાત્ જેમ માયાને કારણબ્રહ્મની ઉપાધિરૂપતાવડે આકાશાદિ પ્રપંચનું કારણપણું છે, તેમ આકાશઆદિમાં કારણ બ્રહ્મની ઉપાધિરૂપતાવડે વાયુઆદિનું કારણપણું છે, પણ સ્વતંત્ર નથી.

## વૈશેષિકનો મત.

દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય, અભાવ આ સાત પદાર્થ છે. તેમાં ગુણઆદિ પદાર્થ દ્રવ્યના પરતંત્રરૂપે હોય છે. વળી સર્વ ભાવકાર્ય સમવાયી કારણ, અસમવાયી કારણ, તથા નિમિત્ત કારણ આ ત્રણ કારણજન્ય હોય છે. તેમાં જન્યદ્રવ્ય, જન્યગુણ તથા કર્મ આ ત્રણ ભાવકાર્ય કહેવાય છે. તેમાં સમવાયી કારણ એકલા દ્રવ્ય

પદાર્થમાં જ હોય છે. પણ ગુણ કર્માદિમાં હોતું નથી. બીજું અસમવાયી કારણતા ગુણ તથા કર્મ આ બેઉ પદાર્થમાંજ હોય છે, પણ અન્ય પદાર્થમાં હોતી નથી. વળી નિમિત્ત કારણતા દ્રવ્યાદિ સર્વ પદાર્થમાં હોય છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિક્, આત્મા, મન આ નવ દ્રવ્ય કહેવાય છે. તેમાં પૃથ્વી આદિ ચાર દ્રવ્યનાં પરમાણુઓ તથા આકાશ આદિ પાંચ દ્રવ્યો, આ સર્વ નિત્ય દ્રવ્ય કહેવાય છે તથા તે નિરવયવ છે. આ પરમાણુથી ઉત્પન્ન થયેલ દ્વયાણુકથી લઇ બ્રહ્માંડપર્યંત સર્વ કાર્ય દ્રવ્ય અનિત્ય દ્રવ્ય કહેવાય છે તથા અવયવી કહેવાય છે. સૃષ્ટિના આદિ કાળમાં પરમેશ્વરની ઇચ્છાવડે પરમાણુમાં ક્રિયા ઉત્પન્ન થાય છે. ત્યાર પછી બે બે પરમાણુઓનો સંયોગ થાય છે. સંયુક્ત બે પરમાણુમાંથી પ્રથમ દ્વયણુકરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે. દ્વયણુકરૂપ કાર્યના બે પરમાણુઓ સમવાયી કારણરૂપે થાય છે તથા બે પરમાણુઓનો સંયોગ અસમવાયી કારણરૂપે થાય છે. વળી ઈશ્વર ઈચ્છાદિ નિમિત્ત કારણરૂપે હોય છે. આ રીતે દ્વયણુક આદિ કાર્યનું પણ સમવાયી કારણાદિ જાણી લેવું. આ રીતે દ્વયણુકરૂપ કાર્યની ઉત્પત્તિ થવા પછી ફરી ક્રિયાસંયુક્ત દ્વયણુકમાંથી ત્ર્યણુકરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે. ત્યાર પછી ફરી ક્રિયાવડે સંયુક્ત ચાર ત્ર્યણુકમાંથી ચાર અણુરૂપ કાર્ય ઉત્પન્ન થાય છે. આ રીતના ક્રમે કરી આ મહાન્ પૃથ્વી, મહાન્ જળ, મહાન્ તેજ તથા મહાન્ વાયુ ઉત્પન્ન થાય છે. આથી પરમાણુ જ સર્વ જગતના ઉપાદાન કારણરૂપે છે. પણ માયાઉપહિત બ્રહ્મ જગતના ઉપાદાન કારણરૂપે નથી. આ રીતે વૈશેષિક શાસ્ત્રવાળા માને છે.

## વૈશેષિક દર્શનનું ખંડન.

વૈશેષિક દર્શનનો મત યોગ્ય નથી. કારણ કે શક્તિ તથા સાદૃશ્ય આદિ અનેક પદાર્થો વિદ્યમાન હોવા છતાં સાત જ પદાર્થ છે. આ રીતની વૈશેષિકની પ્રતિજ્ઞા ખોટી છે. મણિમંત્ર આદિની સમીપતા હોય ત્યારે વહ્નિથી દાહરૂપ કાર્ય થતું નથી. તેમજ મણિમંત્ર આદિના દૂર કરવાથી વહ્નિમાંથી દાહ થાય છે. આથી કરી વહ્નિમાં દાહને અનુકૂલ શક્તિનો વિનાશ તથા ઉત્પત્તિ અવશ્ય માનવાં પડશે. અર્થાત્ મણિ મંત્રઆદિના અસ્તિત્વથી દાહાનુકૂલ શક્તિ નષ્ટ થઈ જાય છે. વળી મણિમંત્રઆદિના દૂર કરવાથી આ શક્તિ ફરી ઉત્પન્ન થાય છે. માટે વહ્નિમાં દાહાનુકૂલ શક્તિ અવશ્ય માનવી જોઈએ. આ રીતે મૃત્તિકા આદિ સર્વ કારણોમાં પોતપોતાના ઘટઆદિ કાર્યને અનુકૂલ શક્તિ રહે છે. આ શક્તિ દ્રવ્યાદિ સાત પદાર્થથી ભિન્ન પદાર્થ છે. અહી વૈશેષિકવાળાઓ મણિમંત્રઆદિ પ્રતિબંધના અભાવને દાહના કારણરૂપે માને છે. આમ કહેવું તે શ્રુતિ તથા સૂત્રથી વિરુદ્ધ હોવાથી અસંગત છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'कथमसतः सज्जायेत અર્થઃ– અભાવરૂપ અસત્‌માંથી સત્‌કાર્યની ઉત્પતિ કદાપિ હોતી નથી.' સૂત્રમાં કહ્યું છે કે 'नासतो दृष्टत्वात् અર્થઃ—અભાવરૂપ અસત્‌માંથી કાર્યની ઉત્પત્તિ યુક્ત નથી;' આથી લોકમાં અસત્ નરશૃંગઆદિમાંથી કોઈપણ કાર્યની ઉત્પત્તિ જોવામાં આવતી નથી, પણ સત્‌મૃત્તિકાઆદિમાંથી ઘટાદિ કાર્યની ઉત્પત્તિ જોવામાં આવે છે, માટે પ્રતિબંધના ભાવને કાર્યનું કારણ માનવું, તે શ્રુતિ તથા સૂત્રથી વિરુદ્ધ હોવાથી અસંગત છે. આ રીતે चंद्रवत्मुखं ઈત્યાદિ અનુભવને લીધે સુખઆદિમાં ચંદ્ર આદિનું સાદૃશ્ય સિદ્ધ થાય છે. માટે સાદૃશ્ય પણ શક્તિની માફક દ્રવ્ય આદિ સાત પદાર્થથી ભિન્ન પદાર્થ છે. આ પ્રમાણે શક્તિ તથા સાદૃશ્ય આદિ અધિક પદાર્થ

વિદ્યમાન છતાં સાત જ પદાર્થ છે, એમ વૈશેષિકનું કહેવું અસંગત છે. વળી અંધકારરૂપ દશમા દ્રવ્યનું અસ્તિત્વ છતાં નવ જ દ્રવ્ય છે, એમ વૈશેષિકનું કહેવું અસંગત છે. તેમાં નીલ તમમાં ચલન ક્રિયા છે, આ રીતની પ્રત્યક્ષ પ્રતીતિવડે અંધકારરૂપ તમમાં નીલરૂપ તથા ચલનક્રિયા સિદ્ધ થાય છે. વળી ગુણનો તથા ક્રિયાનો આશ્રય દ્રવ્ય હોય છે. માટે અંધકારરૂપ તમને દ્રવ્યરૂપતા સંભવે છે. વળી વૈશેષિકવાળા આ તમને જોવાના અભાવરૂપે માને છે. આ તેઓનું કહેવું અસંગત છે. કારણ કે જે જે અભાવરૂપે હોય છે, તે તે પ્રતિયોગી સાપેક્ષ પ્રતીતિનો વિષય થાય છે, પણ પ્રતિયોગી નિરપેક્ષ પ્રતીતિનો વિષય કોઇપણ અભાવ હોતો નથી. જેમ ઘટાભાવ, પટાભાવ ઇત્યાદિ અભાવ ઘટપટાદિરૂપ પ્રતિયોગી સાપેક્ષ પ્રતીતિના જ વિષય હોય છે. વળી અંધકારરૂપ તમ જોવારૂપ પ્રતિયોગી સાપેક્ષ પ્રતીતિનો વિષય હોતું નથી. માટે અંધકારને જોવાના અભાવરૂપે માનવામાં કોઇ પણ પ્રમાણ નથી. પણ યુક્તિવડે અંધકારને દશમા દ્રવ્યરૂપે માનવું જોઇએ. વળી વૈશેષિકોએ આત્માને જ્ઞાનાદિ ગુણના આશ્રયરૂપે કરી તથા સમવાયી કારણરૂપે કરી દ્રવ્યરૂપે માન્યો છે. તે પણ તેઓનું કહેવું અયુક્ત છે. કારણકે શ્રુતિ, સ્મૃતિ તથા વિદ્વાનનો અનુભવ, આ ત્રણવડે આત્માનું નિર્ગુણપણું તથા સત્, ચિત્ તથા આનંદરૂપતાનો નિશ્ચય થાય છે. તેમાં साक्षी चेता केवलो निर्गुणश्च આ શ્રુતિ આત્માને નિર્ગુણ કહે છે. વળી सत्यं ज्ञानमनंतं ब्रह्म आनंदो ब्रह्म આ શ્રુતિ આત્માને સત્, ચિત્ તથા આનંદરૂપ કહે છે; માટે આત્મા દ્રવ્યરૂપે નથી. વળી આ આત્મા અદ્રવ્યરૂપે હોવાથી ગુણાદિની માફક પરતંત્ર થશે, એમ જે વૈશેષિકો કહે છે, તે પણ ખોટું છે. કારણ કે શ્રુતિ તથા સ્મૃતિમાં આત્મા, એ સર્વ કલ્પનાઓના અધિષ્ઠાનરૂપે તથા સર્વના પ્રેરકરૂપે કહ્યો છે. આવા આત્માને

અદ્રવ્ય રૂપતાવડે પરતંત્ર કહેવો, તે શ્રુતિ તથા સ્મૃતિના વચનથી વિરોધવાળું છે. આથી અદ્રવ્યરૂપ હોવા છતાં આત્મા સર્વના અધિષ્ઠાનરૂપે હોવાથી તથા સર્વના પ્રેરકરૂપે હોવાથી સ્વતંત્ર છે. આ કારણથી નવ જ દ્રવ્ય છે. આ તેઓની જે પ્રતિજ્ઞા છે, તે ખોટી છે. વળી વૈશેષિકોએ આકાશાદિ અનેક પદાર્થોને નિત્ય માન્યા છે. આ તેઓની કલ્પના પણ શ્રુતિથી વિરુદ્ધ હોવાથી અસંગત છે. માટે શ્રુતિ બ્રહ્મથી ભિન્ન સર્વ જગતને અનિત્યરૂપે કહે છે. શ્રુતિમાં કહ્યું છે કે, ' अतोन्यदार्तं मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः અર્થઃ–બ્રહ્મથી ભિન્ન સર્વ જગત્ આર્ત કહેતાં મિથ્યા છે. વળી આ સર્વ દ્વૈત પ્રપંચ માયામાત્ર છે અર્થાત્ મિથ્યા છે. અદ્વૈત બ્રહ્મ પરમાર્થ સત્યરૂપે છે.' વળી आत्मन आकाशः संभूतः तन्मनोऽकुरुत આ શ્રુતિમાં આકાશની તથા મનની ઉત્પત્તિ બ્રહ્મમાંથી કહી છે. વળી जातस्य हि ध्रुवो मृत्युः આ વચનવડે ભગવાને ઉત્પત્તિવાળા પદાર્થનો નિયમે કરી નાશ કહ્યો છે. માટે ઉત્પત્તિ તથા વિનાશવાળા હોવાથી આકાશાદિ અનિત્ય થશે. વળી વૈશેષિકોએ પરમાણુને નિરવયવ તથા નિત્ય માન્યા છે, તે પણ ખોટું છે. કારણ કે જે જે પદાર્થો રૂપાદિ ગુણવાળા તથા પરિચ્છિન્ન હોય છે, તે તે પદાર્થ સાવયવ તથા અનિત્ય હોય છે. જેમ ઘટપટાદિ પદાર્થ છે, તેમ પરમાણુ પણ તમારા મત પ્રમાણે રૂપાદિ ગુણવાળા તથા પરિચ્છિન્ન છે; માટે પરમાણુ પણ ઘટાદિની માફક સાવયવ તથા અનિત્ય થશે. વળી પરમાણુઓને સાવયવ માનવામાં વૈશેષિકોએ જે અનવસ્થા દોષની પ્રાપ્તિ કહી છે, તે પણ ખોટી છે. આથી ઈશ્વરરૂપ પરમ કારણમાં જ અવયવ ધારાની વિશ્રાંતિ સંભવે છે. વળી સૂક્ષ્મ ભૂતથી ભિન્ન પરમાણુઓના સદ્ભાવમાં કોઇપણ પ્રમાણ નથી; પણ સૂક્ષ્મ ભૂતો તે જ પરમાણુ છે. આ સૂક્ષ્મ ભૂતોની ઉત્પત્તિ પૂર્વોક્ત રીતિવડે ઇશ્વરથી થાય છે. આથી પરમાણુ સાવયવ તથા અનિત્ય સિદ્ધ થાય છે. વળી વૈશેષિકોએ જોડાયલા બે પરમાણુઓમાંથી

દ્વયણુકની ઉત્પત્તિ કહી છે, તે પણ સંભવતી નથી. કારણ કે વૈશેષિકોએ પરમાણુને નિરવયવ માન્યો છે તથા સંયોગને અવ્યાપ્ય વૃત્તિરૂપે માન્યો છે. જે દ્રવ્યમાં સંયોગ રહે છે, તે દ્રવ્યમાં સંયોગનો અભાવ પણ રહે છે. જેમ એક જ વૃક્ષની શાખાદેશમાં પક્ષીનો સંયોગ હોય છે તથા મૂળ દેશમાં સંયોગનો અભાવ હોય છે. આ સંયોગમાં અવ્યાપ્ય વૃત્તિપણું છે. આ સંયોગ સાવયવ દ્રવ્યનો જ સંભવે છે, પણ નિરવયવ દ્રવ્યનો સંયોગ સંભવતો નથી. વળી વૈશેષિકોએ પરમાણુ નિરવયવ માન્યા છે. માટે પરમાણુના સંયોગના અભાવ થવાથી પરમાણુઓમાંથી દ્વયણુકની ઉત્પત્તિ કહેવી, એ અત્યંત વિરુદ્ધ છે. વળી येनाश्रुतं श्रुतं भवति ઈત્યાદિ શ્રુતિવડે કારણ બ્રહ્મના જ્ઞાનવડે સર્વે જ્ઞાનની પ્રતિજ્ઞા જે કરી છે, તે પ્રતિજ્ઞામાં બ્રહ્મથી ભિન્ન પરમાણુ આદિને અનાદિ તથા નિત્ય માનવાથી બાધ આવશે. જો આ પ્રતિજ્ઞા બાધિત હોય તો તે પ્રતિજ્ઞા પછી મૃત્તિકાદિ દ્રષ્ટાંતવડે કાર્યના કારણથી અવ્યતિરેકપણાની સિદ્ધિ કરી, પ્રતિજ્ઞાવાળા અર્થનું જે ઉપપાદન કર્યું છે, તે અનર્થક થશે; માટે આથી સિદ્ધ થાય છે કે, બ્રહ્મથી ભિન્ન સર્વ જગત્ બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે તથા બ્રહ્મમાં જ તેનો લય થાય છે.

## સાંખ્યદર્શન નિરૂપણ.

સાંખ્ય શાસ્ત્રવાળાઓ ત્રિગુણાત્મક પ્રધાનમાંથી મહત્તત્ત્વાદિના ક્રમે કરી જગતની ઉત્પત્તિ માને છે. આ સાંખ્યવાદીનો મત પણ યોગ્ય નથી. કારણ કે સાંખ્યવાદીઓએ પ્રધાનને જડરૂપે, નિત્યરૂપે તથા સ્વતંત્રરૂપે માન્યો છે. વળી પ્રધાન જગતના કારણરૂપે છે. આ અર્થમાં કોઇ પણ પ્રમાણ નથી. વળી ' मायान्तु प्रकृतिं विद्यात् । अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां स्वरूपाः અર્થઃ—માયાને પ્રકૃતિરૂપે જાણવી. માયા એક તથા સત્વ, રજ અને તમ સ્વરૂપવાળી અનેક પ્રજા-

ઓને ઉત્પન્ન કરે છે.' ઈત્યાદિ શ્રુતિઓ સિદ્ધાંતથી સંમત થયેલી માયાને જગતના કારણરૂપે કહે છે, પણ પ્રધાનને જગતના કારણરૂપે કહેતી નથી; માટે પ્રધાનને જગતનું ઉપાદાન કારણપણું સંભવતું નથી.

શિષ્ય:–પ્રધાન કારણરૂપે કપિલ મુનિની સ્મૃતિવડે સિદ્ધ છે, માટે પ્રધાનને અપ્રમાણરૂપે કહેવું અયુક્ત છે.

ગુરુ:–શ્રુતિનો વિરોધ આવવાથી કપિલની સ્મૃતિ પ્રમાણરૂપે નથી. શ્રુતિના અર્થવાળી સ્મૃતિ પ્રમાણરૂપે હોય છે. પણ શ્રુતિથી વિરુદ્ધ સ્મૃતિ પ્રમાણરૂપે હોતી નથી; માટે માયા ઉપહિત બ્રહ્મમાંથી જ આકાશાદિવડે પ્રપંચની ઉત્પત્તિ થાય છે. આ પૂર્વોક્ત સિદ્ધાંત મત જ સર્વેએ અંગીકાર કરવો જોઇએ.

## આકાશાદિ ભૂતમાંથી શરીરની ઉત્પત્તિ.

ઇશ્વરની ઉપાધિરૂપે કથન કરેલી માયા સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણવાળી છે. વળી કારણનો ગુણ કાર્યના ગુણના આરંભકરૂપે હોય છે. માટે માયાના કાર્યરૂપ આકાશાદિ પાંચ ભૂત સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણરૂપે થાય છે. વળી આકાશાદિ પાંચ ભૂતો પ્રત્યક્ષ વ્યવહારને અયોગ્ય હોવાથી સૂક્ષ્મ કહેવાય છે. વળી પંચીકરણના અભાવથી તેઓ અપંચીકૃતરૂપે કહેવાય છે. આ અપંચીકૃત સૂક્ષ્મ ભૂતમાંથી સત્તર લિંગરૂપ સૂક્ષ્મ શરીર ઉત્પન્ન થયું. આ સત્તર લિંગ નીચે પ્રમાણે છે:–પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, મન તથા બુદ્ધિ. તેમાં શ્રોત્ર, ત્વક, ચક્ષુ, રસન તથા ઘ્રાણ આ પાંચ ઇંદ્રિય જ્ઞાનના સાધનરૂપે હોવાથી જ્ઞાનેન્દ્રિય કહેવાય છે. વળી વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ આ પાંચ ઇન્દ્રિય ક્રિયાના સાધનરૂપ હોવાથી કર્મેન્દ્રિય કહેવાય છે. શબ્દજ્ઞાનના સાધનરૂપ ઇન્દ્રિય શ્રોત્ર કહેવાય છે. સ્પર્શજ્ઞાનના

સાધનરૂપ ઇંદ્રિય ત્વક્ કહેવાય છે. રૂપજ્ઞાનના સાધનરૂપ ઇંદ્રિય ચક્ષુ કહેવાય છે. રસજ્ઞાનના સાધનરૂપ ઇંદ્રિય રસન કહેવાય છે તથા ગંધજ્ઞાનના સાધનરૂપ ઇંદ્રિય ઘ્રાણ કહેવાય છે. વળી વચનક્રિયાના સાધનરૂપ ઇંદ્રિય વાક્ કહેવાય છે. ગ્રહણ ક્રિયાના સાધનરૂપ ઇંદ્રિય પાણિ કહેવાય છે, ગમન ક્રિયાના સાધનરૂપ ઇંદ્રિય પાદ કહેવાય છે તથા વિસર્ગ ક્રિયાના સાધનરૂપ ઇંદ્રિય પાયુ કહેવાય છે. વળી સુખક્રિયાના સાધનરૂપ ઇંદ્રિય ઉપસ્થ કહેવાય છે. જો કે મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ભેદવડે અંતઃકરણ ચાર પ્રકારનું હોય છે, છતાં મનમાં ચિત્તનો તથા બુદ્ધિમાં અહંકારનો અંતરભાવ માની, મન તથા બુદ્ધિ આ બેઉનુંજ ગ્રહણ કર્યું છે.

## સત્તર લિંગની ઉત્પત્તિનો ક્રમ.

सत्वात्संजायते ज्ञानं આ ગીતાના વચનમાં સત્તર ગુણથી જ્ઞાનની ઉત્પત્તિ નિરૂપણ કરી છે. વળી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયોમાં પૂર્વોક્ત રીતિવડે જ્ઞાનની સાધનતા સ્પષ્ટ છે. માટે આકાશાદિ પંચભૂતોના નહિ મળેલા સાત્વિક અંશમાંથી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિય ઉત્પન્ન થાય છે. આકાશના સાત્વિક અંશમાંથી શ્રોત્ર ઇંદ્રિય ઉત્પન્ન થાય છે. વાયુના સાત્વિક અંશમાંથી ત્વક્ ઇંદ્રિય ઉત્પન્ન થાય છે. તેજના સાત્વિક અંશમાંથી ચક્ષુઇંદ્રિય ઉત્પન્ન થાય છે. જળના સાત્વિક અંશમાંથી રસનઇંદ્રિય ઉત્પન્ન થાય છે તથા પૃથ્વીના સાત્વિક અંશમાંથી ઘ્રાણઇંદ્રિય ઉત્પન્ન થાય છે.

શિષ્યઃ—શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયો પૂર્વોક્ત ક્રમવડે આકાશાદિ પાંચ ભૂતમાંથી ઉત્પન્ન થાય છે, એમ કેવી રીતે જણાઈ શકે ?

ગુરુઃ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ આ પાંચ ગુણના મધ્યમાં જે જે ગુણને જે જે ઇંદ્રિય ગ્રહણ કરે છે,

તે તે ઇંદ્રિય તે તે ગુણવાળી થાય છે, એવો નિયમ છે. જેમ શ્રોત્રઇંદ્રિય શબ્દ ગુણને ગ્રહણ કરે છે, માટે શ્રોત્ર ઇંદ્રિય શબ્દ ગુણવાળી છે. તેમ ત્વકાદિ ઇંદ્રિય પણ તે તે સ્પર્શાદિ ગુણને ગ્રહણ કરે છે. માટે ત્વકાદિ ઇંદ્રિયો પણ તે તે સ્પર્શાદિ ગુણવાળી થશે. વળી શબ્દાદિ ગુણવાળા દ્રવ્યને આકાશાદિ સિદ્ધ છે, આ રીતની યુક્તિવડે શ્રોત્રાદિ ઇંદ્રિયોનું યથાક્રમે આકાશાદિ ભૂતનું કાર્યપણું સિદ્ધ છે. જો કદાપિ શ્રોત્રાદિ ઇંદ્રિયોને આકાશાદિ ભૂતનું કાર્યપણું ન માનીએ તો શ્રોત્રાદિ ઇંદ્રિયોમાં શબ્દાદિ ગુણનું ગ્રાહકપણું થશે નહિ. વળી કેવળ યુક્તિવડે શ્રોત્રાદિ ઇંદ્રિયોમાં આકાશાદિ ભૂતનું કાર્યપણું સિદ્ધ નથી, પણ શ્રુતિનાં પ્રમાણવડે સિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "श्रोत्रमाकाशे वायौ त्वक् अग्नौ चक्षु रप्सु जिह्वा पृथिव्यां घ्राणं અર્થઃ—શ્રોત્ર આકાશ વિશે, ત્વક્ વાયુ વિશે, ચક્ષુ અગ્નિ વિશે, જિહ્વા જળ વિશે, તથા ઘ્રાણ પૃથ્વી વિશે રહેલાં છે."

આ શ્રુતિમાં આકાશાદિ ભૂતના સાત્વિક અંશમાંથી શ્રોત્રાદિ પાંચ જ્ઞાન ઇંદ્રિયોની ઉત્પત્તિ માનવી. આ શ્રુતિ તથા યુક્તિવડે સિદ્ધ છે. આકાશાદિ પાંચ ભૂતોના જે સાત્વિક અંશો મળેલા છે, તેમાંથી અંતઃકરણ ઉત્પન્ન થાય છે. આ અંતઃકરણ શ્રોત્રાદિ પાંચ ઇંદ્રિયદ્વારા શબ્દાદિ પાંચ ગુણને ગ્રહણ કરે છે, માટે અંતઃકરણને આકાશાદિ પાંચ ભૂતો સાથે મળવાથી સાત્વિક અંશનું કાર્યપણું અવશ્ય માનવું પડશે. જો અંતઃકરણને પાંચ ભૂતના કાર્યરૂપે નહિ માનીએ તો અંતઃકરણમાં શબ્દાદિ પાંચ ગુણોનું ગ્રાહકપણું સંભવશે નહિ. સાંખ્યશાસ્ત્રવાળાઓ તો એમ કહે છે કે, આ અંતઃકરણ બુદ્ધિ, અહંકાર, મન એવા ભેદવડે ત્રણ પ્રકારનું હોય છે. તેમાં મૂળ પ્રકૃતિથી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. આ બુદ્ધિને મહત્ તત્વ પણ કહે છે. આ મહત્ તત્વ નામની બુદ્ધિમાંથી

અહંકાર ઉત્પન્ન થાય છે. આ અહંકાર સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણના ભેદવડે સાત્વિક, રાજસ તથા તામસ એમ ત્રણ પ્રકારનો હોય છે. સાત્વિક અહંકારમાંથી શ્રોત્રાદિ પાંચ જ્ઞાન ઇંદ્રિય, વાકાદિ પાંચ કર્મ ઈંદ્રિય તથા એક મન, એમ અગિયાર ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે. વળી તામસ અહંકારમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, આ પાંચ તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે. વળી રાજસ અહંકાર બેઉ અહંકારના પ્રવર્તકરૂપે હોવાથી કેવળ સહકારી થાય છે. વળી પાંચ તન્માત્રાઓથી યથાક્રમે આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી આ પાંચ મહાભૂત ઉત્પન્ન થાય છે. આ વાત સાંખ્ય તત્વ કૌમુદીમાં પણ કહી છે. તેમાં કહ્યું છે કે, 'मूलप्रकृति रविकृतिर्महदाद्या : प्रकृतिविकृतय : सप्त षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः અર્થઃ—સત્વ, રજ, તમ આ ત્રણની જે સામ્યાવસ્થા, તેનું નામ પ્રધાન છે. આ પ્રધાન જગતના મૂળ કારણરૂપે હોવાથી મૂળ પ્રકૃતિ કહેવાય છે. આ મૂળ પ્રકૃતિ કોઇની પણ વિકૃતિરૂપે નથી. અહિં સર્વત્ર પ્રકૃતિ શબ્દવડે પરિણામી ઉપાદાન કારણનું ગ્રહણ કરવું તથા વિકૃતિ શબ્દવડે કાર્યનું ગ્રહણ કરવું. વળી મહત્ તત્વ, અહંકાર તથા પાંચ તન્માત્રા, એમ સાત પ્રકૃતિ, તેમજ વિકૃતિ હોય છે. મૂળ પ્રકૃતિની અપેક્ષાવડે મહત્ તત્વ વિકૃતિરૂપે છે તથા અહંકારની અપેક્ષાવડે પ્રકૃતિરૂપે છે. એમ અહંકાર પણ મહત્ તત્વની અપેક્ષાવડે વિકૃતિરૂપે છે તથા ઇંદ્રિય તન્ માત્રાઓની અપેક્ષાવડે પ્રકૃતિરૂપે છે. આ રીતે પાંચ તન્ માત્રા પણ અહંકારની અપેક્ષાવડે વિકૃતિરૂપે છે તથા પાંચ મહાભૂતોની અપેક્ષાવડે પ્રકૃતિરૂપે છે. વળી પૂર્વોક્ત અગિયાર ઇંદ્રિયો તથા પાંચ મહાભૂતો, એમ સોળ વિકૃતિ હોય છે. કોઇ પણ કદી પ્રકૃતિરૂપે હોતાં નથી. વળી પુરુષ અસંગરૂપે હોવાથી પ્રકૃતિરૂપે નથી, તેમ વિકૃતિરૂપે પણ નથી.'

## સાંખ્યદર્શનનું ખંડન.

સાંખ્યવાદીનો મત પણ શ્રુતિ તથા સૂત્રથી વિરુદ્ધ હોવાથી અસંગત છે. કારણ કે વ્યાસભગવાને 'ईक्षतेर्नाशब्दं અર્થઃ—પ્રધાન એ જગતના કારણરૂપે નથી. કારણ કે શ્રુતિએ એ રીતે પ્રતિપાદન કર્યું નથી.' ઈત્યાદિ સૂત્રવડે પ્રધાન કારણ વાદનું ખંડન કર્યું છે. આ સૂત્રનો અર્થ એમ છે કે, વૈદિક શબ્દવડે અપ્રતિપાદિક હોવાથી અપ્રમાકણરૂપ એવું જે પ્રધાન, તે જગતના કારણ રૂપ નથી. તેથી तदैक्षत बहुस्यां આ શ્રુતિએ જગતના કારણમાં જ્ઞાનરૂપ ઈક્ષણનું કથન કર્યું છે. આ ઈક્ષણ ચેતનમાં જ સંભવે છે, પણ જડ પ્રધાનમાં સંભવતું નથી. માટે પ્રધાન કારણ-વાદ અયુક્ત છે. વળી 'अन्नमयं हि सौम्य मन : आपोमय : प्राणः तेजोमयि वाक् અર્થઃ—હે સોમ્ય! મન અન્નમય છે, પ્રાણ જળમય છે, તથા વાણી તેજોમય છે.' આ શ્રુતિ તેમજ श्रोत्रमाकाशे वायौ त्वक् આ પૂર્વોક્ત શ્રુતિથી અંતઃકરણ, પ્રાણ તથા ઇંદ્રિય આ ત્રણમાં ભૂતના કાર્યપણાનો નિશ્ચય થાય છે. વળી સાંખ્યવાદીઓએ તેઓને ભૂતના કાર્યરૂપે માન્યા નથી, આથી પણ સાંખ્ય-વાદીઓનું મત શ્રુતિના પ્રમાણથી વિરુદ્ધ છે.

શિષ્યઃ—તમો વેદાંતીઓના મત પ્રમાણે બ્રહ્મ અસંગ છે. આવા અસંગ બ્રહ્મમાં જોવાપૂર્વક જગતનું ઉપાદાન પણું માનવું અત્યંત વિરુદ્ધ છે. આવા વિરુદ્ધ અર્થને શ્રુતિ પણ કેવી રીતે પ્રતિપાદન કરશે?

ગુરુઃ—શુદ્ધ બ્રહ્મ અસંગરૂપ હોવાથી જો કે તેમાં જગતનું ઉપાદાનપણું સંભવતું નથી, છતાં માયા ઉપહિત બ્રહ્મમાં ઉપાદાનપણું સંભવે છે. વળી શ્રુતિએ પણ માયા ઉપહિત બ્રહ્મમાં જગતનું ઉપાદાનપણું નિરૂપણ કર્યું છે. આ વાત પૂર્વે વિસ્તારથી નિરૂપણ કરી આવ્યા છીએ.

## મનનું સ્વરૂપ.

નૈયાયિકો મનને નિરવયવ, અણુ તથા નિત્ય માને છે. નૈયાયિકનો આ મત પણ શ્રુતિથી વિરૂદ્ધ હોવાથી અસંગ છે. કારણ કે મનને જો નિત્ય માનીએ તો एकमेवाद्वितीयं ब्रह्म આ શ્રુતિને એક તો વિરોધ આવશે તથા બીજું एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च तन्मनोऽकुरुत ઇત્યાદિ શ્રુતિઓમાં મનની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું છે. વળી જે જે ભાવ કાર્ય હોય છે, તે તે અનિત્ય હોય છે. જેમ ઘટપટાદિ ભાવ કાર્યરૂપે હોવાથી અનિત્ય છે, તેમ મન કાર્યરૂપે હોવાથી તે પણ અનિત્ય થશે. વળી નૈયાયિકોએ મનને મૂર્ત દ્રવ્યરૂપે માન્યું છે. વળી જે જે મૂર્ત દ્રવ્યરૂપે હોય છે, તે તે પરિચ્છિન્ન હોય છે. જે જે પરિચ્છિન્ન હોય છે, તે તે સાવયવ હોય છે. વળી જે જે સાવયવ હોય છે, તે તે અનિત્ય હોય છે. આ રીતનો નિયમ ઘટપટાદિ મૂર્ત દ્રવ્યમાં જોવામાં આવે છે. માટે મન પણ મૂર્ત દ્રવ્ય હોવાથી સાવયવ તથા અનિત્ય થશે. વળી નૈયાયિકોએ મનને અણુ માન્યું છે તથા મનના સંયોગથી આત્મામાં સુખ તથા દુઃખાદિની ઉત્પત્તિ માની છે. તે પણ ખોટી છે. કારણ કે અણુ મનના સંયોગથી ઉત્પન્ન થયેલ સુખ પણ કોઈ અણુ પ્રદેશમાં જ થશે. પણ સર્વ અંગવિશે વ્યાપનારું થશે નહિ. વળી શીતળ ગંગા જળમાં નિમગ્ન પુરુષને સર્વ અંગવ્યાપી સુખનો અનુભવ થાય છે. આથી મન અણુ નથી. વળી મને પગમાં પીડા થાય છે તથા માથું સારૂં છે. આ રીતે એક જ સમયે સુખ દુઃખનો અનુભવ થાય છે. તે પણ નૈયાયિકના મત પ્રમાણે થશે નહિ. આથી અણુ મનનો એક સમયે પગ તથા મસ્તકનો સાથે સંયોગ સંભવતો નથી. તેમાં વળી ભૂતોના કાર્યરૂપ મનમાં વિભુપણું સંભવતું નથી. તેમ જ વિભુ મનનો વિભુ આત્મા સાથે સંયોગ સંભવતો નથી. આ યુક્તિવડે મનના વિભુપણાનું ખંડન થયેલું જાણવું.

## મન તથા બુદ્ધિમાં ફેર.

આકાશ આદિ પાંચ ભૂતોના મળવાથી સાત્વિક અંશમાંથી અંતઃકરણ ઉત્પન્ન થાય છે તથા તે સાવયવ છે. આ રીતનો સિદ્ધાંત સિદ્ધ થયો. વળી અંતઃકરણ, સંકલ્પ, નિશ્ચય, અભિમાન તથા સ્મરણ આ ચાર વૃત્તિઓના ભેદવડે મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત, આ ચાર પ્રકારનું થાય છે. વળી સંકલ્પ વૃત્તિવાળું અંતઃકરણ મન કહેવાય છે તથા નિશ્ચય વૃત્તિવાળું અંતઃકરણ બુદ્ધિ કહેવાય છે. અભિમાન વૃત્તિવાળું અંતઃકરણ અહંકાર કહેવાય છે તથા સ્મરણ વૃત્તિવાળું અંતઃકરણ ચિત્ત કહેવાય છે.

## કર્મેન્દ્રિયોની ઉત્પત્તિનો પ્રકાર.

પૂર્વોક્ત આકાશ આદિ પાંચ સૂક્ષ્મ ભૂતના પરસ્પર નહી મળેલ રાજસ્ અંશમાંથી કર્મઇન્દ્રિય ઉત્પન્ન થાય છે. આકાશના રાજસ્ અંશમાંથી વાક્ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે. વાયુના રાજસ્ અંશમાંથી હસ્ત ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે. તેજના રાજસ્ અંશમાંથી પાદ ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે. જળના રાજસ્ અંશમાંથી વાયુ ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે. પૃથ્વીના રાજસ્ અંશમાંથી ઉપસ્થ ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે. વળી કેટલાક ગ્રંથકારો જળના રાજસ્ અંશમાંથી ઉપસ્થ ઇન્દ્રિયની ઉત્પત્તિ માને છે. વળી પૃથ્વીના રાજસ્ અંશમાંથી વાયુ ઇન્દ્રિયની ઉત્પત્તિ માને છે. વળી कस्मिन्नाप: प्रतिष्ठिता इति रेतसि આ શ્રુતિમાં જળની રેતમાં સ્થિતિ કહી છે. માટે ઉપસ્થ ઇન્દ્રિયની જળમાંથી ઉત્પત્તિ માનવી યોગ્ય છે.

## પ્રાણની ઉત્પત્તિનું વર્ણન.

પૂર્વોક્ત આકાશ આદિ પાંચ સૂક્ષ્મ ભૂતોથી મળેલ રાજસ્ અંશમાંથી પ્રાણની ઉત્પત્તિ થાય છે. આ પ્રાણ

ક્રિયાના ભેદથી અથવા સ્થાનના ભેદથી પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન, આ પાંચ પ્રકારનું થાય છે. તેમાં સર્વદા ઉર્ધ્વ ગમનવાળો વાયુ પ્રાણ કહેવાય છે. જો કે ઉદાનવાયુ ઉર્ધ્વ ગમનવાળો હોય છે, છતાં તે ઉદાન મરણ કાળે જ ઉર્ધ્વ ગમનવાળો થાય છે. પણ સર્વદા ઉર્ધ્વ ગમનવાળો હોતો નથી. વળી પ્રાણ સર્વદા ઉર્ધ્વ ગમનવાળો છે. માટે પ્રાણના લક્ષણની ઉદાનમાં અતિવ્યાપ્તિ થતી નથી. વળી આ પ્રાણ નાસિકાથી લઇ નાભિપર્યંતના સ્થાનમાં રહે છે. આ કારણથી वायुः प्राणो भूत्वा नासिके प्राविशत् આ ઐતરેય શ્રુતિએ પ્રાણની નાસિકા આદિ સ્થાનમાં સ્થિતિ કહી છે. વળી અધોગમનવાળો વાયુ અપાન કહેવાય છે. આ અપાન નાભિથી લઇ પાયુપર્યંત સ્થાનમાં રહે છે. વળી मृत्युरपानो भूत्वा नाभिं प्राविशत् આ શ્રુતિથી અપાનની નાભિ આદિ સ્થાનમાં સ્થિતિ કહી છે. વળી સર્વ તરફથી ગમન કરનારો વાયુ વ્યાન કહેવાય છે. આ વ્યાન વાયુ સમગ્ર શરીરમાં રહે છે. વળી મરણ કાળે ઉર્ધ્વગમન કરનારો વાયુ ઉદાન કહેવાય છે. આ ઉદાન કંઠસ્થાનમાં રહે છે. વળી ભોજન કરેલ અન્ન તથા પીધેલ જળને સ્થૂલ, મધ્યમ, તથા સૂક્ષ્મ આ ત્રણ ભાગોને તે તે સ્થાનમાં પહોંચાડનારો વાયુ સમાન કહેવાય છે. વિષ્ઠા મૂત્રના હેતુરૂપ અન્નનો જે સ્થૂલ ભાગ છે, તેને શરીરમાંથી બહાર કાઢવા માટે સમાન વાયુ અપાનમાં પ્રાપ્ત કરે છે. વળી માંસ રુધિરના હેતુરૂપ અન્ન જળનો જે મધ્ય ભાગ છે, તેને નાડીદ્વારા તે સર્વ અંગમાં પ્રાપ્ત કરે છે. તેમજ મન તથા પ્રાણનો ઉપકાર કરનાર અન્ન તથા જળનો જે સૂક્ષ્મ ભાગ છે, તેને મન તથા પ્રાણમાં પ્રાપ્ત કરે છે. આ કારણથી જ શ્રુતિમાં મનને અન્નમય કહ્યું છે તથા પ્રાણને જળમય કહ્યું છે. તેજ રીતે સમાન વાયુ પણ સમગ્ર શરીરમાં રહે છે. કેટલાક ગ્રંથકારે સમાનનું સ્થાન નાભિ કહ્યું છે. પણ તે કેવળ

મુખ્યતાને લઈ કહ્યું છે. અર્થાત્ સમાન વાયુનું મુખ્ય સ્થાન નાભિ છે. વળી કેટલાક શાસ્ત્રવાળાઓ નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત તથા ધનંજય આ પાંચ વાયુના મળવાથી પ્રાણ વાયુ દશ પ્રકારનો કહે છે. તેમાં ઉદ્ગાર કરનારો વાયુ નાગ કહેવાય છે. નેત્રને બંધ કરનારો વાયુ કૂર્મ કહેવાય છે. છીંક આણનારો વાયુ કૃકલ કહેવાય છે. બગાસું આણનારો વાયુ દેવદત્ત કહેવાય છે. તેમ જ શરીરને પોષણ કરનારો વાયુ ધનંજય કહેવાય છે. પૂર્વોક્ત પ્રાણ આદિ પાંચ વાયુમાંથી નાગ આદિ પાંચ વાયુઓને પૃથક્ માનવાથી એક તો ગૌરવ દોષની પ્રાપ્તિ થાય છે. વળી બીજું નાગઆદિ પાંચમાં શ્રુતિઆદિના પ્રમાણનો અભાવ છે. આથી વેદાંત ગ્રંથમાં નાગાદિ પાંચનો પ્રાણ આદિ પાંચમાં અંતર્ભાવ માની, પાંચ જ પ્રાણ નિરૂપણ કર્યા છે.

## ઇન્દ્રિયના તથા અંતઃકરણના દેવતા.

શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન, તથા ઘ્રાણ આ પાંચ જ્ઞાન ઇન્દ્રિયના યથાક્રમે દિક્, વાયુ, આદિત્ય, વરુણ, અશ્વી, આ પાંચ દેવ થાય છે. કેટલાક ગ્રંથમાં ઘ્રાણને પૃથ્વી દેવ કહેલ છે. વળી વાક્, પાણિ, પાદ, પાયુ તથા ઉપસ્થ આ પાંચ કર્મ ઇન્દ્રિયના યથાક્રમે વહ્નિ, ઇન્દ્ર, ઉપેન્દ્ર, મૃત્યુ તથા પ્રજાપતિ આ પાંચ દેવ થાય છે. વળી મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત આ ચાર અંતઃકરણના યથાક્રમે ચંદ્ર, ચતુર્મુખ, શંકર તથા અચ્યુત આ ચાર દેવ થાય છે.

શિષ્યઃ—શ્રોત્ર આદિ ઇન્દ્રિયના દિક્આદિ અધિષ્ઠાતા દેવ છે, આ અર્થમાં પ્રમાણ શું છે?

ગુરુઃ—સુબાલ ઉપનિષદમાં કહ્યું છે કે, श्रोत्रमध्यात्मं श्रोत्रव्यमाधिभूतं दिशस्तत्राधिदैवतम् ઇત્યાદિવચનવડે જ્ઞાન તથા કર્મેન્દ્રિયોનું તેમજ અંતઃકરણતા પૂર્વોક્ત સર્વ દેવનું નિરૂપણ

કર્યું છે. માટે ઇન્દ્રિય અંતઃકરણના અધિષ્ઠાતા દેવ શ્રુતિનાં પ્રમાણથી સિદ્ધ છે. આ અધિષ્ઠાતા દેવ કેવળ શ્રુતિના પ્રમાણથી સિદ્ધ નથી, પણ અનુમાન પ્રમાણવડે પણ સિદ્ધ છે. આથી સિદ્ધ થાય છે કે, આ લોકમાં જે જે અચેતન કારણ હોય છે, તે તે ચેતનને આશ્રિત થઈ કાર્યને ઉત્પન્ન કરનાર થાય છે. જેમ મૃત્તિકા અચેતન કારણ હોવાથી ચેતનરૂપ કુંભારને આશ્રિત થવાથી ઘટાદિ કાર્યની ઉત્પત્તિ થાય છે. તેમ ઇંદ્રિયો પણ અચેતન કારણરૂપે હોવાથી ચેતનસ્વરૂપ દેવતાઓના આશ્રયવડે પોતપોતાના કાર્યને ઉત્પન્ન કરશે.

શિષ્યઃ—જીવચેતન જ સર્વ: ઇંન્દ્રિયોના અધિષ્ઠાતા થશે. વળી જીવ ચેતનથી ભિન્ન બીજો અધિષ્ઠાતા દેવ માનવો, એ વ્યર્થ છે.

ગુરુઃ—જો જીવ ચેતનનેજ ઇન્દ્રિયોના પ્રેરકરૂપે માનીએ તો જીવ ચેતન પોતાના અનુકૂળ અર્થમાંજ ઇન્દ્રિયોને પ્રવૃત્ત કરશે, પણ પ્રતિકૂળ અર્થમાં પ્રવૃત્ત કરશે નહિ. પણ એમ જોવામાં આવતું નથી. વળી જીવ ચેતનને પ્રતિકૂળરૂપે શત્રુનું દર્શન તથા દુર્ગંધાદિનું જે જ્ઞાન છે, તેને પણ ચક્ષુ તથા ઘ્રાણ આદિ ઇંદ્રિયો ઉત્પન્ન કરે છે. આથી એમ સિદ્ધ થાય છે કે, જીવ ચેતન ઇંદ્રિયોના પ્રેરકરૂપે નથી, પણ પૂર્વોક્ત દેવતા ઇંદ્રિયોના પ્રેરકરૂપે છે. આ દેવો જીવના પાપ કર્મને લીધે પ્રતિકૂળ અર્થમાં ઇંદ્રિયોને પ્રવૃત્ત કરે છે. આ પ્રમાણે સત્તર લિંગરૂપ સૂક્ષ્મ શરીરનું નિરૂપણ મેં તારા આગળ કર્યું. હવે હે શિષ્ય! તું અન્નમયાદિ કોષવિષે હું કહું, તે સાંભળ.

## અન્નમયાદિ પાંચ કોષનું નિરૂપણ.

અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય, આ પાંચ આત્માના આચ્છાદક હોવાથી કોષ

કહેવાય છે. વળી પૂર્વે કહેલ સ્થૂલ શરીર અન્નમય કોષરૂપે કહેવાય છે. અન્નમય કોષ પણ કાર્ય કારણના ભેદવડે બે પ્રકારનું છે. અસ્મદાદિ જીવનું વ્યષ્ટિ શરીર, તે કાર્યરૂપ અન્નમય કોષ છે. તેમજ વિરાટનું સમષ્ટિ સ્થૂલ શરીર કારણરૂપ અન્નમય કોષરૂપે છે. આ રીતે પ્રાણમયાદિ કોષને પણ કાર્ય કારણભાવ વ્યષ્ટિ તથા સમષ્ટિરૂપે જાણી લેવા. વળી સત્તર લિંગરૂપ સૂક્ષ્મ શરીર પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમય આ ત્રણ કોષરૂપે છે. તેમાં પૂર્વોક્ત વાગાદિ પાંચ કર્મેન્દ્રિયો સહિત પ્રાણ, એ પ્રાણમય કોષરૂપે છે. વળી કર્મેન્દ્રિયો સહિત મન મનોમય કોષરૂપે છે. વળી પૂર્વોક્ત, શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો સહિત બુદ્ધિ વિજ્ઞાનમય કોષરૂપે કહેવાય છે. વિજ્ઞાનમય કોષ આત્મામાં કર્તાની ઉપાધિરૂપે છે, અર્થાત્ વાસ્તવિક રીતે આત્મા અકર્તા છતાં વિજ્ઞાનમય કોષવિશિષ્ટ થવાથી તે કર્તારૂપે કહેવાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, विज्ञानं यज्ञं तनुते कर्माणि तनुतेपि च અર્થઃ—વિજ્ઞાનમય ઉપાધિવાળો જીવાત્મા યજ્ઞને કરે છે તથા સર્વ કર્મને કરે છે.

## અંતઃકરણની સાત્વિક વૃત્તિનો વિભાગ.

અંતઃકરણની સાત્વિક વૃત્તિ બે પ્રકારની હોય છે. એક નિશ્ચયવૃત્તિ તથા બીજી સુખાકારવૃત્તિ. નિશ્ચયવૃત્તિવાળું અંતઃકરણ બુદ્ધિ કહેવાય છે. બુદ્ધિ, વિજ્ઞાનમય કોષરૂપે હોવાથી બુદ્ધિ ઉપાધિવાળો જીવાત્મા કર્તા, જ્ઞાતા તથા પ્રમાતા કહેવાય છે. સુખાકારી વૃત્તિવાળું અંતઃકરણ આત્મામાં ભોક્તાપણાની ઉપાધિરૂપે છે અર્થાત્ વાસ્તવિક રીતે આત્મા અભોક્તા છતાં સુખાકાર વૃત્તિવાળા અંતઃકરણવિશિષ્ટ થવાથી તે ભોક્તારૂપ કહેવાય છે. સુખાકાર વૃત્તિઓ, તૈત્તિરીય ઉપનિષદમાં પ્રિય, મોદ તથા પ્રમોદરૂપે કહેલી છે. એમાં ઇષ્ટ વસ્તુના દર્શનજન્ય સુખને પ્રિય કહે છે, ઇષ્ટ વસ્તુના પ્રાપ્તિજન્ય સુખને મોદ કહે છે તથા ઇષ્ટ વસ્તુના

ભોગજન્ય સુખને પ્રમોદ કહે છે. ભોક્તાપણાની ઉપાધિરૂપ અંતઃકરણ, આનંદમય કોષરૂપે કહેવાય છે. આ આનંદમય કોષરૂપ ઉપાધિવાળો ચેતનાત્મા, ભોક્તા કહેવાય છે. કેટલાક ગ્રંથકારો કેવળ અજ્ઞાનને જ આનંદમય કોષરૂપે કહે છે. આ આનંદમય કોષનો કારણ શરીરમાં અંતર્ભાવ થાય છે. આ પંચકોષનું વિસ્તારથી નિરૂપણ ગુજરાતી આત્મપુરાણના દશમા અધ્યાયમાં કર્યું છે, ત્યાંથી જોઈ લેવું.

## સૂક્ષ્મ શરીરનો વિભાગ.

સત્તર લિંગરૂપ સૂક્ષ્મ શરીર સમષ્ટિ તથા વ્યષ્ટિના ભેદવડે બે પ્રકારનું છે. તેમાં અપંચીકૃત આકાશાદિ પાંચ ભૂતો તથા તે ભૂતોના કાર્યરૂપ ઇન્દ્રિયો, અંતઃકરણ તથા પ્રાણરૂપ સત્તર લિંગ મળવાથી સમષ્ટિ સૂક્ષ્મ શરીર કહેવાય છે. આ સમષ્ટિ સૂક્ષ્મ શરીરરૂપ ઉપાધિવાળું ચૈતન્ય હિરણ્યગર્ભ, પ્રાણ તથા સૂત્રાત્મા એવા નામવડે કહેવાય છે. સમષ્ટિ સૂક્ષ્મ શરીર જ્ઞાનશક્તિવાળું અંતઃકરણ તથા જ્ઞાનેન્દ્રિયોવડે ઘડાયલું હોવાથી જ્ઞાનશક્તિવાળું છે. આથી શરીર ઉપહિત ચૈતન્યને હિરણ્યગર્ભ કહે છે. સમષ્ટિ સૂક્ષ્મ શરીર ક્રિયા શક્તિવાળાં પ્રાણ તથા કર્મેન્દ્રિયોવડે ઘડાયલું હોવાથી ક્રિયા શક્તિવાળું છે. આથી શરીર ઉપહિત ચૈતન્યને પ્રાણ કહે છે. પટમાં સૂત્રની માફક સમષ્ટિ સૂક્ષ્મ શરીર સર્વ બ્રહ્માંડમાં વ્યાપક છે. આથી શરીર ઉપહિત ચૈતન્યને સૂત્રાત્મા કહે છે અથવા તો પૂર્વોક્ત અપંચીકૃત પંચભૂતમાંથી એક પૃથક્ સર્વત્રવ્યાપક લિંગ શરીર ઉત્પન્ન થાય છે. આ લિંગશરીર સમષ્ટિ કહેવાય છે; તથા સમષ્ટિ લિંગશરીર ઉપહિત ચૈતન્ય હિરણ્યગર્ભ કહેવાય છે.

---

## સમષ્ટિ તથા વ્યષ્ટિનું લક્ષણ.

જેમ નૈયાયિકના મત પ્રમાણે ગોત્વજાતિ સર્વ ગોવ્યક્તિમાં અનુસ્યૂત થઈ રહે છે, તેમ સર્વ વ્યષ્ટિ વ્યક્તિમાં અનુસ્યૂત થઈ રહેનારી વસ્તુ સમષ્ટિ કહેવાય છે. કહ્યું છે કે, 'तेभ्यः समभवत् सूत्रं लिंगं सर्वात्मकं महत् અર્થ:—અપંચીકૃત પાંચ ભૂતોમાંથી એક સર્વત્રવ્યાપક સૂત્ર નામનું સમષ્ટિ સૂક્ષ્મ શરીર ઉત્પન્ન થયું. આ સમષ્ટિ સૂક્ષ્મ શરીર પરમાત્માનું બોધક હોવાથી લિંગશરીર કહેવાય છે. વળી સમષ્ટિ સૂક્ષ્મ શરીરને સાંખ્યશાસ્ત્રવાળાઓ મહત્તત્વ એ નામવડે કહે છે.' કેટલાએક ગ્રંથકારો એમ કહે છે કે, જેમ અનેક વૃક્ષના સમુદાયને વન કહે છે, તેમ સર્વવ્યષ્ટિ લિંગશરીરનો સમુદાય તે સમષ્ટિ કહેવાય છે. દરેક વૃક્ષની માફક પ્રત્યેક લિંગશરીર વ્યષ્ટિ કહેવાય છે. જેમ એક ગોવ્યક્તિ બીજી ગોવ્યક્તિમાં અનુસ્યૂત નથી, પણ તેનાથી વ્યાવૃત્ત હોય છે, તેમ એક લિંગશરીર બીજા લિંગશરીમાં અનુસ્યૂત નથી, પણ તેનાથી વ્યાવૃત્ત છે. આ વ્યાવૃત્તપણું જ લિંગશરીરમાં વ્યષ્ટિપણારૂપે છે. આવા વ્યષ્ટિલિંગ શરીરવડે ઉપહિત થયેલ ચૈતન્ય તૈજસ કહેવાય છે. તેજના વિકારરૂપ અંતઃકરણથી ઉપહિત હોવાથી ચૈતન્ય તૈજસ કહેવાય છે. જેમ ઘટત્વ આદિ જાતિનું તથા ઘટઆદિ વ્યક્તિનું તાદાત્મ્ય છે, તેમ સમષ્ટિલિંગ શરીરનું તથા વ્યષ્ટિલિંગ શરીરનું પણ તાદાત્મ્ય હોય છે. સમષ્ટિ તથા વ્યષ્ટિલિંગ શરીરરૂપ બેઉ ઉપાધિઓ તાદાત્મ્યરૂપે હોવાથી, તેનાથી આવૃત થયેલ સૂત્રાત્મા તથા તૈજસ આ બેઉનું તાદાત્મ્ય થાય છે. કહ્યું છે કે भिन्नत्वे सत्यऽभिन्नसत्ताकत्वं तादात्म्यं અર્થ:—જે બે પદાર્થ વ્યવહાર દૃષ્ટિથી પરસ્પર ભિન્ન છતાં વાસ્તવિક રીતે એક સત્તાવાળા હોય છે, તે બેઉ પદાર્થનો તાદાત્મ્ય સંબંધ હોય છે. જેમકે તંતુ તથા પટ આદિનું તથા ગુણ અને ગુણી

આદિનું તાદાત્મ્ય છે. અહી હિરણ્યગર્ભની અભેદ ઉપાસના-વડે પુરૂષને હિરણ્યગર્ભભાવની પ્રાપ્તિરૂપ ફળ થાય છે. આથી સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ સૂક્ષ્મ શરીરરૂપ ઉપાધિના તાદાત્મ્ય વર્ણનવડે હિરણ્યગર્ભ તથા તૈજસ એ બેઉનું તાદાત્મ્યરૂપે વર્ણન કર્યું છે. આથી તે વર્ણન નિષ્ફળ નથી.

શિષ્યઃ—નૈયાયિકોએ જાતિ તથા વ્યક્તિ આ બેઉનો તાદાત્મ્ય સંબંધ અંગીકાર કર્યો નથી. પણ સમવાય સંબંધ જ અંગીકાર કર્યો છે. માટે જાતિ તથા વ્યક્તિના તાદાત્મ્ય દૃષ્ટાંતવડે સમષ્ટિ તથા વ્યષ્ટિનું તાદાત્મ્ય માનવું અત્યંત વિરુદ્ધ છે.

ગુરુઃ—લક્ષણ તથા પ્રમાણ આ બેઉવડે વસ્તુની સિદ્ધિ થાય છે, એવો શાસ્ત્રકારોનો નિયમ છે. વળી સમવાયનું કાંઈ લક્ષણ તથા પ્રમાણ સંભવતું નથી. માટે સમવાય અંગીકાર કરવા યોગ્ય નથી.

શિષ્યઃ—'नित्यसंबंधः समवायः અર્થઃ—નિત્ય એવો જે સંબંધ છે તે સમવાય કહેવાય છે.' એમ સમવાયનું લક્ષણ છે. સમવાયમાં પ્રત્યક્ષાદિ પ્રમાણ પણ વિદ્યમાન છે. માટે સમવાયના લક્ષણ પ્રમાણનો અભાવ કહેવો ખોટો છે.

ગુરુઃ—एकमेवाद्वितीयं ब्रह्म ઇત્યાદિ શ્રુતિએ બ્રહ્મને અદ્વિ-તીયરૂપે કહ્યો છે. વળી બ્રહ્મની અદ્વિતીયરૂપતા સમવાયને નિત્ય માનવામાં સંભવતી નથી. આથી અદ્વૈત શ્રુતિથી વિરુદ્ધ હોવાથી સમવાયનું નિત્યપણું સંભવતું નથી.

શિષ્યઃ—આપ અજ્ઞાન તથા અજ્ઞાનનો ચેતન સાથનો સંબંધ ઇત્યાદિ પદાર્થને અનાદિ માનો છો તથા ભાવરૂપે માનો છો. વળી જે જે પદાર્થ અનાદિ તથા ભાવરૂપે હોય છે, તે તે પદાર્થ નિત્ય હોય છે. માટે અજ્ઞાન આદિ નિત્ય પદાર્થનું અસ્તિત્વ છતાં બ્રહ્મનું અદ્વિતીયપણું કેવી રીતે સંભવે?

ગુરુઃ—વેદાંતસિદ્ધાંત પ્રમાણે અજ્ઞાન આદિ બ્રહ્મમાં અધ્યસ્ત માન્યું છે. આ કારણથી અધિષ્ઠાન બ્રહ્મથી અજ્ઞાન આદિ ભિન્ન સત્તાવાળા નથી. માટે અજ્ઞાન આદિ વિદ્યમાન છતાં બ્રહ્મનું અદ્વિતીયપણું સંભવે છે. અજ્ઞાન આદિ જો કે અનાદિ ભાવરૂપે છે, છતાં બ્રહ્મમાં આરોપિત છે. માટે બ્રહ્મના જ્ઞાનવડે અજ્ઞાન આદિ નિવૃત્ત થઇ જાય છે. આરોપિત અનાદિ ભાવ પદાર્થ નિત્ય હોય છે. આ અનારોપિત અનાદિ ભાવરૂપતા એક અધિષ્ઠાન બ્રહ્મમાં જ છે. પણ અજ્ઞાન આદિમાં નથી. માટે તમારા સમવાયની માફક અજ્ઞાનાદિ પણ અનિત્ય છે. માટે નિત્ય સંબંધ જ સમવાય છે, એમ સમવાયનું લક્ષણ સંભવતું નથી. વળી યુક્તિવડે વિચાર કરી જોઇએ તો પણ સમવાયનું સ્વરૂપ સિદ્ધ થતું નથી. તમે નૈયાયિકોએ ગુણ ગુણીનો, ક્રિયા ક્રિયાવાળાનો, અવયવ અવયવીનો, જાતિવ્યક્તિનો, તથા વિશેષ નિત્ય દ્રવ્યનો જે સમવાય સંબંધ અંગીકાર કર્યો છે, તે સમવાય ગુણગુણી આદિ પોતાના સંબંધીઓથી ભિન્ન છે કે અભિન્ન છે? તેમાં પ્રથમ જો ભિન્ન પક્ષ અંગીકાર કરશો તો તેના સંબંધમાં એમ કહેવું જોઈએ કે, આ સમવાય, સંબંધીમાં કેવા સંબંધવડે રહે છે? શું સંયોગ સંબંધવડે રહે છે અથવા સમવાય સંબંધવડે રહે છે? અથવા શું અન્ય સંબંધવડે રહે છે? તેમાં પ્રથમ સંયોગ પક્ષ સંભવતો નથી. કારણ કે બે દ્રવ્યનોજ સંયોગ સંબંધ હોય છે. વળી સમવાય દ્રવ્યરૂપે નથી. તેમ ગુણ કર્માદિ દ્રવ્યરૂપે પણ નથી. માટે સમવાયનું સંબંધીમાં સંયોગસંબંધવડે વર્તવું સંભવતું નથી. વળી સમવાય પોતાના સંબંધીમાં સમવાય સંબંધવડે રહે છે, એવો બીજો પક્ષ જો અંગીકાર કરશો તો આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા તથા અનવસ્થા આ ચાર દૂષણ પ્રાપ્ત થશે. જે સમવાયવડે પોતાના સંબંધીમાં સમવાય રહે છે, તે સમવાય શું સમ-

વાયથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો અભિન્ન છે, એમ કહેશો તો આત્માશ્રય દોષની પ્રાપ્તિ થશે. અહી સમવાયને પોતાની સ્થિતિમાં પોતાની જ જે અપેક્ષા, તેનું નામ આત્માશ્રય દોષ છે. વળી જો એમ કહો કે, સમવાય ભિન્ન છે તો તે દ્વિતીય સમવાય પણ પ્રથમ સમવાયની માફક પોતાના સંબંધીઓમાં કયા સમવાયવડે રહેશે ? જો દ્વિતીય સમવાય પોતે પોતાની મેળે રહેશે તો પૂર્વની માફક ફરી આત્માશ્રય દોષની પ્રાપ્તિ થશે. વળી દ્વિતીય સમવાય જો પ્રથમ સમવાયવડે રહેશે તો અન્યોન્યાશ્રય દોષની પ્રાપ્તિ થશે. વળી પ્રથમ સમવાય બીજા સમવાયવડે રહે છે તથા બીજો સમવાય પ્રથમ સમવાયવડે રહે છે, એમ માનશો તો અન્યોન્યાશ્રયદોષ પ્રાપ્ત થશે. આ અન્યોન્યાશ્રયદોષની નિવૃત્તિ કરવા માટે દ્વિતીય સમવાય કોઇ ત્રીજા સમવાયવડે રહે છે, એમ જો માનશો તો તૃતીય સમવાય પોતે પોતાની મેળે રહેશે. આથી પૂર્વની માફક ફરી આત્માશ્રય દોષની પ્રાપ્તિ થશે. વળી જો પ્રથમ સમવાય દ્વિતીય સમવાયવડે રહેશે તો પૂર્વની માફક ફરી અન્યોન્યાશ્રય દોષ પ્રાપ્ત થશે. વળી ત્રીજો સમવાય પ્રથમ સમવાયવડે રહેશે, એમ માનશું તો ચક્રિકા દોષની પ્રાપ્તિ થશે. પ્રથમ સમવાયને પોતાની સ્થિતિ માટે દ્વિતીય સમવાયની અપેક્ષા છે, દ્વિતીય સમવાયને પોતાની સ્થિતિ માટે ત્રીજા સમવાયની અપેક્ષા છે તથા ત્રીજા સમવાયને પોતાની સ્થિતિ માટે ફરી પ્રથમ સમવાયની અપેક્ષા છે, એમ જે માનવું તે ચક્રિકા દોષ કહેવાય. વળી આ ચક્રિકાદોષની નિવૃત્તિ માટે જો તૃતીય સમવાયની સ્થિતિ માટે ચતુર્થ સમવાય તથા ચતુર્થની સ્થિતિ માટે પંચમ સમવાય, આ રીતે વિશ્રાંતિથી રહિત સમવાયની ધારા માનશો તો અનવસ્થાદોષની પ્રાપ્તિ થશે. માટે સમવાય બીજા સમવાય સંબંધવડે પોતાના સંબધીમાં રહે છે, એ બીજો પક્ષ સંભવતો નથી. વળી તે સમવાય અન્ય કોઇ સંબંધવડે રહે છે, એ

ત્રીજો પક્ષ જો અંગીકાર કરો તો તે પણ સંભવતો નથી. કારણ કે સંયોગ તથા સમવાય આ બેઉ સંબંધથી ભિન્ન ત્રીજો કોઈ સંબંધ તમારાથી નિરૂપણ થઈ શકતો નથી. જો એમ કહો કે, આ સમવાય સ્વરૂપસંબંધવડે રહે છે, તો તે પણ સંભવતું નથી. આથી સ્વરૂપ સંબંધમાં કોઈપણ પ્રમાણ નથી. વળી જો તમે કદાપિ સ્વરૂપસંબંધને અંગીકાર કરશો તો જે ગુણગુણી આદિનો તમોએ સમવાય સંબંધ માન્યો છે, તે ગુણગુણી આદિનો પણ સ્વરૂપસંબંધ સંભવી શકે છે. માટે સમવાયની સિદ્ધિ થશે નહિ. વળી આ સમવાય પોતાના સંબંધીથી અભિન્ન છે ઇત્યાદિ દ્વિતીય પક્ષ જો અંગીકાર કરશો તો તે પણ સંભવતો નથી. કારણ કે તમે નૈયાયિકોએ સમવાયને ગુણગુણી આદિ પદાર્થથી ભિન્ન પદાર્થ માન્યો છે. આ તમારા સિદ્ધાંતને હાનિ પહોંચશે. માટે કોઇપણ પ્રકારે કરી સમવાયના સ્વરૂપની સિદ્ધિ થઇ શકતી નથી. વળી પ્રમાણનો અભાવ હોવાથી પણ સમવાયની સિદ્ધિ થઇ શકતી નથી. અહી સમવાયમાં પ્રત્યક્ષ પ્રમાણ સંભવતું નથી. આથી તમોએ સમવાયને અતિ ઇન્દ્રિય માન્યો છે. વળી અતિ ઇન્દ્રિય અર્થમાં ઇન્દ્રિયરૂપ પ્રત્યક્ષ પ્રમાણની પ્રવૃત્તિ હોઈ શકે નહિ. વળી घटे रूपं समवेतम् આ સમવાય સંબંધી પ્રતીતિની કેવળ તમોએ જ કલ્પના કરી છે. પણ સર્વ શાસ્ત્રવાળાઓને આ પ્રતીતિ સંમત નથી. માટે પ્રતીતિમાં પ્રમાણરૂપતા નથી. આ રીતે હેતુરૂપ લિંગના અભાવથી સમવાયમાં અનુમાન પ્રમાણ પણ સંભવતું નથી.

શિષ્ય:—'रूपी घट इति विशिष्टबुद्धिः विशेषणविशेषसंबंधविषया विशिष्टबुद्धित्वात् दंडी पुरुष इति बुद्धिवत् અર્થ:—રૂપવાળો ઘટ છે, આ વિશિષ્ટ બુદ્ધિરૂપ વિશેષણનો તથા ઘટ વિશેષ્યનો સંબંધ વિષય કરે છે. કારણકે વિશિષ્ટ બુદ્ધિ છે. લોકમાં જે જે વિશિષ્ટ બુદ્ધિ હોય છે, તે તે વિશેષણ

વિશેષ્ય બેઉના સંબંધનો અવશ્ય વિષય કરે છે. જેમ दंडी पुरुषः આ વિશિષ્ટ બુદ્ધિ દંડરૂપ વિશેષણનો તથા પુરુષરૂપ વિશેષ્યનો સંયોગ સંબંધ વિષય કરે છે, તેમ रूपवान् घटः આ વિશિષ્ટ બુદ્ધિ પણ રૂપગુણ વિશેષણનો તથા ઘટરૂપ વિશેષ્યના સમવાય સંબંધનો વિષય કરે છે.' આ રીતના અનુમાન પ્રમાણનું અસ્તિત્વ છતાં સમવાયમાં અનુમાન પ્રમાણનો અભાવ કહેવો, તે ખોટું છે.

ગુરૂઃ—પૂર્વોક્ત રીતિવડે સમવાયના સ્વરૂપની સિદ્ધિ થતી નથી. માટે આ અનુમાનવડે રૂપ ઘટના તાદાત્મ્ય સંબંધની સિદ્ધિ થાય છે. પણ સમવાયની સિદ્ધિ થતી નથી. આ રીતે લક્ષણ તથા પ્રમાણ આ બેઉના નિરૂપણ-બિના સમવાયની સિદ્ધિનો અભાવ થવાથી નીતિ તથા વ્યક્તિનો તાદાત્મ્ય સંબંધ સિદ્ધ થાય છે. માટે જાતિ તથા વ્યક્તિના તાદાત્મ્ય સંબંધવડે સમષ્ટિ તથા વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરનું તાદાત્મ્ય સંભવે છે. કેટલાક નૈયાયિકો સમવાયને અતીન્દ્રિય માને છે તથા કેટલાક નૈયાયિકો સમવાયને પ્રત્યક્ષ માને છે વળી કેટલાક નૈયાયિકો સમવાયને અનેક માને છે.

શિષ્યઃ—પૂર્વે આપે સમષ્ટિ સૂક્ષ્મ શરીરનું તથા વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરનું તાદાત્મ્ય વર્ણન કર્યું, તે સંભવતું નથી. કારણકે કાર્યનો પોતાના ઉપાદાન કારણમાં તાદાત્મ્ય હોય છે. જેમ પટરૂપ કાર્યનો પોતાના તંતુરૂપ ઉપાદાન કારણમાં તાદાત્મ્ય હોય છે. વળી વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરનું સમષ્ટિ સૂક્ષ્મ શરીર ઉપાદાનરૂપે નથી, પણ પૂર્વોક્ત રીતવડે આકાશાદિ પંચ સૂક્ષ્મ ભૂત જ ઉપાદાનરૂપે છે. માટે સમષ્ટિ તથા વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરનું તાદાત્મ્ય વર્ણન કરવું, એ ખોટું છે.

ગુરુઃ—જે અપંચીકૃત સૂક્ષ્મ ભૂત વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરના ઉપાદાનરૂપે છે, તે જ સૂક્ષ્મ પંચભૂત, સમષ્ટિ સૂક્ષ્મ

શરીરના અંતર્ગતરૂપે છે. માટે સમષ્ટિ સૂક્ષ્મ શરીરમાં વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરનું ઉપાદાનપણું સંભવે છે. આ ઉપાદાન તથા ઉપાદેય ભાવનો સંભવ થવે બેઉનું તાદાત્મ્યપણુ સંભવે છે.

## સૂક્ષ્મ શરીરનું પુર્યષ્ટકરૂપે વર્ણન.

પૂર્વોક્ત સૂક્ષ્મ શરીર જ અવિદ્યા, કામ તથા કર્મ આ ત્રણથી યુક્ત થઈ પુર્યષ્ટક એવા નામવડે કહેવાય છે. તેમાં આઠ પુરીઓના સમૂહનું નામ પુર્યષ્ટક છે. આ આઠ પુરી નીચે પ્રમાણે છેઃ—(૧) પાંચ જ્ઞાનેન્દ્રિય, (૨) પાંચ કર્મેન્દ્રિય, (૩) ચતુષ્ટય અંતઃકરણ, (૪) પાંચ પ્રાણ, (૫) પાંચ સૂક્ષ્મ ભૂત, (૬) અવિદ્યા, (૭) કામ, (૮) કર્મ. આમાંથી ઇન્દ્રિયો, અંતઃકરણ, પ્રાણ તથા પાંચ ભૂત આ સર્વનું આપણે પૂર્વે નિરૂપણ કરી આવ્યા છીએ.

## અવિદ્યા, કામ તથા કર્મનું નિરૂપણ.

અહીં અવિદ્યા શબ્દવડે કાર્યરૂપ અવિદ્યા ગ્રહણ કરવી. આ કાર્યરૂપ અવિદ્યા પણ ચાર પ્રકારની હોય છે. (૧) અનિત્યમાં નિત્યત્વબુદ્ધિ, (૨) અશુચિમાં શુચિત્વબુદ્ધિ, (૩) અસુખમાં સુખબુદ્ધિ તથા (૪) અનાત્મમાં આત્મબુદ્ધિ. સ્વર્ગ તથા બ્રહ્મલોક આદિ કર્મ ઉપાસનાના ફળરૂપે હોવાથી અનિત્ય છે. આમાં જે નિત્યબુદ્ધિ રાખવી, તે પ્રથમ અવિદ્યા છે. મળમૂત્રાદિથી પૂર્ણ હોવાથી અશુચિ એવા પોતાના શરીરમાં તથા સ્ત્રીપુત્રાદિના શરીરમાં શુચિત્વબુદ્ધિ થવી, તે બીજી અવિદ્યા છે. પીડારૂપ દુઃખમાં સુખબુદ્ધિ તથા દુઃખના સાધનરૂપ બ્રહ્મહત્યા તથા સુરાપાન આદિમાં જે સુખના સાધનની બુદ્ધિ, તે ત્રીજી અવિદ્યા કહેવાય છે. અનાત્મરૂપ દેહ તથા ઇન્દ્રિયાદિમાં અહં એ રીતની જે બુદ્ધિ, તે ચોથી અવિદ્યા

કહેવાય છે. વળી આ વસ્તુ મને પ્રાપ્ત થાય, આ રીતની જે અંતઃકરણુની વૃત્તિ વિશેષ, તેનું નામ રાગ છે. રાગનો અર્થ કામ થાય છે. વળી કર્મ સંચિત, આગામી તથા પ્રારબ્ધના ભેદવડે ત્રણુ પ્રકારનું છે. ત્રણુ પ્રકારનું કર્મ વિહિત તથા નિષિદ્ધના ભેદ વડે બે પ્રકારનું છે. શ્રુતિ તથા સ્મૃતિરૂપ શાસ્ત્રે જે કર્મ કરવાનું વિધાન કર્યું છે, તે કર્મ વિહિત કહેવાય છે. જેવું કે સંધ્યાવંદન તથા અગ્નિહોત્ર આદિ કર્મ છે. વળી શ્રુતિ તથા સ્મૃતિરૂપ શાસ્ત્રે જે કર્મ કરવાનો નિષેધ કર્યો છે, તે કર્મ નિષિદ્ધ કહેવાય છે. જેમકે બ્રહ્મહત્યા તથા સુરાપાન આદિ કર્મ છે. વિહિતકર્મથી પુરુષમાં ધર્મ ઉત્પન્ન થાય છે તથા નિષિદ્ધ કર્મથી અધર્મ ઉત્પન્ન થાય છે. આ ધર્મ તથા અધર્મને શાસ્ત્રમાં અદૃષ્ટ અથવા અપૂર્વ એ નામવડે કહે છે. આમાં ધર્મરૂપ અદૃષ્ટ, પુરૂષને સુખરૂપ ફળની પ્રાપ્તિ કરે છે તથા અધર્મરૂપ અદૃષ્ટ પુરૂષને દુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરે છે.

## સંચિત, આગામી તથા પ્રારબ્ધનું સ્વરૂપ.

પૂર્વ જન્મમાં અથવા આ જન્મમાં કરેલ જે કર્મ પોતાનું ફળ નહિ આપી કેવળ અદૃષ્ટરૂપે રહે છે, તે કર્મ સંચિત કહેવાય છે. તત્ત્વજ્ઞાન થયા પછી કરવામાં આવેલ કર્મ આગામી કહેવાય છે. સંચિત કર્મમાંથી નીકળી જે કર્મ વર્તમાન શરીરનો આરંભ કરે છે, તે કર્મ પ્રારબ્ધ કહેવાય છે.

કર્મના નાશનું વર્ણુનઃ—સંચિત તથા આગામી આ બેઉ કર્મનો ફળના ભોગવડે નાશ થાય છે, વિરોધી કર્મ-વડે નાશ થાય છે અથવા તો બ્રહ્મજ્ઞાનવડે નાશ થાય છે. જો કે ક્રિયારૂપ કર્મનો ફળના ભોગવિના એની મેળે નાશ થઇ જાય છે, છતાં અહીં કર્મ શબ્દવડે કર્મજન્ય ધર્મ

તથા અધર્મરૂપ અદૃષ્ટનું ગ્રહણ કરવું. આ અદૃષ્ટનો ભોગ આદિવડે નાશ થાય છે; તથા પ્રારબ્ધ કર્મનો કેવળ ફળના ભોગવડે નાશ થાય છે, પણ તત્વજ્ઞાનરૂપ કારણવડે અથવા તો વિરોધી કર્મવડે તેનો નાશ થતો નથી. કહ્યું છે કે 'अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्। नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि અર્થ:–પુરુષ કરેલ શુભ કર્મને અથવા તો અશુભ કર્મને અવશ્ય ભોગવે છે. પણ કરોડો કલ્પ થવા છતાં ભોગ વિના કર્મનો નાશ થતો નથી.' ઈત્યાદિ વચન ભોગવડે કર્મનો નાશ કહે છે. વળી 'प्रायश्चित्तैरपेत्येनो यदज्ञानं कृतं भवेत् અર્થ:–અજ્ઞાનથી કીધેલ પાપ પ્રાયશ્ચિત્તવડે નિવૃત્ત થાય છે.' ઇત્યાદિ વચન પ્રાયશ્ચિત્તરૂપ વિરોધી કર્મવડે પાપકર્મનો નાશ કહે છે. પણ તેમાં આટલી વિશેષતા છે. પાપકર્મનો પ્રાયશ્ચિત્તરૂપ વિરોધી કર્મવડે નાશ થાય છે તથા પુણ્ય કર્મનો કર્મનાશારૂપી નદીના જળના સ્પર્શાદિરૂપ વિરોધી કર્મવડે નાશ થાય છે. વળી 'क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे। ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा અર્થ:–હું બ્રહ્મરૂપે છું, આ રીતનો બ્રહ્મસાક્ષાત્કાર થવાથી વિદ્વાન્ પુરુષના પ્રારબ્ધ કર્મથી ભિન્ન સર્વ કર્મનો નાશ થાય છે. વળી જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને ભસ્મ કરે છે.' ઇત્યાદિ શ્રુતિ તેમજ સ્મૃતિનાં વચનો બ્રહ્મજ્ઞાનવડે કર્મનો નાશ કહે છે. વળી 'प्रारब्धं भोगतो नश्येत्। भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते અર્થ:–પ્રારબ્ધ કર્મ કેવળ ભોગવડે નિવૃત્ત થાય છે.' વળી વિદ્વાન્ પુરુષ ફળના ભોગ પછી પ્રારબ્ધ કર્મના નાશવડે શરીરનું પતન થવા પછી નિર્વિશેષ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ઈત્યાદિ વચન પ્રારબ્ધ કર્મનો કેવળ ભોગવડે નાશ કહે છે. માટે ભોગાદિવડે કર્મનો નાશ શ્રુતિ તથા સ્મૃતિ આદિ પ્રમાણવડે સિદ્ધ છે.

શિષ્ય:–સંચિત કર્મનો પ્રાયશ્ચિત્તવડે અથવા તત્વજ્ઞાનવડે નાશ થાય, પણ તત્વજ્ઞાન થવા પછી કીધેલ આગામી કર્મનો તત્વજ્ઞાનવડે નાશ કેવી રીતે સંભવશે ?

ગુરુઃ–જ્ઞાનવાન્ પુરુષને બ્રહ્મજ્ઞાનના પ્રભાવથી આગામી કર્મનો લેપ થતો નથી. આથી આગામી કર્મ તત્વવેત્તા પુરુષને ફળનું ઉત્પન્ન કર્તા થતું નથી. આ જ આગામી કર્મનો નાશ જાણવો. આ વાત વ્યાસ ભગવાને પણ બ્રહ્મસૂત્રમાં કહી છે. કહ્યું છે કે, "तदधिगम उत्तर पूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् અર્થઃ–બ્રહ્મસાક્ષાત્કાર થવાથી જ્ઞાનવાન્ પુરુષનાં પૂર્વનાં સંચિત પાપકર્મનો નાશ થઈ જાય છે તથા જ્ઞાન થવા પછી કરેલ આગામી પાપનો જ્ઞાનવાનને લેપ થતો નથી." આ વાત શ્રુતિમાં પણ કહી છે. જેમકે, "तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे प्राप्मानः प्रदूयंते અર્થઃ—જેમ મુંજનો ગર અગ્નિમાં નાંખીએ તો જલદી તે બળી જાય છે, તેમ વિદ્વાન્ પુરુષનાં પૂર્વનાં સર્વ સંચિત પાપ કર્મનો બ્રહ્મજ્ઞાનરૂપ અગ્નિવડે જલદી નાશ થઈ જાય છે." નીચલી શ્રુતિ તત્વવેત્તા પુરૂષના પૂર્વનાં સંચિત પાપ કર્મના નાશને કહે છે. જેમકે, "यथा पुष्करपलाश आपो न श्लिष्यत एवमेवं विदि पापकर्म न श्लिष्यते અર્થઃ–જેમ જળમાં રહેલ કમળના પત્રને જળ લેપાયમાન કરતું નથી, તેમ વિદ્વાન્ પુરુષને પાપકર્મ લેપન કરતું નથી.' આ શ્રુતિ વિદ્વાન્ પુરુષમાં આગામી પાપ કર્મનું અલેપપણું કહે છે. અહીં ઉક્ત સૂત્રમાં તથા શ્રુતિમાં જે પાપ શબ્દ રહેલ છે, તે પાપ શબ્દ પુણ્યના પણ ઉપલક્ષણરૂપે જાણવો. આથી કહ્યું છે કે, "सुहृदः साधुकृत्यं द्विषंतः पापकृत्यम् આ શ્રુતિમાં તત્વવેત્તા પુરુષના આગામી પુણ્ય કર્મની પ્રાપ્તિ સેવા કરનારા ભક્તજનને કહી છે તથા પાપકર્મની પ્રાપ્તિ દ્વેષ કરનારા નિંદાખોરોને કહી છે." ઉપરની શ્રુતિમાં પાપ શબ્દવડે પુણ્ય તથા પાપ બેઉનું ગ્રહણ કરવું યુક્ત છે. વળી બ્રહ્મસાક્ષાત્કારવડે વિદ્વાન્ પુરુષના કેવળ કર્મનો જ નાશ નથી થતો, પણ અવિદ્યાદિ પાંચ ક્લેશનો પણ નાશ થાય છે. યોગશાસ્ત્રમાં અવિદ્યા,

અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનવેશ આ પાંચ ક્લેશ કહ્યા છે. તેમ જ કાર્ય અવિદ્યા તથા કારણ અવિદ્યા, એમ બે પ્રકારની અવિદ્યા છે. આ બેઉ પ્રકારની અવિદ્યાનું પૂર્વે આપણે નિરૂપણ કરી આવ્યા છીએ. વળી અહંકારના કારણરૂપ સૂક્ષ્મ અવસ્થાને અસ્મિતા કરી કહે છે. આ અસ્મિતાને સાંખ્ય મતવાળા તથા યોગ મતવાળાઓ મહત્તત્વ એવા નામથી કહે છે. વેદાંતશાસ્ત્રમાં આ અસ્મિતાને સામાન્ય અહંકાર એવા નામથી કહે છે. વળી આ વસ્તુ મને પ્રાપ્ત થાય, આ રીતની અંતઃકરણની જે વૃત્તિવિશેષ, તેનું નામ રાગ છે. ક્રોધનું નામ દ્વેષ છે. વળી આ હું તથા આ મારૂં, એવા રૂપથી ગ્રહણ કરેલ દેહાદિ પદાર્થના ત્યાગને નહિ સહન કરવો, તેનું નામ અભિનિવેશ છે. આ પાંચ ક્લેશોની નિવૃત્તિ બ્રહ્મજ્ઞાનવડે થાય છે. સ્મૃતિમાં કહ્યું છે કે, 'ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः અર્થઃ—અધિકારી પુરુષ સ્વયંપ્રકાશ પરબ્રહ્મનો अहंब्रह्मास्मि આ રીતનો સાક્ષાત્કાર કરી અવિદ્યાદિ પાંચ ક્લેશરૂપ પાશમાંથી મુક્ત થાય છે.' આ પ્રમાણેની સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિનું વર્ણન છે.

## સ્થૂલ ભૂતની ઉત્પત્તિનું વર્ણન.

પંચીકરણ ભાવને પામેલ પાંચ ભૂતો સ્થૂલ ભૂત કહેવાય છે. આ સ્થૂલ ભૂતો પૂર્વોક્ત અપંચીકૃત પાંચ ભૂતોના તામસ્ અંશમાંથી ઉત્પન્ન થાય છે. આ પંચ ભૂતનું પંચીકરણ નીચે પ્રમાણે છેઃ—

તમો અંશપ્રધાન જે પૂર્વોક્ત આકાશ આદિ પાંચ સૂક્ષ્મ ભૂતરૂપે છે, તે ભૂતોમાં એકએક ભૂતના પ્રથમ સમાન બબ્બે ભાગ કરવા. આ બે ભાગમાં એક એક ભાગને જૂદો રાખી બીજા ભાગના વળી ચાર ભાગ કરવા. આ ચાર ભાગને યથાક્રમે બીજા ચાર ભૂતના અર્ધ ભાગમાં મેળવવા,

આનું નામ પંચીકરણ છે. જેમકે આકાશના સમાન બે ભાગ કરવા. આ બેમાંથી એક ભાગ જૂદો રાખવો. બીજા ભાગના વળી ચાર ભાગ કરવા. આ ચાર ભાગમાં એક ભાગ વાયુમાં મેળવવો, બીજો ભાગ તેજમાં મેળવવો, ત્રીજો ભાગ જળમાં મેળવવો તથા ચોથો ભાગ પૃથ્વીમાં મેળવવો. આ રીતે વાયુના પણ સમાન બે ભાગ કરવા. પછી એક ભાગને જૂદો રાખી બીજા ભાગના વળી ચાર ભાગ કરવા. તેમાં એક ભાગ આકાશમાં મેળવવો, બીજો ભાગ તેજમાં મેળવવો, ત્રીજો ભાગ જળમાં મેળવવો તથા ચોથો ભાગ પૃથ્વીમાં મેળવવો. આ રીત તેજાદિ ભૂતોની પણ જાણી લેવી. આ રીતે આકાશાદિ પાંચ ભૂતનો અર્ધઅર્ધ ભાગ પોતે સિદ્ધ થાય છે. વળી અર્ધઅર્ધ ભાગ વાયુ આદિ ચાર ભૂતમયરૂપે સિદ્ધ થાય છે. વળી કેટલાક ગ્રંથકારો એકએક ભૂતના વિષમ બબ્બે ભાગ કરે છે; અર્થાત્ એક ભાગ ચાર અંશરૂપે કરવો, બીજો ભાગ એક અંશરૂપે કરવો. એક અંશરૂપે અલ્પ ભાગના વળી પાંચ ભાગ કરવા. આ પાંચ ભૂતોમાં યથાક્રમે એકએક ભાગ મેળવવો. આને પંચીકરણ માને છે. આ પંચીકરણનો પ્રકાર આત્મપુરાણના અગીઆરમા અધ્યાયમાં સ્પષ્ટ કરી જણાવ્યો છે. ત્યાંથી તે જોઈ લેવો. વાચસ્પતિ મિશ્રનો આ મત છે. છાંદોગ્ય ઉપનિષદમાં તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણ ભૂતોની ઉત્પત્તિ કહી છે તથા तासां त्रिवृत्तं त्रिवृत्तमेकैकं करवाणि આ શ્રુતિવડે તેજ આદિ ત્રણ ભૂતનું નિરૂપણ ત્રિવૃત્ કરણરૂપે કર્યું છે. ત્યાં એક તેજના સરખા બે ભાગ કરવા. બે ભાગમાં એક ભાગને જૂદો રાખી બીજા ભાગના વળી બે ભાગ કરવા. આ બે ભાગમાં એક ભાગ જળમાં મેળવવો, બીજો ભાગ પૃથ્વીમાં મેળવવો. આ રીત જળ તથા પૃથ્વીના સંબંધમાં પણ જાણી લેવી. આનું નામ ત્રિવૃત્કરણ છે. આ ત્રિવૃત્કરણમાં ઉક્ત શ્રુતિ તથા વ્યાસ ભગવાનનું સૂત્ર પ્રમાણરૂપે છે. પણ

પૂર્વોકત પંચીકરણમાં કોઈ શ્રુતિ તથા સૂત્ર પ્રમાણરૂપે નથી. માટે પંચીકરણનું પ્રતિપાદન અયુકત છે. આચાર્ય ભગવાન્ તો એમ કહે છે કે, તૈત્તિરીય શ્રુતિમાં આકાશાદિ પાંચ ભૂતોની જે ઉત્પત્તિ કહી છે, તે શ્રુતિના વિરોધને ટાળવા માટે છાંદોગ્ય શ્રુતિમાં આકાશ વાયુની ઉત્પત્તિ પછી તેજ આદિ ત્રણ ભૂતની ઉત્પત્તિ ગ્રહણ કરવી. છાંદોગ્ય શ્રુતિમાં તથા વ્યાસ સૂત્રમાં જે ત્રિવૃત્કરણ કહ્યું છે, તે ત્રિવૃત્કરણ પંચીકરણનું ઉપલક્ષણ છે. જો કદાપિ પંચીકરણ ન માનીએ તો આકાશ તથા વાયુના શબ્દ તથા સ્પર્શ ગુણની પૃથ્વી આદિમાં પ્રતીતિ થવી જોઇએ નહિ. પણ પૃથ્વી આદિમાં શબ્દ તથા સ્પર્શ ગુણની પ્રતીતિ થાય છે, માટે પ્રમાણ-રૂપે હોવાથી આ પંચીકરણ અવશ્ય માનવું જોઇએ.

શિષ્યઃ– ઉક્ત પંચીકરણવડે જો સર્વ ભૂતોનો એક ભાવ માનશો તો આ પૃથ્વી છે, આ જળ છે, આ રીતનો વિશેષ વ્યવહાર સંભવશે નહિ.

ગુરુઃ–પંચીકરણ હોવા છતાં પૃથ્વી આદિ ભૂતોમાં પોતપોતાનો અંશ અધિક હોય છે. વળી અન્ય ભૂતોનો અંશ અલ્પ હોય છે. આ અધિક અંશને લીધે આ પૃથ્વી છે, આ જળ છે, આ રીતનો વિશેષ વ્યવહાર થાય છે. માટે પંચીકરણ માનવામાં આ વિશેષ વ્યવહાર સંભવે છે. આ જ વ્યવસ્થા वैशेष्यात्तु तद्वादस्तद्वादः આ સૂત્રમાં શ્રી વ્યાસ ભગવાને તથા શ્રી ભાષ્યકારે નિરૂપણ કરી છે.

## પંચીકૃત કરણનું પ્રયોજન.

આ રીતે આકાશ આદિ પાંચ ભૂતોના પંચીકરણ થવા પછી પંચીકૃત આકાશમાં એક શબ્દગુણ અભિવ્યક્ત થયો. પંચીકૃત વાયુમાં શબ્દ તથા સ્પર્શ આ બે ગુણો અભિવ્યક્ત થયા. પંચીકૃત તેજમાં શબ્દ, સ્પર્શ તથા રૂપ

આ ત્રણ ગુણ અભિવ્યક્ત થયા. પંચીકૃત જળમાં શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ આ ચાર ગુણ અભિવ્યક્ત થયા. પંચીકૃત પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ આ પાંચ ગુણ અભિવ્યક્ત થયા. જો કે શબ્દાદિ પાંચ ગુણો યથાક્રમે અપંચીકૃત આકાશાદિ ભૂતોમાં હતા, છતાં અપંચીકૃત ભૂતમાં તે શબ્દાદિ ગુણો પ્રત્યક્ષ ન હતા. પણ પંચીકૃત થવા પછી પંચીકૃત ભૂતોમાં શબ્દાદિ ગુણ પ્રત્યક્ષ થયા. આ જ શબ્દાદિમાં અભિવ્યક્તપણું છે. પાંચ ગુણોમાં પણ એકએક ભૂતનો એકએક ગુણ અસાધારણ જાણવો તથા બીજો ગુણ કારણથી પ્રાપ્ત થયેલ જાણવો. જેવી રીતે પૃથ્વીમાં પોતાનો સાધારણ ગુણ એક ગંધ છે તથા બીજા શબ્દાદિ ચાર ગુણો આકાશ આદિ કારણના ગુણરૂપે છે. તેવી રીતે જળ આદિમાં પણ જાણી લેવું. વળી પંચીકૃત પૃથ્વી આદિ ભૂતમાંથી બ્રહ્માંડ ઉત્પન્ન થયું. તેમ જ બ્રહ્માંડના અંતર્ગત સાત ઉપરના લોક તથા સાત નીચેના લોક, એમ ચૌદ લોક ઉત્પન્ન થયા. વળી બ્રહ્માંડરૂપ વિરાટ્ પુરુષમાંથી મનુ તથા શતરૂપા આ જોડકું ઉત્પન્ન થયું. આ બેમાંથી મનુષ્યાદિ સૃષ્ટિ ઉત્પન્ન થઇ. જે રીતે વિરાટ્ પુરુષમાંથી મનુ તથા શતરૂપાની ઉત્પત્તિ થઈ છે તથા મનુ અને શતરૂપામાંથી મનુષ્યાદિ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે, તે રીત ગુજરાતી આત્મપુરાણના ચોથા અધ્યાયમાં મેં વિસ્તારથી નિરૂપણ કરી છે. તે અહીં પણ જાણી લેવી. વળી બ્રહ્માંડના અંતર્ગત પંચીકૃત પૃથ્વીમાંથી વ્રીહિ યવ આદિ ઓષધિ ઉત્પન્ન થઇ. આ ઔષધિમાંથી વ્રીહિ યવ આદિ અન્ન ઉત્પન્ન થયું. આ અન્નનું સ્ત્રીઓ તથા પુરુષો ભોજન કરવા લાગ્યાં. તેમાં પુરુષશરીરમાં તે અન્ન શુક્રરૂપ પરિણામને પ્રાપ્ત થયું. આ શુક્રને રેત પણ કહે છે. વળી સ્ત્રીના શરીરમાં તે અન્ન શોણિતરૂપ પરિણામને પ્રાપ્ત થયું. અહીં પુરુષના વીર્યનું નામ શુક્ર છે તથા સ્ત્રીના વીર્યનું નામ શોણિત છે. વળી

પિતા તથા માતાના શુક્ર તથા શોણિતમાંથી મનુષ્યાદિ સ્થૂલ શરીર ઉત્પન્ન થયું. વળી આ સ્થૂલ શરીર પણ જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ એવા ભેદવડે ચાર પ્રકારનું થાય છે. અહી માના ઉદરમાં ગર્ભને આચ્છાદાન કરનાર જે ચર્મ વિશેષ છે, તેનું નામ જરાયુ છે. આ જરાયુમાંથી ઉત્પન્ન થનારૂં શરીર જરાયુજ કહેવાય છે. જેમકે મનુષ્ય, ગાય, અશ્વ તથા અજા આદિ શરીર છે. વળી અંડમાંથી ઉત્પન્ન થનારું જે શરીર છે, તે અંડજ કહેવાય છે. જેમકે પક્ષી સર્પાદિકનું શરીર છે. વળી ઉષ્ણુતા વિશેષરૂપ સ્વેદ-માંથી ઉત્પન્ન થનારું જે શરીર છે, તે સ્વેદજ કહેવાય છે. જેમકે જૂ, મચ્છર, માંકડ, કીડા આદિનું શરીર છે. વળી ભૂમિને છેદી પોતપોતાના બીજમાંથી જે શરીર ઉત્પન્ન થાય છે, તે શરીર ઉદ્ભિજ્જ કહેવાય છે. જેમકે વૃક્ષ, લતા તથા તૃણુ આદિ શરીર છે. અહી મનુષ્યાદિ શરીરની માફક વૃક્ષ તથા લતાદિ પણ જીવાત્માના શરીરરૂપે થાય છે.

## સ્થૂલ શરીરનો અન્ય રીતે ભેદ.

વળી સ્થૂલ શરીર સમષ્ટિ તથા વ્યષ્ટિ એવા ભેદવડે બે પ્રકારનું હોય છે. તેમાં પૂર્વોક્ત પંચીકૃત પંચમહાભૂત, તે ભૂતોનું કાર્ય બ્રહ્માંડ તથા બ્રહ્માંડના અંતર્વર્તી કાર્ય, આ સર્વ મળી સમષ્ટિ સ્થૂલ શરીર કહેવાય છે. જેમ અનેક ગોવ્યક્તિમાં ગોત્વ જાતિ અનુસ્યૂત હોય છે, તેમ જે શરીર સર્વ વ્યષ્ટિ સ્થૂલ વ્યક્તિમાં અનુસ્યૂત હોય છે, પંચીકૃત પંચમહાભૂતના કાર્યરૂપે હોય છે, સર્વ બ્રહ્માંડરૂપે હોય છે તથા વ્યાપકરૂપે હોય છે, તે શરીર સમષ્ટિ સ્થૂલ શરીર કહેવાય છે. અથવા તો જેમ અનેક વૃક્ષના સમૂહનું નામ વન છે, તેમ સર્વ વ્યષ્ટિ સ્થૂલ શરીરનો જે સમુદાય છે, તે સમષ્ટિ સ્થૂલ શરીર કહેવાય છે. આ સમષ્ટિ સ્થૂલ શરીર ઉપહિત ચૈતન્ય વિરાટ્ તથા વૈશ્વાનર એવા બે નામવડે કહેવાય છે.

વિરાટ્‌નો અર્થ અનેક પ્રકારે કરી પ્રકાશવું, એમ થાય છે. તે સર્વ નરના અભિમાનીરૂપે હોવાથી વૈશ્વાનર કહેવાય છે. જેમ એક ગોવ્યક્તિથી બીજી ગોવ્યક્તિ વ્યાવૃત્ત હોય છે, તેમ પરસ્પર વ્યાવૃત્ત જે પ્રત્યેક સ્થૂલ શરીર છે, તે વ્યષ્ટિ સ્થૂલ શરીર કહેવાય છે. વળી વ્યષ્ટિ સ્થૂલ શરીરવડે ઉપહિત જે ચૈતન્ય છે, તે વિશ્વ એવા નામવડે કહેવાય છે. આ ચૈતન્ય, સૂક્ષ્મ શરીરનો ત્યાગ કર્યા વિના સ્થૂલ શરીરમાં પ્રવેશ કરે છે. આ કારણથી તેને વિશ્વ કહે છે. જેમ ઘટ આદિ વ્યક્તિનું તથા ઘટત્વ આદિ જાતિનું પરસ્પર તાદાત્મ્ય છે, તેમ સમષ્ટિ સ્થૂલ શરીરનું તથા વ્યષ્ટિ સ્થૂલ શરીરનું પણ પરસ્પર તાદાત્મ્ય છે. આ બેઉ ઉપાધિના તાદાત્મ્ય થવાથી વૈશ્વાનર તથા વિશ્વ આ બેઉ ઉપહિત ચૈતન્યનું તાદાત્મ્ય થાય છે. સમષ્ટિ સ્થૂલ શરીરના અંતર્ગત પંચીકૃત જે પાંચ ભૂતો છે, તેનું કાર્યપણું આ વ્યષ્ટિ સ્થૂલ શરીરમાં છે. વળી ઉપાદાન કારણનો તથા ઉપાદેય કાર્યનો પરસ્પર તાદાત્મ્ય લોકમાં પ્રસિદ્ધ છે. માટે બેઉ સ્થૂલ શરીરનું તાદાત્મ્ય સંભવે છે. જ્યારે આ વિશ્વ નામનો જીવ, હું વૈશ્વાનર છું, આ રીતની અભેદ સ્વરૂપે ઉપાસના કરે છે, ત્યારે વૈશ્વાનરના સાક્ષાત્કારવડે આ જીવને વૈશ્વાનરના આનંદની પ્રાપ્તિ થાય છે. માટે વિશ્વ તથા વૈશ્વાનરના તાદાત્મ્યનું વર્ણન નિષ્ફળ નથી. પણ ઉક્ત ફળની પ્રાપ્તિના હેતુરૂપ હોવાથી સફળ છે. અધિકારી પુરુષે પ્રથમ શ્રુતિઉક્ત પ્રકારે વિશ્વ, વૈશ્વાનર, તૈજસ, સૂત્રાત્મા, પ્રાજ્ઞ તથા ઈશ્વર આ સર્વના સ્વરૂપને જાણવું. ત્યાર પછી પ્રથમ હુંજ વૈશ્વાનરરૂપે છું, આ રીતે વિશ્વનું વૈશ્વાનરરૂપે ચિંતન કરવું. ત્યાર પછી હું જ સૂત્રાત્મા છું, આ રીતે તૈજસને સૂત્રાત્મારૂપે ચિંતન કરવો. પછી હું જ ઈશ્વર છું, આ રીતે પ્રાજ્ઞને ઈશ્વરરૂપે ચિંતન કરવો. પછી સમષ્ટિ વ્યષ્ટિરૂપ સ્થૂલ તથા સૂક્ષ્મના કારણ ઉપાધિવાળા તથા

ૐકારના વાચ્યરૂપ જે પરબ્રહ્મ છે તે હું છું, આ રીતે આત્માને સર્વાત્મરૂપે ચિંતન કરવો. પછી જ્યારે મનની એકાગ્રતા થાય ત્યારે અધિકારી પુરુષે સર્વ જગતને સ્થૂલ સૂક્ષ્માદિ ક્રમે કરી અખંડૈકરસ આનંદરૂપ નિર્વિશેષ પરબ્રહ્મમાં લય કરવો. અર્થાત્ સ્થૂલનો સૂક્ષ્મમાં લય કરવો, સૂક્ષ્મનો કારણમાં લય કરવો તથા કારણનો પરબ્રહ્મમાં લય કરવો. ત્યાર પછી એકાગ્ર મનવડે હું અખંડૈકરસ બ્રહ્માનંદરૂપે છું, આ રીતે પોતાના આત્માનો સાક્ષાત્કાર કરવો. આ રીતના અભિપ્રાયવડે પૂર્વે સમષ્ટિ તથા વ્યષ્ટિ ઉપાધિનું તાદાત્મ્ય વર્ણન કર્યું છે તથા તેનાવડે આવૃત ચૈતન્યના તાદાત્મ્યનું વર્ણન કર્યું છે. માટે આ તાદાત્મ્યનું વર્ણન નિષ્ફળ નથી. પણ ઉક્ત રીતિવડે આત્મસાક્ષાત્કારરૂપ ફળના હેતુરૂપે હોવાથી સફળ છે. આ બાબત અન્ય ગ્રંથમાં પણ કહી છે. કહ્યું છે કે,

'समाधिकाला त्प्रागेवं विचिंत्यातिप्रयत्नतः ।
स्थूलसूक्ष्मक्रमा त्सर्वं चिदात्मनि विलापयेत् ॥

અર્થઃ—અધિકારી પુરુષે સમાધિ પહેલાં પૂર્વોક્ત રીતવડે વૈશ્વાનર આદિના અભેદનું ચિંતન કરી અતિ પ્રયત્નથી સર્વ જગતનો સ્થૂલ સૂક્ષ્માદિ ક્રમે કરી ચેતન આત્મામાં લય કરવો.' વળી કલ્પતરુ રચનારા આચાર્યે પણ નીચે પ્રમાણે કહ્યું છેઃ—

" निर्विशेषं परं ब्रह्म साक्षात्कर्तु मनीश्वराः
ये मंदा स्तेऽनुकंप्यंत सविशेषनिरूपणैः ॥ १ ॥

वशीकृते मनस्येषां सगुणब्रह्मशीलनात् ।
तदेवाविर्भवेत् साक्षा दपेतोपाधिकल्पनम् ॥ २ ॥

અર્થઃ—જે મંદ પુરુષ નિર્વિશેષ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ નથી, તે મંદ પુરુષ સવિશેષ બ્રહ્મના નિરૂપણવડે ગુરુ તથા શાસ્ત્રની કૃપા મેળવે છે. ત્યાર પછી સગુણ બ્રહ્મની ઉપાસનાવડે તે પુરુષના એકાગ્ર થયેલા મનમાં સર્વ ઉપા-

ધિથી રહિત નિર્વિશેષ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.” વળી આ બાબતમાં શ્રુતિ પણ પ્રમાણરૂપે છે. કહ્યું છે કે, “ एष सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते । दृश्यते त्वग्र्यया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः અર્થ:—આ આત્મા સર્વ ભૂતમાં રહેલો છે, છતાં ગૂઢ હોવાથી અર્થાત્ અજ્ઞાનવડે આવૃત હોવાથી સર્વ પ્રાણીને પ્રતીત થતો નથી. પણ વિચારવડે અતિસૂક્ષ્મ હોવાથી બુદ્ધિવડે સૂક્ષ્મદર્શી આ આત્માનો સાક્ષાત્કાર કરે છે.”

શિષ્ય:—પૂર્વે આપે સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ આ ત્રણ વ્યષ્ટિ શરીરોનાં યથાક્રમે અભિમાની, વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ આ ત્રણ જીવ કહ્યા. આ ત્રણે જીવો સ્વતંત્ર છે કે તે ત્રણે એક જ ચૈતન્યના અવસ્થાવિશેષરૂપે છે? પ્રથમ જો આપ સ્વતંત્ર છે એમ માનશો તો તે સંભવશે નહિ. કારણ કે જો કદાપિ આ જીવો સ્વતંત્ર હોય તો તેઓના પરસ્પર ભેદ પણ અવશ્ય થશે. માટે સુષુપ્તિ અવસ્થામાં પ્રાજ્ઞ નામના જીવે અનુભવ કરેલ જે સુખાદિ પદાર્થ છે, સ્વપ્ન અવસ્થામાં તૈજસ નામના જીવે અનુભવ કરેલ જે ગજરથ આદિ પદાર્થ છે, તે સર્વ પદાર્થનું જાગ્રત અવસ્થામાં વિશ્વ નામના જીવને સ્મરણ થશે નહિ. આથી અન્યથી અનુભવ કરેલ પદાર્થનું અન્યને સ્મરણ હોતું નથી. જો કદાપિ અન્યવડે અનુભવ પામેલ પદાર્થનું અન્યને સ્મરણ હોય તો ચૈત્ર નામના પુરુષે અનુભવ કરેલ પદાર્થનું ચૈત્ર નામના પુરુષને પણ સ્મરણ થવું જોઇએ.

ગુરુ:—વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ આ ત્રણ જીવ સ્વતંત્ર નથી. પણ એક જ પ્રત્યક્ આત્માની આ ત્રણ અવસ્થા છે. માટે સ્મરણની અનુપપત્તિરૂપ દોષ પ્રાપ્ત થતો નથી. વિશ્વ આદિ ત્રણ એક જ જીવાત્માના અવસ્થાવિશેષ કેવી રીતે છે, તે પ્રકાર દર્શાવે છે. એક જ જીવાત્મા જાગ્રત અવસ્થામાં વ્યષ્ટિ સ્થૂલ શરીર, સૂક્ષ્મશરીર તથા કારણ અવિદ્યા, આ ત્રણના અભિમાનીરૂપે થઇ, વિશ્વ એવા નામવડે કહેવાય છે.

તે જ જીવાત્મા સ્વપ્ન અવસ્થામાં સૂક્ષ્મ શરીર તથા કારણ અવિદ્યા આ બેઉના અભિમાનીરૂપે થઇ, તૈજસ એવા નામવડે કહેવાય છે. વળી તે જ જીવાત્મા સુષુપ્તિ અવસ્થામાં કારણ અવિદ્યાના અભિમાનીરૂપે થઈ પ્રાજ્ઞ એવા નામવડે કહેવાય છે. વળી આ જ જીવાત્મા સમાધિ અવસ્થામાં સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ આ ત્રણ શરીરના અભિમાનથી રહિત થઈ, શુદ્ધ પરમાત્મારૂપે થાય છે. જો કે આ જીવાત્મા એક સ્થૂલ શરીર માત્રના અભિમાનથી વિશ્વ સંજ્ઞાને પામે છે, એક સૂક્ષ્મ શરીર માત્રના અભિમાનથી તૈજસ સંજ્ઞાને પામે છે, છતાં અહી સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ આ ત્રણ શરીરના અભિમાનથી જે જીવાત્માની વિશ્વસંજ્ઞા કહી છે તથા સૂક્ષ્મ અને કારણ શરીરના અભિમાનથી તૈજસ સંજ્ઞા કહી છે, તે ત્વં પદાર્થના શોધનમાં ઉપયોગી અન્વય તથા વ્યતિરેકને જણાવવા માટે કહી છે. આ અન્વય તથા વ્યતિરેક નીચે પ્રમાણે છેઃ–જાગ્રત અવસ્થામાં સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ આ ત્રણ શરીરના સાક્ષીરૂપે કરી આત્માનું ભાન થાય છે. સ્વપ્ન અવસ્થામાં સૂક્ષ્મ તથા કારણ આ બે શરીરના સાક્ષીરૂપે કરી આત્માનું ભાન થાય છે. વળી સુષુપ્તિ અવસ્થામાં એક અવિદ્યારૂપ કારણ શરીરના સાક્ષીરૂપે કરી આત્માનું ભાન થાય છે. તેમજ સમાધિ અવસ્થામાં શુદ્ધ પ્રકાશ ચૈતન્યરૂપે કરી આત્માનું ભાન થાય છે. આ જ આત્માનો જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા સમાધિ આ ચાર અવસ્થામાં અન્વય છે. વળી સ્વપ્ન અવસ્થામાં જાગ્રતના સ્થૂલ શરીરનું ભાન હોતું નથી. સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્નના સૂક્ષ્મ શરીરનું ભાન હોતું નથી. સમાધિ અવસ્થામાં સુષુપ્તિના કારણ શરીરનું પણ ભાન હોતું નથી. આ જ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ આ ત્રણ શરીરનો વ્યતિરેક છે. વળી સર્વ અનાત્માકાર વૃત્તિથી રહિત થઈ ચિત્તની જે કેવળ આત્માકાર અવસ્થા છે, તેનું નામ સમાધિ છે. આ સમાધિ અવ-

સ્થામાં પુરુષનું અભિમાન દેહાદિ સર્વ પદાર્થમાં નિવૃત્ત થાય છે. માટે સમાધિ અવસ્થામાં સ્થૂલ આદિ ત્રણ શરીરનો વ્યતિરેક થાય છે. વળી સમાધિ અવસ્થામાં આ જીવ સર્વ અભિમાનથી રહિત થવાથી શુદ્ધ પરમાત્મારૂપે થાય છે. તેમાં જે જે પદાર્થ વ્યાવૃત્ત હોય છે, તે સર્વ અનાત્મરૂપે હોય છે. વળી જે સર્વત્ર અન્વિત હોય છે, તે આત્મારૂપે હોય છે. આ રીતના નિશ્ચયનું નામ ત્વં પદાર્થનું શોધન છે. આ ત્વં પદાર્થનું શોધન પૂર્વોક્ત અન્વય તથા વ્યતિરેકવડે સિદ્ધ થાય છે.

## જીવાત્માની પાંચ અવસ્થાનું નિરૂપણ.

પૂર્વોક્ત શ્રોત્રાદિ ઇન્દ્રિયોના દિગ્ વાત આદિ અધિષ્ઠાતા દેવવડે અનુગ્રહાયલો શબ્દાદિ વિષયનો અનુભવ શ્રોત્રાદિ ઇન્દ્રિયવડે પુરુષને જે અવસ્થામાં થાય છે, તે અવસ્થા જાગ્રત અવસ્થા કહેવાય છે. આ જાગ્રત અવસ્થામાં સુખ દુઃખરૂપ ભોગ આપવાવાળા જે પુણ્ય તથા પાપરૂપ કર્મ છે, તે કર્મનો નાશ થાય છે, તેમ જ શ્રોત્રાદિ ઇન્દ્રિયોનું ઉપરામ થાય છે તથા જાગ્રતના અનુભવજન્ય સંસ્કારવડે પુરુષને જે અવસ્થામાં શબ્દ આદિ વિષય તથા તેનું જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે અવસ્થા સ્વપ્ન અવસ્થા કહેવાય છે. વળી જે અવસ્થામાં જાગ્રત તથા સ્વપ્નના ભોગ આપવાવાળા કર્મોની ઉપરામતાથી સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના અભિમાનની નિવૃત્તિદ્વારા સર્વ વિશેષ જ્ઞાનની ઉપરામતારૂપ બુદ્ધિના કારણરૂપ અજ્ઞાનવડે સ્થિતિ થાય છે, તે અવસ્થા સુષુપ્તિ અવસ્થા કહેવાય છે. વળી મુદ્ગર પ્રહાર આદિ નિમિત્તવડે જે દુઃખરૂપ વિષાદ છે, તેવડે જે અવસ્થામાં પુરુષના સર્વ વિશેષ જ્ઞાનની ઉપરામતા થાય છે, તે અવસ્થા મૂર્છા અવસ્થા કહેવાય છે. આ મૂર્છા અવસ્થા જાગ્રતાદિ અવસ્થાથી ભિન્ન અવસ્થા છે. આ

બાબત વ્યાસ ભગવાને मुग्धेऽर्द्धसंपत्तिः परिशेषात् આ સૂત્રવડે નિરૂપણ કરી છે. આ સૂત્રનો અર્થ નીચે પ્રમાણે છે:–મુદ્ગર પ્રહાર આદિ નિમિત્તવડે પુરુષને જે મૂર્છા થાય છે, તે મૂર્છા જાગ્રત આદિ ચાર અવસ્થામાં કોઇ અવસ્થાના અંતર્ભૂતરૂપે શું છે, અથવા તો શું ચાર અવસ્થાથી કોઇ ભિન્ન અવસ્થારૂપે છે? આ રીતનો સંશય થયા પછી કહ્યું છે કે, શ્રુતિ તથા સ્મૃતિ આદિમાં જીવાત્માની જાગ્રત આદિ જે ચાર અવસ્થા નિરૂપણ કરી છે, તેથી ભિન્ન મૂર્છાવસ્થા નિરૂપણ નહિ કરેલ હોવાથી, મૂર્છા જાગ્રત આદિ અવસ્થામાં અંતર્ભૂત છે. તેમાં પણ વિશેષ જ્ઞાનની નિવૃત્તિપણું, એ સુષુપ્તિમાં તથા મૂર્છામાં સરખુંજ હોય છે. માટે મૂર્છા સુષુપ્તિમાં અંતર્ભૂત છે. આ સુષુપ્તિથી ભિન્ન અવસ્થા મૂર્છા નથી. આ પ્રમાણેનો પૂર્વ પક્ષ કર્યા પછી વ્યાસ ભગવાને કહ્યું છે કે, મૂર્છા અવસ્થા જાગ્રત આદિ ચાર અવસ્થાથી ભિન્ન અવસ્થા છે. તેમાં જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં વિશેષ જ્ઞાનનો અભાવ હોતો નથી. પણ મૂર્છાવસ્થામાં સર્વ વિશેષ જ્ઞાનનો અભાવ હોય છે. આથી મૂર્છાવસ્થા જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં પણ અંતર્ભૂત નથી. વળી મરણ અવસ્થા પછી પુરુષનું ફરી ઉઠવું થતું નથી. પણ મૂર્છા અવસ્થા પછી પુરુષનું ફરી ઉઠવું થાય છે. આથી મૂર્છાવસ્થા મરણ અવસ્થામાં અંતર્ભૂત નથી. વળી સુષુપ્ત પુરુષનું મુખ પ્રસન્ન તથા શરીર કંપથી રહિત હોય છે તથા મૂર્છિત પુરુષનું મુખ વિકરાળ હોય છે તથા શરીર કંપવાળું હોય છે. આથી મૂર્છાનો સુષુપ્તિ અવસ્થામાં અંતર્ભાવ નથી; પણ પરિશેષથી મૂર્છા, જાગ્રત આદિ ચાર અવસ્થાથી ભિન્ન અવસ્થા સિદ્ધ થાય છે. આ રીતે સુષુપ્તિની તથા મૂર્છાની પરસ્પર વિલક્ષણતા છતાં સર્વ વિશેષ જ્ઞાનનો અભાવ બેઉમાં એક સરખો હોય છે. આથી મૂર્છા અર્ધ સુષુપ્તિરૂપે કહેવાય છે. વળી શરીરના ભોગ આપવાવાળાં કર્મોની નિવૃત્તિવડે સામાન્ય તથા વિશેષરૂપ

બે પ્રકારના દેહાભિમાનની નિવૃત્તિ થવા છતાં દેવાદિ શરીરની પ્રાપ્તિપર્યંત સત્તર તત્વના પિંડીભાવરૂપે જે અવસ્થા છે, તે અવસ્થા મરણ અવસ્થા કહેવાય છે. અર્થાત્ દેહાભિમાન સામાન્ય તથા વિશેષ એવા ભેદવડે બે પ્રકારનું હોય છે. સુષુપ્તિમાં વિશેષ દેહાભિમાન નિવૃત્ત થવાથી પુરુષને સામાન્ય દેહાભિમાન રહે છે. આ દેહાભિમાનવડે પુરુષ સુષુપ્તિમાંથી ઉત્થાનને પામે છે. જો કદાપિ પુરુષને સુષુપ્તિમાં આ સામાન્ય દેહાભિમાન ન હોય તો પુરુષનું સુષુપ્તિમાંથી ઉઠવું થઇ શકે નહિ. જેમકે મરણઅવસ્થાવાળા પુરુષનું ફરી ઉઠવું થતું નથી. માટે ઉઠવાના હેતુને લીધે એમ અનુમાન થાય છે કે, પુરુષને સુષુપ્તિમાં સામાન્ય દેહાભિમાન હોય છે. વળી જાગ્રત અવસ્થામાં તથા સ્વપ્ન અવસ્થામાં પુરુષને 'હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું,' આ રીતના વિશેષ દેહનું અભિમાન રહે છે, પણ મરણ અવસ્થામાં પુરુષનું બેઉ પ્રકારનું દેહાભિમાન નિવૃત્ત થઇ જાય છે. વળી કેટલાક ગ્રંથકારો મરણ અવસ્થાને મૂર્છા અવસ્થાથી ભિન્ન અવસ્થા માનતા નથી, પણ મરણ અવસ્થાનો મૂર્છાવસ્થામાં અંતર્ભાવ માને છે. મૂર્છાને પામેલ પુરુષને જો કદાપિ આ દેહમાં ભોગ આપવાવાળું કર્મ બાકી રહે તો તે પુરુષનું ફરી મૂર્છામાંથી ઉઠવું થાય છે. વળી જો કદાપિ કર્મ ન રહેતું હોય તો તે પુરુષનું મરણ જ થાય છે. માટે મરણ અવસ્થા મૂર્છા અવસ્થાના અંતર્ભૂત જ છે. વળી જેમ વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ આ ત્રણ અવસ્થા એકજ જીવાત્માની છે, તેમ વૈશ્વાનર, હિરણ્યગર્ભ તથા ઇશ્વર આ ત્રણ અવસ્થાવિશેષ પણ એક જ પરમાત્માની છે. એક જ પરમાત્મા દેવ સમષ્ટિ સ્થૂલ શરીર, સૂક્ષ્મ શરીર તથા બેઉના કારણરૂપ માયા, આ ત્રણથી ઉપહિત થઇ, વૈશ્વાનર એ નામે કહેવાય છે. વળી તે જ પરમાત્મા દેવ, સમષ્ટિ સૂક્ષ્મ શરીર તથા તેના કારણરૂપ માયાવડે ઉપહિત થઈ, હિરણ્યગર્ભ એ નામે કહેવાય છે.

વળી તે જ પરમાત્મા કેવળ એક માયાવડે ઉપહિત થવાથી ઈશ્વર, એ નામે કહેવાય છે.

## વૈશ્વાનર, હિરણ્યગર્ભ તથા ઈશ્વરની ઉપાસનાનું ફળ.

આ જીવ જ્યારે હું જ વૈશ્વાનર છું, આ રીતે વૈશ્વાનરની અભેદ ઉપાસના કરે છે ત્યારે તે જીવને વૈશ્વાનર ભાવની પ્રાપ્તિરૂપ ફળની પ્રાપ્તિ થાય છે. તે જ જીવ જ્યારે હું જ હિરણ્યગર્ભ છું, આ રીતે હિરણ્યગર્ભની અભેદ ઉપાસના કરે છે ત્યારે તે જીવને હિરણ્યગર્ભ ભાવની પ્રાપ્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે. વળી તે જ જીવ જ્યારે હું જ ઈશ્વર છું, આ રીતે ઈશ્વરની અભેદ ઉપાસના કરે છે ત્યારે તે જીવને ઈશ્વરભાવની પ્રાપ્તિરૂપ ફળની પ્રાપ્તિ થાય છે. આ અભેદ ઉપાસનાને શાસ્ત્રમાં અહંગ્રહ નામની ઉપાસના કહે છે.

શિષ્ય:—વૈશ્વાનર, હિરણ્યગર્ભ તથા ઈશ્વર, આ ત્રણ એક જ પરમાત્માની અવસ્થાવિશેષ છે, આમ તમારા કહેવાવડે ત્રણેમાં ઈશ્વરપણું સિદ્ધ થાય છે, તે સંભવતું નથી. કારણ કે योऽशनाया पिपासे शोकं मोहं जरां मृत्युमत्येति આ શ્રુતિમાં અશના, પિપાસા, શોક, મોહ, જરા તથા મરણ ઇત્યાદિ સર્વ ધર્મથી રહિત ઈશ્વરને કહ્યા છે. વળી વૈશ્વાનર તથા હિરણ્યગર્ભ આ બેઉમાં શ્રુતિએ ક્ષુધા, ભય, જન્મ, મરણ, બંધ તથા મોક્ષ ઈત્યાદિ ધર્મો કહ્યા છે. આ સર્વ ધર્મ જીવના છે, એમ પ્રસિદ્ધ છે. હિરણ્યગર્ભ, વિરાટ્ પુત્રને ઉત્પન્ન કરી ક્ષુધાતુર થઇ વિરાટ્ પુત્રનું ભક્ષણ કરવા માટે પ્રવૃત્ત થયા. આ જોઈ ભયભીત થઈ વિરાટ ભાણુ એવો શબ્દ કરવા લાગ્યા. આ રીતના ક્ષુધા તથા ભય આદિ જીવના ધર્મ આત્મપુરાણના ચોથા અધ્યાયમાં સ્પષ્ટ છે. માટે વૈશ્વાનર તથા હિરણ્યગર્ભમાં ઈશ્વરરૂપતા સંભવતી નથી, પણ જીવરૂપતા જ સંભવે છે.

ગુરુઃ—અનેક શ્રુતિ તથા સ્મૃતિ આદિમાં વૈશ્વાનરરૂપ હિરણ્યગર્ભને ઇશ્વરરૂપતા કહી છે. વળી કેટલીક શ્રુતિ તથા સ્મૃતિમાં વૈશ્વાનર તથા હિરણ્યગર્ભના જે જન્માદિ ધર્મ પ્રતિપાદન કર્યા છે, તે અધિકારી પુરુષને અનિત્યાદિ દોષ-દૃષ્ટિવડે હિરણ્યગર્ભાદિ પદથી વૈરાગ્યની પ્રાપ્તિ થવામાટે કહ્યા છે. કાંઇ વૈશ્વાનર તથા હિરણ્યગર્ભના જીવપણામાં આ વચનનું તાત્પર્ય નથી. જો કદાપિ શ્રુતિપ્રતિપાદિત ક્ષુધા તથા ભય આદિ જીવધર્મના સંબંધને લીધે, વૈશ્વાનર તથા હિરણ્યગર્ભને જીવરૂપતા માનીએ તો જીવમાં પ્રસિદ્ધ ઇચ્છાદિ ધર્મને ઇશ્વરમાં પ્રતિપાદન કરનારી सोऽकामयत, तदैक्षत, तन्मनोकुरुत ઇત્યાદિ શ્રુતિથી ઇશ્વરને પણ જીવરૂપતા થવી જોઇએ; માટે વૈશ્વાનર તથા હિરણ્યગર્ભ ઇશ્વરરૂપ જ છે, પણ જીવરૂપ નથી, એમ સિદ્ધ થાય છે. તેમાં જે પુરુષ ઇશ્વરની અભેદ ઉપાસના કરે છે, તે પુરુષ ઇશ્વરભાવને પ્રાપ્ત થાય છે. આ ઉપાસનાનું ફળ શ્રુતિ તથા સ્મૃતિમાં પણ કહ્યું છે. શ્રુતિમાં કહ્યું છે કે, तं यथायथोपासते तथैव भवति અર્થઃ—અધિકારી પુરુષ પરમાત્માને જે જે વૈશ્વાનર આદિ રૂપવડે ઉપાસના કરે છે, તે તે રૂપવિશિષ્ટ પરમેશ્વરભાવને અધિકારી પુરુષ પ્રાપ્ત થાય છે. આ જ રીતનું ઉપાસનાનું ફળ શ્રીશંકરે રામચંદ્રજીને કહ્યું છે. જેમકે, 'येनाकारेण ये मर्त्या मामेवैक मुपासते। तेनाकारेण तेभ्योऽहं प्रसन्नो वांछितं ददे અર્થઃ—આ જીવ એક જ પરમેશ્વરની જે જે આકારવડે ઉપાસના કરે છે, તે તે આકારવડે હું પરમેશ્વર પ્રસન્ન થઇ ઉપાસકને વાંછિત અર્થ અપાવું છું.' આ જ અર્થ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યો છે. જેમકે, "यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम्। तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः અર્થઃ—જે જે ભાવને મનમાં રાખી પોતાના દેહનો મનુષ્ય ત્યાગ કરે છે, તે તે ભાવવાળો થઈ, હે અર્જુન ! તે ભાવને તે પામે છે."

શિષ્યઃ–પૂર્વોક્ત રીતવડે ભાવનાના ઉત્કર્ષથી ઈશ્વરના સાક્ષાત્કારવાળા પુરુષને ઇશ્વરભાવની પ્રાપ્તિરૂપ ફળ પ્રાપ્ત થાઓ, પણ જો ભાવનાની મંદતા હોય તો ઉપાસકને કેવા ફળની પ્રાપ્તિ થાય છે ?

ગુરુઃ–ભાવનાની મંદતા થવાથી પુરુષને પૂર્વોક્ત ફળ પ્રાપ્ત થતું નથી, પણ મંદ ભાવનાની તારતમ્યતાવડે ઉપાસક પુરુષને સાર્ષ્ટિ, સારૂપ્ય, સામીપ્ય તથા સાલોક્ય, આ ચાર પ્રકારનું ફળ પ્રાપ્ત થાય છે. અહીં પોતાના મનુષ્યભાવની વિસ્મૃતિપૂર્વક જે ઉપાસ્ય દેવભાવની પ્રાપ્તિ છે, તે જ ભાવનામાં ઉત્કર્ષપણું છે. વળી પોતે મનુષ્યપણાના કંઇએક સ્મરણપૂર્વક જે ઉપાસ્ય દેવપણાની પ્રાપ્તિ છે, તે ભાવનામાં મંદતા છે. જગતની ઉત્પત્તિ આદિ વ્યાપાર છોડી ઉપાસક પુરુષને પરમેશ્વર સમાન ઐશ્વર્ય તથા ભોગની જે પ્રાપ્તિ, તેનું નામ સાર્ષ્ટિ છે. વળી ઉપાસક પુરુષને ઇશ્વરના સમાન રૂપની જે પ્રાપ્તિ, તેનું નામ સારૂપ્ય છે. ઇશ્વરના સમીપવર્તીપણાનું નામ સામીપ્ય છે. ઇશ્વરના લોકમાં રહેવાનું નામ સાલોક્ય છે. આ રીતના ચાર ફળને ઉપાસક પુરુષ મંદભાવનાની તારતમ્યતાથી પ્રાપ્ત થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, ‘साम्नः सायुज्यं सलोकतां जयति અર્થઃ–ઉપાસક પુરુષ ભાવનાની તારતમ્યતાવડે હિરણ્યગર્ભના સાયુજ્ય તથા સાલોક્ય આદિને પ્રાપ્ત થાય છે.’

## નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનું ફળ.

જે પુરુષ વિવેક આદિ ચાર સાધનવડે સંપન્ન છે તથા મંદ બુદ્ધિવાળો હોવાથી વેદાંતશાસ્ત્રનો વિચાર કરવા અસમર્થ છે, તથા જેને નિર્ગુણ બ્રહ્મ જાણવાની ઇચ્છા છે, તે પુરુષે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપનો નિશ્ચય કરવો, સર્વ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ ઉપાધિથી

રહિત તથા સત્, ચિત્ અને આનંદસ્વરૂપ નિર્ગુણ બ્રહ્મસ્વરૂપે હું છું, આ રીતની નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવી. આ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાવડે અધિકારી પુરુષને આ શરીરમાં અર્થાત જીવિત અવસ્થામાં, મરણ અવસ્થામાં અથવા બ્રહ્મલોકમાં નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે તથા નિર્ગુણ બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ ફળ થાય છે. જેમ મણિની પ્રભામાં મણિ બુદ્ધિવડે પ્રવૃત્ત થયેલા પુરુષને મણિની પ્રાપ્તિરૂપ ફળ થાય છે, તેમ નિદિધ્યાસનરૂપ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાવડે અધિકારી પુરુષને નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિરૂપ ફળ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, ज्ञानप्रसादेन विशुद्धसत्वस्ततस्तु तं पश्यति निष्कलं ध्यायमानः અર્થ:–આ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાવડે અતિશુદ્ધ થયેલા ચિત્તવાળો તથા તેનું ધ્યાન કરતો પુરુષ નિર્ગુણબ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે.’ વિચારમાં અસમર્થ પુરુષે, બ્રહ્મવેત્તા ગુરુના મુખથી નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપનો પરોક્ષરૂપે નિશ્ચય કરી, હું જ નિર્ગુણબ્રહ્મ છું, આ રીતની નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવી. ઉપાસનાથી તે પુરુષને નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાયછે. ભગવાને પણ અર્જુનને ગીતામાં કહ્યું છે કે, ‘अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते । तेपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः  અર્થ:–જે પુરુષ મંદ બુદ્ધિવાળો હોવાથી પોતે વેદાંત શાસ્ત્રનો વિચાર કરવામાં સમર્થ નથી, તે પુરુષ બ્રહ્મવેત્તા ગુરુના મુખથી નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપને શ્રવણ કરી, હું જ બ્રહ્મરૂપે છું, આ રીતનું જ્યારે ધ્યાન કરે ત્યારે તે ઉપાસક પુરુષ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી અજ્ઞાનરૂપ મૃત્યુનો અવશ્ય નાશ કરી શકે છે.’ અહીં तेपि चातितरंत्येव આ વચનમાં રહેલ अपि શબ્દવડે શ્રી ભગવાને કૈમુતિક ન્યાય સૂચન કર્યો. જ્યારે વિચારમાં અસમર્થ મંદબુદ્ધિવાળો પુરુષ પણ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરી અજ્ઞાનનો નાશ કરે છે ત્યારે વિચારમાં સમર્થ પુરુષ અજ્ઞાનનો નાશ કરે, તેને વિશે તો શું જ કહેવું ? આથી એમ સિદ્ધ થાય છે કે, જેટલી જ્ઞાનકાંડમાં

કહેલ સગુણ ઉપાસના છે અથવા તો નિર્ગુણ ઉપાસના છે, તે સર્વ ઉપાસનાનું ચિત્તની એકાગ્રતાદ્વારા બ્રહ્મનો સાક્ષાત્કાર જ મુખ્ય ફળ છે. વળી બ્રહ્મલોક આદિ તે ઉપાસનાનું અવાંતર ફળ છે, પણ મુખ્ય ફળ નથી. આથી બ્રહ્મસૂત્રના કર્તા વ્યાસ ભગવાને ઉપાસનાનો જ્ઞાન કાંડમાં જ વિચાર કર્યો છે. પૂર્વે માયાઉપહિત તત્પદાર્થ બ્રહ્મનું જગતના જન્માદિના કારણરૂપે જે તટસ્થ લક્ષણ કહ્યું હતું, તે જ તટસ્થ લક્ષણ બ્રહ્મમાંથી માયાદ્વારા સૂક્ષ્મ તથા સ્થૂલ પ્રપંચની ઉત્પત્તિના નિરૂપણવડે અત્યાર સુધીમાં સિદ્ધ કર્યું. આનું નામ અધ્યારોપ છે. અહીં તત્ભાવથી રહિત વસ્તુમાં જે તત્બુદ્ધિ થવી, તેનું નામ અધ્યારોપ છે. વળી અધ્યારોપાપવાદવડે અધિકારીને ગુરુ શાસ્ત્રના નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ થાય છે.

## બ્રહ્મમાં અધ્યારોપિત પ્રપંચનો અપવાદ.

જે અધિષ્ઠાનમાં જે વસ્તુ ત્રણે કાળે અવિદ્યમાન છતાં ભ્રાંતિવડે પ્રતીત થાય છે, તે અધિષ્ઠાનમાં તે વસ્તુના અભાવનો જે નિશ્ચય, તેનું નામ અપવાદ છે. જેમ છીપ આદિમાં ભ્રાંતિવડે પ્રતીત થયેલ રૂપા આદિનો છીપ આદિમાં, આ તો રૂપું નથી, પણ છીપ છે, આ રીતનો જે અભાવરૂપ નિશ્ચય છે, તેનું નામ અપવાદ છે. તેમ અધિષ્ઠાન બ્રહ્મમાં ભ્રાંતિવડે પ્રતીત થયેલ જે પૂર્વોક્ત માયાદિ પ્રપંચ છે, તે પ્રપંચનો, "આ અધિષ્ઠાન બ્રહ્મમાં આ પ્રપંચ ત્રણે કાળમાં નથી," આ રીતનો જે અભાવનો નિશ્ચય, તેનું નામ અપવાદ કહેવાય છે. આ અપવાદને શાસ્ત્રમાં બાધ તથા વિલાપન કહે છે. જે અધિષ્ઠાનમાં જે વસ્તુ પ્રતીત થાય છે, તે અધિષ્ઠાનમાં તે વસ્તુનો ત્રણે કાળે અત્યંત ભાવનો જે નિશ્ચય, તેને શાસ્ત્રમાં બાધ કહે છે. આ બાધ શાસ્ત્રીય, યૌક્તિક તથા પ્રાત્યક્ષિક, એમ ત્રણ પ્રકારનો છે. તેમાં अथात आदेशो नेति नेति । नेह नानास्ति किंचन ઇત્યાદિ શાસ્ત્રથી અધિષ્ઠાન બ્રહ્મમાં સર્વ પ્રપંચના અભાવનો

જે નિશ્ચય, તે શાસ્ત્રીય બાધ કહેવાય છે. જેમ મૃત્તિકારૂપ ઉપાદાન કારણથી ભિન્નતાદ્વારા ઘટરૂપ કાર્યના અભાવનો નિશ્ચય થાય છે, તેમ સર્વ પ્રપંચના અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ બ્રહ્મથી ભિન્ન સર્વ પ્રપંચના અભાવના નિશ્ચયદ્વારા તાદૃશ્ય પ્રપંચના મિથ્યાત્વનો નિશ્ચય કરી, જે બ્રહ્માત્મમાત્રતાનો નિશ્ચય છે, તે યૌક્તિકબાધ કહેવાય છે. વળી अहं ब्रह्मास्मि, तत्त्वमसि ઈત્યાદિ મહાવાક્યજન્ય સાક્ષાત્કારવડે જે કાર્ય પ્રપંચસહિત અજ્ઞાનની નિવૃત્તિ છે, તે પ્રાત્યક્ષિક બાધ કહેવાય છે. આ પૂર્વોક્ત યૌક્તિક બાધનો ક્રમ નીચે પ્રમાણે છેઃ–સ્થૂલ શરીરથી માંડી બ્રહ્માંડ પર્યંત જેટલો સ્થૂલ પ્રપંચ છે, તે પંચીકૃત સ્થૂલ ભૂતના કાર્યરૂપે છે. માટે સ્થૂલ પ્રપંચનો સ્થૂલ ભૂતમાં લય કરવો. અર્થાત્ સ્થૂલ ભૂતથી સ્થૂલ પ્રપંચ ભિન્ન નથી, આ રીતનો નિશ્ચય અધિકારી પુરૂષે કરવો. ત્યાર પછી સ્થૂલ ભૂતનો તથા સમષ્ટિ વ્યષ્ટિરૂપ સર્વ સૂક્ષ્મ શરીરનો પોતાના કારણરૂપ અપંચીકૃત પાંચ સૂક્ષ્મ ભૂતમાં લય કરવો. અર્થાત્ સ્થૂલ ભૂત તથા સમષ્ટિ વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ ભૂતના કાર્યરૂપે હોવાથી તેનાથી ભિન્ન નથી, આ રીતનો નિશ્ચય કરવો. વળી પૂર્વે જે જે સૂક્ષ્મ ભૂતના જે જે સાત્વિક આદિ અંશમાંથી જે જે ઈન્દ્રિયાદિ કાર્યની ઉત્પત્તિ કહી હતી, તે તે કાર્યનો તે તે ભૂતના સાત્વિક આદિ અંશમાં લય કરવો. તાત્પર્ય એ કે, સ્થૂલ ભૂતનો સૂક્ષ્મ ભૂતના તામસ્ અંશમાં લય કરવો તથા જ્ઞાન ઇન્દ્રિય અંતઃકરણનો સૂક્ષ્મ ભૂતના સાત્વિક અંશમાં લય કરવો. વળી કર્મ ઇન્દ્રિય પ્રાણનો સૂક્ષ્મ ભૂતના રાજસ્ અંશમાં લય કરવો. તેમજ સૂક્ષ્મ ભૂતનો પણ પોતપોતાના કારણમાં લય કરવો. તે નીચે પ્રમાણેઃ-પૃથ્વીનો જળમાં લય કરવો, જળનો તેજમાં લય કરવો, તેજનો વાયુમાં લય કરવો, વાયુનો આકાશમાં લય કરવો, આકાશનો અજ્ઞાનમાં લય કરવો તથા અજ્ઞાનનો ચૈતન્ય માત્રમાં

લય કરવો. અર્થાત્ જે જે કાર્ય હોય છે, તેની પોતાના ઉપાદાન કારણથી ભિન્ન સત્તા હોતી નથી. માટે ઉપાદાન કારણથી ભિન્ન કાર્ય નથી. આ રીતના નિશ્ચયવડે કાર્યની વિસ્મૃતિપૂર્વક એક કારણ સંબંધી જે સ્મરણ છે, તે જ કાર્યનું કારણમાં લય કરવું કહેવાય છે. વળી સર્વ પ્રપંચનું પરમ કારણ બ્રહ્મ છે. માટે સર્વ પ્રપંચના વિસ્મરણવડે જે એક બ્રહ્મના વિષયવાળું સ્મરણ છે, તે જ બ્રહ્મમાં સર્વ પ્રપંચનો લય કહેવાય છે. આને વેદાંત શાસ્ત્રમાં યૌક્તિક બાધ કહે છે. આ યૌક્તિક બાધનું નિરૂપણ વિષ્ણુ પુરાણમાં પણ કર્યું છે. કહ્યું છે કે,

'जगत्प्रतिष्ठा देवर्षे पृथिव्यप्सु विलीयते ।
ज्योतिष्यापः प्रलीयंते ज्योतिर्वायौ प्रलीयते ॥ १ ॥
वायुश्च लीयते व्योम्नि तच्चाव्यक्ते प्रलीयते ।
अव्यक्तं पुरुषे ब्रह्मन्निष्कले संप्रलीयते ॥ २ ॥

અર્થ:–હે નારદ ! જગતના આધારરૂપ પૃથ્વીનો જળમાં લય થાય છે, જળનો તેજમાં લય થાય છે, તેજનો વાયુમાં લય થાય છે, વાયુનો આકાશમાં લય થાય છે, આકાશનો અવ્યક્તમાં લય થાય છે, તથા માયારૂપ અવ્યક્તનો પરમાત્મામાં લય થાય છે.' આ યૌક્તિક વાદનું નિરૂપણ વાર્તિકકારે अकारं पुरुषं विश्वमुकारे प्रविलापयेत् । उकारं तैजसं सूक्ष्मं मकारे प्रविलापयेत् । मकारं कारणं प्राज्ञं चिदात्मनि विलापयेत् ઈત્યાદિ વચનવડે કર્યું છે. વળી પૂર્વોક્ત અધ્યારોપ તથા અપવાદવડે તત્ત્વં પદાર્થનું શોધન સિદ્ધ થાય છે. આ શોધનનો પ્રકાર દર્શાવે છે. સમષ્ટિ સ્થૂલ શરીર, સમષ્ટિ સૂક્ષ્મ શરીર તથા માયા, આ ત્રણવડે ઉપહિત વૈશ્વાનર સૂત્રાત્મા, ઈશ્વર, તથા સર્વના અધિષ્ઠાનરૂપ નિરૂપાધિક અખંડ ચૈતન્ય આ ત્રણ, તપ્ત લોહિત પિંડની માફક એકરૂપે કરી પ્રતીત થયેલો તત્પદનો વાચ્ય અર્થ થાય છે. વળી સમષ્ટિ સ્થૂલ શરીર, સૂક્ષ્મ શરીર તથા માયા, આ સર્વથી અન્વય વ્યતિરેક-

વડે પૃથક્ નિશ્ચય કરાયેલ જે અખંડ ચૈતન્ય છે, તે અખંડ ચૈતન્ય તત્પદનું લક્ષ્ય અર્થ થાય છે. અહીં તત્પદાર્થના શોધનના ઉપાયવાળો અન્વય તથા વ્યતિરેક નીચે પ્રમાણે હોય છેઃ—પંચીકૃત સ્થૂલ પ્રપંચની સ્થિતિ અવસ્થામાં સ્થૂલ પ્રપંચના સાક્ષીરૂપે કરી પરમાત્મા વિદ્યમાન છે. વળી પંચકરણની પૂર્વે સૂક્ષ્મ ભૂત તથા તેના કાર્યના સાક્ષીરૂપે પરમાત્મા વિદ્યમાન છે. તેમ જ આકાશાદિ સૂક્ષ્મ ભૂતની ઉત્પત્તિ પૂર્વે, પ્રલય અવસ્થામાં માયાના સાક્ષીરૂપે કરી પરમાત્મા વિદ્યમાન છે. તત્વજ્ઞાનથી માયારૂપ અજ્ઞાન નિવૃત્ત થાય છે, ભોગવડે પ્રારબ્ધ કર્મનો નાશ થાય છે તથા જીવના વર્તમાન શરીરના પતન પછી વિદેહ મુક્તિ અવસ્થામાં પરમાત્મા અખંડ સ્વપ્રકાશ ચૈતન્યરૂપે કરી વિદ્યમાન હોય છે. આ જ તત્પદાર્થરૂપ પરમાત્માનો અન્વય છે. વળી સમષ્ટિ સ્થૂલ શરીરને પંચીકરણની પૂર્વે ભાન હોતું નથી. તેમજ સમષ્ટિ સૂક્ષ્મ શરીરને આકાશાદિ ભૂતની ઉત્પત્તિ પૂર્વે ભાન હોતું નથી. વળી માયાની મુક્તાવસ્થામાં ભાન હોતું નથી. આ જ સમષ્ટિ સ્થૂલ શરીરનો, સમષ્ટિ સૂક્ષ્મ શરીરનો તથા માયાનો વ્યતિરેક છે. આ રીતના અન્વય વ્યતિરેકવડે શોધન કરાયેલ જે તત્પદાર્થ છે, તે કાર્ય સહિત માયાના સંબંધથી રહિત થઈ તથા અખંડ સતૂચિત્ આનંદ સ્વરૂપ પરમાત્મારૂપે થઇ, તત્પદના લક્ષ્ય અર્થરૂપે થાય છે.

## ત્વં પદાર્થનું શોધન.

(૧) વ્યષ્ટિ સ્થૂલ શરીર તથા વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર આ બેઉના કારણરૂપ અવિદ્યા, (૨) આ ત્રણ શરીરવડે ઉપહિત વિશ્વ તૈજસ તથા પ્રાજ્ઞ તથા તે સર્વના આધારરૂપ અનુપહિત પ્રત્યક્ ચૈતન્ય, આ ત્રણ તપ્તલોહપિંડની માફક, એકરૂપે પ્રતીત થયેલા ત્વંપદના વાચ્ય અર્થરૂપે હોય

છે. વળી અન્વય વ્યતિરેકવડે સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ, આ ત્રણ શરીરથી પૃથક્ કહેલ સત્, ચિત્ તથા આનંદસ્વરૂપ પ્રત્યક્ ચૈતન્ય ત્વં પદના લક્ષ્ય અર્થરૂપે હોય છે. તેમાં ત્વં પદાર્થના શોધનમાં ઉપયોગી જે અન્વય વ્યતિરેક છે તેનું પૂર્વે આપણે નિરૂપણ કરી આવ્યા છીએ. તે જ બાબત અહી પણ જાણી લેવી.

## તત્ત્વં પદાર્થનું અભેદરૂપે વર્ણન.

પૂર્વે નિરૂપણ કરેલ તત્પદના લક્ષ્ય અર્થરૂપે જે શુદ્ધ ચૈતન્ય છે તથા ત્વંપદના લક્ષ્ય અર્થરૂપે જે શુદ્ધ ચૈતન્ય છે, આ બેઉ લક્ષ્ય અર્થનું ગ્રહણ કરી, તે સંબંધવાળું તત્ત્વમસ્યાદિ મહાવાક્ય લક્ષણાવૃત્તિવડે અખંડ અર્થનો બોધ કરનારું થાય છે. તેમાં સમાનાધિકરણ, વિશેષણ વિશેષ્યભાવ, તથા લક્ષ્ય લક્ષણભાવ, આ ત્રણ સંબંધ મહાવાક્યના સહકારી હોય છે. તેમાં તત્ત્વમસિ આ વાક્યમાં જે તત્ તથા ત્વં એવાં બે જે પદો છે, તેનો પરસ્પર સમાનાધિકરણ સંબંધ છે. તે બે પદોના અર્થનો પરસ્પર વિશેષણ વિશેષ્યભાવ સંબંધ છે. વળી તે બે પદનો અથવા તે બે અર્થનો અખંડ ચૈતન્યની સાથે લક્ષ્ય લક્ષણભાવ સંબંધ છે.

## ત્રણ સંબંધનું નિરૂપણ.

'भिन्नप्रवृत्तिनिमित्तानां शब्दाना मेकस्मिन्नर्थे वृत्तिः सामानाधिकरण्यम्' અર્થ:-ભિન્ન ભિન્ન પ્રવૃત્તિના નિમિત્તવાળા શબ્દોની એક અર્થમાં જે વૃત્તિ, તે તે બેઉ પદનો પરસ્પર સામાનાધિકરણ સંબંધ છે.' જેમ 'सोयं देवदत्तः અર્થ:-જે પૂર્વે દેવદત્ત નામનો પુરુષ તમે દેખડાવ્યો હતો, તે જ આ દેવદત્ત છે.' આ વાક્યમાં 'સ' શબ્દ તદ્દેશકાલ વિશિષ્ટ દેવદત્તનો વાચક છે તથા 'અય' શબ્દ એતત્ દેશકાલ વિશિષ્ટ દેવદત્તનો

વાચક છે. તેમાં એક જ દેવદત્તમાં સ શબ્દની પ્રવૃત્તિના નિમિત્તરૂપે તત્ દેશ, કાલ, વિશિષ્ટપણું છે. વળી अयं શબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત, एतत् દેશ કાલ વિશિષ્ટપણું છે. વળી सोयं આ બેઉ શબ્દ ભાગત્યાગ લક્ષણાવડે તત્ દેશકાલ વિશિષ્ટપણાના અંશનો, તેમજ एतत् દેશ, કાલ વિશિષ્ટત્વના અંશનો ત્યાગ કરી, એક જ દેવદત્ત પિંડનો બોધ કરે છે. આજ સોયં શબ્દનો પરસ્પર સમાનાધિકરણ સંબંધ છે. વળી सोयं देवदत्तः આ વાક્યમાં સ શબ્દનો અર્થ જે તત્ દેશ કાલ વિશિષ્ટ છે તથા અયં શબ્દનો અર્થ જે એતત્ દેશ, કાલ વિશિષ્ટ છે, તે બેઉ અર્થના પરસ્પર ભેદની નિવૃત્તિ કરવાવાળો વિશેષણ વિશેષ્ય ભાવ સંબંધ છે. અહિં સોયં આ રીતના વાક્ય પ્રયોગમાં સ શબ્દનો અર્થ વિશેષ્ય છે તથા અયં શબ્દનો અર્થ વિશેષણ છે. વળી અયં સઃ આ રીતના વાકયપ્રયોગમાં અયં શબ્દનો અર્થ વિશેષ્ય છે તથા સ શબ્દનો અર્થ વિશેષણ છે. તેમ જ सोयं देवदत्तः આ વાકયમાં રહેલ सः अयं આ બે શબ્દની ભાગત્યાગલક્ષણાવડે તત્ દેશકાલ વિશિષ્ટત્વ તથા એતત્ દેશ, કાલ વિશિષ્ટત્વ, આ બેઉ વિરોધી અંશનો ત્યાગ કરી, અવિરૂદ્ધ દેવદત્ત માત્રનો જ બોધ થાય છે. માટે દેવદત્ત પિંડ માત્ર सोयं આ વાકયના લક્ષ્ય અર્થરૂપે છે. આવા વાકયાર્થરૂપ લક્ષ્ય દેવદત્ત સાથે सोयं પદનો તથા તે પદના અર્થનો લક્ષ્ય લક્ષણભાવ સંબંધ છે. જણાવનાર વસ્તુનું નામ લક્ષણ છે તથા જાણવા યોગ્ય વસ્તુનું નામ લક્ષ્ય છે. તેમાં सोय આ બે પદવડે અથવા આ બે પદના અર્થવડે દેવદત્ત ઓળખવામાં આવે છે; માટે તે પદ તથા અર્થ લક્ષણરૂપે છે તથા દેવદત્ત લક્ષ્યરૂપે છે.

# તત્ત્વમસિ વાકયમાં લક્ષ્યાદિભાવ નિરૂપણુ.

તત્ત્વમસિ આ મહાવાકયમાં રહેલ તત્પદ પરોક્ષત્વ, સર્વજ્ઞત્વ આદિ ધર્મવિશિષ્ટ ઇશ્વર ચૈતન્યનો વાચક છે તથા ત્વંપદ અપરોક્ષત્વ તથા અલ્પજ્ઞત્વ આદિ ધર્મવિશિષ્ટ જીવ ચૈતન્યનો વાચક છે. પરોક્ષત્વાદિ ધર્મ વિશિષ્ટપણું તત્પદની પ્રવૃત્તિના નિમિત્તરૂપે છે, તથા અપરોક્ષત્વાદિ ધર્મવિશિષ્ટપણું ત્વં પદની પ્રવૃત્તિના નિમિત્તરૂપે છે; માટે તત્ તથા ત્વં, આ બે પદની પ્રવૃત્તિનું નિમિત્ત ભિન્ન ભિન્ન છે. વળી તત્ તથા ત્વં આ બેઉ પદ ભાગત્યાગ લક્ષણાવડે એક અખંડ ચૈતન્યના બોધ કરનારા છે. વળી આ તત્ ત્વં પદનો પરસ્પર સમાનાધિકરણ સંબંધ છે. તત પદાર્થરૂપ ઇશ્વર ચૈતન્યનોત થા ત્વં પદાર્થરૂપ જીવ ચૈતન્યનો પરસ્પર ભેદ ભ્રમની નિવૃત્તિ કરનાર વિશેષણ વિશેષ્યભાવ સબંધ છે. તેમાં તત્ત્વમસિ આ પ્રકારના વાકય પ્રયોગમાં તત્ પદાર્થ વિશેષ્ય છે તથા ત્વં પદાર્થ વિશેષણ છે. વળી त्वं तदसि આ રીતના વાકયપ્રયોગમાં ત્વં પદાર્થ વિશેષ્ય છે તથા તત્ પદાર્થ વિશેષણ છે. આ રીતે તત્ત્વં બેઉનો પરસ્પર અભેદરૂપથી વિશેષણ વિશેષ્યભાવ કરવાથી તે બેઉના ભેદભ્રમની નિવૃત્તિ થઈ જાય છે. વળી તત્ ત્વં આ બેઉ પદનો તથા તે બેઉ પદના અર્થરૂપ ઇશ્વર જીવનો વાકયાર્થરૂપ અખંડ ચૈતન્યની સાથે લક્ષ્ય લક્ષણભાવ સંબંધ છે. વળી તત્ ત્વં પદ તથા તે પદનો અર્થ, પરોક્ષત્વ તથા અપરોક્ષત્વાદિ વિરુદ્ધ અંશનો ત્યાગ કરી અવિરૂદ્ધ અખંડ ચૈતન્ય માત્રને જણાવે છે. માટે આ પદમાં તથા આ અર્થમાં લક્ષણરૂપતા છે. વળી અખંડ ચૈતન્યમાં લક્ષ્યરૂપતા છે. આ ત્રણે સંબંધ બીજા ગ્રંથમાં

सामानाधिकरण्यं च विशेषणविशेष्यता। लक्ष्यलक्षणभावश्च पदार्थः प्रत्यगात्मनाम्

અર્થઃ—સામાનાધિકરણ, વિક્ષેષણ વિશેષ્ય, તથા લક્ષ્ય લક્ષણ

ભાવ, આ ત્રણ પ્રત્યક્ આત્માના પદાર્થરૂપે છે.' ઈત્યાદિ શ્લોક-વડે નિરૂપણ કર્યાં છે.

શિષ્ય:-અન્ય વેદાંત ગ્રંથમાં તત્ત્વમસિ આદિ વાક્ય ભાગત્યાગ લક્ષણાવડે અખંડ ચૈતન્યનું બોધ કરનારૂં છે તથા અહી આપે લક્ષ્ય લક્ષણભાવ સંબંધવડે અખંડ ચૈતન્યનો બોધ કરનારું કહ્યું; માટે આ બેઉમાં વિરોધ આવે, તેનું કેમ ?

ગુરુ:-લક્ષ્ય લક્ષણભાવ તથા ભાગત્યાગ લક્ષણા, આ બેઉનો ભેદ નામ માત્રથી જ છે, પણ અર્થથી નથી; માટે વિરોધ હોય નહિ. આ અભિપ્રાયને લઈ વાક્યવૃત્તિ ગ્રંથમાં આચાર્યે તત્ત્વમસિ આદિ મહાવાક્ય ભાગત્યાગ લક્ષણાવડે અખંડ અર્થનું બોધ કરવાવાળું કહ્યું છે. જેમકે 'तत्त्वमस्यादि वाक्यं च तादात्म्यप्रतिपादने । लक्ष्यौ तत्त्वं पदार्थौ द्वावुपादाय प्रवर्तते અર્થ:-તત્ત્વમસિ આદિ મહાવાક્ય તત્ત્વંપદના લક્ષ્ય અર્થને લઇ અખંડ સ્વરૂપનાં પ્રતિપાદનમાં પ્રવૃત્ત છે.' જેમકે લોકમાં घटमानय नीलोत्पलं ઇત્યાદિ વાક્ય પદાર્થના સંસર્ગનું અથવા વિશિષ્ટ અર્થનું બોધ કરનારું છે. તેમ તત્ત્વમસિ આદિ વાક્ય સંબંધરૂપ સંસર્ગનું અથવા વિશિષ્ટ અર્થનું બોધ કરનારું નથી, પણ એક અખંડ બ્રહ્મ સ્વરૂપનું બોધ કરનારું છે. આ વાત વાક્યવૃત્તિ ગ્રંથમાં આચાર્યે નિરૂપણ કરી છે. જેમકે 'संसर्गो वा विशिष्टो वा वाक्यार्थो नात्र संमतः । अखंडैकरसत्वेन वाक्यार्थो विदुषां मतः અર્થ:-વેદાંત શાસ્ત્રમાં તત્ત્વમસિ આદિ વાક્યના સંસર્ગરૂપ વાક્યાર્થ અથવા તો વિશિષ્ટ વાક્યાર્થ સંમત નથી, પણ અખંડ એકરસ બ્રહ્મ વાક્યાર્થરૂપે કરી વિદ્વાન્ પુરુષને સંમત છે.'

શિષ્ય:-હું ઇશ્વર નથી, આ પ્રત્યક્ષ રીતે જીવ તથા ઇશ્વરના ભેદનો વિષય કરે છે તથા द्वासुपर्णा सयुजा सखाया ઈત્યાદિ

શ્રુતિ પણ જીવ ઈશ્વરના ભેદને પ્રતિપાદન કરે છે. માટે પ્રત્યક્ષ શ્રુતિથી વિરુદ્ધ અખંડ અર્થનું મહાવાક્ય કેવી રીતે પ્રતિપાદન કરશે ?

ગુરુઃ—तत्त्वमसि, अहं ब्रह्मास्मि, अयमात्मा ब्रह्म, प्रज्ञानं ब्रह्म ઈત્યાદિ અનેક શ્રુતિમાં જીવ ઈશ્વરના અભેદનું નિરૂપણ કર્યું છે. આ શ્રુતિથી વિરુદ્ધરૂપે હોવાથી ઉક્ત પ્રત્યક્ષ ભ્રમરૂપ છે. જેમ ચંદ્રમાના સ્વલ્પ પરિમાણનો વિષય કરનાર પ્રત્યક્ષ પ્રમાણ ચંદ્રમાના મહત્ પરિમાણને કહેનાર જ્યોતિષશાસ્ત્રથી વિરુદ્ધ હોવાથી ભ્રમરૂપે છે, તેમ ભેદ વિષયક પ્રત્યક્ષ પ્રમાણ પણ અભેદબોધક શ્રુતિથી વિરુદ્ધરૂપે હોવાથી ભ્રમરૂપ જ છે. તેં જે જીવાત્મામાં ઇશ્વરનો ભેદ માન્યો છે, તે ભેદ ધર્મ અધર્મની માફક પ્રત્યક્ષ પ્રમાણને યોગ્ય નથી. કારણ કે ચક્ષુ આદિ બાહ્ય ઇન્દ્રિયવડે બાહ્યરૂપ આદિનું જ પ્રત્યક્ષ પ્રમાણ હોય છે, પણ આત્માનું અથવા આત્મવૃત્તિના ધર્મનું ચક્ષુ આદિ ઈન્દ્રિયોવડે પ્રત્યક્ષ પ્રમાણ હોતું નથી. માટે ભેદનું પ્રત્યક્ષ પ્રમાણ ચક્ષુ આદિ ઇન્દ્રિયવડે સંભવતું નથી. વળી મનમાં ઇન્દ્રિયરૂપતા જ સંભવતી નથી. માટે મનવડે પણ ભેદનું પ્રત્યક્ષ પ્રમાણ સંભવતું નથી. વળી ભેદને જો સાક્ષીભાસ્ય માનીએ તો સ્વપ્નના પદાર્થની માફક તે ભેદ પ્રતીતિવાળો થશે. આવા પ્રતીતિવાળા ભેદવિષયક પ્રત્યક્ષ પ્રમાણવડે અભેદબોધક શ્રુતિનો બાધ સંભવતો નથી. પણ ઉલટો શ્રુતિવડે પ્રત્યક્ષનો બાધ સંભવે છે. માટે પ્રત્યક્ષ પ્રમાણથી જીવ ઇશ્વરના ભેદની સિદ્ધિ થતી નથી. વળી द्वा सुपर्णा ઈત્યાદિ ઉક્ત શ્રુતિનું તાત્પર્ય જીવ ઇશ્વરના ભેદમાં નથી. પણ લોકપ્રસિદ્ધ ભેદના અનુવાદવડે શ્રુતિનું તાત્પર્ય અખંડ બ્રહ્મમાં જ છે. કારણ કે જે અર્થનું જ્ઞાન ઈષ્ટ જ્ઞાનની પ્રાપ્તિ કરે છે તથા જે અર્થ પ્રત્યક્ષાદિ પ્રમાણવડે અજ્ઞાત હોય છે, તે અર્થમાં જ શ્રુતિનું તાત્પર્ય છે. વળી જીવ બ્રહ્મનો ભેદ અજ્ઞાત નથી;

પણ શાસ્ત્રસંસ્કારથી રહિત પુરુષને પણ 'હું ઇશ્વર નથી,' આ રીતનું જ્ઞાન હોય છે. વળી ભેદજ્ઞાનથી કોઇ ઇષ્ટ ફળની પ્રાપ્તિ થતી નથી. પણ मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति આ શ્રુતિમાં ભેદદર્શી પુરુષને વારંવાર જન્મ મરણની પ્રાપ્તિનું સૂચન કર્યું છે. વળી अथयोऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीतिनस वेद यथापशु આ શ્રુતિમાં ભેદદર્શી પુરુષને પશુસમાન કહ્યા છે. માટે શ્રુતિનું તાત્પર્ય જીવબ્રહ્મના ભેદમાં નથી; પણ અખંડ બ્રહ્મમાં જ તાત્પર્ય છે. વળી આ અખંડ બ્રહ્મ પ્રત્યક્ષાદિ પ્રમાણનો અવિષય હોવાથી અજ્ઞાનરૂપે છે. વળી तरति शोकमात्मावित्, ब्रह्मविदाप्नोति परम्। ब्रह्मविद् ब्रह्मैव भवति ઈત્યાદિ શ્રુતિમાં અખંડ બ્રહ્મના જ્ઞાનનું ફળ અનર્થની નિવૃત્તિરૂપે તથા પરમાનંદની પ્રાપ્તિરૂપે છે. માટે અખંડ બ્રહ્મમાં જ શ્રુતિનું તાત્પર્ય સિદ્ધ થાય છે.

## બ્રહ્મના અખંડપણાનું નિરૂપણ.

શિષ્યઃ–અખંડ બ્રહ્મ જ મહાવાક્યના અર્થરૂપે છે, એમ પૂર્વે આપે કહ્યું. પણ બ્રહ્મમાં શું અખંડપણું છે?

ગુરુઃ–કહ્યું છે કે, विजातीयसजातीयस्वगतभेदशून्यत्वं अखंडत्वम् અર્થઃ–વિજાતીય ભેદ, સજાતીય ભેદ તથા સ્વગત ભેદ, આ ત્રણ ભેદથી રહિતપણું, એ જ બ્રહ્મમાં અખંડપણું છે. બ્રહ્મમાં આ ત્રણ ભેદનો અભાવ છે. આ ત્રણે ભેદ અનાત્મ વસ્તુમાં જ જોવામાં આવે છે. તેમાં વિલક્ષણ જાતિવાળા પદાર્થનો જે પરસ્પર ભેદ છે, તે ભેદ વિજાતીય ભેદ કહેવાય છે. જેમકે વૃક્ષમાં ઘટપટાદિ પદાર્થનો ભેદ છે તથા ઘટપટાદિ પદાર્થમાં વૃક્ષનો ભેદ છે. આ ભેદ વિજાતીય ભેદ કહેવાય છે. વળી સમાન જાતિવાળા પદાર્થનો જે પરસ્પર ભેદ છે, તે ભેદ સજાતીય ભેદ કહેવાય છે. જેમકે પીપળાના વૃક્ષથી લીંબડાના વૃક્ષનો ભેદ છે. તેમ જ લીંબડાના વૃક્ષથી

પીપળાના વૃક્ષનો ભેદ છે. આ ભેદ સજાતીય ભેદ કહેવાય છે. વળી વૃક્ષમાં રહેલ પત્રશાખા આદિનો જે ભેદ છે, તે ભેદ સ્વગત ભેદ કહેવાય છે. આ રીતે સર્વ અનાત્મ પદાર્થ ત્રણ ભેદવાળા છે; પણ બ્રહ્મમાં પૂર્વોક્ત ત્રણ પ્રકારના ભેદમાંથી કોઇ પણ પ્રકારનો ભેદ સંભવતો નથી. આથી સિદ્ધ થાય છે કે, બ્રહ્મમાં વિજાતીય ભેદ, જ્યારે બ્રહ્મથી ભિન્ન કોઇ વસ્તુ સત્યરૂપે હોય ત્યારેજ સિદ્ધ થાય. પણ બ્રહ્મથી ભિન્ન કોઈ પણ વસ્તુ સત્યરૂપે નથી. વળી અવિદ્યા સહિત સર્વ કાર્ય પ્રપંચ અધિષ્ઠાન બ્રહ્મમાં કલ્પિત હોવાથી મિથ્યા છે. માટે બ્રહ્મમાં વિજાતીય ભેદ સંભવતો નથી. વળી જ્યારે બ્રહ્મને સજાતીય કોઈ બીજો પદાર્થ હોય તો બ્રહ્મમાં સજાતીય ભેદ સિદ્ધ થાય. પણ બ્રહ્મના સજાતીય કોઇ બીજો પદાર્થ નથી. વળી જો તું એમ કહે કે, જીવ બ્રહ્મનો સજાતીય છે, તો તે તારું કહેવું પણ સંભવશે નહિ. કારણ કે तत्त्वमसि, अहं ब्रह्मास्मि, अयमात्मा ब्रह्म, क्षेत्रज्ञं चापि मां विद्धि ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિમાં જીવ તથા બ્રહ્મની અત્યંત એકતા નિરૂપણ કરી છે. વળી સજાતીયપણું ભિન્ન વસ્તુમાં હોય છે, પણ અભિન્ન વસ્તુમાં સજાતીયપણું હોતું નથી. માટે બ્રહ્મમાં સજાતીય ભેદ પણ સંભવતો નથી. વળી જો બ્રહ્મમાં અવયવ, ગુણ, ક્રિયા, જાતિ તથા સંબંધ આ પાંચમાં કોઇપણ ધર્મ વિદ્યમાન હોય તો બ્રહ્મમાં સ્વગત ભેદ સંભવે; પણ પાંચમાંથી કોઇ પણ ધર્મ બ્રહ્મમાં નથી. આથી निष्कलं निष्क्रियं शांतं निरवद्यं निरंजनम् साक्षी चेतः केवलो निर्गुणश्च। असंगोऽह्ययं पुरुषः। नित्यः सर्वगतः स्थाणुः अचलोऽयं सनातनः ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિઓએ બ્રહ્મમાં અવયવાદિ પાંચેનો નિષેધ કર્યો છે. માટે બ્રહ્મમાં સ્વગત ભેદ સંભવતો નથી. આ પૂર્વોક્ત ત્રણ ભેદથી જે રહિતપણું, તે જ બ્રહ્મમાં અખંડપણું છે. તેમાં સ્વગત ભેદથી રહિતપણાને જો અખંડપણું કહીએ તો આત્મામાં સાંખ્ય-

વાદીના કહેવા પ્રમાણે અખંડપણાના લક્ષણની અતિવ્યાપ્તિ થાય. કારણ કે સાંખ્ય મતવાળાઓ આત્માને અવયવ, ગુણ, ક્રિયા, જાતિ તથા સંબંધ, આ પાંચથી રહિત માને છે. આ અતિવ્યાપ્તિ દોષને ટાળવા માટે લક્ષણમાં સજાતીય ભેદથી રહિતપણાનું નિરૂપણ કર્યું છે. વળી સાંખ્યમતવાળાઓ આત્મા અનેક માને છે, માટે તેઓના મત પ્રમાણે આત્મા સજાતીય ભેદથી રહિત નથી, પણ સજાતીય ભેદવાળો છે. આથી આત્મામાં અતિવ્યાપ્તિ થતી નથી. વળી જો સજાતીય તથા સ્વગત આ બે ભેદથી રહિતપણાને અખંડપણું કહીએ તો આકાશમાં તે લક્ષણની અતિવ્યાપ્તિ થાય. કારણ કે આકાશ એક છે, જેથી તે સજાતીય ભેદથી રહિત, નિરવયવ તથા નિષ્ક્રિય છે. માટે તે સ્વગત ભેદથી પણ રહિત છે. આ અતિવ્યાપ્તિ દોષના નિવારણ માટે તેના લક્ષણમાં વિજાતીય ભેદથી રહિતપણાનું નિરૂપણ કર્યું છે. આકાશ વિજાતીય ભેદથી રહિત નથી. પણ પૃથ્વી આદિ વિજાતીય પદાર્થના ભેદવાળું છે. માટે તે આકાશમાં લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. વળી એક વિજાતીય ભેદથી રહિતપણાને જો અખંડપણું કહીએ તો બ્રહ્મમાં સજાતીય તથા સ્વગત આ બેઉ ભેદની પ્રાપ્તિ થશે. આથી एकमेवाद्वितीयं ब्रह्म આ શ્રુતિનો વિરોધ આવશે. આ શ્રુતિના વિરોધને ટાળવા માટે તે લક્ષણમાં સજાતીય ભેદથી રહિતપણું કહ્યું છે. વળી બ્રહ્મમાં એકરસત્વ સિદ્ધ કરવા સ્વગત ભેદથી રહિતપણાનું નિરૂપણ કર્યું છે. અથવા તો અખંડપણાનું લક્ષણ નીચે પ્રમાણે છે:—'त्रिविधपरिच्छेदशून्यत्वं अखंडत्वम्

અર્થ:—દેશપરિચ્છેદ, કાળપરિચ્છેદ તથા વસ્તુપરિચ્છેદ, આ ત્રણ પરિચ્છેદથી જે રહિતપણું, તે જ બ્રહ્મમાં અખંડપણું છે.'

---

## અનાત્મમાં ત્રણ પરિચ્છેદનું અસ્તિત્વ.

અત્યંતાભાવનું જે પ્રતિયોગીપણું, તેનું નામ દેશપરિચ્છેદ છે. જેમકે ઘટત્વાદિ ધર્મનો પટાદિમાં અત્યંતાભાવ રહે છે. આ અત્યંતાભાવનું પ્રતિયોગીપણું ઘટત્વાદિ ધર્મમાં રહે છે. આ જ ઘટત્વાદિ ધર્મમાં દેશપરિચ્છેદ છે. વળી પ્રાગભાવનું તથા પ્રધ્વંસાભાવનું જે પ્રતિયોગીપણું છે, તેનું નામ કાલપરિચ્છેદ છે. જેમકે ઘટનો પ્રાગભાવ પોતાની ઉત્પત્તિ પૂર્વે પોતાના ઉપાદાન કારણરૂપ કપાલમાં રહે છે. ઘટના પોતાના નાશ પછી કપાલમાં પ્રધ્વંસાભાવ રહે છે. વળી પ્રાગભાવનું તથા પ્રધ્વંસાભાવનું પ્રતિયોગીપણું ઘટમાં રહે છે. આ ઘટમાં કાલપરિચ્છેદ છે. વળી અન્યોન્યાભાવના પ્રતિયોગીપણાનું નામ વસ્તુપરિચ્છેદ છે. જેમકે ઘટનો પટમાં ભેદ રહે છે. વળી પટનો ઘટમાં ભેદ રહે છે. આ ભેદરૂપ અન્યોન્યાભાવનું પ્રતિયોગીપણું ઘટપટમાં છે. આનું નામ ઘટ તથા પટાદિમાં વસ્તુપરિચ્છેદ છે. આ રીતે સર્વ અનાત્મ પદાર્થો ત્રણ પરિચ્છેદવાળા છે. વળી બ્રહ્મમાં ત્રણે પરિચ્છેદમાં કોઇ પણ પ્રકારનો પરિચ્છેદ રહેતો નથી. આથી સિદ્ધ થાય છે કે, आकाशवत् सर्वगतश्च नित्यः, महतो महीयान् ઈત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને વિભુરૂપે અર્થાત્ વ્યાપકરૂપે કહ્યો છે. વળી આ વિભુ દ્રવ્યનો કોઇ પણ સ્થળે અત્યંતાભાવ થતો નથી. માટે બ્રહ્મમાં દેશપરિચ્છેદ સંભવતો નથી. વળી सत्यं ज्ञानमनंतं ब्रह्म, न जायते म्रियते वा कदाचित् ઈત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને ઉત્પત્તિ તથા વિનાશથી રહિત નિત્ય કહ્યો છે. વળી નિત્ય વસ્તુનો પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવ હોતો નથી. માટે બ્રહ્મમાં કાળપરિચ્છેદ સંભવતો નથી. વળી સ્વપ્ન પદાર્થની માફક સર્વ જગત્ બ્રહ્મમાં આરોપિત હોવાથી મિથ્યા છે. બીજું આરોપિત-મિથ્યા વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન સત્તાવાળી હોતી નથી. માટે અધિષ્ઠાન બ્રહ્મ જ સર્વ જગતના

આત્મારૂપ છે. આથી બ્રહ્મમાં વસ્તુપરિચ્છેદ પણ સંભવતો નથી. શ્રુતિમાં કહ્યું છે કે, 'वेदाहमेतमजरं पुराणं सर्वात्मानं सर्वगतं विभुत्वात् અર્થ:—બ્રહ્મ અજરરૂપે, પુરાણરૂપે, સર્વના આત્મારૂપે તથા વિભુ હોવાથી સર્વગતરૂપે છે.' આવા બ્રહ્મને હું અપરોક્ષરૂપે જાણું છું. વળી કલ્પતરુ ગ્રંથના કર્તા આચાર્યે અખંડપણાનું લક્ષણ નીચે પ્રમાણે કહ્યું છે:'—अपर्यायेन शब्दप्रकाश्यत्वे सति अविशिष्टत्वं अखंडत्वम् અર્થ:—અપર્યાય તથા અનેક એવા જે શબ્દો છે, તે શબ્દવડે જે વસ્તુ પ્રકાશવાળી થાય તથા વિશિષ્ટ ભાવથી રહિત થાય, તે વસ્તુ અખંડ કહેવાય છે.' અહી तत्त्वमसि, अहं ब्रह्मास्मि ઇત્યાદિ મહાવાક્યમાં રહેલા જે તત્ તથા ત્વં આદિ શબ્દો છે, તે શબ્દો વાચ્ય અર્થના ભેદથી અપર્યાયરૂપે છે, તેમ અનેક પણ છે. આવા શબ્દોવડે બ્રહ્મ પ્રકાશિત છે તથા વિશિષ્ટ ભાવથી રહિત પણ છે. આ જ બ્રહ્મમાં અખંડપણું છે. તેમાં घटः कलशः આ અનેક શબ્દવડે જો કે ઘટ પ્રકાશિત છે, છતાં તે શબ્દ અપર્યાયરૂપે નથી, પણ પર્યાયરૂપે છે. વળી नीलमुत्पलम् અહી અપર્યાયરૂપ અનેક શબ્દવડે જો કે ઉત્પલ પ્રકાશિત છે, છતાં તે ઉત્પલ વિશિષ્ટ ભાવથી રહિત નથી, પણ નીલગુણ વિશિષ્ટ છે. માટે ઘટ, તથા નીલ ઉત્પલ આદિમાં અખંડપણાના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને મન તથા વાણીનો અવિષય કહ્યો છે. માટે બ્રહ્મમાં સાક્ષાત્ રીતે શબ્દ પ્રકાશ્યપણું જો કે સંભવતું નથી, છતાં વાચ્યાર્થરૂપ માયા તથા અંતઃકરણદ્વારા લક્ષણાવૃત્તિવડે બ્રહ્મમાં શબ્દનું પ્રકાશ્યપણું સંભવે છે. જો કદાપિ લક્ષણાવૃત્તિવડે બ્રહ્મમાં શબ્દનું પ્રકાશ્યપણું ન માનીએ તો "तं त्वौपनिषदं पुरुषं पृच्छामि અર્થ:—ઉપનિષદરૂપ શબ્દ પ્રમાણવડે જાણવા યોગ્ય પરમાત્માનું સ્વરૂપ હું તમને પૂછું છું." આ રીતની જે શ્રુતિ છે, તેમાં વિરોધ આવશે. માટે तत्त्वमसि આદિ મહા

વાક્ય तत् त्वं પદના લક્ષ્ય અર્થને ગ્રહણ કરી' અખંડ સ્વરૂપના પ્રતિપાદનમાં પ્રવૃત્ત થાય છે. આ અર્થ સર્વ દોષથી રહિત છે.

શિષ્યઃ—પૂર્વોક્ત રીતવડે તત્ત્વમસિ આદિ મહા વાક્ય જો કે અખંડ અર્થના બોધકરૂપે હોય, પણ અખંડ અર્થના બોધથી અધિકારીને શા ફળની પ્રાપ્તિ થાય છે?

ગુરુઃ—શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુ જ્યારે અધિકારી પુરુષને તત્ત્વમસિ આદિ મહાવાક્યનો ઉપદેશ કરે ત્યારે અધિકારીને ભાગ-ત્યાગ લક્ષણાવડે માયા અંતઃકરણ આદિ વાચ્ય ભાગના ત્યાગ પૂર્વક બ્રહ્મનું જ્ઞાન થાય છે. અર્થાત્ अहं ब्रह्मास्मि, ब्रह्मैवाहमस्मि, આ રીતનું પરસ્પર અભેદવિષયક અપરોક્ષ જ્ઞાન થાય છે. अहं ब्रह्मास्मि આ વૃત્તિ અહંરૂપ પ્રત્યક્ આત્મામાં બ્રહ્મના અભેદનો વિષય કરે છે. વળી ब्रह्मैवाहमस्मि આ વૃત્તિ બ્રહ્મમાં પ્રત્યક્ આત્માના અભેદનો વિષય કરે છે. વળી અહંરૂપ પ્રત્યક્ ચેતનમાં સર્વને અપરોક્ષપણું તથા આત્માપણું સિદ્ધ છે. વળી કેટલાક બ્રહ્મને પરોક્ષરૂપે તથા અનાત્મરૂપે માને છે. જ્યારે પ્રત્યક્ આત્મામાં બ્રહ્મના અભેદનો વિષય કરનારું अहं ब्रह्मास्मि આ રીતનું અપરોક્ષ જ્ઞાન થાય છે, ત્યારે જ્ઞાનથી બ્રહ્મના પરોક્ષપણાની તથા અનાત્મપણાની નિવૃત્તિ થઇ જાય છે. વળી જીવાત્માને લોકો પરિચ્છિન્ન તથા અબ્રહ્મરૂપે માને છે. જ્યારે બ્રહ્મમાં જીવાત્માના અભેદનો વિષય કરનારૂં ब्रह्मैवाहमस्मि આ રીતનું અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે, ત્યારે તે જ્ઞાન થવાથી જીવાત્માની પરિચ્છિન્ન-પણાની તથા અબ્રહ્મપણાની નિવૃત્તિ થઇ જાય છે. માટે અધિકારી પુરુષે બ્રહ્મમાં પરોક્ષત્વ તથા અનાત્માત્વની શંકાની નિવૃત્તિ કરવા માટે, પોતાના આત્મામાં પરિચ્છિન્નપણાની તથા અબ્રહ્મત્વ શંકાની નિવૃત્તિ કરવા માટે अहं ब्रह्मास्मि ब्रह्मैवाहमस्मि આ રીતે આત્મા તથા પરબ્રહ્મનો પરસ્પર અભેદ સ્વરૂપે નિશ્ચય કરવો. આ રીતે તત્ત્વમસિ આદિ મહાવાક્યજન્ય જે

અખંડ બ્રહ્માકાર અપરોક્ષ વૃત્તિ છે, તે અપરોક્ષ વૃત્તિરૂપ જ્ઞાનવડે કાર્ય પ્રપંચ રહિત અજ્ઞાનરૂપ અનર્થની નિવૃત્તિ થાય છે તથા આ પ્રત્યક્ આત્મા અખંડૈકરસ બ્રહ્માનંદરૂપે સ્થિતં થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'तरति शोकमात्मवित्, ब्रह्म वेद ब्रह्मैव भवति અર્થઃ—આત્માના સાક્ષાત્કારવાળો પુરુષ સર્વ અનર્થ રૂપ શોકનો નાશ કરે છે તથા अहं ब्रह्मास्मि આ રીતે બ્રહ્મને પોતાના આત્મારૂપે જાણનારો વિદ્વાન્ પુરુષ બ્રહ્મરૂપે થાય છે. . આ પ્રમાણે અનેક શ્રુતિઓમાં બ્રહ્મવેત્તા પુરુષને બ્રહ્મસાક્ષાત્કારવડે અજ્ઞાનની નિવૃત્તિ તથા બ્રહ્માનંદની પ્રાપ્તિરૂપ ફળનું નિરૂપણ કર્યું છે.

॥ इति श्री चंद्रशंकरात्मज छोटालाल शर्मणा कृतगुर्जरानुवादे तत्त्वानुसंधाने प्रथमपरिच्छेदः ॥



# દ્વિતીય પરિચ્છેદ.

## પ્રમાણ નિરૂપણ.

શિષ્યઃ—તત્ત્વમસિ આદિ વાક્યવડે ઉત્પન્ન થયેલ અખંડ બ્રહ્મ સંબંધી અપરોક્ષવૃત્તિવડે અધિકારી પુરુષને અજ્ઞાનની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિ થાય છે, આ બાબત આપે પ્રથમ પરિચ્છેદના અંતમાં કહી હતી. પણ આના સંબંધમાં મને આપને પૂછવાની જિજ્ઞાસા થાય છે. પ્રથમ શંકા એ થાય છે કે, (૧) આ વૃત્તિનું સ્વરૂપ કેવું છે? (૨) તે વૃત્તિમાં પ્રમાણરૂપે કોણ છે? (૩) આ વૃત્તિની ઉત્પત્તિ કેવી રીતે થાય છે? તથા (૪) આ વૃત્તિવડે શું પ્રયોજન સિદ્ધ થાય છે? વળી વૃત્તિ બે પ્રકારની છેઃ—પ્રમાણરૂપે તથા પ્રમેયરૂપે. હવે પ્રમાણવડે પ્રમેયની સિદ્ધિ થાય છે. માટે આપે મારા સમક્ષ પ્રથમ પ્રમાણનું નિરૂપણ કરી સમજાવવું જોઈએ. વળી પ્રમાણનું નિરૂપણ થયા પછી પ્રમેયનું નિરૂપણ કરવું જોઇએ. આ જ હેતુથી ન્યાય શાસ્ત્રમાં પણ પ્રથમ પ્રમાણનું નિરૂપણ કર્યું છે તથા પછી પ્રમેયનું નિરૂપણ કર્યું છે. પણ આપે તો પ્રથમ પરિચ્છેદમાં બ્રહ્માત્મરૂપ પ્રમેયનું નિરૂપણ કરી, આ દ્વિતીય પરિચ્છેદમાં પ્રમાણનું નિરૂપણ કરો છો. માટે આપનું આ નિરૂપણ સર્વ શાસ્ત્રથી વિરુદ્ધ છે.

ગુરુઃ—અન્ય ન્યાય આદિ દર્શનમાં પ્રમેય જડરૂપે હોવાથી પ્રમેયની સિદ્ધિ પ્રમાણને અધીન હોય છે. માટે અન્ય શાસ્ત્રોમાં પ્રથમ પ્રમાણનું નિરૂપણ કરી, પછી પ્રમેયનું નિરૂપણ કરવું ઉચિત છે. વળી આ વેદાંત શાસ્ત્રમાં સર્વ પ્રમાણાદિ વ્યવહારનો સાધક, અદ્વિતીય આત્મારૂપ સાક્ષી ચૈતન્ય, પ્રમેયરૂપે છે; માટે વેદાંત શાસ્ત્રમાં પ્રથમ ચૈતન્યરૂપ પ્રમેયનું નિરૂપણ કરી, પછી પ્રમાણાદિનું નિરૂપણ કરવું

ઉચિત છે. આ વાત સંક્ષેપ શારીરક ગ્રંથમાં સર્વજ્ઞ મહા મુનિએ પણ કહી છે. કહ્યું છે કે, 'मानेन मेयावगति[illegible] युक्ता धर्मस्य जाड्या द्विधिनिष्ठकांडे । मेये न मानावगतिस्तु युक्ता वेदांतवाक्येष्वजडं हि मेयम् અર્થઃ–પૂર્વ મીમાંસા દર્શનમાં ધર્માદિરૂપ પ્રમેય જડરૂપે છે, માટે પ્રમેયની સિદ્ધિ પ્રમાણવડે યુક્ત છે. વળી વેદાંત શાસ્ત્રમાં બ્રહ્માત્મરૂપ પ્રમેય ચેતનરૂપે છે. માટે પ્રમેયની સિદ્ધિ પ્રમાણવડે યુક્ત નથી. પણ ચેતન સ્વરૂપ પ્રમેયવડે જડ પ્રમાણની સિદ્ધિ યોગ્ય છે.'

## વૃત્તિનું સામાન્ય લક્ષણ.

કહ્યું છે કે ' विषयचैतन्याभिव्यंजकोंतःकरणाज्ञानयोः परिणामविशेषः वृत्तिः અર્થઃ–ઘટ તથા પટ આદિરૂપ વિષયવડે અવચ્છિન્ન ચૈતન્યનું નામ વિષય ચૈતન્ય છે. આ વિષય ચૈતન્યનું અભિવ્યંજક અંતઃકરણનું અથવા અજ્ઞાનનું પરિણામવિશેષ છે. આને વૃત્તિજ્ઞાન કહે છે.' જો કે ક્રોધ, ઇચ્છા, સુખ તથા દુઃખ આદિ અંતઃકરણનાં જ પરિણામ છે, તેમજ આકાશાદિ પણ અજ્ઞાનના પરિણામ રૂપે છે, છતાં ક્રોધ આદિમાં વિષય ચૈતન્યનું અભિવ્યંજકપણું નથી. માટે विषयचैतन्याभिव्यंजकः આ પદ કહેવાવડે ક્રોધ આદિમાં વૃત્તિના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. જો કે ચક્ષુ આદિ ઇન્દ્રિયો પણ સ્વજન્ય વૃત્તિદ્વારા વિષય ચૈતન્યના અભિવ્યંજકરૂપે થાય છે, છતાં ચક્ષુઆદિ ઇન્દ્રિયો અંતઃકરણના અથવા અજ્ઞાનના પરિણામરૂપે નથી. પણ તેજાદિ ભૂતના પરિણામરૂપે છે. માટે અંતઃકરણના અથવા અજ્ઞાનના પરિણામરૂપે કહેવાથી ચક્ષુ આદિ ઇન્દ્રિયમાં વૃત્તિના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. તેમાં અતિવ્યપ્તિ, અવ્યાપ્તિ તથા અસંભવ આ ત્રણ દોષનું સ્વરૂપ પ્રથમ પરિચ્છેદમાં કહી આવ્યા છીએ, તે અહીં પણ જાણી લેવું.

# અભિવ્યંજકનું લક્ષણ.

શિષ્યઃ-વૃત્તિમાં વિષય ચૈતન્યનું અભિવ્યંજકપણું કહી આવ્યા, પણ તે અભિવ્યંજકપણું કેવું છે?

ગુરુઃ-અભિવ્યંજકનું લક્ષણ શું છે, તે હું કહું તે સાંભળ. अपरोक्षव्यवहारजनकत्वं अभिव्यंजकत्वम् અર્થઃ-આ ઘડો છે, આ પટ છે, આ રીતનો જે અપરોક્ષ વ્યવહાર છે, તે અપરોક્ષ વ્યવહારનું ઉત્પન્ન કરવાપણું વૃત્તિઓમાં વિષય ચૈતન્યના અભિવ્યંજકરૂપે છે.

શિષ્યઃ-ચક્ષુઆદિ ઇન્દ્રિયજન્ય અપરોક્ષ વૃત્તિમાં અપરોક્ષ વ્યવહારનું ઉત્પન્ન કરવાપણું સંભવે છે. પણ અનુમાન આદિ પ્રમાણજન્ય અનુમતિઆદિ પરોક્ષ વૃત્તિમાં અપરોક્ષ વ્યવહારનું ઉત્પન્ન કરવાપણું નથી. આથી पर्वतो वह्निमान् આ અનુમતિને લીધે अयं वह्निः આ રીતનો અપરોક્ષ કોઇ પણ વ્યવહાર હોતો નથી. માટે અનુમતિ આદિ પરોક્ષવૃત્તિમાં અભિવ્યંજકપણાના અભાવને લીધે વૃત્તિના લક્ષણની અવ્યાપ્તિ થાય છે.

ગુરુઃ-આ અભિવ્યંજકપણાનું નિરૂપણ હું અન્ય પ્રકારે કરૂં તે સાંભળ. કહ્યું છે કે, 'आवरणनिवर्तकत्वं अभिव्यंजकत्वम् અર્થઃ-વૃત્તિઓમાં આવરણનું જે ટાળવાપણું છે, તે જ વિષય ચૈતન્યનું અભિવ્યંજકપણું છે. આ અભિવ્યંજકપણું અનુમતિ આદિ પરોક્ષવૃત્તિમાં નથી. માટે પરોક્ષવૃત્તિમાં ઉકત લક્ષણની અવ્યાપ્તિ થતી નથી. આ સર્વનો સાર એ છે કે, અજ્ઞાનકૃત આવરણ બે પ્રકારનાં હોય છે. એક અસત્વાપાદક આવરણ તથા બીજું અભાનાપાદક આવરણ. અહીં ઘટ આદિ વિષયનું नास्ति એવા વ્યવહારના હેતુરૂપ

આવરણુ અસત્વાપાદક આવરણુ કહેવાય છે. વળી न भाति આ વ્યવહારના હેતુરૂપ આવરણુ અભાનાપાદક આવરણુ કહેવાય છે. આ અભાનાપાદક આવરણુની નિવૃત્તિ પરોક્ષ જ્ઞાનવડે થાય છે, પણુ તે નિવૃત્તિ પરોક્ષજ્ઞાનવડે થતી નથી. વળી અસત્વાપાદક આવરણુની નિવૃત્તિ અનુમિતિ આદિ અપરોક્ષ જ્ઞાનવડે થાય છે. માટે ધૂમરૂપ હેતુના જ્ઞાનવડે पर्वतो वह्निमान् આ રીતની અનુમિતિ થાય છે. વળી શાસ્ત્રના પ્રમાણુવડે સ્વર્ગાદિનું પરોક્ષ જ્ઞાન થાય છે. પણુ પર્વતમાં વહ્નિ નથી, તેમ સ્વર્ગ આદિ નથી, આ રીતનો नास्ति વ્યવહાર હોતો નથી. પણુ वह्निरस्ति, स्वर्गोऽस्ति આ રીતનો अस्ति વ્યવહાર હોય છે. માટે અનુમિતિ આદિ પરોક્ષવૃત્તિમાં પણુ અસત્વાપાદક આવરણુનું નિવર્તકપણું વિદ્યમાન છે. વળી અજ્ઞાનકૃત આવરણુ બે પ્રકારનાં હોય છે. એક વિષય ચૈતન્યનિષ્ઠ આવરણુ તથા બીજું પ્રમાતા ચૈતન્યનિષ્ઠ આવરણુ. તેમાં વિષય ચૈતન્યનિષ્ઠ આવરણુની નિવૃત્તિ અપરોક્ષ જ્ઞાનવડે થાય છે તથા પ્રમાતા ચૈતન્યનિષ્ઠ આવરણુની નિવૃત્તિ પરોક્ષ જ્ઞાનથી થાય છે. માટે અનુમિતિ આદિ પરોક્ષ વૃત્તિમાં આવરણુના નિવર્તકત્વરૂપે અભિવ્યંજકપણાની સિદ્ધિ થાય છે, પણુ ઉક્ત વૃત્તિના લક્ષણુની અવ્યાપ્તિ થતી નથી.

શિષ્યઃ—સુખ તથા દુઃખ આદિના વિષય કરનાર વૃત્તિરૂપ જ્ઞાનમાં, ઈશ્વરના માયા વૃત્તિરૂપ જ્ઞાનમાં તથા અવિદ્યાની વૃત્તિરૂપ ભ્રમજ્ઞાનમાં, આવરણુનું નિવર્તકપણું નથી; માટે તે વૃત્તિમાં ઉક્ત લક્ષણુની અવ્યાપ્તિ થાય છે.

ગુરુઃ—આ અભિવ્યંજકપણાનું નિરૂપણુ અન્ય પ્રકારે થાય છે, તે હું કહું તે તું સાંભળ. કહ્યું છે કે, 'अस्ति व्यवहारकत्वं अभिव्यंजकत्वं અર્થઃ—આ ઘટ છે, આ પટ છે, આ રીતનો જે अस्ति વ્યવહાર છે, તે અસ્તિ વ્યવહારનું જનકપણું વૃત્તિઓમાં વિષય ચૈતન્યનું અભિવ્યંજકપણું છે.' આ અભિ-

વ્યંજકપણું અપરોક્ષવૃત્તિમાં, પરોક્ષવૃત્તિમાં, સુખ આદિ વિષયકવૃત્તિમાં, માયાની વૃત્તિમાં તેમજ ભ્રમવૃત્તિમાં, એમ સર્વત્ર વિદ્યમાન છે. માટે આ લક્ષણુની કોઈપણ વૃત્તિમાં અવ્યાપ્તિ થતી નથી.

## પરિણામનું તથા વિવર્તનું લક્ષણ.

શિષ્ય:–પૂર્વે આપે વૃત્તિના લક્ષણુમાં અંતઃકરણુના અથવા અજ્ઞાનના પરિણામને વૃત્તિ કહી, તે સંભવતું નથી. કારણુ કે 'पूर्वरूपपरित्यागेन रूपांतरापत्तिः परिणामः અર્થ:—વસ્તુના પોતાના પૂર્વરૂપના ત્યાગવડે જે અન્ય રૂપની પ્રાપ્તિ છે, તેનું નામ પરિણામ છે'. આમ જો પરિણામનું લક્ષણુ કહેશો તો તે સંભવશે નહિ. કારણુ કે લોકમાં કોઇપણુ વસ્તુનું પૂર્વરૂપ વિદ્યમાન હોવા છતાં અથવા પૂર્વરૂપનો નાશ થવા છતાં અન્ય રૂપની પ્રાપ્તિ જોવામાં આવતી નથી. વળી વેદાંત શાસ્ત્રમાં વિવર્તવાદનો અંગીકાર કર્યો છે, પણુ પરિણામવાદનો અંગીકાર કર્યો નથી. જો કદાપિ પરિણામવાદનો અંગીકાર કરશું તો સિદ્ધાંતમાં વિરોધ પ્રાપ્ત થશે.

ગુરુ:–પરિણામનું તથા વિવર્તકનું લક્ષણુ હું કહું, તે સાંભળ. કહ્યું છે કે, 'उपादानसमसत्ताकान्यथाभावः परिणामः ॥ उपादानविषमसत्ताकान्यथाभावः विवर्तः અર્થ:–ઉપાદાન કારણુના સમાન સત્તાવાળો જે ઉપાદાનનો અન્યથાભાવ છે, તે પરિણામ કહેવાય છે. જેમકે દૂધનું દહિ પરિણામ છે. આમાં દૂધની વ્યાવહારિક સત્તા છે તથા દહીંની પણુ વ્યાવહારિક સત્તા છે. માટે દહીં દૂધરૂપ ઉપાદાન કારણુની સમાન સત્તાવાળું છે. વળી દહીંમાં દૂધનો વ્યવહાર હોતો નથી. માટે દહીં દૂધનો અન્યથાભાવ છે. માટે દહીંમાં દૂધનું પરિણામપણું સંભવે છે. વળી ઉપાદાન કારણુથી વિષમ સત્તાવાળો ઉપાદાનનો જે અન્યથાભાવ છે, તે

વિવર્ત કહેવાય છે. જેમ કે રજ્જુમાં પ્રતીત થયેલ સર્પ રજ્જુ અવછિન્ન ચૈતન્યનું વિવર્ત છે.' અહી ચૈતન્યની પારમાર્થિક સત્તા છે તથા કલ્પિત સર્પની પ્રાતિભાસિક સત્તા છે. માટે સર્પ ચૈતન્યરૂપ ઉપાદાન કારણથી વિષમ સત્તાવાળો છે. વળી, अयं सर्पः આ રીતના વ્યવહારનો વિષય હોવાથી સર્પ ચૈતન્યના અન્યથાભાવરૂપે છે. માટે કલ્પિત સર્પમાં ચૈતન્યનું વિવર્તપણું સંભવે છે. વળી अन्यथाभावः परिणामः આટલુંજ માત્ર જો પરિણામનું લક્ષણ કરીએ તો અન્યથાભાવરૂપ વિવર્તમાં પરિણામના લક્ષણની અતિવ્યાપ્તિ થાય. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ માટે પરિણામના લક્ષણમાં ઉપાદાનસમસત્તાક આ રીતના પદનું નિરૂપણ કર્યું છે. તેમાં વિવર્ત, ઉપાદાનની સમસત્તાવાળું હોતું નથી. માટે વિવર્તમાં પરિણામના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. આ રીતે વિવર્તનાં લક્ષણમાં પણ અન્યથાભાવરૂપ પરિણામવિશે અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે ઉપાદાન વિષમસત્તાક એવા પદનું નિરૂપણ કર્યું છે. આ રીતે પરિણામનો તથા વિવર્તનો પરસ્પર ભેદ છે. તેજ પ્રકારે ઉક્ત વૃત્તિ પણ અંતઃકરણ અજ્ઞાનરૂપ ઉપાદાન કારણની અપેક્ષાવડે પરિણામરૂપે છે તથા અધિષ્ઠાન ચૈતન્યની અપેક્ષાવડે વિવર્તરૂપે છે. આથી પરિણામની અપ્રસિદ્ધિનો તથા સિદ્ધાંતનો વિરોધ થતો નથી.

શિષ્યઃ—અંતઃકરણ નિરવયવ દ્રવ્યરૂપે છે, માટે અંતઃકરણનું પરિણામ, વૃત્તિરૂપે સંભવતું નથી. આથી લોકમાં સાવયવ દૂધ આદિનું દહીં આદિ પરિણામ જોવામાં આવે છે, પણ નિરવયવ દ્રવ્યનું પરિણામ કદી જોવામાં આવતું નથી. જો કદાપિ નિરવયવ દ્રવ્યનું પણ પરિણામ માનશો તો નિરવયવ દ્રવ્યના સ્વરૂપનો નાશ થશે.

ગુરુઃ—"तन्मनो कुरुत અર્થઃ—પરમાત્મા મનને ઉત્પન્ન કરવા લાગ્યા." ઈત્યાદિ શ્રુતિમાં મનરૂપ અંતઃકરણની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું છે. વળી જે જે દ્રવ્ય ઉત્પત્તિવાળા હોય છે, તે તે દ્રવ્ય દૂધની માફક સાવયવ હોય છે; માટે અંતઃકરણમાં સાવયવપણું હોવાથી તેમાં પરિણામપણું સંભવે છે. વળી જેમ અંતઃકરણનું સાવયવપણું શ્રુતિપ્રમાણવડે સિદ્ધ છે, તેમ વૃત્તિજ્ઞાન અંતઃકરણના ધર્મરૂપે છે, તે શ્રુતિના પ્રમાણથી સિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "कामः संकल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव અર્થઃ—ઇચ્છા, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, વૃત્તિજ્ઞાન, ભય, આ સર્વ મનના ધર્મ છે." આ શ્રુતિ ઇચ્છાદિને અંતઃકરણના ધર્મરૂપે કહે છે.

શિષ્યઃ—હું જાણું છું, હું ઇચ્છું છું, આ રીતનો અનુભવ સર્વ લોકને હોય છે. આ અનુભવથી જ્ઞાન તથા ઇચ્છા આદિ આત્માના ધર્મ સિદ્ધ થાય છે. માટે જ્ઞાન તથા ઇચ્છા આદિમાં અંતઃકરણનું ધર્મપણું સંભવતું નથી. જો કદાપિ જ્ઞાન તથા ઇચ્છા આદિને અંતઃકરણના ધર્મરૂપે માનશો તો પૂર્વોક્ત અનુભવનો વિરોધ આવશે. વળી આ અનુભવનો કોઇ બાધ કરનાર નથી. માટે આ અનુભવમાં ભ્રમરૂપતા પણ સંભવતી નથી. વળી જ્ઞાન તથા ઇચ્છા આદિ મનરૂપ નિમિત્ત કારણજન્ય હોય છે, માટે एतत्सर्वं मन एव આ શ્રુતિનો અર્થ એ છે કે, ઇચ્છા આદિ સર્વ મનજન્ય છે. માટે શ્રુતિના વચનથી ઇચ્છા તથા જ્ઞાન આદિને અંતઃકરણની ધર્મરૂપતા સિદ્ધ થતી નથી.

ગુરુઃ—જેમ વાસ્તવિક રીતે દાહકપણાથી રહિત લોહપિંડમાં અગ્નિના તાદાત્મ્યસંબંધવડે લોહપિંડ દાહને કરે છે, આ રીતનો દાહ કરવાનો વ્યવહાર હોય છે, તેમ અંતઃકરણ તથા આત્મા બેઉ તાદાત્મ્ય અધ્યાસ-

વડે, હું જાણું છું, હું ઇચ્છું છું, ઇત્યાદિ અનુભવરૂપે હોય છે. વળી એમ કહો કે, અધ્યાસમાં કાંઈ પ્રમાણ નથી, તે સંભવી શકશે નહિ. કારણકે અધ્યાસમાં પુરુષનો પોતાનો અનુભવ જ પ્રમાણરૂપે છે. આથી સિદ્ધ થાય છે કે, 'હું જાણું છુ' આ રીતનો અનુભવ સર્વ લોકને હોય છે. આ અનુભવથી પુરુષમાં જ્ઞાતાપણું પ્રતીત થાય છે. આ જ્ઞાતાપણું કેવળ અંતઃકરણમાં સંભવતું નથી. માટે અંતઃકરણ ભૂતના કાર્યરૂપે હોવાથી જડ છે. જડમાં જો જ્ઞાતાપણું થતું હોય તો ઘટ આદિમાં પણ જ્ઞાતાપણું થવું જોઇએ. જ્ઞાતાપણું કેવળ આત્મામાં પણ સંભવતું નથી. આથી असंगोऽह्ययं पुरुषः, केवलो निर्गुणश्च, अव्यक्तोऽयमचिंत्योयमविकार्योयमुच्यते ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિવડે આત્માનું અસંગપણું જણાય છે. આવા અસંગ આત્મામાં જ્ઞાતાપણું સંભવતું નથી. તેથી 'હુ' એવી પ્રતીતિથી આત્મામાં અંતઃકરણનો અધ્યારોપ થાય છે. अहं चेतनः આ પ્રતીતિથી અંતઃકરણમાં આત્માના તાદાત્મ્યનો અધ્યારોપ થાય છે, તેમ જ આત્મામાં ઇચ્છા આદિ ધર્મનો તથા અંતઃકરણમાં આત્માના સત્ય આદિ ધર્મનો અધ્યારોપ થાય છે. આથી જીવ, હું જાણું છું, આ રીતે પોતામાં જ્ઞાતાપણાનો અનુભવ કરે છે. માટે અધ્યાસમાં જીવનો અનુભવ પ્રમાણરૂપે છે. આ રીતના અનુભવસિદ્ધ અધ્યાસને લીધે અંતઃકરણના જ્ઞાન તથા ઇચ્છાદિ ધર્મ આત્મામાં પ્રતીત થાય છે. વાસ્તવિક રીતે તે ધર્મ આત્માના નથી. વળી નૈયાયિનું માનવું એવું છે કે, આત્માની સાથે મનનો સંયોગ થવાથી જ્ઞાન, ઇચ્છા, પ્રયત્ન, સુખ, દુઃખ, દ્વેષ, ધર્મ, અધર્મ, સંસ્કાર આ નવ ગુણો આત્મામાં ઉત્પન્ન થાય છે. માટે જ્ઞાન ઇચ્છાદિ આત્માના ધર્મરૂપે છે. પણ નૈયાયિકનો આ મત યોગ્ય નથી. કારણકે નૈયાયિકોએ આત્માની માફક મનને પણ નિરવયવ દ્રવ્યરૂપે માન્યું છે.

આ રીતે નિરવયવ મનનો નિરવયવ આત્મા સાથે સંયોગ સંભવતો નથી. આથી નૈયાયિકોએ સંયોગને અવ્યાપ્ય-વૃત્તિરૂપે માન્યો છે. અહીં જે દ્રવ્યનો સંયોગ હોય, તે દ્રવ્યનો કોઈ એક પ્રદેશમાં સંયોગ રહે, વળી કોઈ એક પ્રદેશમાં સંયોગનો અભાવ રહે, આનું નામ સંયોગમાં અવ્યાપ્ય વૃત્તિપણું છે. જેમકે વૃક્ષની શાખામાં વાનરનો સંયોગ રહે છે, પણ તે વૃક્ષના મૂળ પ્રદેશમાં સંયોગનો અભાવ રહે છે. આ રીતે સર્વ સંયોગ અવ્યાપ્ય વૃત્તિરૂપે હોય છે. આ અવ્યાપ્ય વૃત્તિરૂપ સંયોગ વૃક્ષ તથા વાનર આદિ સાવયવ દ્રવ્યનો જ સંભવે છે. પણ તે સંયોગ આત્મા મન આદિ નિરવયવ દ્રવ્યનો સંભવતો નથી. માટે આત્મા તથા મનના સંયોગથી આત્મામાં જ્ઞાન આદિ ગુણ ઉત્પન્ન થાય છે. આ રીતનું નૈયાયિકનું કહેવું મિથ્યા છે. વળી જ્ઞાન તથા ઇચ્છા આદિને આત્માના ધર્મરૂપે માનનારા જે નૈયાયિકો છે, તેઓના કહેવા પ્રમાણે આત્મા જ્ઞાન, ઇચ્છા આદિ ધર્મના ઉપાદાન કારણરૂપે થશે. આના સંબંધમાં એમ કહેવું જોઇએ કે, આત્મામાં આરંભકતારૂપે કરી શું જ્ઞાન આદિનું ઉપાદાનપણું છે અથવા તો શું પરિણામિપણાવડે ઉપાદાન-પણું છે? આમાંથી જો પ્રથમ પક્ષ માનશે તો તે સંભવશે નહિ. કારણ કે અનેક દ્રવ્યોમાં આરંભકપણું હોય છે. જેમ અનેક પરમાણુમાં જગતનું આરંભકપણું છે, પણ આત્મા તો એક છે, માટે એક એવા આત્મામાં જ્ઞાન ઇચ્છા આદિનું આરંભકપણું સંભવતું નથી. તે જ પ્રમાણે બીજો પરિ-ણામી પક્ષ પણ સંભવશે નહિ. કારણ કે સાવયવ દૂધ આદિ દહી આદિ આકાર પરિણામને પ્રાપ્ત થાય છે. પણ નિરવયવ દ્રવ્યનું કદી પણ પરિણામ જોવામાં આવતું નથી. વળી આત્મા પણ નિરવયવ દ્રવ્યરૂપે છે. માટે આત્મામાં જ્ઞાન તથા ઇચ્છા આદિનું પરિણામી ઉપાદાન-પણું સંભવતું નથી. વળી આત્માને જો સાવયવ દ્રવ્ય

માનશો તો ઘટ આદિની માફક આત્મામાં અનિત્યપણું પ્રાપ્ત થશે. માટે જ્ઞાન તથા ઇચ્છા આદિ આત્માના ધર્મ છે, એમ નૈયાયિકનો મત વિરુદ્ધ છે. વળી साक्षी चेताः केवलो निर्गणश्च આ શ્રુતિ આત્માને સર્વ ગુણથી રહિત કહે છે. વળી શ્રુતિથી વિરુદ્ધ હોવાને લીધે નૈયાયિકનો મત અસંગત છે. માટે જ્ઞાન તથા ઇચ્છા આદિ સર્વ ધર્મ અંતઃકરણના જ છે, એમ સિદ્ધ થાય છે.

## વૃત્તિના વિભાગનું નિરૂપણ.

આ વૃત્તિ પ્રમા તથા અપ્રમા, એવા ભેદવડે બે પ્રકારની હોય છે. આ બે વૃત્તિમાં પ્રથમ પ્રમાવૃત્તિનું નિરૂપણ હું કરું, તે સાંભળ. 'बोधेद्धावृत्तिः वृत्तीद्धबोधो वा प्रमा અર્થ:– ચૈતન્યનું નામ બોધ છે. આ ચૈતન્યરૂપી બોધવડે ઇદ્ધ કહેતાં પ્રકાશ પામેલ જે વૃત્તિ, તેનું નામ પ્રમા છે અથવા તો વૃત્તિમાં ઇદ્ધ કહેતાં પ્રતિબિંબ પામેલ જે ચૈતન્યરૂપ બોધ છે તેનું નામ પ્રમા છે.' વળી આ પ્રમા પણ ઈશ્વરાશ્રયા તથા જીવાશ્રયા, એવા ભેદવડે બે પ્રકારની હોય છે. અહી 'इक्षणापरपर्यायस्त्रष्टव्यविषयाकार मायावृत्ति प्रतिबिंबिता चित् ईश्वराश्रया प्रमा અર્થ:–સૃષ્ટિના આદિ કાળમાં પ્રથમ ઉત્પન્ન થનારી તથા જગતનો વિષય કરવાવાળી જે માયાની વૃત્તિ છે, તે વૃત્તિને શ્રુતિમાં ઈક્ષણ એવા નામવડે નિરૂપણ કરી છે. આ માયાવૃત્તિમાં પ્રતિબિંબ પામેલું જે ચૈતન્ય છે, તે ઇશ્વરાશ્રયા પ્રમા કહેવાય છે.' શ્રુતિમાં કહ્યું છે કે, 'तदैक्षत बहुस्यां प्रजायेय અર્થ:–માયા ઉપહિત પરમેશ્વર સૃષ્ટિના આદિકાળમાં હું અનેકરૂપે થઇ ઉત્પન્ન થાઉં,' આ રીતનું ઈક્ષણ કરવા લાગ્યા.

---

## જીવાશ્રયા પ્રમાનું નિરૂપણ.

કહ્યું છે કે 'अनधिगता बाधितविषयाकारांतःकरणवृत्तिप्रतिबिंबित चित् जीवाश्रया प्रमा અર્થઃ—અનધિગત કહેતાં અજ્ઞાત અર્થાત્ બોધના વિષયથી રહિત તેમ જ અબાધિત કહેતાં બાધથી રહિત એવો જે વિષય છે, તે વિષયના આકારરૂપ જે અંતઃકરણની વૃત્તિ છે, તે વૃત્તિમાં પ્રતિબિંબવાળું જે ચૈતન્ય છે, તે જીવાશ્રયા પ્રમા કહેવાય છે. અહીં विषयाकारांत : करणवृत्ति-प्रतिबिंबिताचित् जीवाश्रया प्रमा આટલું જ માત્ર જીવાશ્રિત પ્રમાનું લક્ષણ કહીએ તો ભ્રાંતિજ્ઞાનમાં લક્ષણની અતિવ્યાપ્તિ થાય. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે લક્ષણમાં अबाधित એવું વિશેષણ નિરૂપણ કર્યું છે. તેમાં ભ્રમજ્ઞાનનો વિષય અબાધિત હોતો નથી. પણ છીપ તથા રજ્જુ આદિ અધિષ્ઠાનના જ્ઞાનવડે ભ્રમના વિષયરૂપ રૂપું તથા સર્પ આદિનો બાધ થઇ જાય છે. માટે ભ્રમજ્ઞાનમાં પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. જો કે વિવરણકાર આદિ સાંપ્રદાયિકના મત પ્રમાણે ભ્રમજ્ઞાન અવિદ્યાની વૃત્તિરૂપે છે. માટે अंतःकरणवृत्ति આ પદ કહેવાથી ભ્રમના જ્ઞાનમાં ઉક્ત લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી, તેથી અબાધિત પદ વ્યર્થ છે, છતાં જે ઉપાધ્યાયના મત પ્રમાણે ભ્રમજ્ઞાન અંતઃકરણની વૃત્તિરૂપે છે, તેના મત પ્રમાણે અબાધિત પદ કહેવાથી ભ્રમના જ્ઞાનમાં અતિવ્યાપ્તિનું નિવારણ થાય છે. માટે અબાધિત પદ સાર્થક છે. વળી ઉક્ત લક્ષણમાં અનધિગત એવું પદ જો નિરૂપણ નહિ કરતે તો તે લક્ષણની સ્મૃતિ જ્ઞાનમાં અતિવ્યાપ્તિ થાત. આ કારણથી યથાર્થ સ્મૃતિનો વિષય અબાધિત જ હોય છે. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં અનધિગત, એ પદનું નિરૂપણ કર્યું છે. અહીં પૂર્વે અનુભવ કરેલ અર્થની સ્મૃતિ હોય છે. આથી સ્મૃતિનો વિષય પૂર્વે

અજ્ઞાત નથી, પણ જ્ઞાત જ છે. માટે અનધિગત પદના કહેવાથી આ સ્મૃતિમાં જીવાશ્રિત પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ થઇ શકે નહિ.

શિષ્યઃ–જીવાશ્રિત પ્રમાનું લક્ષણ કોઇ પણ પ્રમામાં ઘટતું નથી. માટે આ લક્ષણ અસંભવના દોષવાળું છે.

ગુરુઃ–अहं ब्रह्मास्मि ઇત્યાદિ મહાવાકયથી ઉત્પન્ન થયેલ બ્રહ્મ તથા આત્માની એકતાનો વિષય કરનારી જે અંતઃકરણની વૃત્તિ છે, તે વૃત્તિમાં પ્રતિબિંબવાળા ચૈતન્યરૂપ પ્રમામાં આ લક્ષણ સંભવે છે. આથી બ્રહ્મ તથા આત્માનું એકત્વ અનધિગત તથા અબાધિત પણ છે.

શિષ્યઃ–આ લક્ષણની अयं घटः, अयं पटः ઇત્યાદિ પ્રમામાં અવ્યાપ્તિ હોય છે. કારણકે ઘટ પટ આદિ સર્વ પ્રપંચનો બ્રહ્મજ્ઞાનવડે બાધ થઈ જાય છે. માટે ઘટ તથા પટ આદિમાં આ અબાધિતપણું નથી.

ગુરુઃ–પ્રપંચનો જો કે બ્રહ્મજ્ઞાનવડે બાધ થાય છે, છતાં બ્રહ્મજ્ઞાનપૂર્વે સંસારદશામાં પ્રપંચનો બાધ થતો નથી. માટે પ્રપંચ પણ સંસારદશામાં અબાધિત છે. માટે ઘટ પટ આદિ પ્રપંચવિષયક પ્રમામાં પૂર્વોક્ત લક્ષણની અવ્યાપ્તિ થતી નથી.

શિષ્યઃ–અબાધિત પદનો અર્થ જો આ રીતનો માનશો તો ભ્રાંતિ જ્ઞાનમાં પણ પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ થશે. આથી ભ્રાંતિજ્ઞાનના વિષયરૂપ છીપ તથા રૂપું આદિ પણ ભ્રાંતિકાળે અબાધિત જ હોય છે.

ગુરુઃ–છીપ તથા રૂપું આદિ ભ્રાંતિ કાળે અબાધિત છતાં અનધિગત નથી, અર્થાત્ અજ્ઞાત સત્તાવાળા નથી, પણ જ્ઞાત સત્તાવાળા છે. માટે ભ્રાંતિજ્ઞાનમાં ઉક્ત પ્રમાણના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. અહી જ્ઞાનની પૂર્વકાળે વિષયની જે સત્તા, તેનું નામ જ્ઞાનસત્તા છે.

## પ્રમાણનું લક્ષણ.

કહ્યું છે કે 'प्रमाकरणं प्रमाणं અર્થ:–પૂર્વે કહેલ જીવાશ્રિત પ્રમાનું જે કરણ છે, તે પ્રમાણ કહેવાય છે.' જેમકે अयं घटः આ પ્રત્યક્ષ પ્રમાનું ચક્ષુ ઇન્દ્રિય કરણ છે. માટે ચક્ષુ ઇન્દ્રિય પ્રમાણ કહેવાય છે. આ રીતે અનુમાન આદિ પ્રમાણમાં પણ લક્ષણ જાણી લેવું. અહીં करणं प्रमाणं એટલુંજ માત્ર જો પ્રમાણનું લક્ષણ કરવામાં આવત તો છેદનરૂપ ક્રિયામાં કરણરૂપ કુવાડામાં પ્રમાણના લક્ષણની અતિવ્યાપ્તિ થાત. આ અતિવ્યાપ્તિ દોષના નિવારણ માટે આ લક્ષણમાં પ્રમા એવું પદ કહ્યું છે. અહીં કુવાડામાં પ્રમા જ્ઞાનની કરણતા નથી, માટે કુવાડામાં ઉક્ત લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. વળી प्रमा प्रमाणं આટલુંજ માત્ર જો પ્રમાણનું લક્ષણ કરીએ તથા તે લક્ષણમાં કરણ એવા પદને નિરૂપણ ન કરીએ તો ચક્ષુ આદિમાં પ્રમાણના લક્ષણની અવ્યાપ્તિ થાય. આથી ચક્ષુ આદિમાં દ્રવ્યરૂપતા હોવાથી પ્રમા જ્ઞાનરૂપતા નથી. આ અવ્યાપ્તિ દોષની નિવૃત્તિ માટે તે લક્ષણમાં કરણ એવા પદનું નિરૂપણ કર્યું છે. જે કારણ પ્રવૃત્ત થવે કાર્યની ઉત્પત્તિમાં વિલંબ ન થાય, તે કારણ કરણ કહેવાય છે.

## જીવાશ્રિત પ્રમાનો વિભાગ.

જીવાશ્રિત પ્રમા પારમાર્થિક તથા વ્યાવહારિક એવા ભેદવડે બે પ્રકારની છે. તેમાં અધિકારી પુરુષને તત્ત્વમસિ આદિ વાક્યજન્ય अहं ब्रह्मास्मि આ રીતની પ્રમા પારમાર્થિક કહેવાય છે. આ પારમાર્થિક પ્રમાનું નિરૂપણ પૂર્વે કરી આવ્યા છીએ. હવે પછી તેનું નિરૂપણ શબ્દ પ્રમાના નિરૂપણમાં કરશું. વળી ઘટ તથા પટ આદિરૂપ પ્રપંચને વિષય કરનારી अयं घटः अयं पटः ઇત્યાદિ જે પ્રમા છે, તે વ્યાવહારિક પ્રમા કહેવાય છે. વ્યાવહારિક પ્રમા પણ પ્રત્યક્ષ, અનમિતિ,

ઉપમિતિ, શાબ્દ, અર્થાપત્તિ તથા અભાવ પ્રમાના ભેદવડે છ પ્રકારની છે. પ્રમાના છ પ્રકારના ભેદવડે પ્રમાના કારણુરૂપ પ્રમાણુ પણુ પ્રત્યક્ષ, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ' એવા ભેદવડે છ પ્રકારનું હોય છે.

## પ્રત્યક્ષ પ્રમાનું નિરૂપણુ.

કહ્યું છે કે, "विषयचतन्याभिन्नप्रमाणं चैतन्यं प्रत्यक्षप्रमा અર્થ:—વિષય ચૈતન્યથી અભિન્ન જે પ્રમાણુ ચૈતન્ય છે, તે પ્રત્યક્ષ પ્રમા કહેવાય છે." આ પ્રત્યક્ષ પ્રમાનો અર્થ સ્પષ્ટ જણાઈ શકવા માટે પ્રથમ ચૈતન્યના ઉપાધિકૃત ભેદનું હું પ્રથમ નિરૂપણુ કરૂં છું, તે હે શિષ્ય ! તું સાંભળ. વાસ્તવિક રીતે એક તથા અદ્વિતીયરૂપ છતાં ચૈતન્ય, ઉપાધિના ભેદથી પ્રમાતા ચૈતન્ય, પ્રમાણુ ચૈતન્ય, વિષય ચૈતન્ય, તથા ફળ ચૈતન્યના ભેદવડે ચાર પ્રકારનું છે. અહી અંતઃકરણુવિશિષ્ટ ચૈતન્યનું નામ પ્રમાતા ચૈતન્ય છે. અંતઃકરણુની વૃત્તિવડે અવછિન્ન ચૈતન્ય પ્રમાણુ ચૈતન્ય છે. ઘટાદિ વિષયવડે અવછિન્ન ચૈતન્ય વિષયચૈતન્ય છે. તેમજ ઘટઆદિ વિષયના સમાન આકારને પ્રાપ્ત થયેલ વૃત્તિવડે અભિવ્યક્ત ચૈતન્ય, ફળ ચૈતન્ય કહેવાય છે. આ રીતે અંતઃકરણુ આદિ ઉપાધિના ભેદને લઈ એક જ ચૈતન્ય ચાર પ્રકારનું હોય છે. આ ઉપાધિઓનો સ્વભાવ એવો છે કે, જ્યાં સૂધી ઉપાધિઓ ભિન્ન ભિન્ન દેશમાં રહેલ હોય છે, ત્યાં સૂધી તે ઉપાધિઓ સ્વઉપહિતનો ભેદ કરે છે. પણુ જ્યારે તે ઉપાધિઓ એક દેશમાં રહેલ હોય છે ત્યારે સ્વઉપહિતનો ભેદ કરતી નથી. તે સમયે તો ઉપહિતનો અભેદ જ હોય છે. જેમ મઠથી બાહ્ય ઘટ વિદ્યમાન હોય છે ત્યારે મઠઉપહિત આકાશનો તથા ઘટઉપહિત આકાશનો ભેદ હોય છે. પણુ મઠની અંદર જ્યારે ઘટ વિદ્યમાન હોય છે ત્યારે મઠાકાશ તથા ઘટાકાશ આ બેઉનો

અભેદ હોય છે. તેજ પ્રમાણે અંતઃકરણ, વૃત્તિ તથા ઘટાદિ વિષય, આ ત્રણ ઉપાધિ જ્યાં સૂધી ભિન્ન ભિન્ન દેશમાં રહે છે ત્યાં સૂધી જ પ્રમાતા ચૈતન્ય, પ્રમાણ ચૈતન્ય તથા વિષય ચૈતન્ય, આ ત્રણ ચૈતન્યનો ભેદ હોય છે. પણ જ્યારે નેત્ર આદિ ઇન્દ્રિયદ્વારા અંતઃકરણ વૃત્તિરૂપે કરી બહાર નીકળી ઘટ આદિ વિષયના દેશમાં જાય છે, ત્યારે અંતઃકરણ આદિ ત્રણ ઉપાધિની સ્થિતિ એક દેશમાં હોવાથી પ્રમાતા આદિ ચૈતન્યનો અભેદ હોય છે. આ રીતે વિષયાવછિન્ન ચૈતન્યને લીધે પ્રમાણ ચૈતન્યનો જે અભેદ, તેનું નામ પ્રત્યક્ષ પ્રમા છે.

## અપરોક્ષ વૃત્તિની ઉત્પત્તિનો પ્રકાર.

જેમ તળાવનું જળ કોઇ છિદ્રમાંથી બહાર નિકળી નહેરદ્વારા ક્યારાને પ્રાપ્ત થાય છે તથા જે રીતનો ત્રણ ખૂણાવાળો અથવા ચાર ખૂણાવાળો ક્યારાનો આકાર હોય છે તે આકારના પરિણામને જળ પ્રાપ્ત થાય છે. અહી ક્યારાદ્વારા તળાવના જળનો તથા ક્યારાના જળનો અભેદ હોય છે. તેજ પ્રમાણે ઘટ આદિ અર્થની સાથે ચક્ષુ આદિ ઇન્દ્રિયનો સંબંધ થવા પછી અંતઃકરણ ચક્ષુ આદિ ઇન્દ્રિયદ્વારા બાહ્યના વિષય પ્રદેશમાં જાય છે તથા ઘટ આદિ વિષયક સમાનાકાર પરિણામને પ્રાપ્ત થાય છે. આ વિષયાકાર અંતઃકરણના પરિણામને વૃત્તિ કહે છે. અહી ઘટાકાર વૃત્તિમાં ઘટ આદિ વિષયાવચ્છિન્ન ચૈતન્ય પ્રતિફલિત હોય છે અર્થાત્ પ્રતિબિંબવાળું હોય છે. વળી જે સમયે ઘટાકાર વૃત્તિમાં ઘટાવચ્છિન્ન ચૈતન્ય પ્રતિફલિત હોય છે, તે સમયે વૃત્તિના વિષયરૂપ બેઉ ઉપાધિઓની સ્થિતિ એક દેશમાં હોવાથી પ્રમાણ ચૈતન્ય, વિષય ચૈતન્યથી અભિન્ન હોય છે. આ પ્રમાણે વિષય ચૈતન્યથી અભિન્ન પ્રમાણ ચૈતન્યનું નામ પ્રત્યક્ષ પ્રમા છે. અહી प्रमाणचैतन्यं प्रत्यक्षप्रमा એટલું જ

માત્ર જો પ્રત્યક્ષ પ્રમાનું લક્ષણ કરીએ તો અનુમિતિ પરોક્ષ પ્રમામાં લક્ષણની અતિવ્યાપ્તિ થાત. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં विषयचैतन्याभिन्न આ પ્રમાણ ચૈતન્યના વિશેષણનું નિરૂપણ કર્યું છે. તેમાં અનુમિતિ આદિ પરોક્ષ વૃત્તિઓ બાહ્ય વિષય પ્રદેશમાં જતી નથી, પણ શરીરની અંદર હૃદય પ્રદેશમાં જ ઉત્પન્ન થાય છે. આથી પરોક્ષ સ્થળમાં વિષય ચૈતન્યવડે પ્રમાણ તથા ચૈતન્યનો અભેદ હોતો નથી. તેથી અનુમિતિ આદિ પરોક્ષ જ્ઞાનમાં પ્રત્યક્ષ પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. વળી विषयचैतन्याभिन्नं वृत्त्यवच्छिन्नचैतन्यं प्रत्यक्षप्रमा આટલું જ માત્ર જો પ્રત્યક્ષ પ્રમાનું લક્ષણ કહીએ તો ભ્રમ પ્રત્યક્ષમાં તે લક્ષણની અતિવ્યાપ્તિ થાય. આથી ભ્રમ સ્થળમાં પણ વિષયાવચ્છિન્ન ચૈતન્યવડે વૃત્તિ અવચ્છિન્ન ચૈતન્યનો અભેદ હોય છે. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં प्रमाणचैन्यनम् આ પદનું નિરૂપણ કર્યું છે. તેમાં ભ્રમવૃત્તિ અવચ્છિન્ન ચૈતન્યમાં પ્રમાણની ચૈતન્યરૂપતા નથી. માટે ભ્રમપ્રત્યક્ષમાં પ્રત્યક્ષ પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી.

શિષ્યઃ—ભ્રમજ્ઞાનના વિષયરૂપ રૂપું આદિનો પ્રકાશ ઇદમાકાર અંતઃકરણની વૃત્તિ અવચ્છિન્ન સાક્ષી ચૈતન્ય, વિષય ચૈતન્યથી અભિન્ન પ્રમાણ ચૈતન્યરૂપે છે. માટે આ લક્ષણની અતિવ્યાપ્તિ ભ્રમ પ્રત્યક્ષમાં થાય છે.

ગુરુઃ—આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે આ લક્ષણમાં વિષયનું अबाधित એવું વિશેષણ અમે પણ માનીએ છીએ. વળી ભ્રમ પ્રત્યક્ષના વિષયરૂપ રૂપું આદિ અબાધિત નથી, પણ છીપ આદિ અધિષ્ઠાનના જ્ઞાનવડે રૂપા આદિનો બાધ થઈ જાય છે. માટે ભ્રમ પ્રત્યક્ષમાં પ્રત્યક્ષ પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી.

શિષ્યઃ—ઘટ આદિ પ્રપંચ બ્રહ્મજ્ઞાનવડે બાધિત હોવાથી તેમાં અબાધિતપણું સંભવતું નથી. માટે अयं घटः अयं पटः ઈત્યાદિ પ્રત્યક્ષ પ્રમામાં આ લક્ષણની અવ્યાપ્તિ થશે.

ગુરુઃ—અબાધિત પદવડે સંસારદશામાં અબાધિતપણું જાણવું. અહી ઘટપટ આદિ પ્રપંચ બ્રહ્મજ્ઞાનથી પૂર્વે સંસારદશામાં અબાધિત છે, માટે ઘટ આદિ પ્રપંચવિષયક પ્રત્યક્ષ પ્રમામાં તે લક્ષણની અવ્યાપ્તિ થતી નથી.

શિષ્યઃ—જે સમયે પુરુષને સુખ દુઃખરૂપ હેતુના જ્ઞાનથી પોતાના ધર્મ અધર્મનું અનુમિતિ જ્ઞાન થાય છે અથવા તો ‘તું ધર્મવાન્ છે, તું અધર્મવાન્ છે,’ આ રીતના કોઈ વચનથી તે પુરુષને પોતાના ધર્મ અધર્મનું શાબ્દજ્ઞાન થાય છે, તે સમયે ધર્મ અધર્મરૂપ વિષયની તથા અનુમિતિ શબ્દરૂપ વૃત્તિની સ્થિતિ એક અંતઃકરણરૂપ પ્રદેશમાં હોય છે. આથી તત્ ઉપહિત ચૈતન્યનો પણ અભેદ હોય છે. વળી આ ધર્મ અધર્મ સંસાર દશામાં અબાધિત છે. માટે પ્રત્યક્ષ પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ ધર્મ તથા અધર્મ સંબંધી અનુમિતિમાં તેમજ શાબ્દરૂપ પરોક્ષ જ્ઞાનમાં થશે.

ગુરુઃ—આ ઉક્ત લક્ષણમાં વિષયવિશે “ યોગ્ય ” એવું વિશેષણ અમે પણ માનીએ છીએ. અહી ધર્મ તથા અધર્મ પ્રત્યક્ષ પ્રમાણને યોગ્ય નથી, પણ અયોગ્ય છે. માટે ધર્મ અધર્મ વિષયક અનુમિતિ શાબ્દજ્ઞાનમાં પ્રત્યક્ષ પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. આ રીતે પોતાના સુખ આદિના યથાર્થ સ્મૃતિજ્ઞાનમાં પ્રત્યક્ષ પ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં, તે વિષયવિશે वर्तमान એવું વિશેષણ નિરૂપણ કરવું જોઇએ. વળી સ્મૃતિજ્ઞાનનો વિષય વર્તમાનરૂપે હોતો નથી, માટે તે સ્મૃતિમાં ઉક્ત લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. આ કહેવાથી પ્રત્યક્ષ પ્રમાનું લક્ષણ એમ સિદ્ધ થાય છે કે, ‘ अबाधितवर्तमानयोग्यविषयचैतन्याभिन्न

प्रमाणचैतन्यं प्रत्यक्षप्रमा અર્થ:-સંસાર દશામાં અબાધિત, વર્તમાન તથા પ્રત્યક્ષ યોગ્ય વિષયાવચ્છિન્ન ચૈતન્યથી અભિન્ન જે પ્રમાણ ચૈતન્ય છે, તેનું નામ પ્રત્યક્ષ પ્રમા છે.' અથવા તો પ્રત્યક્ષ પ્રમાનું લક્ષણ બીજું નીચે પ્રમાણે જાણવું:- ' अबाधितापरोक्षार्थविषयज्ञानं प्रत्यक्षप्रमा અર્થ:-અબાધિત તથા અપરોક્ષ એવા અર્થનો વિષય કરનારૂં જ્ઞાન પ્રત્યક્ષ પ્રમા કહેવાય છે.' આ લક્ષણમાં ભ્રમજ્ઞાનમાં રહેલી અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે अबाधित એવા અર્થના વિશેષણનું નિરૂપણ કર્યું છે. વળી અનુમિતિ આદિ પરોક્ષ જ્ઞાનમાં અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે ' અપરોક્ષ ' એવા અર્થના વિશેષણનું નિરૂપણ કર્યું છે. અહી સાક્ષી ચૈતન્ય સાથે ઘટ આદિ અર્થનું તાદાત્મ્ય ઘટ આદિ અર્થમાં અપરોક્ષપણારૂપે છે. જો કે ઘટનું તાદાત્મ્ય સ્વઅવચ્છિન્ન બ્રહ્મચૈતન્યમાં છે, પણ ઘટનું તાદાત્મ્ય અંતઃકરણ ઉપહિત સાક્ષી ચૈતન્યમાં નથી. છતાં પૂર્વોક્ત રીતિવડે અંતઃકરણની વૃત્તિના બહાર નીકળવા સમયે ઘટાવચ્છિન્ન ચૈતન્યનો સાક્ષી ચૈતન્ય સાથે અભેદ થાય છે. માટે ઘટાદિનું તાદાત્મ્ય સાક્ષી ચૈતન્યમાં સંભવે છે.

## પ્રત્યક્ષ પ્રમાણનું ફળ.

પ્રત્યક્ષ પ્રમામાં બે અંશ છે, એક અંતઃકરણની વૃત્તિરૂપ અંશ તથા બીજો ચૈતન્યરૂપ અંશ. વૃત્તિના અંશવડે ઘટ આદિ વિષયના આવરણની નિવૃત્તિ થાય છે. વળી ચૈતન્ય અંશવડે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, એમ સ્વામી નૃસિંહાશ્રમનો મત છે. વળી વ્યાસનો મત એમ છે કે, પ્રત્યક્ષ પ્રમાવડે આવરણશક્તિ સહિત અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. ત્યારપછી અંતઃકરણ ઉપહિત ચૈતન્યરૂપ સાક્ષીવડે ઘટ આદિ વિષયનું સ્ફુરણ થાય છે.

## સાક્ષીના સ્વરૂપનું વર્ણન.

કહ્યું છે કે, 'उदासीनत्वे सति बोद्धा साक्षी અર્થ:—જે ચૈતન્ય નિર્વિકાર તથા ઉદાસીન થઇ બુદ્ધિ આદિનો પ્રકાશ કરે છે, અર્થાત્ પ્રમાતા, પ્રમાણ તથા પ્રમેય ઇત્યાદિ સર્વનો પ્રકાશ કરે છે, તે ચૈતન્ય સાક્ષી કહેવાય છે. જે પુરુષ પરસ્પર વિવાદ કરતા બે પુરુષથી ભિન્ન હોય છે, બેઉના વિવાદને અપરોક્ષરૂપે જાણે છે, તથા ઉદાસીન હોય છે, અર્થાત્ પક્ષપાતથી રહિત હોય છે, તે પુરુષ સાક્ષી કહેવાય છે.' તેમાં बोद्धा साक्षी આ રીતના સાક્ષી લક્ષણમાં उदासीनत्वे सति એ પદનું નિરૂપણ ન કરત તો પરસ્પર વિવાદ કરનારા પુરુષમાં સાક્ષીપણું થવું જોઇએ. આથી સ્વ તથા પરના વ્યવહારનું બોદ્ધાપણું તે પુરુષમાં પણ છે. છતાં તે પુરુષને કોઈ સાક્ષીરૂપે કહેતો નથી. માટે સાક્ષીમાં ઉદાસીન એવા વિશેષણનું નિરૂપણ કર્યું છે. વિવાદકર્તા પુરુષમાં આ ઉદાસીનપણું નથી. માટે તેમાં સાક્ષીના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. વળી उदासीनः साक्षी એટલું જ માત્ર સાક્ષીનું લક્ષણ કરીએ, પણ તે લક્ષણમાં બોદ્ધા એવા પદનું નિરૂપણ કરત નહી, તો વિવાદના સંબંધમાં સ્તંભાદિનું પણ ઉદાસીનપણું છે, માટે સ્તંભ આદિ સાક્ષીરૂપે થવો જોઇએ. પણ સ્તંભ આદિને કોઈ સાક્ષીરૂપે કહેતું નથી. માટે આ લક્ષણમાં બોદ્ધા એવા પદનું નિરૂપણ કર્યું છે. વળી જડ એવા સ્તંભ આદિમાં બોદ્ધાપણું નથી. માટે તેમાં સાક્ષીના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. તે જ રીતે આ પ્રસંગે કેવળ બોદ્ધાપણું ભોક્તા જીવમાં છે, પણ જીવમાં ઉદાસીનપણું નથી. વળી કેવળ ઉદાસીનપણું દેહ, ઇન્દ્રિય આદિ જડ પદાર્થમાં જો કે છે, પણ તેમાં બોદ્ધાપણું નથી. માટે ભોક્તા જીવમાં તથા દેહ ઇન્દ્રિય આદિમાં સાક્ષીના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. આ સાક્ષીનું

લક્ષણ साक्षी चेताः केवलो निर्गुणश्च ઈત્યાદિ શ્રુતિમાં નિરૂપણ કર્યું છે. આ શ્રુતિમાં चेताः એ પદવડે બોદ્ધા આત્માને કહ્યો છે. 'કેવળ' એ પદવડે ઉદાસીન કહ્યો છે. માટે चेताः केवलः साक्षी આ સાક્ષીનું લક્ષણ શ્રુતિથી સિદ્ધ થાય છે. વળી નૈયાયિકો આત્માને જ્ઞાન આદિ ગુણવાળો માને છે. તેઓના મતનું ખંડન કરવા માટે શ્રુતિએ આત્માને નિર્ગુણસ્વરૂપે કહ્યો છે. વળી શ્રુતિમાં રહેલ ચકારવડે આત્માને નિષ્ક્રિય કહ્યો છે. આથી આત્માને મધ્યમ પરિમાણવાળો તથા અક્રિય માનવાવાળા દિગંબરોના મતનું ખંડન થયલું જાણવું. વળી ઉક્ત સાક્ષીનું સ્વરૂપ પંચદશીના નાટકદીપમાં વિદ્યારણ્ય સ્વામીએ નૃત્ય-શાળામાં રહેલ દીવાના દૃષ્ટાંતવડે નિરૂપણ કર્યું છે. માટે સાક્ષીવડે ઘટ આદિ વિષયનું સ્ફુરણ સંભવે છે.

## પ્રત્યક્ષ પ્રમાના વિભાગનું વર્ણન.

આ પ્રત્યક્ષ પ્રમા, બાહ્ય પ્રત્યક્ષ પ્રમા તથા આંતર પ્રત્યક્ષ પ્રમા, એવા ભેદવડે બે પ્રકારની હોય છે. તેમાં બાહ્ય અર્થનો વિષય કરનારી પ્રત્યક્ષ પ્રમાને બાહ્ય પ્રત્યક્ષ પ્રમા કહે છે. તેમજ આંતર અર્થનો વિષય કરનારી પ્રત્યક્ષ પ્રમાને અંતરપ્રત્યક્ષ પ્રમા કહે છે. આ બે પ્રમામાં પ્રથમ બાહ્ય પ્રત્યક્ષ પ્રમા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, આ પાંચ વિષયના ભેદથી પાંચ પ્રકારની હોય છે. અર્થાત્ શબ્દ-પ્રમા, સ્પર્શપ્રમા, રૂપપ્રમા, રસપ્રમા તથા ગંધપ્રમા, આ પાંચ પ્રકારની બાહ્ય પ્રત્યક્ષ પ્રમા છે. આ પાંચ પ્રકારની બાહ્ય પ્રત્યક્ષ પ્રમાના યથાક્રમે કારણરૂપે શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસન તથા ઘ્રાણ આ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. માટે પાંચ જ્ઞાને-ન્દ્રિયો બાહ્ય પ્રત્યક્ષ પ્રમારૂપે કહેવાય છે. બીજી અંતરપ્રત્યક્ષ પ્રમા પણ આત્મગોચરા તથા સુખાદિગોચરા, એવા ભેદવડે બે પ્રકારની હોય છે. તેમાં આત્માનો વિષય કરનારી જે પ્રમા છે, તેનું નામ આત્મગોચરા છે. વળી સુખ તથા દુઃખ

આદિનો વિષય કરનારી જે પ્રમા છે, તેનું નામ સુખાદિ ગોચરા છે. આ આત્મગોચરા પ્રમા પણ વિશિષ્ટાત્મવિષયા તથા શુદ્ધાત્મવિષયા એવા ભેદવડે બે પ્રકારની હોય છે. 'હું જીવરૂપે છું' આ પ્રમા વિશિષ્ટ આત્મવિષયા છે. 'હું બ્રહ્મરૂપે છું' આ પ્રમા શુદ્ધ આત્મવિષયા કહેવાય છે. વળી હું સુખી તથા હું દુઃખી, ઈત્યાદિ પ્રમા સુખ તથા દુઃખ આદિના વિષયવાળી હોય છે.

## અંતર પ્રત્યક્ષ પ્રમાના કારણનું નિરૂપણ.

વાચસ્પતિ મિશ્રનો મત નીચે પ્રમાણે છેઃ- અંતર ઇન્દ્રિયરૂપ મન, અંતર પ્રત્યક્ષ પ્રમાના કારણરૂપે છે. કારણ કે બાહ્યરૂપ આદિના સાક્ષાત્કાર કરવાવડે ચક્ષુ આદિ ઇન્દ્રિયની સિદ્ધિ થાય છે. તેમ અંતર સુખ દુઃખ આદિના સાક્ષાત્કાર કરવાવડે મનરૂપ આંતર ઇન્દ્રિયની પણ સિદ્ધિ થાય છે. વળી સુખ તથા દુઃખ આદિને વ્યાવહારિકપણું હોવાથી સુખ તથા દુઃખ આદિના જ્ઞાનને પણ વ્યાવહારિકપણું સંભવે છે.

શિષ્યઃ—મનવિશે વિશિષ્ટ આત્માના સાક્ષાત્કારની કારણતા થાય, પણ શુદ્ધ આત્માના સાક્ષાત્કારની કારણતા સંભવતી નથી. જો કદાપિ મનને શુદ્ધ આત્માના સાક્ષાત્કારનું સાધન માનશો તો આત્મસાક્ષાત્કારમાં મનના સાધનનો નિષેધ કરનારી यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह, यन्मनसा न मनुते ઇત્યાદિ શ્રુતિઓનો વિરોધ પ્રાપ્ત થશે.

ગુરુઃ—मनसैवानुद्रष्टव्यम्, दृश्यते त्वग्र्यया बुद्धया ઇત્યાદિ શ્રુતિમાં મનને શુદ્ધ આત્માના સાક્ષાત્કારમાં સાધનપણારૂપે નિરૂપણ કર્યું છે. માટે આત્મસાક્ષાત્કારમાં મનની સાધનતાનો નિષેધ કરનારી શ્રુતિ અશુદ્ધ મનના વિષયવાળી છે. અર્થાત્ અશુદ્ધ મનવડે આત્માનો સાક્ષાત્કાર થતો નથી. માટે मनसैवानुद्रष्टव्यम् આ

શ્રુતિથી શુદ્ધ મનમાં આત્મસાક્ષાત્કારનું સાધનપણું સિદ્ધ થાય છે.

શિષ્યઃ—तं त्वौपनिषदं पुरुषं पृच्छामि આ શ્રુતિમાં ઔપનિષદરૂપ વચનવડે આત્મામાં ઉપનિષદરૂપ શબ્દ પ્રમાણજન્ય જ્ઞાનના વિષયનું નિરૂપણ કર્યું છે. વળી જો આત્માને માનસની પ્રત્યક્ષતાનો વિષય માનશો તો ઉક્ત શ્રુતિમાં વિરોધ પ્રાપ્ત થશે, તેનું કેમ ?

ગુરુઃ—શાસ્ત્ર તથા આચાર્યવડે સંસ્કૃત થયેલ શુદ્ધ મનને અમે બ્રહ્માત્મસાક્ષાત્કારમાં સાધનરૂપ માનીએ છીએ. માટે મનને ઉપનિષદરૂપ શાસ્ત્રની અપેક્ષા હોવાથી ઉપનિષદરૂપ શ્રુતિનો વિરોધ થતો નથી. પણ ઉપનિષદરૂપ શબ્દને આત્મસાક્ષાત્કારમાં સાધનપણું નથી, પણ શુદ્ધ મનનું જ સાધનપણું છે. વળી વિશિષ્ટ આત્માના સાક્ષાત્કારમાં મનનું સાધનપણું સિદ્ધ છે, માટે શુદ્ધ આત્માના સાક્ષાત્કારમાં પણ મનની સાધનતા માનવી જોઇએ. મનથી ભિન્ન કોઇ સાધન છે, એમ માનશો તો એક તો કલ્પનાની ગૌરવતાનો દોષ પ્રાપ્ત થાય છે. તેમજ બીજું અર્થના સાધકરૂપે કોઈ પ્રમાણ પણ નથી. માટે અંતર પ્રત્યક્ષ પ્રમાના સાધનરૂપે મન જ છે.

## આચાર્યના મતનું વર્ણન.

મનની જો ઇન્દ્રિયરૂપતા સિદ્ધ થાય તો મનને વિશે અંતર પ્રત્યક્ષ પ્રમા સંબંધી કારણતા સિદ્ધ થાય. પણ મનમાં ઇન્દ્રિયરૂપતા સંભવતી નથી. આથી इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः। इन्द्रियेभ्यः परं मनः ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિમાં મનને ઇન્દ્રિયોથી ભિન્નરૂપે નિરૂપણ કર્યું છે. જો કદાપિ મન પણ ઇન્દ્રિયરૂપે હોય તો આ શ્રુતિ તથા સ્મૃતિ મનને ઇન્દ્રિયોથી ભિન્ન કહેતે નહિ. માટે મન ઇન્દ્રિયરૂપે નથી, એમ નિશ્ચય થાય છે. વળી સુખ તથા દુઃખ આદિના

સાક્ષાત્કારમાં જો મનનું સાધનપણું સિદ્ધ થાય તો મનમાં ઇન્દ્રિયરૂપતા સંભવે. પણ મનમાં સાધનરૂપતા સંભવતી નથી. કારણ કે સર્વ વૃત્તિઓના ઉપાદાન કારણરૂપે મન છે, એ વાત પૂર્વે નિરૂપણ કરી આવ્યા છીએ. વળી જે પદાર્થ જે કાર્યના ઉપાદાન કારણરૂપે હોય, તે પદાર્થ તે કાર્યના સાધનરૂપે હોય નહિ. જેમ ઘટરૂપ કાર્યના ઉપાદાન કારણ-રૂપ મૃત્તિકામાં ઘટની સાધનરૂપતા નથી, પણ દંડાદિમાં સાધનરૂપતા છે. તેમ સર્વ વૃત્તિઓના ઉપાદાન કારણરૂપ મનવિશે વૃત્તિઓની સાધનરૂપતા સંભવતી નથી. આ રીતે સાધનતાનો અસંભવ હોવાથી મનને ઇન્દ્રિયરૂપે માનવું વ્યર્થ છે.

શિષ્યઃ—મનને જો ઇન્દ્રિયરૂપે નહિ માનશો તો આંતર સુખ તથા દુઃખાદિના સાક્ષાત્કારમાં અપ્રમાણપણું પ્રાપ્ત થશે.

ગુરુઃ—સુખ તથા દુઃખ આદિનો સાક્ષાત્કાર કોઈ પ્રમા-ણજન્ય નથી. માટે સાક્ષાત્કારમાં અપ્રમાપણું અમને પણ માન્ય છે.

શિષ્યઃ—જો સુખ આદિના સાક્ષાત્કારને અપ્રમારૂપે માનશો તો સુખાદિ અપ્રમા જ્ઞાનનો વિષય થવાથી સુખ દુઃખાદિ છીપ તથા રૂપાની માફક પ્રતીતિના વિષયરૂપે થશે. અર્થાત્ સ્વવિષયક પ્રતીતિને સમકાળ વૃત્તિ પ્રાપ્ત થશે. આથી સુખ તથા દુઃખ આદિમાં વ્યાવહારિકપણું સિદ્ધ થશે નહિ.

ગુરુઃ—સુખ દુઃખાદિનો સાક્ષાત્કાર અપ્રમારૂપ જ હોય છે. માટે અંતઃકરણ તથા તેના ધર્મ સુખ દુઃખ આદિ, છીપ તથા રૂપાની માફક પ્રતીતિના વિષયરૂપ હોય છે. પણ વ્યાવહારિકરૂપે હોતા નથી.

શિષ્યઃ—સુખ દુઃખાદિને જો પ્રતીતિના વિષયરૂપે માનશું તો તેને હર્ષ તથા શોક આદિરૂપ ક્રિયાનું જનકપણું થશે નહિ. બીજું વ્યાવહારિક પદાર્થ જ અર્થની ક્રિયાના ઉત્પન્ન કરવાવાળા છે.

ગુરુઃ—વ્યાવહારિક પદાર્થની માફક કેટલીકવાર પ્રતીતિવાળા પદાર્થ પણ અર્થક્રિયાના જનક હોય છે. જેમ પ્રાતીતિક છીપ તથા રૂપું પુરુષની પ્રવૃત્તિરૂપ અર્થક્રિયાના જનકરૂપે છે તથા પ્રાતીતિક રજ્જુ તથા સર્પ પુરુષના ભય તથા પલાયન આદિરૂપ અર્થક્રિયાના જનકરૂપે હોય છે, તેમ પ્રાતીતિક સુખ દુઃખાદિને હર્ષ શોક આદિરૂપ અર્થક્રિયાનું જનકપણું સંભવે છે.

શિષ્યઃ—જેમ આંતર સુખ તથા દુઃખ આદિનો સાક્ષાત્કાર પ્રમાણવડે અજન્ય હોવાથી અપ્રમારૂપ છે, તેમ આંતર આત્માનો સાક્ષાત્કાર પ્રમાણવડે અજન્ય હોવાથી તેને અપ્રમારૂપતા પ્રાપ્ત થશે. જો કદાપિ આત્મસાક્ષાત્કારમાં તમે અપ્રમાપણું અંગીકાર કરશો તો તે અપ્રમાજ્ઞાનનો વિષય હોવાથી આત્મા પણ સુખ તથા દુઃખ આદિની માફક પ્રાતીતિક થશે. પણ આત્માનું પ્રાતીતિકપણું કોઈ પણ આસ્તિકવાદીને ઈષ્ટ નથી. માટે આત્મસાક્ષાત્કારમાં મનને અવશ્ય સાધનરૂપે માનવું જોઇએ.

ગુરુઃ—સુખ દુઃખાદિના સાક્ષાત્કારની માફક આત્મસાક્ષાત્કારમાં જો તું અપ્રમાપણું કહેતો હોય તો તું શું વિશિષ્ટ આત્માના સાક્ષાત્કારને અપ્રમાપણું કહેશે કે શુદ્ધ આત્માના સાક્ષાત્કારને અપ્રમાપણું કહીશ ? તેમાં તું જો પ્રથમ પક્ષ અંગીકાર કરશે તો તે અમને પણ ઇષ્ટ છે. અર્થાત્ વિશિષ્ટ આત્માના સાક્ષાત્કારને અમે પણ અપ્રમારૂપે માનીએ છીએ. વળી જો બીજો પક્ષ અંગીકાર કરશે તો તે સંભવશે નહિ. કારણ કે अहं ब्रह्मास्मि આ રીતનો શુદ્ધ આત્માનો સાક્ષાત્કાર તત્ત્વમસિ આદિ વેદાંત વાક્યજન્ય હોવાથી પ્રત્યક્ષ પ્રમારૂપ જ છે. માટે શુદ્ધ આત્માના સાક્ષાત્કારમાં અપ્રમાપણું સંભવતું નથી.

શિષ્ય:-વાક્યને નિયમવડે પરોક્ષજ્ઞાનનું જ જનકપણું હોય છે, પણ અપરોક્ષજ્ઞાનનું જનકપણું હોતું નથી. માટે વેદાંત વાક્યથી આત્માનું અપરોક્ષજ્ઞાન સંભવતું નથી.

ગુરુ:-કેટલીકવાર શબ્દથી પણ અપરોક્ષ જ્ઞાન થાય છે. જેમકે 'દશમો તું છે' આ વાક્યથી દશમા પુરુષને પોતાનું અપરોક્ષ જ્ઞાન થાય છે, તેમ તત્ત્વમસિ આદિ વાક્યથી પણ અધિકારી પુરુષને આત્માનું અપરોક્ષ જ્ઞાન થાય છે. આ વાત હવે પછી શબ્દ પ્રમાના નિરૂપણમાં કહેવામાં આવશે.

## અનુમિતિ પ્રમાનું નિરૂપણ.

કહ્યું છે કે 'लिंगज्ञानजन्यज्ञानम् अनुमितिः અર્થ:-લિંગના જ્ઞાનજન્ય જે જ્ઞાન છે, તે અનુમિતિ કહેવાય છે.' જેમકે 'अयं पर्वतः वह्निमान् धूमवत्त्वात् यो यो धूमवान् स वह्निमान् यथा महानसः અર્થ:-આ પર્વત વહ્નિવાળો છે. કારણકે તે ધૂમવાળો છે. જે જે ધૂમવાળો હોય છે તે તે વહ્નિવાળો હોય છે. જેમકે રસોડું છે.' આ પ્રસિદ્ધ અનુમાનમાં પર્વત પક્ષરૂપે છે, વહ્નિ સાધ્યરૂપે છે, ધૂમ લિંગરૂપે છે તથા રસોડું દષ્ટાંતરૂપે છે. વળી આ પર્વત ધૂમાડાવાળો છે, આ રીતના લિંગ જ્ઞાનથી પુરુષને આ પર્વત વહ્નિવાળો છે, આ રીતનું અનુમિતિ જ્ઞાન થાય છે. માટે આ અનુમિતિનું લક્ષણ સંભવે છે. હવે આ અનુમિતિનું લક્ષણ આત્મામાં ઘટાવું છું, તે તું સાંભળ. કહ્યું છે કે 'जीवः ब्रह्माभिन्नः सच्चिदानंदलक्षणत्वात् ब्रह्मवत् અર્થ:-આ જીવાત્મા સત્, ચિત્ તથા આનંદરૂપ હોવાથી બ્રહ્મથી અભિન્ન છે.' જે જે સચ્ચિદાનંદરૂપે હોય છે તે તે બ્રહ્મથી અભિન્ન હોય છે. જેમ બ્રહ્મ સચ્ચિદાનંદરૂપે હોવાથી બ્રહ્મથી અભિન્ન છે, તેમ આ જીવ પણ સચ્ચિદાનંદરૂપે હોવાથી બ્રહ્મથી અભિન્ન થશે. આ

સ્થળે અનુમાનમાં જીવ પક્ષરૂપે છે, બ્રહ્મનો અભેદ સાધ્યરૂપે છે, સચ્ચિદાનંદરૂપત્વ લિંગરૂપે છે, તથા બ્રહ્મ દષ્ટાંતરૂપે છે. તેમાં જીવ સચ્ચિદાનંદરૂપે છે, આ રીતના લિંગ જ્ઞાન પછી અધિકારી પુરુષને આ જીવ બ્રહ્મથી અભિન્ન છે, આ રીતનું અનુમિતિ જ્ઞાન થાય છે. માટે આ સ્થળે પણ અનુમિતિનું લક્ષણ સંભવે છે.

## અનુમિતિમાં પક્ષાદિના સ્વરૂપનું વર્ણન.

અનુમિતિ જ્ઞાનની પૂર્વે પુરુષને જે પદાર્થમાં સાધ્યનો સંશય હોય છે, તે પદાર્થ પક્ષ કહેવાય છે. જેમકે પ્રસિદ્ધ અનુમાનમાં पर्वतो वह्निमान् આ અનુમિતિ પૂર્વે તે પુરુષને પર્વતમાં વહ્નિનો સંશય રહે છે. માટે પર્વત ઉકત અનુમાનમાં પક્ષરૂપે કહેવાય છે. વળી પુરુષને પક્ષમાં લિંગ જ્ઞાનવડે જે પદાર્થનું જ્ઞાન થાય છે, તે પદાર્થ સાધ્યરૂપે કહેવાય છે. જેમકે પ્રસિદ્ધ અનુમાનમાં પુરુષને પર્વતરૂપ પક્ષમાં ધૂમરૂપ લિંગના જ્ઞાનથી વહ્નિનું જ્ઞાન થાય છે. માટે વહ્નિ અનુમાનમાં સાધ્યરૂપે કહેવાય છે. વળી મનુષ્યને સાધ્ય તથા લિંગ આ બેઉનો જે પદાર્થમાં નિશ્ચય થાય છે, તે પદાર્થ દષ્ટાંત કહેવાય છે. જેમકે પ્રસિદ્ધ અનુમાનમાં મનુષ્યને રસોડામાં વહ્નિરૂપ સાધ્યનો તથા ધૂમરૂપ લિંગનો નિશ્ચય થાય છે. માટે રસોડું આ અનુમાનમાં દષ્ટાંતરૂપે કહેવાય છે.

શિષ્યઃ–જે લિંગના જ્ઞાનથી અનુમિતિ ઉત્પન્ન થવા યોગ્યરૂપે થાય છે, તે લિંગનું કેવું સ્વરૂપ છે?

ગુરુઃ–હું તને લિંગનું લક્ષણ કહું તે સાંભળ. કહ્યું છે કે 'व्याप्त्याश्रयः लिंगम् અર્થઃ–સાધ્યની વ્યાપ્તિનો જે આશ્રય હોય, તે લિંગ કહેવાય છે.' જેમકે પ્રસિદ્ધ અનુમાનમાં વહ્નિરૂપ સાધ્યની વ્યાપ્તિનો આશ્રય ધૂમ છે, માટે ધૂમ લિંગરૂપે કહેવાય છે.

શિષ્યઃ—જે વ્યાપ્તિનો આશ્રય થવાથી ધૂમ આદિ લિંગરૂપે કહેવાય છે, તે વ્યાપ્તિનું સ્વરૂપ કેવું છે ?

ગુરુઃ—આ વ્યાપ્તિનું સ્વરૂપ કહું તે સાંભળ. કહ્યું છે કે 'साधनसाध्ययोर्नियतसामानाधिकरण्यं व्याप्तिः' અર્થઃ—સાધન તથા સાધ્ય આ બેઉનો અવ્યભિચરિત જે સમાનાધિકરણ છે, તેનું નામ વ્યાપ્તિ છે. જેમકે પ્રસિદ્ધ અનુમાનમાં ધૂમરૂપ સાધનનું તથા વહ્નિરૂપ સાધ્યનું અવ્યભિચરિત સમાનાધિકરણ છે, અર્થાત્ વહ્નિરૂપ સાધ્યને છોડી ધૂમરૂપ સાધન કદી સ્વતંત્ર રહેતું નથી. એ જ ધૂમમાં વહ્નિની વ્યાપ્તિ છે. વળી વહ્નિ ધૂમને છોડી દઈ તપ્ત લોહપિંડમાં રહે છે, માટે વહ્નિમાં ધૂમની વ્યાપ્તિ નથી. આ રીતે ધૂમ આદિ, સાધન વ્યાપ્તિના આશ્રયરૂપે હોવાથી વ્યાપ્ય કહેવાય છે. વળી ધૂમ વ્યાપ્તિના નિરૂપકરૂપે હોવાથી વન્હિ આદિસાધ્યના વ્યાપકરૂપે કહેવાય છે. લિંગ, સાધન તથા હેતુ, આ ત્રણે શબ્દ એક જ અર્થના વાચક છે.

શિષ્યઃ—વ્યાપ્તિનું કયા ઉપાયવડે મનુષ્યને જ્ઞાન થાય છે?

ગુરુઃ—જ્યાં જ્યાં ધૂમાડો રહે છે, ત્યાં ત્યાં વહ્નિ અવશ્ય રહે છે. આ રીતનું મોટા રસોડામાં વારંવાર ધૂમયુક્ત વન્હિના સહચારનું જે દર્શન છે, તે સહચાર દર્શન વડે મનુષ્યને ધૂમ વન્હિના વ્યાપ્યરૂપે છે. આ રીતનું વ્યાપ્તિજ્ઞાન થાય છે. પણ જે સાધનમાં, આ સાધન સાધ્યના અભાવપણામાં વૃત્તિરૂપે છે, અર્થાત્ આ રીતનું વ્યભિચાર જ્ઞાન હોય છે, તે સાધનમાં સહચાર દર્શન હોવા છતાં સાધ્યની વ્યાપ્તિનું જ્ઞાન થતું નથી. જેમકે જ્યાં જ્યાં પાર્થિવત્વ હોય છે ત્યાં ત્યાં લોહથી ભેદી શકવું બને છે. આ રીતનું સહચાર દર્શન છે, છતાં હીરા આદિમાં લોહવડે ભેદ પાડી શકવાનો અભાવ છે, છતાં હીરા આદિ પાર્થિવરૂપે જોવામાં આવે છે. માટે સહચાર દર્શનથી પાર્થિવત્વમાં લોહવડે ભેદવાની વ્યાપ્તિનું જ્ઞાન હોતું નથી.

માટે વ્યભિચારી જ્ઞાન વ્યાપ્તિજ્ઞાનના પ્રતિબંધકરૂપે છે. પ્રતિબંધકના અભાવસહિત સહચાર જ્ઞાનજ વ્યાપ્તિજ્ઞાનના કારણરૂપે હોય છે. કાષ્ઠ આદિ પાર્થિવ પદાર્થમાં લોહના શસ્ત્રવડે અક્ષર આદિ જે લખવા, તેનું નામ લોહવડે લખવું કહેવાય છે. આમ કહેવાથી અનુમાનની એ રીત સિદ્ધ થાય છે કે, મોટા રસોડામાં ધૂમ તથા વહ્નિના સહચાર દર્શનથી મનુષ્યને ધૂમ વહ્નિની વ્યાપ્તિવાળો છે, આ રીતનું વ્યાપ્તિજ્ઞાન થાય છે. ત્યાર પછી કોઈક સમયે પર્વતની સમીપ જવામાં આવે છે ત્યારે તે પુરુષને પર્વતમાં આ પર્વત ધૂમાડાવાળો છે, આ રીતનું ધૂમરૂપ લિંગનું જ્ઞાન થાય છે. ત્યાર પછી પૂર્વના અનુભવને લીધે વ્યાપ્તિનો સંસ્કાર જાગૃત થાય છે. ત્યાર પછી મનુષ્યને, આ પર્વત વહ્નિવાળો છે, આ રીતનું અનુમિતિ જ્ઞાન થાય છે. તેમાં વ્યાપ્તિ જ્ઞાન અનુમિતિ પ્રમાના સાધનરૂપે હોવાથી અનુમાન પ્રમાણરૂપે છે. વળી વ્યાપ્તિનો જાગૃત સંસ્કાર સાધનના અવાંતર વ્યાપારરૂપે છે. આ અનુમિતિ પ્રમાના ફળરૂપે છે. તેમ જ લિંગ જ્ઞાન સંસ્કારને જાગૃત કરનાર હોવાથી સહકારી કારણરૂપે છે.

## અનુમિતિ પ્રમાના વિભાગનું વર્ણન.

આ અનુમિતિ પ્રમા સ્વાર્થાનુમિતિ તથા પરાર્થાનુમિતિ, એવા ભેદવડે બે પ્રકારની હોય છે. વળી મનુષ્યને બીજાના ઉપદેશવિના જ વ્યાપ્તિરૂપ લિંગ જ્ઞાનાદિવડે જે અનુમિતિ થાય છે, તે સ્વાર્થાનુમિતિ કહેવાય છે. આ સ્વાર્થાનુમિતિની રીતનું નિરૂપણ પૂર્વે કરવામાં આવ્યું છે. હવે પરાર્થાનુમિતિના પ્રકારનું વર્ણન હું કહું તે સાંભળ. પૂર્વોક્ત રીતવડે પોતે પર્વતમાં વન્હિનો નિશ્ચય કરી, બીજા પુરુષને તે વન્હિના નિશ્ચય કરાવવાનું નામ પરાર્થાનુમિતિ છે. આ પરાર્થાનુમિતિ ન્યાયવડે સિદ્ધ થાય છે. અહીં અવયવના સમુદાયનું નામ

ન્યાય છે. વળી અનુમાન વાક્યમાં રહેલ જે પ્રતિજ્ઞાદિ વાક્ય, તેનું નામ અવયવ છે. નૈયાયિકો પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય તથા નિગમન, આ પાંચ અવયવના સમુદાયને ન્યાય કહે છે. જેમકે પ્રસિદ્ધ અનુમાનમાં पर्वतो वह्निमान् આ પ્રતિજ્ઞા-વાક્ય છે. धूमत्वात् એ હેતુ વાક્ય છે, यो यो धूमवान् स वह्निमान् यथा महानसः આ ઉદાહરણ વાક્ય છે, तथा चायम् અર્થ:—આ પર્વત મોટા રસોડાની માફક ધૂમવાળો છે, આ ઉપનય વાક્ય છે. વળી तस्मात्तथा અર્થ:—ધૂમવાળો હોવાથી આ પર્વત રસોડાની માફક વન્હિવાળો છે, આ નિગમન વાક્ય છે. આ પ્રતિજ્ઞા આદિ અવયવનું લક્ષણ અનુમાનના નિરૂપણ-વિશે ન્યાયના ગ્રંથમાંથી જોઈ લેવું. આ રીતે પ્રતિજ્ઞા આદિ પાંચ અવયવના સમુદાયરૂપ ન્યાયથી અન્ય પુરુષને પણ વ્યાપ્તિલિંગ આદિનું જ્ઞાન થઈ, વહ્નિની અનુમિતિ થાય છે. આનું નામ પરાર્થાનુમિતિ છે. વળી વેદાંત સિદ્ધાંતમાં તો પ્રતિજ્ઞા, હેતુ તથા ઉદાહરણ, આ ત્રણ અવયવના સમુદાયનું નામ ન્યાય છે. અથવા તો ઉદાહરણ, ઉપનય તથા નિગમન આ ત્રણ અવયવના સમુદાયનું નામ ન્યાય છે. આ ન્યાયથી અન્ય પુરુષને અનુમિતિ જ્ઞાનમાં ઉપયોગી વ્યાપ્તિ આદિનું જ્ઞાન થાય છે. માટે પાંચ અવયવ માનવા નિષ્ફળ છે.

## જીવ બ્રહ્મના અભેદરૂપ વૈદિક અનુમાનમાં પ્રતિજ્ઞાદિ અવયવ.

કહ્યું છે કે, जीवः परस्मान्न भिद्यते (૧), सच्चिदानंदलक्षणत्वात्(૨), यः सच्चिदानंदलक्षणः स परस्मान्न भिद्यते यथा परमात्मा (૩),तथा चायम्(૪) तस्मात्तथा (૫) આમાં પ્રથમ વાક્ય આ જીવ પરમાત્માથી ભિન્ન નથી (૧) એ પ્રતિજ્ઞાવાક્ય છે. બીજું તે સચ્ચિદાનંદ રૂપ છે તેથી, (૨) આ હેતુવાક્ય છે. ત્રીજું જે જે સચ્ચિ-દાનંદરૂપે હોય છે તે પરમાત્માથી ભિન્ન હોતું નથી. જેમકે

પરમાત્મા છે. (૩) આ ઉદાહરણ વાક્ય છે. ચોથું જીવ પરમાત્માની માફક સચ્ચિદાનંદરૂપે છે, (૪) આ ઉપનયન વાક્ય છે. પાંચમું આ જીવ સચ્ચિદાનંદરૂપે હોવાથી પરમાત્માથી અભિન્ન નથી, (૫) આ નિગમનવાક્ય છે. આ રીતે પ્રતિજ્ઞા આદિ ત્રણ અવયવના અથવા ઉદાહરણ આદિ ત્રણ અવયવના સમુદાયરૂપ ન્યાયથી અધિકારીને વ્યાપ્તિલિંગ આદિનું જ્ઞાન થઈ, જીવ તથા બ્રહ્મના અભેદ વિષયરૂપ અનુમિતિ પ્રમાજ્ઞાન થાય છે.

## જીવાત્મામાં સચ્ચિદાનંદરૂપતા.

શિષ્યઃ—જ્યારે કોઇ પ્રમાણવડે જીવાત્મામાં સચ્ચિદાનંદરૂપતા સિદ્ધ થાય ત્યારે સચ્ચિદાનંદરૂપપણાના હેતુથી જીવમાં બ્રહ્મનો ભેદ સિદ્ધ થાય. પણ જીવની સચ્ચિદાનંદરૂપતામાં કોઇ પ્રમાણ નથી. માટે સચ્ચિદાનંદરૂપ હેતુ, જીવરૂપ પક્ષમાં અવૃત્તિરૂપે હોવાથી સ્વરૂપાસિદ્ધ નામનો હેત્વાભાસ છે.

ગુરુઃ—શ્રુતિ, સ્મૃતિ, યુક્તિ તથા અનુભવવડે જીવાત્મામાં સત્, ચિત્ તથા આનંદરૂપતા હું સિદ્ધ કરી તને બતાવું છું, તે તું સાંભળ. કહ્યું છે કે 'अविनाशी वा अरेऽयमात्मा। सन्मात्रो नित्यः शुद्धो बुद्धः અર્થઃ—હે મૈત્રેયી ! આ આત્મા વિનાશથી રહિત છે. તે સત્તામાત્ર, નિત્ય, શુદ્ધ તથા જ્ઞાન સ્વરૂપે છે.' ઇત્યાદિ શ્રુતિઓવડે જીવાત્માની સત્યરૂપતા સિદ્ધ થાય છે. વળી 'नित्यः सर्वगतः स्थाणुरचलोयं सनातनः અર્થઃ—આ જીવાત્મા નિત્ય, સર્વત્રવ્યાપક, કૂટસ્થ, અચલ તથા સનાતન છે.' ઇત્યાદિ ગીતા સ્મૃતિના વચનવડે જીવાત્માની સત્યરૂપતા સિદ્ધ થાય છે. વળી જો જીવાત્મા સત્યરૂપે ન હોય તો કૃતનાશ તથા અકૃતાભ્યાગમરૂપ દોષની પ્રાપ્તિ થશે. અહીં કરેલ પુણ્ય પાપરૂપ કર્મનો ફળના ભોગ વિના

જે નાશ, તે કૃતનાશ છે. તેમ જ પૂર્વે નહિ કરેલ કર્મનો જે ફળનો ભોગ છે, તેનું નામ અકૃતાભ્યાગમ છે. ઇત્યાદિ યુક્તિવડે જીવાત્માની સત્યરૂપતા સિદ્ધ થાય છે. વળી 'હું છું' આ રીતના અનુભવથી પણ આત્માની સત્યરૂપતા સિદ્ધ થાય છે. માટે જીવાત્મા સત્યરૂપે છે. વળી 'अत्रायं पुरुषः स्वयं ज्योतिर्भवति। आत्मैवास्य ज्योतिर्भवति योऽयं विज्ञानमयः। त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् । तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः અર્થ:—આ સ્વપ્ન અવસ્થામાં આત્મા સ્વયંજ્યોતિરૂપે છે. અર્થાત્ સ્વપ્ન અવસ્થામાં સૂર્ય, ચંદ્ર આદિ બાહ્ય જ્યોતિનો અભાવ હોવાથી આત્મારૂપ જ્યોતિવડે સર્વ વ્યવહાર થાય છે. વળી આ સંઘાતનો આત્મા જ્યોતિરૂપે હોય છે. આ આત્મા વિજ્ઞાનમયરૂપે છે. વળી જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, આ ત્રણ અવસ્થામાં યથાક્રમે વિદ્યમાન જે વિશ્વ, તૈજસ્ તથા પ્રાજ્ઞ આ ત્રણ ભોક્તા છે તથા તેના જે સ્થૂલ, સૂક્ષ્માદિ ભોગ્ય પદાર્થો છે તથા અંતઃકરણની અથવા અજ્ઞાનની વૃત્તિરૂપે જે ભોગ છે, તે સર્વથી વિલક્ષણ ચૈતન્ય માત્ર સાક્ષીરૂપે 'હું છું.'' ઇત્યાદિ શ્રુતિઓવડે જીવ તથા આત્માની ચૈતન્યરૂપતા સિદ્ધ થાય છે.' વળી કહ્યું છે કે, 'यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः। क्षेत्रक्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत અર્થ:—હે અર્જુન! જેમ એક જ સૂર્ય ભગવાન્ સર્વ લોકનો પ્રકાશ કરે છે, તેમ આત્મા સર્વ સંઘાતનો પ્રકાશ કરે છે.'' ઇત્યાદિ સ્મૃતિવડે જીવાત્માની ચૈતન્યરૂપતા સિદ્ધ થાય છે. વળી જો આ આત્મા ચૈતન્યરૂપે ન હોય તો પ્રકાશના અભાવથી આ જગતમાં અંધતા પ્રાપ્ત થશે. ઇત્યાદિ યુક્તિઓવડે જીવાત્માની ચૈતન્યરૂપતા સિદ્ધ થાય છે. વળી अहं अनुभवामि આ રીતના અનુભવથી આત્માની ચૈતન્યરૂપતા સિદ્ધ થાય છે. માટે જીવાત્મા ચૈતન્યરૂપે છે. વળી 'यो वै भूमा तत्सुखम्। को ह्येवान्यात्कः प्राण्यात् यदेष आकाश आनंदो न स्यात्। एष ह्येवानंदयति

અર્થ:–દેશ, કાળ તથા વસ્તુપરિચ્છેદથી રહિત જે આત્મા છે, તે જ સુખરૂપે છે. જો કદાપિ આ આત્મા આનંદરૂપે ન હોય તો અપાનના વ્યાપારને, પ્રાણના વ્યાપારને તથા દેહ ઇન્દ્રિયાદિના વ્યાપારને કોણ કરશે ? કોઈપણ કરશે નહિ. આથી લોકનું જીવન આનંદપૂર્વક હોય છે.' અતિ દુ:ખ પ્રાપ્ત થવે પ્રાણનો વિયોગ જોવામાં આવે છે. આ પ્રમાણે જીવાત્માની આનંદરૂપતા શ્રુતિવડે સિદ્ધ થાય છે. વળી "योऽन्तः सुखोऽतरात्मारामस्तथांऽतर्ज्योतिरेव यः અર્થ:–જે અંતરાત્મા સુખસ્વરૂપે છે, તે અંતરાત્મા જ્યોતિરૂપે છે."ઈત્યાદિ ગીતા સ્મૃતિના વચનવડે જીવાત્માની આનંદરૂપતા સિદ્ધ થાય છે. જો કદાપિ આ આત્મા આનંદરૂપે ન હોય તો સર્વ લોકની પોતાના આત્મામાં પરમ પ્રીતિ ન થવી જોઇએ. પણ સર્વ લોકની પોતાના આત્મામાં પરમ પ્રીતિ જોવામાં આવે છે. વળી સુષુપ્તિમાંથી ઉઠેલા પુરુષને, હું સુખેથી સુતો હતો, આ રીતનું સ્મરણ થાય છે, તે સ્મરણ અનુભવ વિના ન થાય. માટે સુષુપ્તિમાં કોઇ વિષયજન્ય આનંદ નથી. પણ પોતાના સ્વરૂપનો જ આનંદ છે. ઈત્યાદિ યુક્તિથી પણ જીવાત્માની આનંદરૂપતા સિદ્ધ થાય છે. વળી 'હું કદાપિ અપ્રિય ન થાઉં,' આ રીતના અનુભવથી જીવાત્માની આનંદરૂપતા સિદ્ધ થાય છે. માટે જીવાત્મા આનંદરૂપે છે. આ રીતે શ્રુતિ, સ્મૃતિ, યુક્તિ તથા અનુભવવડે જીવાત્માની સત્, ચિત્ તથા આનંદરૂપતા સિદ્ધ થાય છે. આથી સચ્ચિદાનંદ રૂપત્વહેતુ જીવાત્મારૂપ પક્ષમાં વૃત્તિરૂપે છે. માટે જીવમાં સ્વરૂપાસિદ્ધ નામનો હેત્વાભાસ નથી. વળી આ અનુમાનમાં પક્ષરૂપ જીવાત્માની સચ્ચિદાનંદરૂપતા જેમ શ્રુતિ આદિ પ્રમાણવડે સિદ્ધ છે, તેમ દૃષ્ટાંતરૂપ પરમાત્માની સચ્ચિદાનંદરૂપતા શ્રુતિના પ્રમાણથી સિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે, "सत्यं ज्ञानमनंतं ब्रह्म। आनंदो ब्रह्म અર્થ:–બ્રહ્મ સત્યરૂપે, જ્ઞાનરૂપે, અનંતરૂપે તથા આનંદરૂપે છે." માટે સચ્ચિદાનંદરૂપ હેતુ પરમાત્મારૂપ દૃષ્ટાંતમાં પણ

વિદ્યમાન છે. જો કે ઉક્ત અનુમાનમાં જીવાત્માથી અભિન્ન બ્રહ્મમાં દૃષ્ટાંતરૂપતા સંભવતી નથી. આથી સર્વત્ર પક્ષથી ભિન્ન દૃષ્ટાંત થાય છે. છતાં જીવ તથા બ્રહ્મનો કલ્પિત ભેદ માની, બ્રહ્મમાં દૃષ્ટાંતરૂપતા સંભવે છે. પણ વાસ્તવિક રીતે તો જીવ તથા બ્રહ્મમાં અભેદ જ છે. આ જીવ તથા બ્રહ્મના અભેદનું પ્રથમ પરિચ્છેદમાં ભેદવાદના ખંડનપૂર્વક વિસ્તારથી નિરૂપણ કરી આવ્યા છીએ.

શિષ્યઃ—'હું બ્રહ્મરૂપે છું,' આ રીતની અનુમિતિ સર્વ પુરુષને ઉત્પન્ન થાય છે, અથવા તો શું કોઇક જ પુરુષને થાય છે?

ગુરુઃ—જે પુરુષે બ્રહ્મવેત્તા ગુરુના મુખમાંથી શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક વેદાંત શાસ્ત્રનું શ્રવણ કર્યું છે તથા જેણે પ્રથમ પરિચ્છેદમાં કહ્યા પ્રમાણે તત્ત્વં પદાર્થનું શોધન કર્યું છે, તે પુરુષને જ પોતાના આત્મામાં સચ્ચિદાનંદરૂપપણાના હેતુના જ્ઞાનવડે 'હું બ્રહ્મરૂપે છું,' આ રીતની જીવ તથા બ્રહ્મના અભેદનો વિષય કરનારી અનુમિતિ ઉત્પન્ન થાય છે. પણ વેદાંત શ્રવણાદિથી રહિત પુરુષને આ અભેદ વિષયક અનુમિતિ ઉત્પન્ન થતી નથી.

શિષ્યઃ—तं त्वौपनिषदं पुरुषं पृच्छामि આ શ્રુતિમાં બ્રહ્મને કેવળ ઉપનિષદરૂપ શબ્દ પ્રમાણનો વિષય કહ્યો છે. જો બ્રહ્મમાં અનુમાન પ્રમાણની વિષયતા માનશો તો પછી ઉક્ત શ્રુતિનો વિરોધ આવશે. માટે બ્રહ્મમાં ઉક્ત અનુમાનની વિષયતા સંભવતી નથી.

ગુરુઃ—બ્રહ્મમાં શું અનુમાનની સ્વતંત્ર પ્રમાણતા નથી, કે વેદાંત સહકારીત્વ રૂપવડે પ્રમાણતા નથી? તેમાં જો પ્રથમ પક્ષ અંગીકાર કરે, તે અમને પણ ઇષ્ટ છે. અર્થાત્ પુરુષની કલ્પનારૂપ અનુમાન પ્રમાણને અતિ

ઇન્દ્રિય બ્રહ્મમાં સ્વતઃ પ્રમાણરૂપે અમે પણ માનતા નથી. વળી જો તું બીજો પક્ષ અંગીકાર કરશે તો તે સંભવશે નહિ. કારણકે "आत्मावाऽरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यः આત્મા જોવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય તથા મનન કરવા યોગ્ય છે." આ શ્રુતિએ તથા 'श्रोतव्यः श्रुतिवाक्येभ्यो मंतव्य उपपत्तिभिः અર્થઃ- શ્રુતિવચનથી આત્માને શ્રવણ કરવો તથા પ્રમાણવડે આત્માનું મનન કરવું" આ સ્મૃતિએ આત્માના સાક્ષાત્કાર માટે મનનનું વિધાન કર્યું છે. અહીં અનુમાન આદિ યુક્તિવડે જે આત્માનો વિચાર, તેનું નામ મનન છે. આ રીતે મનનમાં ઉપયોગીપણાવડે અનુમાનમાં પ્રમાણરૂપતા વેદાંત શાસ્ત્રના સહકારીપણાવડે અમને પણ અંગીકાર છે. જો કદાપિ સર્વ રીતે અનુમાનને અપ્રમાણરૂપે માનો તો શ્રુતિ તથા સ્મૃતિમાં જે મનનનું વિધાન કર્યું છે, તે વ્યર્થ થશે. માટે વેદાંત શાસ્ત્રના સહકારીવડે અનુમાનની પ્રમાણતા અવશ્ય માનવી જોઇએ. આ કારણથી જ अहं ब्रह्मास्मि, अयमात्मा ब्रह्म ઇત્યાદિ શ્રુતિથી સિદ્ધ જીવ બ્રહ્મના અભેદને અનુમાનવડે સિદ્ધ કર્યો છે. જે અર્થનું વેદાંતશાસ્ત્ર પ્રતિપાદન કરે છે, તે અર્થને જે અનુમાન સિદ્ધ કરે છે, તે અનુમાન વેદાંત શાસ્ત્રનું સહકારી કહેવાય છે. વળી 'नेह नानास्ति किंचन । वाचारंभणं विकारो नामधेयं । मायामात्रमिदं द्वैतं અર્થઃ-આ વિવિધતા મિથ્યા છે. આ સર્વ, વાણીવડે વ્યક્ત કરવારૂપે, વિકારરૂપે તથા નામરૂપે છે. આ સર્વ દ્વૈત માયારૂપે છે.' ઇત્યાદિ શ્રુતિવડે જેમ પ્રપંચનું મિથ્યાપણું સિદ્ધ છે, તેમ અનુમાનવડે પણ આ મિથ્યાપણું સિદ્ધ થાય છે. જેમકે 'व्यवाहारिकप्रपंचः मिथ्यादृश्यत्वात् शुक्तिरूप्यवत् અર્થઃ-આ આકાશાદિ વ્યાવહારિક પ્રપંચ દૃશ્યરૂપે હોવાથી મિથ્યા થવા યોગ્ય છે. જે જે પદાર્થ દૃશ્યરૂપે છે, તે તે પદાર્થ મિથ્યા હોય છે. જેમકે છીપ તથા રૂપું દૃશ્ય રૂપે હોવાથી મિથ્યા છે.' આ અનુમાનવડે અધિકારી પુરુષને બ્રહ્મથી ભિન્ન સર્વ પ્રપંચમાં મિથ્યાત્વ અનુમિતિ ઉત્પન્ન થાય છે.

શિષ્યઃ—આ પ્રપંચમાં મિથ્યાપણું શું છે?

ગુરુઃ:—સત્ તથા અસત્થી વિલક્ષણતારૂપ જે અનિર્વચનીયપણું, તે જ પ્રપંચમાં મિથ્યાપણું છે. પ્રપંચને જો સત્ય માનીએ તો બ્રહ્મની માફક પ્રપંચનો બાધ થશે નહિ. પણ બ્રહ્મસાક્ષાત્કારવડે પ્રપંચનો બાધ થાય છે. માટે પ્રપંચ સત્યથી વિલક્ષણ છે. વળી પ્રપંચને જો અસત્ય માનીએ તો નરશ્રૃંગ તથા વંધ્યાપુત્રની માફક પ્રપંચ પણ પ્રત્યક્ષરૂપે થશે નહિ. પણ પ્રપંચની પ્રત્યક્ષતા સર્વને થાય છે. માટે પ્રપંચ અસત્યથી પણ વિલક્ષણ છે. વળી સત તથા અસત્ બેઉનો પરસ્પર વિરોધ હોવાથી સત્ તેમ જ અસત્ ઉભયરૂપતા પણ પ્રપંચમાં સંભવતી નથી. આ રીતનું અનિર્વચનીયપણું પ્રપંચમાં તથા છીપ અને રૂપામાં મિથ્યાપણારૂપે છે.

શિષ્યઃ—જે દૃશ્યત્વરૂપ હેતુવડે પ્રપંચમાં મિથ્યાપણું સિદ્ધ કરો છો, તે દૃશ્યત્વ હેતુ વ્યભિચારી હોવાથી અસત્ હેતુરૂપે છે. કારણ કે દર્શનનો જે વિષય હોય, તેનું નામ દૃશ્યત્વ છે. વળી વૃત્તિના જ્ઞાનનું નામ દર્શન છે. આ વૃત્તિ જ્ઞાનના વિષયરૂપ દૃશ્યત્વ બ્રહ્મમાં પણ રહે છે. પણ બ્રહ્મમાં મિથ્યાત્વરૂપ સાધ્ય નથી. આથી મિથ્યાત્વરૂપ સાધ્યના અભાવવાળા બ્રહ્મમાં વૃત્તિ હોવાથી દૃશ્યત્વ હેતુ વ્યભિચારી છે.

ગુરુઃ—આ અનુમાનમાં દૃશ્યત્વ શબ્દવડે વૃત્તિ જ્ઞાનના વિષયત્વરૂપ દૃશ્યત્વ કહેવાયલું નથી. પણ વૃત્તિમાં આરૂઢ જે ફળ ચૈતન્ય છે, તેના વિષયત્વરૂપ દૃશ્યત્વ કહેવાયલું છે. બ્રહ્મમાં આવરણની નિવૃત્તિમાટે વૃત્તિની વિષયતા હોવા છતાં સ્વપ્રકાશરૂપ હોવાથી ફળ ચૈતન્યની વિષયતા નથી. માટે બ્રહ્મમાં અવૃત્તિ હોવાથી દૃશ્ત્વ હેતુ વ્યભિચારી નથી, પણ સત્ હેતુરૂપે હોય છે. તાત્પર્ય એ છે કે, એક સત્ હેતુ છે તથા બીજો અસત્ હેતુ છે. સત્ હેતુમાંથી તે તે સાધ્યની સિદ્ધિ થાય છે. પણ અસત

હેતુમાંથી સાધ્યની સિદ્ધિ થતી નથી. આ અસત્ હેતુને દુષ્ટ હેતુરૂપે કહે છે તથા હેત્વાભાસરૂપે કહે છે. આ હેત્વાભાસ પણ સવ્યભિચાર, વિરૂદ્ધ, અસિદ્ધ, સત્પ્રતિપક્ષ, બાધિત, એવા ભેદવડે પાંચ પ્રકારનો હોય છે. તેમાં પ્રથમ સવ્યભિચાર પણ સાધારણ, અસાધારણ તથા અનુપસંહારી, એવા ભેદવડે ત્રણ પ્રકારનો હોય છે. ત્રીજો અસિદ્ધ પણ આશ્રયાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ તથા વ્યાપ્યત્વાસિદ્ધ એવા ભેદવડે ત્રણ પ્રકારનો હોય છે. બીજું નૈયાયિકો અનુમાનને કેવળાન્વયી, કેવળ વ્યતિરેકી તથા અન્વય વ્યતિરેકી, એવા ભેદવડે ત્રણ પ્રકારનું માને છે. જે અનુમાનના સાધ્યનો કદી પણ અત્યંતાભાવ ન થાય, તે અનુમાન કેવલાન્વયી કહેવાય છે. જેમકે 'घटोऽभिधेयः प्रमेयत्वात् અર્થઃ-ઘટ એ નામ પ્રમેયરૂપે છે.' ઈત્યાદિ અનુમાનરૂપે છે. વળી અભિધેયત્વરૂપ સાધ્યનો કદી પણ અત્યંતાભાવ નથી. પણ પદના વાચ્યત્વરૂપ અભિધેયત્વ સર્વ પદાર્થમાં રહે છે. વળી પ્રમાજ્ઞાનના વિષયત્વરૂપ પ્રમેયત્વ પણ સર્વ પદાર્થમાં રહે છે. માટે આ અનુમાન કેવલાન્વયી કહેવાય છે. જે અનુમાનના સાધ્યનું તથા હેતુનું કદી પણ સહચાર દર્શન ન થાય, પણ સાધ્ય હેતુના અભાવનુંજ સહચાર દર્શન થાય, તે અનુમાન કેવળ વ્યતિરેકી કહેવાય છે. જેમકે 'पृथ्वी इतरेभ्यो भिद्यते गंधत्वात् यन्नैवं तन्नैवं यथा जलादिः અર્થઃ—પૃથ્વી અન્યભૂતથી ભિન્ન છે. કારણ કે તેમાં ગંધગુણ છે. જલાદિની માફક જેમાં ગંધગુણ નથી, તે પૃથ્વીરૂપે નથી.' ઇત્યાદિ અનુમાન છે. અહીં પૃથ્વીથી ભિન્ન જળ આદિ પદાર્થના ભેદરૂપ સાધ્યનો તથા ગંધરૂપ હેતુનો પૃથ્વીરૂપ પક્ષ છોડી, અન્યત્ર કદી પણ સહચાર નથી. પણ સાધ્ય હેતુના અભાવનુંજ જળ આદિમાં સહચાર છે. માટે આ અનુમાન કેવળ વ્યતિરેકી કહેવાય છે. વળી જે અનુમાનના સાધ્યનું તથા હેતુનું, તેમ જ તે બેઉના અભાવનું અન્યત્ર સહચાર દર્શન હોય છે, તે અનુમાન અન્વય વ્યતિરેકી કહેવાય

છે. જેમકે पर्वतो वह्निमान् धूमवत्वात् આ પ્રસિદ્ધ અનુમાન છે. વળી વહ્નિરૂપ સાધ્યનો તથા ધૂમરૂપ હેતુનો સહચાર રસોડામાં જોવામાં આવે છે તથા તે બેઉના અભાવનો સહચાર જળના ખાબોચિયામાં જોવાંમાં આવે છે. આથી ઉક્ત અનુમાન અન્વયવ્યતિરેકી કહેવાય છે. પણ નૈયાયિકનો આ મત અસંગત છે. કારણ કે नेह नानास्ति किंचन ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મમાં સર્વ પ્રપંચના અત્યંતાભાવનું નિરૂપણ કરે છે. માટે બ્રહ્મથી ભિન્ન કોઈ પણ પદાર્થમાં અત્યંતાભાવનું અપ્રતિયોગીપણું નથી. પણ સર્વ અનાત્મ પદાર્થ અત્યંતાભાવના પ્રતિયોગીરૂપે છે. માટે આ અનુમાનમાં કેવળ અન્વયીરૂપતા સંભવતી નથી. તે જ રીતે કેવળ વ્યતિરેકી અનુમાન પણ સંભવતું નથી. કારણ કે જે પદાર્થનો પરસ્પર વ્યાપ્ય-વ્યાપકભાવ હોય છે, તે જ પદાર્થનો પરસ્પર સાધન સાધ્ય ભાવ હોય, એવો નિયમ છે. આ નિયમનો કેવળ વ્યતિરેકી અનુમાનમાં ભંગ થાય છે. આથી કેવળ વ્યતિરેકી અનુમાનમાં ગંધ તથા ઇતર ભેદ, આ બેઉનો સાધન સાધ્યભાવ માન્યો છે. તેમજ ઈતર ભેદાભાવ તથા ગંધાભાવ, આ બેઉનો વ્યાપ્ય વ્યાપકભાવ માન્યો છે. જો કદાપિ અન્ય પદાર્થના વ્યાપ્તિ જ્ઞાનથી અન્ય પદાર્થની અનુમિતિ થતી હોય તો પર્વતમાં વહ્નિરૂપ વ્યાપ્ય ધૂમના જ્ઞાનથી જળની પણ અનુમિતિ થવી જોઈએ. માટે અનુમાનમાં કેવળ વ્યતિરેકી રૂપતા પણ સંભવતી નથી. આ કેવળ અન્વયીનો તથા કેવળ વ્યતિરેકીનો અસંભવ હોવાથી, અનુમાનમાં અન્વય વ્યતિરેકીરૂપપણું પણ સંભવતું નથી. માટે આ અનુમાન વેદાંત સિદ્ધાંતમાં એક અન્વયીરૂપ જ હોય છે. અહીં પૂર્વોક્ત અન્વયવ્યાપ્તિવાળા અનુમાનનું નામ અન્વયી છે.

શિષ્ય:–જે પુરુષને પૂર્વોક્ત સાધન તથા સાધ્ય બેઉના સમાનાધિકરણરૂપ અન્વયની વ્યાપ્તિનું જ્ઞાન નથી થયું, પણ

સાધ્યાભાવ તથા સાધનાભાવ, આ બેઉના સમાનાધિકરણરૂપ વ્યતિરેક વ્યાપ્તિનું જ્ઞાન થયું છે, તે પુરુષને પણ વ્યતિરેક વ્યાપ્તિના જ્ઞાનથી સાધ્યની જે અનુમિતિ થાય છે, તે થવી જોઇએ નહિ.

ગુરુઃ—અન્વય વ્યાપ્તિના જ્ઞાનથી રહિત પુરુષને વ્યતિરેક વ્યાપ્તિના જ્ઞાનથી સાધ્યની અનુમિતિ થતી નથી; પણ અર્થાપત્તિ પ્રમાણથી જ સાધ્યની પ્રમા થાય છે. જેમકે પૃથ્વી માત્રમાં રહેલ ગંધ ગુણ પૃથ્વીમાં જળાદિ ઇતર પદાર્થના ભેદ વિના અનુપપન્ન થાય છે તથા તેથી પૃથ્વીમાં ઇતર ભેદની કલ્પના કરાવે છે.

## ઉપમિતિ પ્રમાનું નિરૂપણ.

કહ્યું છે કે, 'सादृश्यप्रमितिः उपमितिः અર્થ—સાદૃશ્યનો વિષય કરનારી જે પ્રમા છે, તે ઉપમિતિ પ્રમા કહેવાય છે.' જેમકે કોઇ એક પુરુષ, જેણે ગાયનું શરીર નગરમાં જોયું છે, પણ જેને બળદ પ્રાણી કેવી રીતનું હોય છે, તે જાણવાની ઇચ્છા થાય છે, તે પુરુષ કોઇએક વનવાસી પુરુષને એમ પૂછે કે, બળદ કેવી રીતનો હોય છે? પછી તે વનવાસીએ નગરવાસીને ગાયના સરખો જ બળદ હોય છે, આ રીતનું વચન પ્રથમ કહ્યું. આ વચનને સાંભળ્યા પછી, તે નગરવાસી કોઈ એક સમયે વનમાં ગયો તથા તે વનમાં બળદને જોયો. તેમે જોઇ તે પુરુષને ખાત્રી થઇ કે, બળદ ગાયના સરખો જ છે. ત્યાર બાદ તે નગરવાસીને આ રીતનું જ્ઞાન થયું કે, મારી ગાય પણ આ બળદના સરખી છે. આ રીતના જ્ઞાનનું નામ ઉપમિતિ પ્રમા છે. ગાયની સાદૃશ્યતાનું જે જ્ઞાન, બળદ પ્રાણીના વિષયવાળું છે, તે ઉપમિતિ પ્રમાના સાધનરૂપે હોવાથી ઉપમાન પ્રમાણરૂપે છે. તેમ જ ગાયના વિષયવાળું જે જ્ઞાન બળદના સાદૃશ્યરૂપે

છે, તે જ્ઞાન ઉપમાન પ્રમાણના ફળરૂપ ઉપમિતિ પ્રમારૂપે છે. ઉપમિતિનું આ લૌકિક ઉદાહરણ છે.

## ઉપમિતિનું વૈદિક ઉદાહરણ.

જે પુરુષે આકાશના અસંગપણાનો તથા વ્યાવહારિકપણાનો નિશ્ચય કર્યો છે, પણ બ્રહ્મના અસંગપણાનો તથા વ્યાવહારિકપણાનો નિશ્ચય જેણે જાણ્યો નથી, તે અધિકારી પુરુષ બ્રહ્મવેત્તા ગુરુને પૂછે કે, હે ભગવન્! બ્રહ્મનું સ્વરૂપ કેવું છે? ત્યાર પછી તે ગુરુ શિષ્યને આકાશની માફક તે બ્રહ્મ અસંગરૂપે તથા વ્યાપકરૂપે છે, આ રીતનો ઉત્તર આપે છે. ત્યારબાદ તે શિષ્ય એકાંત પ્રદેશમાં વિચાર કરી પોતાના બ્રહ્મરૂપ આત્મામાં અસંગ વ્યાપકતાના રૂપવડે આકાશના સાદૃશ્યનો અનુભવ કરે છે. અર્થાત્ આકાશની માફક અસંગ તથા વ્યાપક બ્રહ્મરૂપે 'હું છું,' આ રીતનો અનુભવ તે અધિકારી પુરુષને થાય છે.

શિષ્ય:—આત્મામાં અસંગતારૂપ તથા વ્યાપકતારૂપ આકાશનું સાદૃશ્ય છે, આ અર્થમાં પ્રમાણ શું છે?

ગુરુ:—આ અર્થ શ્રુતિ, સ્મૃતિ તથા આચાર્યના વાક્યવડે સિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'आकाशवत्सर्वगतश्च नित्यः અર્થ:—આત્મા આકાશની માફક સર્વત્રવ્યાપક તથા નિત્ય છે.' આ શ્રુતિમાં આત્માને આકાશની માફક વ્યાપક કહ્યો છે. વળી 'यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते। सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते અર્થ:—જેવી રીતે સર્વત્ર રહેલ આકાશ પોતાના અસંગ સ્વભાવને લીધે કોઇ પણ પદાર્થથી લેપાયમાન થતું નથી, તેમ સર્વ દેહમાં રહેલ છતાં આત્મા પોતાના અસંગ સ્વભાવને લીધે કોઇપણ પદાર્થથી લેપાયમાન થતો નથી.' આ ગીતામાં આત્માને આકાશની માફક આ પ્રમાણે અસંગ કહ્યો છે. વળી दृशि स्वरूपं गगनोपमं परं આ વચનવડે આત્માને

આચાર્યે આકાશની માફક વ્યાપક કહ્યો છે. માટે આત્મામાં આકાશની સદૃશતાને લઇ ઉપમિતિનું ઉદાહરણ સંભવે છે. અથવા તો શિષ્યે, પ્રથમ છીપમાં રૂપાનો ભાવ જેમ મિથ્યા છે, તેમ જ સ્વપ્નના પદાર્થ આદિમાં મિથ્યાપણું છે, આ રીતનો પ્રથમ નિશ્ચય કરવો. ત્યાર પછી તેણે આકાશ આદિ પ્રપંચના સ્વરૂપને જાણવાની ઇચ્છા કરવી. તે અધિકારી પુરુષે આ પ્રપંચ, છીપ તથા રૂપા આદિની માફક મિથ્યા છે, આ રીતના ગુરુનાં વચનને શ્રવણ કરી, એકાંત સ્થળમાં તેનો વિચાર કરવો. આ રીતે વિચાર કરવાથી તે પ્રપંચમાં છીપ તથા રૂપાદિની માફક મિથ્યાત્વરૂપ સાદૃશ્યનો અનુભવ કરે છે. અર્થાત્ આકાશ આદિ પ્રપંચ છીપ તથા રુપા આદિની માફક મિથ્યા છે, આ રીતનો અનુભવ અધિકારી પુરુષને થાય છે. આ ઉપમિતિનું ઉદાહરણ વેદાંત-સિદ્ધાંતમાં પણ અનુકૂળ છે. પણ નૈયાયિકો તો બળદના વિષયરૂપ ગાયના સાદૃશ્ય જ્ઞાનની પછી બળદ, એ બળદ પદના વાચ્યરૂપે છે, આ રીતના જ્ઞાનને ઉપમિતિ પ્રમાણરૂપે માને છે તથા ઉપમાનને સાદૃશ્યવિશિષ્ટ પિંડજ્ઞાન, વૈધર્મ્ય-વિશિષ્ટ પિંડજ્ઞાન તથા અસાધારણ ધર્મવિશિષ્ટ પિંડજ્ઞાન, આ રીતના ભેદવડે ત્રણ પ્રકારનું માને છે. આ નૈયાયિકનો મત ન્યાયના ગ્રંથમાં વિસ્તારથી નિરૂપણ કર્યો છે, ત્યાંથી જોઈ લેવો.

## શાબ્દી પ્રમાનું નિરૂપણ.

કહ્યું છે કે, 'वाक्यकरणिकाप्रमा शाब्दीप्रमा અર્થ:–વાક્યરૂપી કરણરૂપે ઉત્પન્ન થનારી જે પ્રમા, તે શાબ્દી પ્રમા કહેવાય છે.' જેમકે तत्त्वमसि આ વૈદિક વચનનું શ્રવણ કરી અધિકારી પુરુષને अहं ब्रह्मास्मि આ રીતની જે પ્રમા થાય છે, તેમ જ घटमानय, गामानय ઇત્યાદિ લૌકિક વાક્યનું શ્રવણ કરી તે પુરુષને ઘટ તથા ગાય આદિ આણવાની જે પ્રમા થાય છે,

તે પ્રમાનું નામ શાબ્દી પ્રમા છે. જે વાક્યવડે શાબ્દી પ્રમા ઉત્પન્ન થાય છે, તે વાક્યનું લક્ષણ નીચે પ્રમાણે છે:– आकांक्षायोग्यतासन्निधिमत्पदसमुदायः वाक्यम् અર્થ:–આકાંક્ષા, યોગ્યતા તથા સન્નિધિ, આ ત્રણવાળું જે પદ છે, તે પદના સમુદાયનું નામ વાક્ય છે. જેમકે तत्त्वमसि ઇત્યાદિ વૈદિક વાક્ય तत् તથા त्वं આદિ પદના સમુદાયરૂપે છે. તેમ જ घटमानय ઇત્યાદિ લૌકિક વાક્ય घट તથા आनय ઇત્યાદિ પદના સમુદાયરૂપે છે.

## વાકયનાં પદોનું લક્ષણ.

કહ્યું છે કે, 'वर्णसमूहः पदम् કકારાદિ વર્ણનો જે સમૂહ છે, તે પદ છે.' જેમકે કળશ ઇત્યાદિ પદ કકરાદિ વર્ણના સમૂહરૂપે છે. પદને ઘડવાવાળા કકરાદિ વર્ણમાં જે એક જ્ઞાનની વિષયતા, તે સમૂહપણું છે. જો કે નૈયાયિકના મત પ્રમાણે કકારાદિ વર્ણ શબ્દરૂપે હોવાથી ક્ષણિક છે અર્થાત્ બીજી ક્ષણે નાંશવાન્ છે, વર્ણના સમુદાયરૂપ પદ પણ ક્ષણિક છે, પદના સમુદાયરૂપ વાક્ય પણ ક્ષણિક છે તથા વાક્યના સમુદાયરૂપ વેદ પણ ક્ષણિક છે, છતાં વેદાંત સિદ્ધાંત પ્રમાણે આ વર્ણ ક્ષણિક નથી. આકાશાદિની માફક સૃષ્ટિના આદિકાળમાં માયા ઉપહિત ઇશ્વરથી વર્ણની ઉત્પત્તિ થાય છે. વળી પ્રલય સમયે વર્ણનો વિનાશ થાય છે. પણ મધ્યકાળે વર્ણના ઉત્પત્તિ તથા વિનાશ હોતા નથી. આ કારણથી જ सोऽयं गकारः ઇત્યાદિ પ્રત્યભિજ્ઞા જ્ઞાનને પણ પ્રમાણરૂપતા થાય છે. વળી उत्पन्नो गकारः विनष्टो गकारः ઇત્યાદિ પ્રતીતિ ગકાર આદિ વર્ણના ઉચ્ચારણની ઉત્પત્તિના વિનાશનો વિષય કરે છે. પણ ગકારાદિ વર્ણની ઉત્પત્તિના વિનાશનો વિષય કરતી નથી. માટે વર્ણ, પદ, વાક્ય તથા વેદ, આ સર્વ શબ્દરૂપ હોવાથી ક્ષણિક છે. આ રીતનો નૈયાયિકનો જે મત છે તે અસંગત છે. મીમાંસકો તો

વર્ણને, તથા વર્ણસમુદાયરૂપ વેદને, ઉત્પત્તિ તથા વિનાશથી રહિત નિત્યરૂપે માને છે. આ મીમાંસકનો મત પણ અસંગત છે. કારણ કે 'छंदांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत अस्य महतो भूतस्य निःश्वसितमेवैतद्यदृग्वेदोयजुर्वेदः અર્થઃ—આ પરમાત્મામાંથી છંદો તથા યજુર્વેદની ઉત્પત્તિ થઈ. આ સર્વ ઋગ્વેદ તથા યજુર્વેદ પરમાત્માના નિઃશ્વાસરૂપે છે." ઇત્યાદિ શ્રુતિમાં સૃષ્ટિના આદિકાળ વિશે માયા ઉપહિત ઇશ્વરથી વેદની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું છે. વળી अत एव च नित्यत्वम् આ સૂત્રમાં શ્રીવ્યાસ ભગવાને વેદના પ્રલય પર્યંત સ્થાયિત્વરૂપે નિત્યપણાનું નિરૂપણ કર્યું છે. માટે મીમાંસકોનો મત પણ અસંગત છે. પૂર્વે આપણે કહ્યું છે કે આકાંક્ષા, યોગ્યતા તથા સન્નિધિ, આ ત્રણ યુક્ત પદોનો સમૂહ, તે વાક્ય છે.

આકાંક્ષાના સ્વરૂપનું વર્ણનઃ—કહ્યું છે કે, 'अन्वयानुपपत्तिः आकांक्षा અર્થઃ—જે પદનો અન્વય જે પદ વિના સંભવે નહિ, તે પદનો તે પદ સાથે જે સમભિવ્યાહાર, તેનું નામ આકાંક્ષા છે. જેમકે घटमानय આ વાક્યથી શ્રોતા પુરુષને ઘડાને લઈ આવવાનો બોધ થાય છે. આ બોધ કેવળ घटं એવા કારક પદથી હોતો નથી, તેમ જ કેવળ आनय આ ક્રિયાપદથી પણ થતો નથી. પણ બેઉ પદ જો વિદ્યમાન હોય તો જ બોધ થાય છે. માટે ઘટ પદને आनय પદનો જે સમભિવ્યાહાર છે, તેમજ आनय પદનો ઘટપદ સાથે જે સમભિવ્યાહાર છે, તે જ બેઉ પદોની પરસ્પર આકાંક્ષા છે. અહીં સમભિવ્યાહારનો અર્થ સમીપતા થાય છે. જો કે આકાંક્ષાનો અર્થ ઇચ્છા થાય છે. આ ઇચ્છા ચેતનનો ધર્મ હોય છે, પણ જડનો ધર્મ હોતો નથી. છતાં આ પદ શ્રોતા પુરુષની સ્વવિષયક આકાંક્ષાને ઉત્પન્ન કરનારું છે. આથી આ પદને આકાંક્ષાવાળું કહ્યું છે.

યોગ્યતાનું વર્ણનઃ—કહ્યું છે કે, 'वाक्यार्थाबाधः योग्यता અર્થઃ—વાક્યના અર્થનો જે પ્રમાણાંતરવડે અબાધ, તેનું

નામ યોગ્યતા છે.' જેમકે घटमानय આ વાકયનો અર્થ ઘટને જે આણુવાનો છે, તેનો કોઇપણુ પ્રત્યક્ષ પ્રમાણુવડે બાધ થતો નથી. એ જ ઘટઆદિ પદમાં યોગ્યતા છે.

સન્નિધિનું વર્ણન:–કહ્યું છે કે, 'पदानामविलंबोच्चारणं सन्निधिः અર્થ:–પદનું વિલંબરહિત જે ઉચ્ચારણુ, તેનું નામ સન્નિધિ છે.' જેમકે घटमानय આ વાકયમાં ઘટ' એવા પદની પછી વિલંબથી રહિત જે आनय એવા પદનું ઉચ્ચારણુ, તેનું નામ સન્નિધિ છે. આ રીતે આકાંક્ષા, યોગ્યતા તથા સંન્નિધિવાળા જે સમુદાય, તેનું નામ વાકય છે. તેમાં पदसमुदायः वाक्यम् એટલુંજ માત્ર જો વાકયનું લક્ષણુ હોય તો પહોર આદિ કાળના વિલંબવડે ઉચ્ચારણુ કરેલ ઘટ આદિ પદના સમુદાયમાં વાકયના લક્ષણુની અતિવ્યાપ્તિ થાત. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણુમાં સન્નિધિવાળા પદને વાકય કહ્યું છે. તેમાં પહોરે પહોરે ઉચ્ચારણુ કરેલ ઘટ આદિ પદમાં વિલંબથી રહિત ઉચ્ચારણુરૂપ સન્નિધિ નથી. માટે આ પદસમુદાયમાં વાકયના લક્ષણુની અતિવ્યાપ્તિ થતી નથી. વળી सन्निधिमत्पदसमुदायः वाक्यम् એટલું જ માત્ર જો વાકયનું લક્ષણુ કરત તો 'अग्निना सिंचेत् અર્થ:–અગ્નિવડે વૃક્ષનું સિંચન કરવું.' આ અપ્રમાણુરૂપ વાકયમાં તે વાકયના લક્ષણુની અતિવ્યાપ્તિ થાત. આ કારણુથી ઉકત સન્નિધિ આ પદમાં પણુ છે. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણુમાં પદની યોગ્યતાના વિશેષણુનું નિરૂપણુ કર્યું છે. વળી અગ્નિનું સિંચન કરવું, એ પ્રત્યક્ષ પ્રમાણુવડે બાધિત છે. માટે આ પદ યોગ્યતાવાળું નથી. માટે अग्निना सिंचेत् આ પદસમુદાયમાં વાકયના લક્ષણુની અતિવ્યાપ્તિ થતી નથી. વળી योग्यतासन्निधिमत्पदसमुदायः वाक्यम् એટલુંજ માત્ર જો વાક્યનું લક્ષણુ કરત તો गौरश्वः पुरुषो हस्ती આ પદસમુદાયમાં વાકયના લક્ષણુની અતિવ્યાપ્તિ થાત.

આ કારણથી ઉક્ત સન્નિધિ તથા યોગ્યતા આ પદમાં પણ છે. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે પદમાં આકાંક્ષા એવા વિશેષણનું નિરૂપણ કર્યું છે. તેમાં ગાય તથા અશ્વ આદિ પદો પરસ્પર આકાંક્ષાવાળાં નથી. માટે તે પદ-સમૂહમાં વાક્યના લક્ષણની અતિવ્યાપ્તિ હોઇ શકે નહિ.

શિષ્યઃ–આ રીતના વાક્યમાં જો શાબ્દી પ્રમાની સાધનતા હોય તો અવ્યુત્પન્ન પુરુષને પણ શાબ્દી પ્રમા થવી જોઇએ. અવ્યુત્પન્ન પદનો અર્થ એ છે કે, પદના જ્ઞાનથી જે પુરુષ રહિત હોય તે.

ગુરુઃ–જેમ વાક્ય શાબ્દ પ્રમાના કારણરૂપે હોય છે, તેમ વાક્યના વિષયવાળા પદના સંગતિનું જ્ઞાન પણ શાબ્દી પ્રમાના કારણરૂપે હોય છે. પણ અવ્યુત્પન્ન પુરુષને સંગતિનું જ્ઞાન થતું નથી. આથી વાક્ય સાંભળવા છતાં અવ્યુત્પન્ન પુરુષને શાબ્દી પ્રમા હોતી નથી. અહીં શાબ્દી પ્રમા, વાક્યાર્થ પ્રમા તથા શાબ્દ બોધ, આ ત્રણે શબ્દો એક જ અર્થના વાચક હોય છે.

## સંગતિના સ્વરૂપનું વર્ણન.

કહ્યું છે કે ' पदपदार्थयोः स्मार्यस्मारकभावसंबंधः संगतिः अर्थः–પદ તથા પદાર્થ, આ બેઉ પદનો જે સ્માર્ય સ્મારક-ભાવ સંબંધ છે, તેનું નામ સંગતિ છે.' જેમકે ઘટ એ પદના શ્રવણવડે પુરુષને ઘટરૂપ અર્થની સ્મૃતિ થાય છે. અહીં ઘટપદ સ્મૃતિને ઉત્પન્ન કરનારું હોવાથી સ્મારક કહેવાય છે. આ ઘટરૂપ અર્થ સ્મૃતિનો વિષય હોવાથી સ્માર્ય કહેવાય છે. આ રીતના સ્માર્ય સ્મારક ભાવ સંબંધનું નામ સંગતિ છે. આ સંગતિને શાસ્ત્રકારો વૃત્તિ પણ કહે છે. આ વૃત્તિરૂપ સંગતિ, શક્તિ તથા લક્ષણા એવા ભેદવડે બે પ્રકારની હોય છે. જો કે અન્ય શાસ્ત્રમાં વૃત્તિને શક્તિ, ગૌણી

તથા લક્ષણા એમ ત્રણ પ્રકારની કહી છે. છતાં આ સ્થળે ગૌણી વૃત્તિનો લક્ષણામાં અંતર્ભાવ માની, વૃત્તિ બે પ્રકારની કહી છે.

## શક્તિ વૃત્તિનું નિરૂપણ.

કહ્યું છે કે 'पदपदार्थयोर्वाच्यवाचकभावसंबंधः शक्ति अर्थ:–પદ તથા પદાર્થ આ બેઉનો જે વાચ્ય વાચકભાવ સંબંધ છે, તેનું નામ શક્તિ છે.' જેમકે ઘટ પદ તથા ઘટરૂપ અર્થ આ બેઉનો વાચ્ય વાચકભાવ સંબંધ છે. અહી ઘટ પદવાચક છે તથા ઘટરૂપ અર્થ વાચ્ય છે. તેમાં પદજન્ય જ્ઞાનનો જે વિષય હોય, તે વાચ્ય કહેવાય છે તથા પદાર્થની સ્મૃતિને જે ઉત્પન્ન કરનાર હોય, તે વાચક કહેવાય છે. આ શક્તિને શાસ્ત્રમાં મુખ્યવૃત્તિ એવા નામવડે નિરૂપણ કરી છે. મુખ્ય વૃત્તિરૂપ શક્તિ પણ યોગ તથા રૂઢિ એવા ભેદવડે બે પ્રકારની હોય છે. તેમાં 'अवयवशक्तिः योगः અર્થ:–પદના પ્રકૃતિ તથા પ્રત્યયરૂપ અવયવમાં જે અર્થના બોધકરૂપે શક્તિ છે, તેનું નામ યોગશક્તિ છે.' જેમકે પાચકાદિ પદની પાક કર્તાદિરૂપ અર્થમાં યોગશક્તિ છે. અહી पच् ધાતુને अक प्रत्यय લગાડવાથી પાચક એ શબ્દ સિદ્ધ થાય છે. पच् ધાતુની શક્તિ વાકયમાં છે તથા अक् પ્રત્યયની શક્તિ કર્તામાં છે. આ બેઉ અવયવની શક્તિથી પાક કર્તા પુરુષનો બોધ થાય છે. આ યોગશક્તિવાળા પાચકાદિ પદને શાસ્ત્રમાં યૌગિક પદ પણ કહે છે. વળી 'समुदायशक्तिः रूढिः અર્થ:–પદના પ્રકૃતિ તથા પ્રત્યયરૂપ અવયવસમુદાયમાં અર્થનો બોધ કરનારી જે એક શક્તિ છે, તેનું નામ રૂઢિ શક્તિ છે.' જેમકે ઘટાદિરૂપ અર્થમાં રૂઢિશક્તિ છે. આ રૂઢિશક્તિ-વાળા પદને શાસ્ત્રમાં રૂઢપદ કહે છે. નૈયાયિકો આ શક્તિને યોગ, રૂઢિ, યોગરૂઢિ તથા યૌગિકરૂઢિ, એવા ભેદવડે ચાર

પ્રકારની માને છે. વળી શક્તિના ચાર પ્રકારને લીધે પદને પણ યોગ, રૂઢ, યોગરૂઢ તથા યૌગિકરૂઢ, એમ ચાર પ્રકારનું માને છે. અહીં પંકજ આદિ પદને યોગરૂઢ માને છે, ઉદ્ભિદ આદિ પદને યૌગિકરૂઢ માને છે, આ રીતનો નૈયાયિકનો મત ન્યાય દર્શનમાંથી જોઈ લેવો.

## શક્તિના જ્ઞાનનો પ્રકાર.

શક્તિનું જ્ઞાન પુરુષને વ્યવહારથી થાય છે. જેમકે ગુરુ તથા પિતારૂપ ઉત્તમ વૃદ્ધ પુરૂષનાં, 'ઘટ લાવ' એવાં વચન સાંભળી, શિષ્ય તથા પુત્ર આદિરૂપ મધ્યમ પુરુષ ઘટને લઈ આવવા પ્રવૃત્ત થાય છે. વળી ઉત્તમ વૃદ્ધ પુરુષની પાસે રહેલ બાળક, મધ્યમ વૃદ્ધ પુરુષના ગમન આગમનરૂપ પ્રવૃત્તિને જોઇ, મધ્યમ વૃદ્ધ પુરુષના જ્ઞાનનું અનુમાન કરે છે. આ અનુમાન નીચે પ્રમાણે છે:—'इयं प्रवृत्तिः ज्ञानसाध्या प्रवृत्तित्वात् मदीयप्रवृत्तिवत्' અર્થ:—આ મધ્યમ વૃદ્ધ પુરુષની પ્રવૃત્તિ જ્ઞાન-જન્ય છે. કારણકે પ્રવૃત્તિ જ્ઞાનજન્ય છે. જેવી રીતે કે અમારી પ્રવૃત્તિ ઇષ્ટ સાધનતાના જ્ઞાનજન્યરૂપે છે.' આ પ્રમાણે તે બાળક મધ્યમ પુરુષની પ્રવૃત્તિના હેતુરૂપ જ્ઞાનનું અનુમાન કરી, ત્યાર પછી તે જ્ઞાનમાં ઉત્તમ વૃદ્ધ પુરુષની વાક્ય જન્યતાનું અનુમાન કરે છે. આ અનુમાન નીચે પ્રમાણે છે:—'इदं ज्ञानं एतद्वाक्यजन्यं एतद्वाक्यान्वयव्यतिरेकानुविधायित्वात् दंडजन्यघटादिवत्' અર્થ:—મધ્યમ પુરુષની પ્રવૃત્તિનું હેતુરૂપ જ્ઞાન ઉત્તમ વૃદ્ધ પુરૂષના 'ઘટ લાવ' એવા વાક્યજન્યરૂપે હોય છે. આ વાક્ય અન્વય તથા વ્યતિરેકને અનુસરનારું હોવાથી, જે જે પદાર્થ જે પદાર્થના અન્વય તથા વ્યતિરેકને અનુસરનાર હોય છે, તે તે પદાર્થ તે પદાર્થજન્ય હોય છે. જેમકે દંડના અસ્તિત્વથી ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ થાય છે તથા દંડનો અભાવ થવાથી ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ થતી નથી. આ રીતનો જે દંડનો અન્વય વ્યતિરેક છે, તેને અનુસરનાર ઘટ હોય છે. માટે

ઘટ દંડજન્ય છે. તેમ ઉત્તમ વૃદ્ધ પુરુષનું ' ઘટ લાવ ' આ વાક્ય અન્વય તથા વ્યતિરેકને અનુસરનારું હોવાથી મધ્યમ પુરુષનું જ્ઞાન વાક્યજન્ય છે. આ પ્રમાણે બાળકને, મધ્યમ પુરુષના જ્ઞાનમાં ' ઘટ લાવ ' આ વાક્યજન્યતાનું અનુમાન થાય છે. ત્યાર પછી મધ્યમ પુરુષ ઘટ લાવે છે, તે જોઇ ઘટ પદની શક્તિનો નિશ્ચય ઘટ વ્યક્તિમાં કરે છે. અર્થાત્ ' ઘટ આણુ ' આ વચનમાં રહેલ ઘટ પદની શક્તિ ઘટ વ્યક્તિમાં થાય છે. આ રીતનું શક્તિજ્ઞાન થાય છે. આ રીતે બાળકને પ્રથમ વૃદ્ધના વ્યવહારથી જ ઘટાદિ પદની શક્તિનું જ્ઞાન થાય છે. ત્યાર પછી વ્યાકરણ, ઉપમાન, કોશ, આપ્તવાક્ય, વાક્યશેષ, વિવરણ તથા સિદ્ધ પદની સમીપતા, આટલી સાત પ્રકારની શક્તિવડે શક્તિનું જ્ઞાન થાય છે. વ્યાકરણાદિવડે કેવી રીતે પદની શક્તિનું જ્ઞાન થાય છે, તે સંબંધી વિશેષ વિવરણ ન્યાયદર્શનના ગ્રંથમાંથી જોઇ લેવું.

## શક્તિ વિષયરૂપ અર્થનું નિરૂપણ.

નૈયાયિકો તો એમ કહે છે કે, આ પદવડે શ્રોતા પુરુષને અમુક અર્થનો જ બોધ થાઓ, આ રીતની ઈશ્વરની જે ઇચ્છા, તેનું નામ શક્તિ છે. વળી કેટલાક નવા નૈયાયિકો જીવની ઈચ્છાને શક્તિ માને છે. આ ઘટાદિ પદની શક્તિ ઘટ આદિરૂપ પદાર્થમાં હોય છે. પણ ઘટ આદિ પદાર્થરૂપ, સંબંધરૂપી સંસર્ગમાં, આ શક્તિ હોતી નથી. માટે ઘટ પદના શ્રવણથી શ્રોતા પુરુષને ઘટરૂપ અર્થનું જ સ્મરણ થાય છે. પણ સંસર્ગનું સ્મરણ હોતું નથી. વળી ' ઘટ આણુ ' આ વાક્યમાં રહેલ ઘટ આદિ પદના અર્થનો પરસ્પર સંસર્ગરૂપ જે વાક્યાર્થ છે, તે વાક્યાર્થનો બોધ ઘટ આદિ પદના સમભિવ્યાહારથી થાય છે. માટે સંસર્ગમાં ઘટાદિ પદવિશે શક્તિ માનવી નિષ્ફળ છે. વળી

મીમાંસકો તો એમ કહે છે કે, ઘટ આદિ પદની કેવળ ઘટ આદિરૂપ અર્થમાં શક્તિ નથી, પણ કાર્યાન્વિત ઘટ આદિમાં જ ઘટ આદિ પદની શક્તિ હોય છે. અહીં પુરુષના પ્રયત્નરૂપ કૃતિવડે સાધ્યરૂપ જે ક્રિયા, તેનું નામ કાર્ય છે. આ કાર્યના સંબંધવાળાનું નામ કાર્યાન્વિત છે. જેમકે 'ઘટ લાવ' આ વાક્યમાં ઘટના લાવવારૂપ ક્રિયા પુરુષના પ્રયત્નવડે સાધ્ય હોવાથી કાર્યરૂપે છે. વળી આણવારૂપ કાર્યના સંબંધવાળો ઘટ છે. માટે ઘટ કાર્યાન્વિત કહેવાય છે. આ કાર્યાન્વિત ઘટમાં જ ઘટ પદની શક્તિ છે. આ રીતે પટ આદિ પદની શક્તિ કાર્યાન્વિત પટાદિકમાં જ જાણવી. જો કદાપિ ઘટ આદિ પદની શક્તિ કાર્યાન્વિત ઘટ આદિમાં ન માનીએ તો ઘટ આદિ પદાર્થના સંસર્ગરૂપ વાક્યાર્થનો બોધ થશે નહિ. વળી પૂર્વોક્ત રીતવડે બાળકને પ્રથમ કાર્યાન્વિત ઘટ આદિમાં જ ઘટ આદિ પદની શક્તિનું જ્ઞાન થાય છે, તે પણ થવું જોઇએ નહિ. માટે કૃતિ સાધ્યત્વરૂપ કાર્યનું જ્ઞાન જ પુરુષની પ્રવૃત્તિના હેતુરૂપે છે. કેવળ ઇષ્ટ સાધનતાનું જ્ઞાન પુરુષની પ્રવૃત્તિના હેતુરૂપે હોતું નથી. જેમકે ચંદ્રમંડલાદિમાં ઇષ્ટ સાધનતાનું જ્ઞાન હોવા છતાં પુરુષની પ્રવૃત્તિ હોતી નથી. જો કે વિષભક્ષણ, કૂપપતન આદિમાં કાર્યતાનું જ્ઞાન હોવા છતાં, પુરુષની પ્રવૃત્તિ હોતી નથી, છતાં ઇષ્ટ સાધનતારૂપ જ્ઞાનના સમયે કાર્યતાનું જે જ્ઞાન, તે જ પુરુષની પ્રવૃત્તિના હેતુરૂપે હોય છે. વળી વિષભક્ષણાદિમાં પુરુષને ઇષ્ટ સાધનતાનું જ્ઞાન નથી. માટે તેમાં પ્રવૃત્તિ હોઈ શકે નહિ. તેથી કૃતિ સાધ્યત્વરૂપ કાર્યના વાચક લિઙ્, લોટ્, તવ્ય ઇત્યાદિ પદો છે, તે પદથી ઘડાયેલ વાક્ય, પ્રમાણ વાક્યરૂપે હોય છે. જેમકે ઘટ લાવ ઇત્યાદિ લૌકિક વાક્ય છે. તેમજ स्वर्गकामो यजेत ઇત્યાદિ વૈદિક વાક્ય છે. આ લિંગ આદિ પદથી રહિત વાક્ય પ્રમાણરૂપે હોતું નથી. જેમકે "भूतले घटः પૃથ્વીપર ઘડો છે"

ઈત્યાદિ લૌકિક વાક્ય છે, તથા તત્ત્વમસિ ઈત્યાદિ વૈદિક વાક્ય છે. વળી વેદાંત સિદ્ધાંતનો મત નીચે પ્રમાણે છેઃ—ઘટ આદિ પદની કેવળ ઘટ આદિરૂપ અર્થમાં અથવા કાર્યાન્વિત ઘટ આદિમાં શક્તિ નથી, પણ ઇતરાન્વિત ઘટાદિકમાં ઘટ આદિ પદની શક્તિ છે. જો કે બાળકને પ્રથમ કાર્યાન્વિત ઘટ આદિમાં જ ઘટ આદિ પદની શક્તિનું જ્ઞાન થાય છે, છતાં ગૌરવતાના દોષને લીધે કાર્યના અંશનો ત્યાગ કરી, ઇતરાન્વિત ઘટ આદિમાં જ ઘટ આદિ પદની શક્તિનું જ્ઞાન થાય છે. જો કે ઇતર પદાર્થ કાર્યરૂપે હોય અથવા કાર્યથી ભિન્ન હોય, છતાં તે રીતનું જ્ઞાન થાય છે. જેમ કે ઘટ લાવ, આ કાર્યયુક્ત વાક્યવડે શક્તિના ગ્રહણનો પ્રકાર દર્શાવ્યો હતો તેમ ' તને પુત્ર ઉત્પન્ન થયો છે ' ઈત્યાદિ સિદ્ધાર્થવાળાં વાકયથી પણ શક્તિનું ગ્રહણ થાય છે. જેમકે કોઇ ધનવાન્ પુરુષને ઘેર પુત્રજન્મ થયો. ત્યાર પછી પુત્ર પદવાળા વસ્ત્રને સાથે લઇ ખબર કરનારો પુરુષ ધનવાન્ પુરુષની પાસે જઇ વસ્ત્રને આગળ ધરી એમ કહે કે, આપને ત્યાં પુત્રની પ્રાપ્તિ થઈ છે. આ વાત સાંભળી તે ધનવાન્ પુરુષને પુત્રના જન્મના જ્ઞાનથી હર્ષની પ્રાપ્તિ થાય છે. હર્ષવડે તે ધનવાનનું મોઢું પ્રપુલ્લિત થાય છે. આ જોઈ પુત્રપદની શક્તિના જ્ઞાનથી રહિત બીજો કોઇ પુરુષ, ધનવાનનું મુખ પ્રસન્ન જોઇ, તે ધનવાનના હર્ષનું અનુમાન કરે છે. ત્યાર પછી હર્ષમાં જ્ઞાનજન્યત્વનું અનુમાન કરે છે. ત્યાર બાદ જ્ઞાનમાં અન્વય તથા વ્યતિરેક-વડે ' તમને પુત્ર થયો ' આ વાકયજન્યત્વનું અનુમાન કરે છે. ત્યાર બાદ ઉત્પત્તિવાળા બાળકના શરીરમાં પુત્રપદની શક્તિનો નિશ્ચય કરે છે. માટે જેમ घटमानय—ઘટ લાવ, स्वर्गकामो यजेत—સ્વર્ગની કામનાવાળાએ અગ્નિનું પૂજન કરવું જોઇએ, ઇત્યાદિ કાર્યરૂપ વાકયો પ્રમાણરૂપે છે, તેમ भूतले घटः જમીનપર ઘડો છે, तत्त्वमसि તું તે રૂપે છે, ઇત્યાદિ સિદ્ધા-

ર્થવાળાં વાક્યો પણ પ્રમાણરૂપે જ છે. વળી આ પૂર્વોક્ત ઘટ આદિ પદની શક્તિ ઘટત્વાદિ જાતિમાં જ છે, પણ ઘટ આદિ વ્યક્તિમાં નથી. જો કદાપિ આ શક્તિ ઘટ આદિ વ્યક્તિમાં માનીએ તો ઘટ આદિ વ્યક્તિઓ અનંત છે. માટે શક્તિઓ પણ અનંત માનવી પડશે. જે ઘટ વ્યક્તિમાં ઘટ પદની શક્તિનું જ્ઞાન થયું છે, તે વ્યક્તિથી ભિન્ન ઘટનો પણ બોધ ઘટ પદથી થાય છે, તે થવો જોઇએ નહિ. માટે ઘટ વ્યકિતમાં ઘટ પદની શકિતનું જ્ઞાન થતું નથી. વળી ઘટત્વ જાતિ સર્વને ઘટ વ્યકિતમાં એક છે. માટે જાતિમાં શકિત માનવાથી શકિતનું અનંતપણું થશે; તથા તેથી વ્યભિચારી દોષ પ્રાપ્ત થતો નથી. માટે ઘટ આદિ પદની શકિત ઘટત્વાદિ જાતિમાં જ માનવી ઉચિત છે.

શિષ્ય:–ઘટ આદિ પદની શક્તિ જો ઘટત્વ આદિ જાતિમાં જ માનશો તો ઘટમાનય આ વાક્યને શ્રવણ કરી શ્રોતા પુરુષને ઘટપદથી ઘટત્વ જાતિનો જ બોધ થશે, પણ ઘટ વ્યક્તિનો બોધ થશે નહિ. વળી ઘટ વ્યક્તિના બોધ-બિના ઘટ વ્યક્તિનું આણવું પણ સંભવશે નહિ.

ગુરુ:–શ્રોતા પુરુષને ઘટપદથી ઘટત્વ જાતિનો જ બોધ થાય છે, પણ ઘટ વ્યક્તિ વિના ઘટત્વ જાતિનું સ્વતંત્ર આણવું સંભવતું નથી. માટે શ્રોતા પુરૂષને આક્ષેપથી ઘટ વ્યક્તિનો બોધ થાય છે, અથવા ઘટ પદની લક્ષણાથી ઘટ વ્યક્તિનો બોધ થાય છે. અહીં કેટલાક ગ્રંથકાર સમાનવૃત્તિ વેદ્યત્વને આક્ષેપરૂપે કહે છે, કેટલાએક અનુમાનને આક્ષેપ કહે છે તથા કેટલાએક અર્થાપત્તિને આક્ષેપ કહે છે. આ ત્રણે પક્ષો ન્યાયદર્શનમાં છે, માટે તેમાં જોઇ લેવા. અથવા તો ઘટત્વાદિ જાતિવિશિષ્ટ ઘટ આદિ વ્યક્તિમાં જ ઘટ આદિ પદની શક્તિ હોય છે, પણ કેવળ જાતિમાં અથવા કેવળ વ્યક્તિમાં શક્તિ નથી. પરંતુ જાતિમાં શક્તિ જ્ઞાનરૂપે

થઇ શાબ્દબોધને ઉપયોગી થાય છે. વળી વ્યક્તિમાં શક્તિ સ્વરૂપથી જ ઉપયોગી હોય છે, પણ જ્ઞાનરૂપે થઈ ઉપયોગી હોતી નથી. આ રીતની શક્તિને જ શાસ્ત્રમાં કુળજ શક્તિ કહે છે.

શિષ્ય:–પૂર્વે ઘટાદિ પદની શક્તિ ઇતરાન્વિત ઘટ આદિમાં કહી હતી. વળી હાલ ઘટાદિ પદની ઘટત્વ જાતિમાં અથવા ઘટત્વ જાતિવિશિષ્ટ ઘટ વ્યક્તિમાં આપે શક્તિને સિદ્ધ કરી. માટે પૂર્વ તથા ઉત્તર ગ્રંથનો વિરોધ પ્રાપ્ત થાય છે, તેનું કેમ?

ગુરુ:–આ શક્તિ અનુભાવિકા તથા સ્મારિકા, એવા ભેદવડે બે પ્રકારની હોય છે, પૂર્વે ઈતરાન્વિત ઘટ આદિમાં ઘટ આદિ પદની અનુભાવિકા શક્તિ કહી હતી તથા હાલ ઘટત્વ જાતિમાં અથવા ઘટત્વ જાતિવિશિષ્ટ ઘટ વ્યક્તિમાં ઘટ પદની સ્મારિકા શક્તિ કહી છે. આથી પૂર્વ તથા ઉત્તર ગ્રંથનો વિરોધ થતો નથી. કારણ કે આ રીતે મીમાંસકોના મત પ્રમાણે પણ કાર્યાન્વિત ઘટાદિમાં ઘટાદિ પદની અનુભાવિકા શક્તિ છે તથા ઘટત્વાદિ જાતિમાં સ્મારિકા શક્તિ છે. આ પ્રમાણે શક્તિવૃત્તિનું નિરૂપણ કર્યું.

## લક્ષણાવૃત્તિનું નિરૂપણ.

કહ્યું છે કે, 'शक्यसंबंधः लक्षणा અર્થ:–પૂર્વોક્ત શક્તિ વૃત્તિનો જે વિષય છે તેનું નામ શક્ય છે. આ શક્યને વાચ્ય પણ કહે છે. આ શક્ય પદાર્થનો લક્ષ્યમાણ પદાર્થ સાથે જે સંબંધ છે, તેનું નામ લક્ષણા છે.' જેમકે કોઈ મિત્રે મંડપમાં બેઠેલા પુરુષને ભોજન કરાવવાના અભિપ્રાયને લઇ मंडपं भोजय મંડપને તું જમાડ, આ રીતનું વચન કોઇ પુરુષને કહ્યું. આ વચનને સાંભળી તે શ્રોતા પુરુષ જડ મંડપમાં ભોજન કર્તૃત્વની અયોગ્યતાને જાણી, મંડપ

પદની મંડપસ્થ પુરુષમાં લક્ષણા કરે છે. અહી મંડપ પદનો શક્ય અર્થ જે ગૃહવિશેષ, તેનો પુરુષની સાથે સંયોગ સંબંધ છે, આનું નામ લક્ષણા છે.

## લક્ષણાવૃત્તિના વિભાગનું વર્ણન.

આ લક્ષણાવૃત્તિ કેવળ લક્ષણા તથા લક્ષિતલક્ષણા, એવાં ભેદવડે બે પ્રકારની હોય છે. તેમાં 'शक्यसाक्षात् संबंधः केवललक्षणा અર્થ:-પદના શક્ય અર્થનો લક્ષ્યમાણ અર્થની સાથે જે સાક્ષાત સંબંધ, તેનું નામ કેવળલક્ષણા છે. આ કેવળ લક્ષણા જહલ્લ-ક્ષણા, અજહલ્લક્ષણા તથા જહદજહલ્લક્ષણા, એવા ભેદવડે ત્રણ પ્રકારની હોય છે. તેમાં 'शक्यार्थपरित्यागेन तत्संबंध्यर्थांतरे वृत्तिः जहल्लक्षणा અર્થ:-પદના શક્ય અર્થનો ત્યાગ કરી શક્ય અર્થના સંબંધવાળા અન્ય પદાર્થમાં પદની જે લક્ષણાવૃત્તિ, તેનું નામ જહલ્લક્ષણા છે.' જેમકે કોઇએક શ્રોતા પુરુષને ગંગાના તીરપર અવાજનો બોધ થાય છે. આ પ્રમાણેના અભિપ્રાયવડે गंगायां घोषः प्रतिवसति ગંગામાં ઘોષ રહે છે, આ રીતના ઉચ્ચા-રણ કરેલ વાક્યને સાંભળી તે શ્રોતા પુરુષ ગંગા પદના શક્ય અર્થરૂપ જળના પ્રવાહમાં ઘોષના આધારપણાની અયોગ્યતાને જોઇ, ગંગા પદની તીરમાં લક્ષણા કરે છે. અહી ગંગાપદનો શક્ય અર્થ જે જળનો પ્રવાહ છે, તેનો ત્યાગ કરી શક્ય અર્થના સંયોગ સંબંધવાળા તીરરૂપ અર્થમાં ગંગા પદની જે લક્ષણાવૃત્તિ, તેને જહલ્લક્ષણા કહે છે.

## અજહલ્લક્ષણાનું વર્ણન.

કહ્યું છે કે, 'शक्यार्थापरित्यागेन तत्संबंध्यर्थांतरे वृत्तिः अजहल्लक्षणा અર્થ:-પદના શક્ય અર્થનો ત્યાગ કર્યા વિના શકય અર્થના સંબંધવાળા અન્ય પદાર્થમાં પદની જે લક્ષણાવૃત્તિ, તેનું નામ અજહલ્લક્ષણા છે.' જેમકે માંચડાપર બેઠેલા પુરુષને

બોધ કરવા માટે કોઇ પુરુષ એમ કહે કે, માંચડો શબ્દ કરે છે. આ રીતનું વચન સાંભળી શ્રોતા પુરુષ માંચડામાં શબ્દ કરવાની અયોગ્યતાને જાણી, માંચડાના પદની લક્ષણા માંચડાપર રહેલ પુરુષની કરે છે. અહીં માચડાં પદના શક્ય અર્થરૂપ માંચડાનો ત્યાગ કર્યા વિના મંચપદની માંચડાપર બેઠેલા પુરુષમાં લક્ષણાવૃત્તિ છે. આને અજહ-લ્લક્ષણા કહે છે.

## જહદજહલ્લક્ષણાનું વર્ણન.

કહ્યું છે કે, 'शक्यैकदेशपरित्यागेनैकदेशे वृत्तिः जहदजहल्लक्षणा અર્થ:—પદના શક્ય અર્થના એક દેશનો ત્યાગ કરી એક દેશમાં પદની જે લક્ષણાવૃત્તિ, તેનું નામ જહદજહલ્લક્ષણા છે.' આ લક્ષણાને ભાગત્યાગ લક્ષણા પણ કહે છે. જેમકે દેવદત્તના અભેદરૂપ બોધના તાત્પર્ય માટે એક પુરુષ એમ ઉચ્ચાર કરે કે "सोऽयं देवदत्तः આ તે દેવદત્ત છે." આ વાક્યને સાંભળી શ્રોતા પુરુષ सः તથા अयं આ બેઉ પદની દેવદત્તના દેહ માત્રમાં લક્ષણા કરે છે. અહીં तद्देशकाल विशिष्ट देवदत्तपिंडः सः આ પદનો શક્ય અર્થ છે. તેમજ એતદ્દેશ કાળ વિશિષ્ટ દેવદત્તનો દેહ, એ अयं પદનો શક્ય અર્થ છે. આ બેઉ શક્ય અર્થનો અભેદ સંભવતો નથી. માટે सः પદના શક્ય અર્થમાં તદ્દેશકાળ વિશિષ્ટત્વરૂપ જે એક દેશ છે, તેના ત્યાગવડે દેવદત્તના દેહરૂપ એક દેશમાં सः એ પદની જે લક્ષણાવૃત્તિ છે, તેમ જ अयं પદના શક્ય અર્થમાં એતદ્દેશ કાલ વિશિષ્ટત્વરૂપ જે એક દેશ છે, તેનો ત્યાગ કરી, દેવદત્તના દેહરૂપ એક દેશમાં જે अयं પદની લક્ષણાવૃત્તિ છે, તેને જહદજહલ્લક્ષણા કહે છે. જેમકે જીવબ્રહ્મના અભેદ બોધ-ના તાત્પર્યવડે બ્રહ્મવેત્તા ગુરુએ ઉચ્ચારણ કરેલ જે તત્ત્વમસિ એવું મહાવાક્ય છે, તેને સાંભળી અધિકારી શ્રોતા પુરુષ તત તથા ત્વમ આ બેઉ પદની અખંડ ચૈતન્યમાં લક્ષણા કરે છે.

અહી માયા ઉપહિત ચૈતન્ય તત્પદનો શકય અર્થ છે. તેમ જ સ્થૂલ સૂક્ષ્માદિ શરીર ઉપહિત ચૈતન્ય ત્વં પદનો શકય અર્થ છે. આ બેઉ શકય અર્થનો અભેદ સંભવતો નથી. વળી આ વાકયમાં તત્ ત્વં પદના સમાનાધિકરણવડે તત્ તથા ત્વં આ બેઉ પદાર્થનો અભેદ પ્રતીત થાય છે. માટે તત્ પદના શક્ય અર્થમાં માયારૂપ એક દેશનો ત્યાગ કરી ચૈતન્યરૂપ એક દેશમાં તત્ પદની જે લક્ષણાવૃત્તિ, તેમજ ત્વં પદના શકય અર્થમાં સ્થૂલ સૂક્ષ્માદિ શરીરરૂપ એક દેશનો ત્યાગ કરી ચૈતન્યરૂપ એક દેશમાં જે ત્વં પદની લક્ષણાવૃત્તિ, તેને જહદજહલ્લક્ષણા કહે છે અથવા ભાગ-ત્યાગ લક્ષણા કહે છે. અહી લક્ષ્ય અર્થરૂપ અખંડ ચૈતન્યનો અભેદ સંભવે છે.

શિષ્યઃ—તત્ તથા ત્વમ્ આ બે પદની જો એક અખંડ ચૈતન્યમાં જ લક્ષણા હોય તો એકજ પદવડે અખંડ ચૈતન્ય-રૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર સંભવી શકે છે. જેથી બીજું પદ વ્યર્થ થશે. પણ એક અર્થનો બોધ કરવાવાળાં બે પદના કહેવાથી પુનરુક્તિ દોષની પ્રાપ્તિ થશે, તેનું કેમ ?

ગુરૂઃ—પદ પોતાના અર્થનું કેવળ સ્મરણ માત્ર કરાવે છે. બીજા પદ વિના એક પદ શાબ્દબોધના હેતુ રૂપે થતું નથી. માટે તત્ તથા ત્વમ્ આ બેઉ પદથી ભાગત્યાગ લક્ષણાવડે નિર્વિકલ્પ અખંડ ચૈતન્યનું સ્મરણ માત્ર થાય છે. ત્યાર પછી પદસમુદાયરૂપ, તત્ત્વમસિ વાકયમાંથી બ્રહ્મ તથા આત્માના એક વિષયરૂપ હું બ્રહ્મરૂપે છું, આ રીતનો શબ્દ અપરોક્ષ અનુભવ થાય છે. આ અપરોક્ષ અનુભવ એક પદથી સંભવતો નથી, માટે બીજું પદ વ્યર્થ નથી. પણ બેઉ પદો સાર્થક છે. વળીપૂર્વોકત પ્રકારવડે તત્ તથા ત્વમ્ એ બેઉ પદના વાચ્યાર્થનો ભેદ છે. માટે પુનરુકિત દોષની પ્રાપ્તિ થતી નથી. અહી જહલ્લક્ષણામાં સર્વ વાચ્ય અર્થનો

પરિત્યાગ થાય છે, પણ તત ત્વમ્ પદના સર્વ વાચ્યાર્થનો પરિત્યાગ થતો નથી. પણ એક દેશનો ત્યાગ થાય છે, માટે તત્ ત્વમ્ પદમાં જહલ્લક્ષણા સંભવતી નથી. તેમજ અજહલ્લક્ષણામાં વાચ્યાર્થથી અધિક અર્થનું ગ્રહણ થાય છે. પણ તત્ત્વમ્ પદના વાચ્યાર્થથી અધિક કોઈ અર્થનું ગ્રહણ થતું નથી; માટે તત્ત્વમ્ પદમાં અજહલ્લક્ષણા પણ સંભવતી નથી. પણ પૂર્વોકત રીતવડે જહદજહલ્લક્ષણા સંભવે છે. આ કારણથી આચાર્યોએ तत्वमस्यादिवाक्येषु लक्षणा भागलक्षणा, આ વચનવડે તત્ત્વમસિ આદિ વાકયમાં ભાગત્યાગ લક્ષણાનું નિરૂપણ કર્યું છે. કેટલાએક ગ્રંથકારો તત્ત્વમસિ આદિ વાકયમાં ભાગત્યાગ લક્ષણા વિના અખંડ ચૈતન્યનો બોધ માને છે. તેઓનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—જેમકે अनित्यो घटः આ વાકયમાં ઘટત્વવિશિષ્ટ ઘટ વ્યકિત, ઘટ પદના વાચ્યાર્થરૂપે છે. વાચ્યાર્થના એક દેશરૂપે જે ઘટત્વ જાતિ છે, તે ઘટત્વ જાતિનો અનિત્યની સાથે અન્વય સંભવતો નથી, પણ ઘટવ્યક્તિનો જ અનિત્યની સાથે અન્વય સંભવે છે. ઘટપદની ઘટવ્યક્તિમાં ભાગત્યાગ લક્ષણા વિના યોગ્યતાને લીધે ઘટપદની શકિત વૃત્તિવડે રહેલી ઘટવ્યક્તિનો જ અનિત્યની સાથે સંબંધ થાય છે. તેમજ તત્ત્વમ્ પદના વાચ્યાર્થના એક દેશરૂપ પરોક્ષત્વ, અપરોક્ષત્વ, સર્વજ્ઞત્વ, અલ્પજ્ઞત્વ, અસંસારિત્વ તથા સંસારિત્વ આદિ જે ધર્મ છે, તેનો પરસ્પર અભેદ સંભવતો નથી. પણ ચૈતન્યરૂપ વિશેષ્ય અંશનો જ અભેદ સંભવે છે; માટે ત-ત્વમ્ પદમાં ભાગત્યાગ લક્ષણાવિના યોગ્યતાના બળવડે ત-ત્વમ્ પદની શક્તિવૃત્તિથી રહેલ અખંડ ચૈતન્યનો અભેદાન્વયરૂપ બોધ થાય છે, માટે તત્ત્વમસિ આદિ વાકયમાં ભાગત્યાગ લક્ષણા માનવી વ્યર્થ છે. આ મત સર્વ આચાર્યોના કહેવાથી વિરોધરૂપે હોવાથી ખોટો છે. અહીં સૂધી કેવળ લક્ષણાનું નિરૂપણ કર્યું છે.

## લક્ષિત લક્ષણાનું નિરૂપણ.

કહ્યું છે કે 'शक्यपरंपरासंबंधा लक्षितलक्षणा અર્થ:-પદના શકયાર્થનો લક્ષ્યમાણ અર્થની સાથે જે પરંપરા સંબંધ છે, તેનું નામ લક્ષિતલક્ષણા છે.' જેમકે ભમરો શબ્દ કરે છે, આ અર્થનો બોધ થવા માટે કોઇ એમ કહે કે द्विरेफो रौति:-ભમરો શબ્દ કરે છે, આ વાકયને સાંભળી શ્રોતા પુરુષ દ્વિરેફ પદના શકયાર્થરૂપ બે રકારમાં શબ્દના કર્તાની અયોગ્યતા જોઇ, દ્વિરેફ પદની ભમરાની વ્યક્તિમાં લક્ષણા કરે છે. આ લક્ષણા લક્ષિતલક્ષણા કહેવાય છે. અહીં દ્વિરેફ પદનો શકય અર્થ બે રકાર છે. આ બે રકારનો મધુકર વ્યક્તિ સાથે સાક્ષાત્ સંબંધ સંભવતો નથી; પણ બે રકારનો ભ્રમર પદની સાથે સંબંધ છે. વળી ભ્રમર પદનો મધુકર વ્યક્તિની સાથે સંબંધ છે. આ રીતે બે રકારનો પોતાથી બનેલ પદના વાચ્યત્વરૂપ પરંપરા સંબંધ મધુકર નામની વ્યક્તિ સાથે છે. અહીં સ્વશબ્દવડે દ્વિરેફ પદના શકય અર્થરૂપ બે રકારનું ગ્રહણ કરવું. બે રકારવડે ઘડાયલું ભ્રમર પદ છે. તેમજ ભ્રમર પદના વાચ્યત્વરૂપે મધુકર વ્યક્તિ છે. આ શકયાર્થના પરંપરા સંબંધને લક્ષિતલક્ષણા કહે છે. વળી કેટલાએક શાસ્ત્રકારો શક્તિ લક્ષણાથી ભિન્ન ત્રીજી ગૌણીવૃત્તિ માને છે. જેમકે 'सिंहो देवदत्त: અર્થ:-દેવદત્ત નામનો પુરુષ સિંહરૂપે છે.' આ વાકયમાં સિંહ પદની દેવદત્ત નામના પુરુષમાં ગૌણીવૃત્તિ છે. વળી ગૌણીવૃત્તિ લક્ષણાવૃત્તિથી ભિન્ન સિદ્ધ થતી નથી પણ લક્ષિતલક્ષણાના અંતર્ભૂતરૂપે છે. સિંહ પદનો શકય અર્થ સિંહ પશુ છે તથા શકય અર્થનો સંબંધ ક્રૂરતા તથા શૂરતાની સાથે છે. આથી ક્રૂરતા તથા શૂરતાનો સંબંધ દેવદત્ત નામના પુરુષની સાથે છે. આ રીતે સિંહ પદના શકય અર્થનો દેવદત્ત પુરુષની સાથે સ્વવૃત્તિરૂપ ક્રૂરતાદિવાળો પરંપરા સંબંધ છે. આ ગૌણીવૃત્તિ લક્ષિત

લક્ષણાના અંતર્ભૂત છે. આ રીતે જે પુરુષને પદની શક્તિ વૃત્તિનું તથા લક્ષણાવૃત્તિનું જ્ઞાન થાય છે, તે પુરુષને શાબ્દી પ્રમા થાય છે. પણ વૃત્તિજ્ઞાનથી રહિત અવ્યુત્પન્ન પુરુષને આ વાક્યથી શાબ્દીપ્રમા થતી નથી. જેમ શક્તિ લક્ષણારૂપ વૃત્તિનું જ્ઞાન શાબ્દીપ્રમાની ઉત્પત્તિમાં કારણરૂપે છે, તેમ આકાંક્ષા, યોગ્યતા, આસત્તિ, તથા તાત્પર્ય આ ચારનું જ્ઞાન પણ શાબ્દીપ્રમાની ઉત્પત્તિમાં કારણરૂપે હોય છે. આકાંક્ષા તથા યોગ્યતા આ બેઉનું સ્વરૂપ તો આપણે પૂર્વે નિરૂપણ કરી આવ્યા છીએ.

## આસત્તિનું નિરૂપણ.

કહ્યું છે કે, ' शक्तिलक्षणाऽन्यतरसंबंधेनाव्यवधानेन पदजन्य-पदार्थोपस्थिति: आसत्तिः અર્થ:–પદનો પોતાના અર્થમાં જે શક્તિરૂપ સંબંધ છે અથવા લક્ષણારૂપ સંબંધ છે, તે સંબંધવડે વ્યવધાનથી રહિત પદજન્ય પદાર્થની જે સ્મૃતિ, તેનું નામ આસત્તિ છે.' જેમકે 'घटमानय ઘટને આણ' આ વચનને સાંભળી શ્રોતા પુરુષને ઘટપદથી શક્તિરૂપ સંબંધવડે ઘટરૂપ અર્થની સ્મૃતિ થાય છે. વળી आनय એ પદથી શક્તિરૂપ સંબંધવડે આણવારૂપ ક્રિયાની સ્મૃતિ થાય છે. તેમજ गंगायां घोषः આ વાક્યના શ્રવણવડે શ્રોતા પુરુષને ગંગાપદથી લક્ષણારૂપ સંબંધવડે તીરરૂપ અર્થની સ્મૃતિ થાય છે. વળી ઘોષપદથી શક્તિરૂપ સંબંધવડે ઘોષરૂપ અર્થની સ્મૃતિ થાય છે. આનું નામ આસત્તિ છે.

## તાત્પર્યનું નિરૂપણ.

વળી તાત્પર્ય, વક્તૃતાત્પર્ય તથા શબ્દતાત્પર્ય, એવા ભેદવડે બે પ્રકારનું હોય છે. કહ્યું છે કે, 'पुरुषाभिप्रायः वक्तृ-तात्पर्यम् અર્થ:–મારા વચનથી શ્રોતા પુરુષને અર્થનો બોધ

થાઓ, આ રીતની વક્તા પુરુષની જે ઇચ્છાવિશેષ, તેનું નામ વક્તૃતાત્પર્ય છે.' આ વક્તૃતાત્પર્યનું જ્ઞાન શાબ્દબોધમાં કારણરૂપે હોતું નથી. કારણ કે જે પદાર્થ વિદ્યમાન છતાં જે કાર્ય ઉત્પન્ન થાય છે, તેમજ જે પદાર્થ ન હોવાથી જે કાર્ય ઘટમાં કારણરૂપે હોય છે, તે પદાર્થ જ તે કાર્યમાં કારણરૂપે હોય છે. જેમકે કુંભાર, દંડ તથા ચક્ર આદિ ઘટમાં કારણરૂપે હોય છે. જે પદાર્થ ન હોવા છતાં જે કાર્ય ઉત્પન્ન થાય છે, તે પદાર્થ તે કાર્યમાં કારણરૂપે હોતો નથી. પણ તે પદાર્થ તે કાર્યમાં અન્યથાસિદ્ધ છે. જેમ ગધેડો આદિ ઘટમાં અન્યથાસિદ્ધ છે તેમ વક્તૃતાત્પર્યના જ્ઞાનનો અભાવ છતાં શાબ્દબોધ જોવામાં આવે છે. મારા વાક્યથી શ્રોતા પુરુષને અમુક અર્થનો બોધ થાઓ, આ રીતની ઇચ્છારૂપ તાત્પર્ય પોપટ, પક્ષી આદિ અવ્યુત્પન્ન પુરુષને નથી. છતાં વ્યુત્પન્ન શ્રોતા પુરુષને શુક પક્ષી આદિના વાક્યથી શાબ્દબોધ જોવામાં આવે છે. માટે વક્તૃતાત્પર્યના જ્ઞાનને શાબ્દબોધમાં કારણતા સંભવતી નથી. વળી 'तदर्थप्रतीतिजननयोग्यत्वं शब्दतात्पर्यम् અર્થ:–તે તે શબ્દમાં તે તે વાક્યાર્થના બોધને ઉત્પન્ન કરવાની જે યોગ્યતા, તેનું નામ શબ્દતાત્પર્ય છે.' આ શબ્દતાત્પર્યનું જ્ઞાન શાબ્દબોધમાં નિયમવડે કારણરૂપે થાય છે. તેમજ લૌકિક શબ્દનું તાત્પર્ય પ્રકરણાદિવડે નિશ્ચયરૂપે થાય છે. જેમકે સિંધવ લાવ, આ વાક્યમાં રહેલ જે સિંધવ પદ છે, તે લવણ તેમજ અશ્વ બેઉના વાચકરૂપે હોય છે. પણ ભોજન સમયે આ વાક્યને સાંભળી સાંભળનાર પુરુષને ભોજનની બાબત નીકળેલી હોવાથી સિંધવ, એ પદનો નિશ્ચય લવણમાં જ તાત્પર્યરૂપે થાય છે. વળી ગમન સમયે આજ વાક્યને સાંભળી સાંભળનાર પુરુષને ગમનની બાબત હોવાથી સૈંધવ પદનો તાત્પર્યરૂપ નિશ્ચય અશ્વમાં થાય છે. જો કદાપિ તાત્પર્ય જ્ઞાનમાં શાબ્દબોધનું કારણ ન માનીએ તો એક સૈંધવ પદથી કદી લવણનો બોધ, તેમજ કદી અશ્વનો

બોધ થશે નહિ. માટે આ તાત્પર્યના અજ્ઞાનને શાબ્દ બોધમાં અવશ્ય કારણરૂપે માનવું જોઇએ. વળી વૈદિક શબ્દનું તાત્પર્ય છ પ્રકારના લિંગવડે નિશ્ચયરૂપે હોય છે. આ છ લિંગ શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યાં છે:–'उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वताफलम् । अर्थवादोपपत्ती च लिंगं तात्पर्यनिर्णये અર્થ:–ઉપક્રમ ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ, ઉપપત્તિ આ છ લિંગ વૈદિક શબ્દના તાત્પર્યનો નિર્ણય કરાવે છે.'

## છ લિંગનાં લક્ષણ તથા ઉદાહરણ.

કહ્યું છે કે 'प्रकरणप्रतिपाद्यस्याद्वितीयवस्तुनो आद्यंतयोः प्रतिपादन उपक्रमोपसंहारौ અર્થ:–પ્રકરણથી પ્રતિપાદિત બ્રહ્મરૂપ અદ્વિતીય વસ્તુના પ્રકરણના આદિમાં તથા અંતમાં જે પ્રતિપાદનરૂપ છે, તેનું નામ ઉપક્રમ તથા ઉપસંહાર છે.' અહી આદિમાં જે પ્રતિપાદન, તેનું નામ ઉપક્રમ છે તથા અંતમાં જે પ્રતિપાદન, તેનું નામ ઉપસંહાર છે. જેમકે સામવેદીય છાંદોગ્ય ઉપનિષદના ૬ ઠ્ઠા અધ્યાયના આદિમાં ઉદ્દાલક મુનિએ શ્વેતકેતુને કહ્યું છે કે, 'सदेव सोम्येदमग्रआसीदेकमेवाद्वितीयम् અર્થ:–હે પ્રિય દર્શન શ્વેતકેતુ! આ દૃશ્યમાન સર્વ જગત્ પોતાની ઉત્પત્તિ પૂર્વે સત્ બ્રહ્મરૂપે હતું. આ સત્ બ્રહ્મ એક તથા અદ્વિતીયરૂપે છે; અર્થાત્ સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત છે.' આ રીતે છઠ્ઠા અધ્યાયના આદિમાં જે અદ્વિતીય વસ્તુનું પ્રતિપાદન છે, તેનું નામ ઉપક્રમ છે. આ જ છઠ્ઠા અધ્યાયના અંતમાં કહ્યું છે કે, 'एतदात्म्यमिदं सर्वम् અર્થ:–આ દૃશ્યમાન સર્વ જગત્ અદ્વિતીય બ્રહ્મરૂપ જ છે. પણ અદ્વિતીય બ્રહ્મથી ભિન્ન નથી.' આ રીતે છઠ્ઠા અધ્યાયના અંતમાં અદ્વિતીય સત્ બ્રહ્મનું જે પ્રતિપાદન, તે ઉપસંહાર છે. આ ઉપક્રમ તથા ઉપસંહાર મળી એકલિંગ કહેવાય છે. (૧). વળી

'प्रकरणप्रतिपाद्यस्य पुनः पुनः प्रतिपादनं अभ्यासः અર્થ:—પ્રકરણના આદિ તથા અંતમાં પ્રતિપાદન કરેલ જે વસ્તુ છે, તે વસ્તુના પ્રકરણના મધ્યમાં જે વારંવાર પ્રતિપાદન છે, તેનું નામ અભ્યાસ છે.' જેમકે છઠ્ઠા અધ્યાયમાં तत्त्वमसि श्वेतकेतो આ વાક્યનું નવ વાર પઠન કરી અદ્વિતીય સત્ વસ્તુનું વારંવાર પ્રતિપાદન કર્યું છે. (૨). વળી 'प्रकरण-प्रतिपाद्यस्य मानांतराविषयता अपूर्वता અર્થ:—પ્રકરણવડે પ્રતિપાદિત જે વસ્તુ, તે વસ્તુને શ્રુતિપ્રમાણથી પ્રત્યક્ષાદિ પ્રમાણનું અવિષયપણું, તેનું નામ અપૂર્વતા છે. આ અદ્વિતીય વસ્તુની અપૂર્વતા છઠ્ઠા અધ્યાયમાં 'यं वै सोम्यैतमणिमानं न लिभालयसे અર્થ:—હે સોમ્ય! તું વટના બીજરૂપ જે સૂક્ષ્મ વસ્તુને જોઇ શકતો નથી' ઈત્યાદિ વચનથી પ્રતિપાદન કરી છે. (૩). વળી 'प्रकरणंप्रति-पाद्यस्य श्रुयमाणं तज्ज्ञानात्तत्प्राप्तिप्रयोजनफलम् અર્થ:—પ્રકરણવડે પ્રતિ-પાદિત જે વસ્તુ, તે વસ્તુના જ્ઞાનથી શ્રુતિએ કથન કરેલ વસ્તુની પ્રાપ્તિરૂપ જે પ્રયોજન, તેનું નામ ફળ છે.' જેમકે છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે, 'आचार्यवान् पुरुषो वेद तस्यतावदेव चिरंभावन्न विमोक्ष्येऽथ संपत्स्ये અર્થ:—જે અધિકારી પુરુષે બ્રહ્મ-વેત્તા ગુરુના મુખથી વેદાંત શાસ્ત્રનું શ્રવણ કર્યું છે, તે અધિકારી પુરુષ જ तत्त्वमसि આદિ વાક્યવડે પ્રત્યક્ અભિન્ન બ્રહ્મનો अहं ब्रह्मास्मि આ પ્રમાણેનો સાક્ષાત્કાર કરે છે. જેટલો સમય પ્રારબ્ધ કર્મના ભોગવડે દેહાદિ બંધનમાંથી મુક્ત થતો નથી, તેટલો સમય બ્રહ્મવેત્તા પુરુષનું અવસ્થાન હોય છે. ભોગવડે પ્રારબ્ધ કર્મ નિવૃત્ત થવાથી તે બ્રહ્મવેત્તા પુરુષ બ્રહ્મરૂપ જ થાય છે.' આ શ્રુતિએ અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનથી અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિરૂપ પ્રયોજનનું નિરૂપણ કર્યું છે. આનું નામ ફળ છે. (૪). વળી 'प्रकरणप्रतिपाद्यस्य प्रशंसनं अर्थवादः અર્થ:—પ્રકરણવડે પ્રતિપાદિત જે વસ્તુ, તે વસ્તુનું સ્તુતિરૂપે જે પ્રશંસન, તેનું નામ અર્થવાદ છે.' જેમકે છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે, 'येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातम् અર્થ:—હે

શ્વેતકેતુ ! જેમ એક વસ્તુના શ્રવણવડે અશ્રુત વસ્તુ પણ શ્રુત થાય છે તથા જે એક વસ્તુના મનનવડે અમત વસ્તુ પણ મનનના વિષયરૂપ થાય છે, તેમજ જે એક વસ્તુના વિજ્ઞાનવડે અવિજ્ઞાત વસ્તુ પણ વિજ્ઞાત થાય છે, તે એક વસ્તુ તેં તારા ગુરુને પૂછી છે કે નહિ?' આ વચનવડે અદ્વિતીય બ્રહ્મ વસ્તુનું સ્તુતિરૂપે પ્રશંસન કર્યું છે. આનું નામ અર્થવાદ છે. (૫). વળી 'प्रकरणप्रतिपाद्यस्य दृष्टांतैः प्रतिपादनं उपपत्तिः અર્થઃ–પ્રકરણવડે પ્રતિપાદિત જે વસ્તુ, તે વસ્તુનું અનેક દૃષ્ટાંતવડે પ્રતિપાદન, તેનું નામ ઉપપત્તિ છે.' જેમકે છઠ્ઠા અધ્યાયમાં મૃત્તિકા તથા સુવર્ણ આદિના દૃષ્ટાંતવડે કારણથી ભિન્ન કાર્યની સત્તાના નિષેધવડે અદ્વિતીય બ્રહ્મવસ્તુનું પ્રતિપાદન કર્યું છે. આનું નામ ઉપપત્તિ છે. (૬). આ બાબત ઉદ્દાલક તથા શ્વેતકેતુના સંવાદરૂપે આત્મપુરાણના ૧૨મા અધ્યાયમાં મેં વિસ્તારથી નિરૂપણ કરી છે. વળી જેમ છાંદોગ્ય ઉપનિષદના છઠ્ઠા અધ્યાયના છ લિંગવડે અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્યરૂપ નિશ્ચય થાય છે, તેમ સર્વ ઉપનિષદનું તાત્પર્ય અદ્વિતીય બ્રહ્મમાં જ છે. આ રીતે છ લિંગવડે સર્વ વેદાંત વાક્યનો અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્યરૂપે જે નિશ્ચય કરવો, તેનું નામ શ્રવણ છે.

## મનન તથા નિદિધ્યાસનનું સ્વરૂપ.

કહ્યું છે કે 'श्रुतस्यार्थस्योपपत्तिभिश्चिंतनं मननम् અર્થઃ–શ્રવણ કરેલ અદ્વિતીય બ્રહ્મરૂપ અર્થનું શ્રુતિ અનુકૂલ અનુમાન આદિરૂપ યુક્તિઓવડે જે ચિંતન, તેનું નામ મનન છે.' તેમજ ' विजातीयप्रत्ययतिरस्कारेण सजातीयप्रत्ययप्रवाहीकरणं निदिध्यासनम् અર્થઃ–વિજાતીય વૃત્તિઓના તિરસ્કારવડે સજાતીય વૃત્તિનો જે પ્રવાહ કરવો, તેનું નામ નિદિધ્યાસન છે.' અહીં દેહાદિ અનાત્મ પદાર્થમાં જે આત્મબુદ્ધિ તથા

દ્વૈત પ્રપંચનું જે દર્શન, તેનું નામ વિજાતીય વૃત્તિ છે. વળી अहं ब्रह्मास्मि આ રીતની વૃત્તિનું નામ સજાતીય વૃત્તિ છે. શ્રવણવડે પ્રમાણગત અસંભાવના નિવૃત્ત થાય છે. મનનવડે પ્રમેયગત અસંભાવના નિવૃત્ત થાય છે તથા નિદિધ્યાસનવડે વિપરીત ભાવના નિવૃત્ત થાય છે. અહીં દેહાદિમાં જે આત્મબુદ્ધિ, તેનું નામ વિપરીત ભાવના છે. આ પ્રમાણગત અસંભાવના તેમજ પ્રમેયગત અસંભાવના, આ બેઉનું નિરૂપણ તૃતીય પરિચ્છેદમાં થશે. આ રીતે શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે અસંભાવના તથા વિપરીતભાવના નિવૃત્ત થવા પછી, તત્ત્વં પદાર્થનું શોધન કરનારા અધિકારી પુરુષને તત્ત્વમસિ આદિ મહાવાક્યથી अहं ब्रह्मास्मि આ રીતનું અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ બ્રહ્મસાક્ષાત્કાર પછી અધિકારી પુરુષને અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ રીતે શ્રવણાદિનો ઉપયોગ બ્રહ્મસાક્ષાત્કારદ્વારા મોક્ષમાં છે.

## શ્રવણાદિના અધિકારીનું વર્ણન.

વિવેકાદિ ચતુષ્ટય સાધન સંપન્ન સંન્યાસીને શ્રવણાદિ ત્રણે, બ્રહ્મ સાક્ષાત્કારનાં અંતરંગ સાધનો છે. શ્રુતિમાં કહ્યું છે કે 'आत्मावाऽरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः અર્થ:—હે મૈત્રેયિ ! મુમુક્ષુજને આ આત્મસાક્ષાત્કાર કરવા યોગ્ય છે. અર્થાત્ મોક્ષરૂપ ઇષ્ટની પ્રાપ્તિનું સાધન આત્મસાક્ષાત્કાર જ છે. માટે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે અધિકારી પુરુષે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવું.' શ્રુતિએ આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન આ ત્રણ સાધનનું વિધાન કર્યું છે. લૌકિક તથા વૈદિક કર્મવડે વિક્ષેપ પામેલા ચિત્તમાં શ્રવણાદિ સંભવતું નથી. વળી संन्यस्य श्रवणं कुर्यात् ઈત્યાદિ વચનવડે સંન્યાસપૂર્વક શ્રવણાદિની કર્તવ્યતાનું નિરૂપણ કર્યું છે. માટે

વિવેકાદિ ચતુષ્ટય સાધનસંપન્ન સંન્યાસીને જ આત્મ-સાક્ષાત્કારની પ્રાપ્તિ માટે શ્રવણાદિ કર્તવ્ય છે.

## વિવેકાદિ ચતુષ્ટય સાધનનું વર્ણન.

વિવેક, વૈરાગ્ય, શમ આદિ ષટ સંપત્ તથા મુમુક્ષુતા, આ ચતુષ્ટય સાધન કહેવાય છે. અહીં આત્મા નિત્ય છે, આત્માથી ભિન્ન બ્રહ્મલોક પર્યંત સર્વ અનાત્મ વસ્તુ અનિત્ય છે, આ રીતનો શ્રુતિ તથા સ્મૃતિઓવડે જે વિચાર, તેનું નામ વિવેક છે. વળી आकाशवत् सर्वगतश्च नित्यः આત્મા આકાશની માફક સર્વત્ર રહેલ તથા નિત્ય છે.' 'अजो नित्यः शाश्वतोऽयंपुराणः આત્મા જન્મથી રહિત, નિત્યરૂપે, શાશ્વત તથા પુરાણરૂપે છે,' 'अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् । विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति અર્થ:–જેણે આ સર્વ વિકારને ઉત્પન્ન કર્યો છે, તેને તું અવિનાશી જાણ. જે ક્ષયથી રહિત છે તેને ઉત્પન્ન કરવા કોઈ પણ શકિતમાન્ નથી.' ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિવડે આત્માનું નિત્યપણું સિદ્ધ છે. વળી 'तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितोलोकः क्षीयते। अंतवन्तइमे देहा नित्यस्योक्ताः शरीरिणः અર્થ:–જેમ કર્મવડે પ્રાપ્ત થયેલ લોકનો ક્ષય થાય છે તેમ પુણ્યથી પ્રાપ્ત થયેલ લોકનો ક્ષય થાય છે. આ દેહ નાશવાન્ છે તથા જીવ નિત્ય કહેવાય છે." ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિવડે કહ્યું છે કે, જે જે કાર્યરૂપે હોય છે, તે તે અનિત્ય હોય છે. જેમકે ઘટાદિ છે. ઇત્યાદિ અનુમાનરૂપ શકિતવડે અનાત્મ વસ્તુનું અનિત્યપણું સિદ્ધ છે. આ રીતના વિવેક-વડે અધિકારી પુરુષને સર્વ અનાત્મ વસ્તુમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. આ લોકમાં જેટલાં વિષયસુખનાં સાધન સ્રક્, ચંદન તથા વનિતા આદિ છે, તેમ જ સ્વર્ગાદિ પરલોકમાં વિષયસુખના સાધનરૂપે જેટલાં અમૃતપાન તથા અપ્સરાદિ છે, તે સર્વ સાધન સહિત સર્વ વિષયસુખમાં અનિત્યત્વાદિ દોષ-

બુદ્ધિવડે, કુતરે ઓકી કાઢેલ દૂધની માફક ત્યાગની જે ઇચ્છા, તેનું નામ વૈરાગ્ય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन અર્થ:-કર્મ તથા ઉપાસનાવડે પ્રાપ્ત થવા યોગ્ય જે બ્રહ્મલોકાદિ લોક છે, તેના અનિત્યપણાનો નિશ્ચય કરી તથા કર્મવડે મોક્ષની પ્રાપ્તિ થતી નથી, આ રીતનો નિશ્ચય કરી બ્રહ્મના જિજ્ઞાસુ પુરુષોએ કર્મથી તથા કર્મ સાધ્ય લોકથી વૈરાગ્યને પ્રાપ્ત થવું.' આ રીતે વૈરાગ્યની ઉત્પત્તિ પછી અધિકારી પુરુષને શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા તથા સમાધાન, આ છ સંપત્ પ્રાપ્ત થાય છે. આ છ સંપતનું સ્વરૂપ ત્રીજા પરિચ્છેદમાં વર્ણવવામાં આવશે. શ્રુતિમાં કહ્યું છે કે, 'शांतो दांत उपरत स्तितिक्षुः समाहितो भूत्वात्मन्येवात्मानं पश्यति અર્થ:- આ શમ આદિ છ સંપત્તિથી યુક્ત થઈ અધિકારી પુરુષે પોતાના મનમાં હું બ્રહ્મરૂપે છું, આ રીતે આત્મસાક્ષાત્કાર કરવો.' ત્યાર પછી અધિકારી પુરુષને મોક્ષની પ્રાપ્તિની ઉત્કટ ઈચ્છારૂપ મુમુક્ષુતા પ્રાપ્ત થાય છે. અહીં વિવેક, વૈરાગ્ય, ષટ્ સંપત્તિ તથા મુમુક્ષુતા, આ ચતુષ્ટય સાધન યુક્ત થવું, એ અધિકારીનું વિશેષણ હોય છે. આ રીતે આચાર્ય માને છે. વળી કેટલાક ગ્રંથકારે કેવળ મુમુક્ષુતાને અધિકારીના વિશેષણરૂપે માની છે તથા વિવેકાદિને મુમુક્ષુતાનું સાધન માન્યું છે. આ રીતના વિવેકાદિ ચતુષ્ટય સાધનસંપન્ન પુરુષને સંન્યાસનો અધિકાર હોય છે. આવો ચતુષ્ટય સાધનસંપન્ન સંન્યાસીએ જ બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે બ્રહ્મવેત્તા ગુરુના શરણને પ્રાપ્ત થઇ, વેદાંત શાસ્ત્રના શ્રવણાદિને કરવું. શ્રુતિમાં કહ્યું છે કે, 'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् અર્થ:-ચતુષ્ટય સાધનસંપન્ન અધિકારી પુરુષે સર્વ કર્મનો સંન્યાસ કરી મોક્ષની પ્રાપ્તિના સાધનરૂપ બ્રહ્મ સાક્ષાત્કારની પ્રાપ્તિ માટે હાથમાં કંઇ એક ભેટરૂપે સમિધ લઇ,

શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુની સમીપ જવું.' અહીં શિષ્યના સંશયથી નિવૃત્તિ કરવામાં ઉપયોગી જે શાસ્ત્રનું જ્ઞાન, તે જ્ઞાનવાળા ગુરુને શ્રોત્રિય કહે છે. વળી હસ્તામલકવત્ સંશય તથા વિપરીત ભાવનાથી રહિત અખંડ એકરસરૂપ આનંદ બ્રહ્મનો જે સાક્ષાત્કાર, તે સાક્ષાત્કારવાળા ગુરુને બ્રહ્મનિષ્ઠ કહે છે. આ બે વિશેષણવાળા ગુરુના ઉપદેશથી જ શિષ્યને આત્મસાક્ષાત્કાર થાય છે.

## સંન્યાસના સ્વરૂપનું નિરૂપણ.

કહ્યું છે કે, 'विहितानां कर्मणां विधिना परित्यागः संन्यासः અર્થઃ–શ્રુતિ તથા સ્મૃતિરૂપ શાસ્ત્રે અધિકારી પુરુષને કર્તવ્યના રૂપવડે વિધાન કરેલ અગ્નિહોત્ર સંધ્યોપાસનાદિ જે કર્મ, તે સર્વ કર્મનો વિધિપૂર્વક જે પરિત્યાગ, તેનું નામ સંન્યાસ છે.' આ કર્મ સંન્યાસનો વિધિ આત્મપુરાણના અગિયારમા અધ્યાયમાં અતિ વિસ્તારથી નિરૂપણ કરવામાં આવ્યો છે. અહીં कर्मणां त्यागः संन्यासः આટલું જ માત્ર જો સંન્યાસનું લક્ષણ કરત તો અવિહિત કર્મના અથવા નિષિદ્ધ કર્મના ત્યાગ કરનારા પુરુષમાં પણ સંન્યાસીપણું પ્રાપ્ત થાત. આની નિવૃત્તિ કરવા માટે કર્મને વિહિત, એવું વિશેષણ જોડયું છે. તેમ જ જો विधिना એવું પદ નહિ જોડત તો વિહિત કર્મનો ત્યાગ કરનારા પુરુષમાં જો કે આલસ્યાદિ દોષ હોય, છતાં તેમાં સંન્યાસીપણું પ્રાપ્ત થાત. આની નિવૃત્તિ કરવા માટે વિધિપૂર્વક કર્મના ત્યાગને સંન્યાસ કહ્યો છે. સંન્યાસમાં વૈરાગ્ય એ મુખ્ય કારણ છે. અર્થાત્ વૈરાગ્યવાન્ પુરુષને જ સંન્યાસ કરવો યોગ્ય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत् અર્થઃ–અધિકારી પુરુષ જે દિવસે વૈરાગ્યને પામે, તે જ દિવસે તેણે સર્વ કર્મનો સંન્યાસ કરવો.' સ્મૃતિમાં કહ્યું છે કે, 'वैराग्यं परमेतस्य मोक्षस्य परमोऽवधिः અર્થઃ–આ સંન્યાસનો પૂર્ણ વૈરાગ્ય, એ પરમ અવધિ છે.' શ્રુતિ તેમ જ

સ્મૃતિથી વૈરાગ્ય, સંન્યાસના હેતુરૂપે સિદ્ધ થાય છે. વળી સંન્યાસ પણ વૈરાગ્યની તારતમ્યતાવડે કુટીચક, બહૂદક, હંસ તથા પરમહંસ, એવા ભેદવડે ચાર પ્રકારનો હોય છે.

## વૈરાગ્યના વિભાગનું વર્ણન.

વળી વૈરાગ્ય, અપટ વૈરાગ્ય તથા પટ વૈરાગ્ય, એવા ભેદવડે બે પ્રકારનો હોય છે. આ બે વૈરાગ્યમાં પ્રથમ અપટ વૈરાગ્ય યતમાન, વ્યતિરેક, એકેન્દ્રિય તથા વશીકાર એવા ભેદવડે ચાર પ્રકારનો છે. આ સંસારમાં આ વસ્તુ સારરૂપે છે, તેમજ આ વસ્તુ અસારરૂપે છે, આ રીતનો જે સારાસાર વિવેક, તેનું નામ યતમાન વૈરાગ્ય છે. વળી ચિત્તમાં રહેલા રાગદ્વેષાદિ દોષના મધ્યમાં મારો આટલો દોષ નિવૃત્ત થયો છે તથા આટલો દોષ બાકી રહ્યો છે, આ રીતના વિચારવડે રહેલા દોષની નિવૃત્તિ કરવા માટે જે પ્રયત્ન, તેનું નામ વ્યતિરેક વૈરાગ્ય છે. વળી મનમાં વિષયની ઇચ્છા હોવા છતાં ઇન્દ્રિયના નિરોધનો જે પ્રયત્ન, તેનું નામ એકેન્દ્રિય વૈરાગ્ય છે. આ લોકના તથા પરલોકના વિષયને નાશવાન્ જાણી, તેના ત્યાગની જે ઇચ્છા, તેનું નામ વશીકાર વૈરાગ્ય છે. આ વશીકાર વૈરાગ્યનું સ્વરૂપ પતંજલિ ભગવાને 'दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् અર્થ:–જોવામાં આવેલ તેમ જ શ્રવણ કરવામાં આવેલ વિષયમાં તૃષ્ણાથી રહિત થવું, તેનું વશીકાર વૈરાગ્ય કહેવાય છે.' આ સૂત્રવડે વર્ણવ્યું છે. વળી વશીકાર વૈરાગ્ય પણ મંદ, તીવ્ર તથા તીવ્રતર એવા ભેદવડે ત્રણ પ્રકારનો છે. તેમાં પુત્ર, સ્ત્રી, ધન ઇત્યાદિ પ્રિય પદાર્થનો વિયોગ થવાથી આ સંસારમાં ધિક્કાર છૂટે, આ રીતની બુદ્ધિથી વિષયના ત્યાગની જે ઇચ્છા, તેનું નામ મંદ વૈરાગ્ય છે. આ જન્મમાં મને પુત્ર, સ્ત્રી તથા ધન આદિ પદાર્થ પ્રાપ્ત ન થાઓ, આ રીતની સ્થિર બુદ્ધિવડે વિષયના ત્યાગની જે ઇચ્છા, તેનું નામ

તીવ્ર વૈરાગ્ય છે. વળી પુનરાવૃત્તિવડે બ્રહ્મલોક પર્યંત સર્વ લોક મને પ્રાપ્ત ન થાઓ, આ રીતની સ્થિર બુદ્ધિવડે સર્વ વિષયના પરિત્યાગની જે ઇચ્છા, તેનું નામ તીવ્રતર વૈરાગ્ય છે. મંદ વૈરાગ્યને પ્રાપ્ત થયેલા પુરુષને કોઈ પણ પ્રકારના સંન્યાસનો અધિકાર હોતો નથી. સ્મૃતિમાં કહ્યું છે કે, 'यदा मनसि वैराग्यं जायते सर्ववस्तुषु। तदैव संन्यसेद्विद्वानन्यथा पतितोभवेत्' અર્થ:-જે સમયે પુરુષના મનમાં સર્વ વસ્તુનો વૈરાગ્ય ઉત્પન્ન થાય, તે સમયે વિવેકી પુરુષે સર્વ કર્મનો સંન્યાસ કરવો. વૈરાગ્ય વિના સંન્યાસ ધારણ કરનારો પુરુષ પતિત થાય છે.' તીવ્ર વૈરાગ્યને પ્રાપ્ત થયેલા પુરુષને કુટીચક તથા બહૂદક, આ બે સંન્યાસમાં અધિકાર થાય છે. જો તીવ્ર વૈરાગ્યવાન્ પુરુષનું શરીર તીર્થયાત્રા કરવામાં અશક્ત હોય તો તેને કુટીચક સંન્યાસમાં અધિકાર છે. વળી જેનું શરીર તીર્થયાત્રા કરવામાં અશક્ત હોય, તેને બહૂદક સંન્યાસમાં અધિકાર છે. વળી તીવ્રતર વૈરાગ્યને પ્રાપ્ત થયેલા પુરુષને હંસ સંન્યાસમાં અધિકાર હોય છે. આ કુટીચક, બહૂદક તથા હંસ આ ત્રણે સંન્યાસનું સ્વરૂપ તથા તેઓના આચાર મનુ તથા પારાશર સ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, તેમ આત્મપુરાણમાં પણ આ સંબંધી નિરૂપણ કર્યું છે. પૂર્વોક્ત સર્વ વૈરાગ્યથી ઉત્કૃષ્ટ જે વૈરાગ્ય છે, તેનું નામ પર વૈરાગ્ય છે. આ પર વૈરાગ્યનું સ્વરૂપ હવે પછી વર્ણવવામાં આવશે. આવા પર વૈરાગ્યને પ્રાપ્ત થયેલા અધિકારી પુરુષને પરમહંસ સંન્યાસમાં અધિકાર હોય છે. આ પરમહંસ સંન્યાસ પણ વિવિદિષા સંન્યાસ તથા વિદ્વત્સંન્યાસ, એવા ભેદવડે બે પ્રકારનો છે. વિવેકાદિ ચતુષ્ટય સાધનસંપન્ન પુરુષે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે કરેલ જે સંન્યાસ, તેનું નામ વિવિદિષા સંન્યાસ છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'एतमेव प्रव्राजिनो लोकमिच्छंतः प्रव्रजंति' અર્થ:-વિરક્ત પુરુષને પ્રાપ્ત થવા યોગ્ય જે આત્મારૂપ લોક છે, તેની પ્રાપ્તિની ઇચ્છા કરનારા અધિ-

કારી પુરુષે સંન્યાસ ધારણ કરવો.' આત્મલોક તથા અનાત્મ લોક, એવા ભેદવડે લોક બે પ્રકારના છે. વળી अथ योह वाऽस्माल्लोकात्स्वं लोकमदृष्ट्वा प्रैति स एतमविदितो न भुनक्ति आत्मानमेव लोकमुपासीत। किं प्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं लोकः અર્થ:—આત્મલોકના જ્ઞાન વિના જે કોઈ મૃત્યુને પામે છે, તે આત્મજ્ઞાનથી રહિત હોવાથી આત્મલોકનું સુખ ભોગવતો નથી. માટે આત્મલોકની જ મુમુક્ષુએ ઉપાસના કરવી. આ જગત્ આત્મારૂપે જ્યારે અમોને છે તો પછી પ્રજાવડે અમોને શું કામ છે?' ઇત્યાદિ શ્રુતિઓએ આત્મલોકનું નિરૂપણ કર્યું છે. માટે પૂર્વોક્ત શ્રુતિમાં લોક શબ્દ કહેવાથી આત્મલોક લેવો, એ યોગ્ય છે. બીજું વિવિદિષા સંન્યાસ પણ બે પ્રકારનો હોય છે. એક જન્મની પ્રાપ્તિ કરનારાં કર્મના ત્યાગરૂપ હોય છે તથા બીજો પ્રૈષમંત્રના ઉચ્ચારણપૂર્વક દંડ ધારણ આદિ આશ્રમરૂપે હોય છે. તેમાં કામ્યકર્મ તથા ફળની ઇચ્છાપૂર્વક કરેલ નિત્યકર્મ પુરુષને જન્મની પ્રાપ્તિ કરે છે તથા આ કર્મનો જે ત્યાગ, તે વિવિદિષા સંન્યાસ કહેવાય છે. તેમાં પણ કામ્યકર્મનો ત્યાગ સ્વરૂપથીજ કહેવાયલો છે. પણ નિત્યકર્મનો ત્યાગ સ્વરૂપથી કહેવાયલો નથી. તેમ છતાં નિત્યકર્મના ફળની ઇચ્છા માત્રનો ત્યાગ કહેલો છે. વિવિદિષા સંન્યાસના સંબંધમાં નીચેની શ્રુતિ પ્રમાણરૂપે છે:—'न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेऽमृतत्वमानशुः અર્થ:—અધિકારી પુરુષ કામ્ય કર્મવડે તથા ફળની ઇચ્છાપૂર્વક કરેલ નિત્ય કર્મવડે મોક્ષના સાધનરૂપ બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થતા નથી. પુત્ર પૌત્રાદિ પ્રજાવડે તથા ગો સુવર્ણ આદિ ધનવડે બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થતા નથી. પણ વિરક્ત પુરુષ જન્મની પ્રાપ્તિ કરનારા કર્મોના ત્યાગરૂપ સંન્યાસવડે જ બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત થાય છે.' માટે અધિકારી પુરુષે કર્મના ત્યાગરૂપ સંન્યાસવડે બ્રહ્મસાક્ષાત્કારને સંપાદન કરવો. આ શ્રુતિ પ્રથમ વિવિદિષા સંન્યાસનું નિરૂપણ કરે છે. જે વિરક્ત ગૃહસ્થાદિને કોઈ પ્રબળ કારણને લીધે દંડ ધારણ

આદિરૂપ આશ્રમસંન્યાસ કરવાનો પ્રતિબંધ થાય, તે ગૃહસ્થાદિને પ્રથમ વિવિદિષા સંન્યાસમાં જ અધિકાર છે. આ વિવિદિષા સંન્યાસનો અધિકાર સ્ત્રીને પણ છે. કારણ કે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ આદિમાં જનક, યાજ્ઞવલ્કય, અજાતશત્રુ, કહોલ, મૈત્રેયી, ગાર્ગી ઇત્યાદિની બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે. આ સર્વને વિવિદિષા સંન્યાસવડે જ બ્રહ્મસાત્ક્ષાકારની પ્રાપ્તિ થઇ છે.

શિષ્યઃ—યજ્ઞોપવીતના ધારણરૂપ ઉપનયન સંસ્કારવાળાને જ વેદનું અધ્યયન કરવામાં અધિકાર હોય છે. પણ સ્ત્રીઓને ઉપનયન સંસ્કારનો અભાવ છે. માટે સ્ત્રીને વેદના અધ્યયન કરવાનો અધિકાર નથી. વળી 'स्त्रीशूद्रौ नाधियाताम् આ શ્રુતિ પણ સ્ત્રી તથા શૂદ્રને વેદના અધ્યયનનો નિષેધ કરે છે.' વળી તત્ત્વમસિ આદિ વૈદિક વાકયવડે જ બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થાય છે. આ મહાવાકયના શ્રવણનો અધિકાર નહિ હોવાથી સ્ત્રીઓને તથા શૂદ્રોને બ્રહ્મજ્ઞાનમાં અધિકાર નથી.

ગુરુઃ—स्त्रीयो वैश्यास्तथा शूद्रा स्तेपि यांति परां गतिम् આ વચનવડે શ્રીભગવાને સ્ત્રી શૂદ્રને પણ મોક્ષની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે. વળી यद्ब्रह्मविद्यया सर्वे भविष्यंतो मनुष्या मन्यंते આ શ્રુતિમાં મનુષ્ય માત્રને બ્રહ્મવિદ્યાવડે સર્વાત્મભાવની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે; બીજું બ્રહ્મજ્ઞાન વેદાંતશાસ્ત્રના શ્રવણ વિના સંભવતું નથી. માટે આ રીતની વ્યવસ્થા સિદ્ધ થાય છે કે, વેદાધ્યયનના અધિકારી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય, આ ત્રણ વર્ણવાળા જે પુરુષો છે, તેઓને ઉપનિષદરૂપ વેદાંતના શ્રવણાદિકથી બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિ થાય છે. વળી અનેક પૂર્વજન્મના પુણ્યકર્મવડે જેમનું અંતઃકરણ શુદ્ધ થયું છે, એવા વેદાધ્યયનના અધિકારી સ્ત્રી તથા શૂદ્રાદિને વેદાંત અર્થના પ્રતિપાદક પુરાણ આદિના શ્રવણથી બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિ થાય છે. આથી ઇતિહાસ પુરાણમાં વિદુરાદિ શૂદ્રોને પણ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે. જ્યારે

શૂદ્રોને પણ બ્રહ્મજ્ઞાનમાં અધિકાર સિદ્ધ થાય છે તો પછી મૈત્રેયી, ગાર્ગી આદિ બ્રાહ્મણની સ્ત્રીઓને બ્રહ્મજ્ઞાનમાં અધિકાર છે, તેને વિશે તો શું જ કહેવું ? કેટલાએક ગ્રંથકારો તો એમ વ્યવસ્થા કરે છે કે, બૃહદારણ્યક ઉપનિષદમાં યાજ્ઞવલ્ક્ય મુનિએ પોતાની સ્ત્રી મૈત્રેયીને સાક્ષાત્ શ્રુતિનાં વચનવડે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે, તેમ જ તેજ ઉપનિષદમાં ગાર્ગીની સાથે યાજ્ઞવલ્ક્ય મુનિનો સંવાદ પ્રસિદ્ધ છે, માટે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આ ત્રણ વર્ણની સ્ત્રીઓને આત્મજ્ઞાનમાં ઉપયોગી વેદાંતશ્રુતિઓના શ્રવણમાં અધિકાર સિદ્ધ થાય છે. ઉપનયન સંસ્કારના અભાવથી સ્ત્રીઓને વેદના અધ્યયનમાં અધિકાર નથી. અધ્યયનનો અર્થ એ છે કે, પ્રથમ ગુરુએ ઉચ્ચારણ કરેલ વેદવાક્યનો શિષ્યે ફરી ઉચ્ચાર કરવો. જો કદાપિ સ્ત્રીઓને વેદાંતના શ્રવણનો અધિકાર ન હોત તો યાજ્ઞવલ્ક્ય મુનિ મૈત્રેયી સ્ત્રીને તથા ગાર્ગીને સાક્ષાત્વેદની શ્રુતિવડે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરત નહિ. યાજ્ઞવલ્ક્ય તથા મૈત્રેયીનો સંવાદ આત્મપુરાણના સાતમા અધ્યાયમાં સ્પષ્ટ રીતે નિરૂપણ કર્યો છે.

## વિવિદિષા સંન્યાસમાં શ્રુતિસ્મૃતિનું પ્રમાણ.

શ્રુતિમાં કહ્યું છે કે, 'दंडमाच्छादनं कौपीनं परिगृहेच्छेषं विसृजेत् અર્થઃ—દંડને તથા શીતની નિવૃત્તિ માટે કંથા તથા કૌપીનને તેમ જ કમંડલુ આદિને સંન્યાસીએ ગ્રહણ કરવાં, પણ આથી ભિન્ન સર્વ વસ્તુનો તેણે ત્યાગ કરવો.' સ્મૃતિમાં કહ્યું છે કે, 'संसारमेव निःसारं दृष्ट्वा सारदिदृक्षया । प्रव्रजंत्यकृतोद्वाहाः परंवैराग्यमाश्रिताः અર્થઃ- બ્રહ્મલોકપર્યંત સર્વ સંસારને નિઃસાર જોઈ પરમાત્મ વસ્તુરૂપ સારને જોવાની ઈચ્છાવડે પરવૈરાગ્યને પ્રાપ્ત થયલો વિરક્ત પુરુષ ગૃહસ્થાશ્રમ પહેલાં જ આશ્રમરૂપ વિવિદિષા સંન્યાસને ધારણ કરે છે.' ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિનાં વચનો આશ્રમરૂપ વિવિદિષા સંન્યાસનું નિરૂપણ કરે છે.

# વિદ્વત્સંન્યાસનું નિરૂપણ.

બ્રહ્મચર્યાશ્રમમાં, ગૃહસ્થાશ્રમમાં અથવા વાનપ્રસ્થાશ્રમમાં વેદાંત શ્રવણાદિવડે જે પુરુષને બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો છે, તે તત્ત્વવેત્તા પુરુષે ચિત્તના વિક્ષેપની નિવૃત્તિરૂપ જીવન્મુક્તિ માટે જે સંન્યાસ ધારણ કર્યો છે, તેનું નામ વિદ્વત્સંન્યાસ છે. આ વિદ્વત્ સંન્યાસ પણ શ્રુતિ તથા સ્મૃતિના પ્રમાણવડે સિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'एतमेव विदित्वा मुनिर्भवति । एतं वै तमात्मानं विदित्वा ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति । न दंड न शिखां न यज्ञोपवीतं नाच्छादनं चरति परमहंसः अर्थः—આ પરમાત્માને હું બ્રહ્મરૂપે છું, આ રીતના સાક્ષાત્કારવડે વિદ્વાન્ પુરુષ પરમહંસ સંન્યાસી થાય છે. આત્માના સાક્ષાત્કારવડે તત્ત્વવેત્તા પુરુષ પુત્રની ઇચ્છા, વિત્તની ઇચ્છા તથા લોકની ઇચ્છા, આ ત્રણ ઇચ્છાઓના પરિત્યાગવડે ભિક્ષાવૃત્તિને ધારણ કરે છે. અર્થાત્ વિદ્વત્ સંન્યાસ ધારણ કરનાર ઉપર પ્રમાણે કરે છે. આ તત્ત્વવેત્તા પરમ હંસ સંન્યાસી દંડને, શિખાને, યજ્ઞોપવીતને તથા આચ્છાદનને ધારણ કરતો નથી.' સ્મૃતિમાં કહ્યું છે કે, 'यदा तु विदितं तत्त्वं परं ब्रह्म सनातनम् । तदैकदंडं संगृह्य सोपवीतां शिखां त्यजेत् (१) कंथाकौपीनवासास्तु दंडधृग्ध्यानतत्परः । एकाकी रमते नित्यं तं देवा ब्राह्मणं विदुः ॥ (२) कपालं वृक्षमूलानि कुचैलमसहायता ॥ समता चैवं सर्वस्मिन्नैतन्मुक्तस्य लक्षणम् અર્થઃ—જ્યારે અધિકારી પુરુષે પરબ્રહ્મરૂપ સનાતન તત્ત્વનો સાક્ષાત્કાર કરવો હોય ત્યારે એક દંડ ગ્રહણ કરવો તથા યજ્ઞોપવીત સહિત શિખાનો તેણે પરિત્યાગ કરવો. (૧) જે વિદ્વાન્ પુરુષ શીતની નિવૃત્તિ માટે કેવળ કંથા તથા કૌપીન વસ્ત્રને ધારણ કરે છે, દંડને ધારણ કરે છે, સર્વદા અંતર આત્માના ધ્યાનમાં તત્પર રહે છે તથા એકાકી વિચરે છે, તે વિદ્વાન્ પુરુષને દેવો બ્રહ્મવેત્તારૂપ તથા પરમહંસ સંન્યાસીરૂપે કહે છે. (૨) વળી જે

વિદ્વાન્ પુરુષે ભિક્ષા માટે મૃત્તિકામય કપાલ હાથમાં ધારણ કર્યાં છે, વૃક્ષના મૂળમાં જેનો નિવાસ છે, જેણે કુત્સિત વસ્ત્રને ધારણ કર્યાં છે, જેને કોઈની સહાયતા નથી, જેની બુદ્ધિ સર્વ ભૂતોમાં સમાન છે, આ સર્વ મુક્ત પરમહંસનાં લક્ષણ છે; અર્થાત્ પૂર્વોક્ત લક્ષણવડે મુક્ત પરમહંસરૂપે જાણી શકાય છે. (૩) ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિનાં વચનો વિદ્વત્સંન્યાસનું નિરૂપણ કરે છે. આ વિદ્વત્સંન્યાસનું ફળ જીવન્મુક્તિ છે. આ વિદ્વત્પરમહંસ સંન્યાસીઓનું ચિહ્ન તથા આચાર અવ્યક્ત હોય છે. આ કારણથી જ શ્રુતિ તથા સ્મૃતિનાં વચનોમાં કાં તો તેઓને દંડ તથા વસ્ત્ર આદિનો અભાવ કહ્યો છે અથવા કાં તો દંડ તથા વસ્ત્ર આદિને ધારણ કરવાનું કહ્યું છે. આ વિદ્વત્સંન્યાસીઓનાં અવ્યક્ત ચિહ્ન તથા અવ્યક્ત આચાર આત્મપુરાણના અગીઆરમા અધ્યાયના આદિમાં સ્પષ્ટ રીતે વર્ણવ્યા છે.

શિષ્ય:—પૂર્વે વિવિદિષા સંન્યાસને બ્રહ્મજ્ઞાનના હેતુરૂપે કહ્યો, તે સંભવતું નથી. કારણ કે જનક તથા અજાતશત્રુ આદિને વિવિદિષા સંન્યાસનો અભાવ હોવા છતાં બ્રહ્મજ્ઞાન શ્રુતિ તથા સ્મૃતિ આદિમાં કહ્યું છે.

ગુરુ:—વિવિદિષા સંન્યાસ કેવળ આ જન્મના જ બ્રહ્મજ્ઞાનના કારણરૂપે નથી, પણ જન્માંતરમાં કરેલ વિવિદિષા સંન્યાસ બ્રહ્મજ્ઞાનના કારણરૂપે થાય છે. માટે જનકાદિને આ જન્મમાં વિવિદિષા સંન્યાસનો અભાવ છતાં જન્માન્તરના વિવિદિષા સંન્યાસથી જ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું છે. આ રીતે બ્રહ્મજ્ઞાનરૂપ કાર્યથી જન્માંતરના સંન્યાસરૂપ કારણનું અનુમાન થાય છે. વળી यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् આ શ્રુતિમાં વૈરાગ્યવાન્ પુરુષના સર્વ અંગ સહિત વિવિદિષા સંન્યાસનું વિધાન કર્યું છે. વળી ત્રીજા પ્રકરણમાં "વ્યાધાતુરः स्यान्मनसा वाचा संन्यसेत् અર્થ:—જ્યારે પુરુષ વ્યાધિ આદિ

વડે આતુર થાય ત્યારે બીજા અંગ વિના કેવળ મનવડે અથવા વાણીવડે તેણે સંન્યાસને ધારણ કરવો," આ શ્રુતિમાં આતુર સંન્યાસનું નિરૂપણ કર્યું છે. જ્યારે મરણની સમીપતા આવે ત્યારે આતુર સંન્યાસી તે સમયે શ્રવણ કરે, તેથી તેને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય, એ સંભવતું નથી. માટે એમ જાણવું કે આ આતુર સંન્યાસ તે પુરુષને બીજા જન્મમાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરે છે; આમ અવશ્ય અંગીકાર કરવું પડશે. એમ જો નહી માનીએ તો આતુર સંન્યાસ વ્યર્થ થશે. આ કારણથી પણ જન્માંતરના વિવિદિષા સંન્યાસને આત્મજ્ઞાનની કારણતા સંભવે છે.

શિષ્યઃ—આ આતુર સંન્યાસ પૂર્વોક્ત વિવિદિષા સંન્યાસથી ભિન્ન સંન્યાસ છે. વળી संन्यासाद्ब्रह्मणः स्थानम् આ સ્મૃતિમાં આતુર સંન્યાસનું ફળ બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપે નિરૂપણ કર્યું છે. માટે આતુર સંન્યાસ વ્યર્થ નથી.

ગુરુઃ—આ આતુર સંન્યાસમાં પણ વિરક્ત પુરુષોનો જ અધિકાર હોય છે. વળી વિવિદિષા સંન્યાસના પ્રકરણમાં જ આતુર સંન્યાસનું વિધાન કર્યું છે. માટે આતુર સંન્યાસ પૂર્વોક્ત વિવિદિષા સંન્યાસથી ભિન્ન સંન્યાસ નથી. પણ વિવિદિષા સંન્યાસના અંતર્ભૂત છે. બીજું संन्यासाद्ब्रह्मणः स्थानम् આ સ્મૃતિમાં આતુર સંન્યાસનું આવાંતર ફળ બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપે નિરૂપણ કર્યું છે. માટે આત્મજ્ઞાનરૂપ મુખ્ય ફળનો નિષેધ થઈ શકતો નથી. અથવા સ્મૃતિમાં કુટીચક આદિરૂપ સ્માર્ત સંન્યાસનું ફળ બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપે કહ્યું છે. માટે આતુર સંન્યાસનું મુખ્ય ફળ આત્મજ્ઞાનની પ્રાપ્તિ છે. વળી જન્માંતરના સંન્યાસથી પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, આ વાત સર્વજ્ઞ મહામુનિએ સંક્ષેપ શારીરક ગ્રંથમાં પણ નિરૂપણ કરી છે. કહ્યું છે કે, 'जन्मांतरेषु यदि साधनजातमासीत् संन्यासपूर्वकमिदं श्रवणादिरूपम्। विद्या-

मवाप्स्यति जन: सकलोऽपि यत्र तत्राश्रमादिषु वसन्न निहारयाम: અર્થ:–જો કદાપિ અધિકારી પુરુષના પૂર્વ જન્મમાં સંન્યાસપૂર્વક શ્રવણાદિ સાધન સિદ્ધ થાય તો તે અધિકારી માણુસ ગમે તેવા ગૃહસ્થાદિ આશ્રમમાં રહે છે, છતાં પૂર્વના સાધનના બળવડે તે જ આશ્રમમાં બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત થાય છે. આ અર્થને અમે નિવારણ કરતા નથી.” માટે જનકાદિને પૂર્વ જન્મના વિવિદિષા સંન્યાસવડે આત્મજ્ઞાનની પ્રાપ્તિ સંભવે છે, એમ સિદ્ધ થાય છે. પૂર્વે आत्मा वाऽरे द्रष्टव्य: श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्य: આ શ્રુતિના વચનવડે અધિકારી પુરુષને આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે શ્રવણાદિની કર્તવ્યતા નિરૂપણ કરી હતી. આના સંબંધમાં કેટલાક ગ્રંથકારો શ્રવણાદિમાં વિધિ અંગીકાર કરતા નથી, વળી કેટલાએક વિધિને અંગીકાર કરે છે. તેમાંનો પ્રથમ પક્ષ વાચસ્પતિ મિશ્રનો છે તથા બીજો પક્ષ વિવર્ણાચાર્યનો છે. વાચસ્પતિ મિશ્રનો અભિપ્રાય એ છે કે, વિવેકાદિ સાધન ચતુષ્ટયસંપન્ન જિજ્ઞાસુ મનુષ્યવડે જે શ્રવણાદિ કરવામાં આવે છે, તે શ્રવણાદિ આત્મજ્ઞાનના કારણરૂપે છે, આ રીતનો નિશ્ચય અન્વય વ્યતિરેકવડે થાય છે. માટે શ્રવણાદિમાં વિધિ સંભવતો નથી. વિધિ તો કેવળ અપ્રાપ્ત વસ્તુમાં જ હોય છે. જેમ કે યાગમાં સ્વર્ગની કારણુતા પ્રત્યક્ષાદિ પ્રમાણુવડે અપ્રાપ્ત છે. માટે આ કારણુને બોધ કરનારું વચન જેમકે स्वर्गकामोय जेत વિધિરૂપે છે. જો કે શ્રવણાદિમાં બ્રહ્મસાક્ષાત્કારની કારણુતા પૂર્વોક્ત શ્રુતિ પ્રમાણુથી ભિન્ન અન્ય કોઈ પ્રમાણુવડે પ્રાપ્ત નથી, છતાં અતિ સૂક્ષ્મતાવડે દુર્વિજ્ઞેય ષડ્જ આદિ સ્વરોના સાક્ષાત્કારના સંબંધમાં જેમ ગાંધર્વ શાસ્ત્રના અભ્યાસને અન્વય વ્યતિરેકવડે કારણુપણું પ્રાપ્ત થાય છે, તેમ જ આ સ્વરોની માફક બ્રહ્મ પણ અતિ સૂક્ષ્મ હોવાથી દુર્વિજ્ઞેય છે, માટે બ્રહ્મસાક્ષાત્કારના સંબંધમાં વેદાંત શાસ્ત્રના શ્રવણુને અન્વય વ્યતિરેકવડે કારણુપણું પ્રાપ્ત છે. આવા

પ્રાપ્ત અર્થમાં વિધિ સંભવતો નથી. વળી શ્રોતવ્ય શબ્દમાં જે તવ્ય પ્રત્યય પ્રતીત થાય છે, તે વિધિ અર્થરૂપે નથી, પણ યોગ્યતાના અર્થરૂપે છે. અર્થાત્ આત્મા શ્રવણ કરવા યોગ્ય છે. આ જ પ્રમાણે मंतव्यः निदिध्यासितव्यः ઈત્યાદિ વચનમાં પણ વિધિનો અભાવ જાણી લેવો. બીજું કેટલાક આચાર્યોનો મત એમ છે કે, आत्मा वाऽरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः આ શ્રુતિમાં વિવેકાદિ સાધન ચતુષ્ટય સંપન્ન સંન્યાસીને આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે મનન તથા નિદિધ્યાસન-રૂપ ફળના ઉપકારવાળા અંગ સહિત શ્રવણ નામના અંગીનું વિધાન કર્યું છે. અંગીનો અર્થ એ છે કે, જે પદાર્થ સાક્ષાત્ફળના સાધનરૂપવડે શ્રવણ કરવામાં આવે છે, તે પદાર્થ અંગી કહેવાય છે, શેષી કહેવાય છે અથવા પ્રધાન-રૂપે કહેવાય છે. વળી અંગીની સમીપ જે પદાર્થ ફળ વિના કર્તવ્યતારૂપવડે શ્રવણ કરવામાં આવે છે, તે પદાર્થ અંગ, શેષ અથવા સહકારી કહેવાય છે. અંગ પણ સ્વરૂપો-પકારી તથા ફળોપકારી, એવા ભેદવડે બે પ્રકારનું હોય છે. જે અંગ અંગીના સ્વરૂપની ઉત્પત્તિમાં ઉપકાર કરે છે, તે અંગ સ્વરૂપોપકારી કહેવાય છે. આ સ્વરૂપોપકારી અંગને મીમાંસકો સન્નિત્યોપકારી અંગ કહે છે. વળી જે અંગ અંગીજન્ય ફળની ઉત્પત્તિમાં ઉપકાર કરે છે, તે અંગ ફલો-પકારી અંગ કહેવાય છે. આ ફલોપકારી અંગને મીમાંસકો આરાદુપકારી અંગ કહે છે. જેમકે વેદાંત શાસ્ત્રનું શ્રવણ પ્રમાણના વિચારરૂપે હોવાથી સાક્ષાત્ બ્રહ્મજ્ઞાનરૂપ ફળના સાધનરૂપે વિધાન કર્યું છે; માટે શ્રવણને અંગી કહેવામાં આવે છે તથા શ્રવણરૂપ અંગીની સમીપ વિધાન કરેલ વિવેકાદિ ચાર સાધનના જ્ઞાન વિના બીજા કોઇ ફળનું નિરૂપણ કર્યું નથી. માટે વિવેકાદિ સાધનતા શ્રવણરૂપ અંગીના સ્વરૂપની ઉત્પત્તિમાં ઉપકારી હોવાથી સ્વરૂપોપકારી અંગ કહેવાય છે. વળી શ્રવણરૂપ અંગની સમીપ ફળ વિના

મનન તથા નિદિધ્યાસન, બન્ને શ્રવણરૂપ અંગીના બ્રહ્મસાક્ષાત્કારરૂપ ફળની ઉત્પત્તિમાં ઉપકારી હોવાથી ફલોપકારી અંગ કહેવાય છે. માટે श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः આ વચનથી મનન તથા નિદિધ્યાસનરૂપ ફલોપકારી અંગ સહિત શ્રવણ નામના અંગીનું વિધાન કર્યું છે. અર્થાત્ સાધન ચતુષ્ટય સંપન્ન સંન્યાસીએ બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિમાટે મનન તથા નિદિધ્યાસનરૂપ અંગ સહિત શ્રવણરૂપ અંગી અવશ્ય સંપાદન કરવું જોઈએ. બ્રહ્મસાક્ષાત્કારના કારણરૂપે શ્રવણ પૂર્વોક્ત અન્વય વ્યતિરેકવડે સિદ્ધ છે. માટે શ્રવણાદિનું વિધાન કરનાર વિધિ श्रोतव्यः અપૂર્વ વિધિરૂપે નથી, પણ નિયમવિધિરૂપે અથવા પરિસંખ્યાવિધિરૂપે છે.

## અપૂર્વાદિ ત્રણ વિધિનાં લક્ષણ.

કહ્યું છે કે, 'अप्राप्तार्थबोधको विधिः अपूर्वविधिः અર્થ:– પ્રમાણાંતરવડે અપ્રાપ્ત અર્થનો કર્તવ્યતારૂપવડે બોધન કરવામાં આવનાર જે વિધિ, તેનું નામ અપૂર્વ વિધિ છે.' જેમકે व्रीहीन् प्रोक्षति આ વચન અપૂર્વ વિધિરૂપે છે. આ વચન વિના અન્ય કોઈ પણ પ્રમાણવડે વ્રીહિનું પ્રોક્ષણ પ્રાપ્ત નથી, માટે અપ્રાપ્ત અર્થનો બોધ કરનાર હોવાથી આ વિધિ અપૂર્વ વિધિ કહેવાય છે. વળી 'पक्षप्राप्तस्याप्राप्तांशपूरको विधिः नियमविधिः અર્થ:–પક્ષમાં પ્રાપ્ત અર્થમાં અપ્રાપ્ત અંશનો પૂરનાર જે વિધિ છે, તેનું નામ નિયમવિધિ છે.' જેમકે व्रीहीन् हन्यात् આ વિધિરૂપે છે. તેમાં યજ્ઞમાં ઉપયોગી વ્રીહિના છાલાં કાઢવામાં બે ઉપાય છે. એક ઉપાય ખાંડવાવડે થાય છે તથા એક ઉપાય નખથી છોલવાવડે થાય છે. સાંબેલાથી ડાંગેરને કૂટવી, તેનું નામ ખાંડવું છે. બીજું જે સ્થળે નખવડે છોડાં કાઢવાની પ્રાપ્તિ હોય છે, તે સ્થળે ખાંડવાની ક્રિયા હોતી નથી. व्रीहीनवहन्यात् આ વચન પ્રાપ્ત

અંશરૂપે છે, તેના પૂરણ કરવાની ક્રિયા પ્રાપ્ત અંશરૂપ ખાંડવાવડે થાય છે. અર્થાત્ ખાંડવાવડે જ ડાંગરનાં છોડાંની નિવૃત્તિ કરવી, એમ કહેવાથી નખવડે ફાડવારૂપ ઉપાયની નિવૃત્તિરૂપ અર્થ સિદ્ધ થાય છે. વળી 'उभय प्राप्तावितरव्यावृत्ति बोधको विधिः परिसंख्याविधिः અર્થઃ- એક જ સમયે બે પદાર્થની પ્રાપ્તિ છતાં બેમાંથી એક પદાર્થનો બોધ કરનાર જે વિધિ, તેનું નામ પરિસંખ્યા વિધિ છે.' જેમકે इमामगृभ्णन्रशनामृतस्य આ મંત્રવડે યજ્ઞમાં અશ્વ તથા ગધેડો આ બેઉની દોરીએ કરી બાંધી લાવવા, આ રીતનો નિર્દેશ થાય છે. છતાં આ બેમાંથી अश्वाभिधानीमादत्ते આ વચન ગધેડાને બાંધીને યજ્ઞમાં લાવવાનો નિષેધ કરે છે. પણ ગમે તે અશ્વને દોરીવડે બાંધી આણવાનું વિધાન કરે છે; માટે अश्वाभिधानी-मादत्ते આ વચન પરિસંખ્યા વિધિ કહેવાય છે. જો કે નિયમ-વિધિમાં તેમ જ પરિસંખ્યા વિધિમાં બેમાંથી એકની નિવૃત્તિ સમાન છે, છતાં નિયમવિધિમાં બેમાંથી એકની નિવૃત્તિ અર્થયુક્ત હોય છે તથા પરિસંખ્યાવિધિમાં બેમાંથી એકની નિવૃત્તિ વિધેયરૂપે હોય છે. આટલો આ બેઉમાં ફેરફાર છે. તે જ રીતે પ્રસંગાનુસાર श्रोतव्यः આ વચન નિયમવિધિ-રૂપે છે. અર્થાત્ સાધનસંપન્ન જિજ્ઞાસુએ વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવું અથવા તો જિજ્ઞાસુએ વેદાંતશાસ્ત્ર વિના અન્ય કોઈ પણ શાસ્ત્રનું શ્રવણ કરવું નહિ, આ રીતનો પરિસંખ્યા-વિધિ છે.

શિષ્યઃ-જે સ્થળે બે સાધનની પ્રાપ્તિ થાય છે, ત્યાં જ અપ્રાપ્ત અંશને પૂર્ણ કરનારો નિયમ વિધિ અંગીકાર કર્યો છે. આમ આપે પૂર્વે નિયમવિધિનું લક્ષણ કહ્યું હતું, તે લક્ષણ શ્રવણવિધિમાં સંભવતું નથી. માટે બ્રહ્મ વેદાંત શાસ્ત્ર વિના અન્ય કોઈ પણ પ્રમાણના વિષયરૂપે નથી. પણ એક વેદાંતશાસ્ત્રના જ વિષયરૂપે છે. જો કદાપિ બ્રહ્મસાક્ષા-

ત્કારમાં વેદાંતના શ્રવણ વિના અન્ય કોઇ પણ સાધન ન હોત તો શ્રવણમાં નિયમવિધિ સંભવત. જો આપ એમ કહો કે, બ્રહ્મસાક્ષાત્કારના સંબંધમાં એક પક્ષે પુરાણ આદિનું શ્રવણ પણ સાધનરૂપવડે પ્રાપ્ત છે. આ સાધનને નિવૃત્ત કરવા માટે વેદાંત શ્રવણમાં જ નિયમવિધિ સંભવે છે. આપનું આમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે આત્મપુરાણ વેદાંતના મૂળરૂપ હોવાથી, પુરાણનું શ્રવણ વેદાંતના શ્રવણથી ભિન્ન સાધનરૂપે છે, એમ કહેવું સંભવતું નથી. વળી અધ્યાત્મપુરાણનું શ્રવણ પણ વેદાંતના શ્રવણરૂપે છે. વળી જો આપ એમ કહો કે, રાગી પુરુષને ગીતાદિના શ્રવણની ઇચ્છા થાય છે. આ રીતના શ્રવણની નિવૃત્તિ કરવા માટે વેદાંતના શ્રવણમાં નિયમવિધિ સંભવે છે, એમ કહેવું પણ સંભવશે નહિ. આથી શ્રવણવિધિથી ભિન્ન વચનવડે મુમુક્ષુ જનને રાગીના ગીતના શ્રવણનો નિષેધ કર્યો છે. વળી જો આપ એમ કહો કે, દ્વૈતશાસ્ત્રના શ્રવણની જે પ્રાપ્તિ થાય છે, તેની નિવૃત્તિ કરવા માટે વેદાંતના શ્રવણમાં નિયમવિધિ સંભવે છે, એમ કહેવું પણ સંભવતું નથી, તેથી દ્વૈતશાસ્ત્ર અદ્વૈતશાસ્ત્રના વિરોધીરૂપે છે. માટે અદ્વિતીય બ્રહ્મજ્ઞાનમાં સાધનરૂપતા સંભવતી નથી. તેમજ न चक्षुषा पश्यति नापि वाचा, यतो वाचो निवर्तंते, यन्मनसा न मनुते અર્થઃ—ચક્ષુવડે જેને જોઇ શકાતો નથી, વાણીવડે જેનું નિરૂપણ થઇ શકતું નથી, જેને વાણી પહોંચી શકતી નથી, મનવડે જેનું મનન થતું નથી." ઇત્યાદિ શ્રુતિઓએ બ્રહ્મમાં વેદાંતથી ભિન્ન ચક્ષુ, વાક્ તથા મન આદિની અવિષયતાનું નિરૂપણ કર્યું છે. માટે બ્રહ્મજ્ઞાનમાં પ્રત્યક્ષાદિક પ્રમાણની સાધનરૂપતા પ્રાપ્ત થતી નથી. માટે પ્રત્યક્ષાદિ પ્રમાણને નિવૃત્ત કરવા માટે વેદાંતના શ્રવણમાં નિયમવિધિ સંભવતો નથી. માટે વેદાંતના શ્રવણમાં નિયમવિધિ કહેવો અયુક્ત છે. તેમ જ પૂર્વોક્ત રીતિવડે અન્ય સાધનનો અભાવ હોવાથી

તેની નિવૃત્તિ કરવા માટે, વેદાંતના શ્રવણમાં પરિસંખ્યા વિધિ પણ સંભવતો નથી.

ગુરુઃ–જો કે વેદાંતશાસ્ત્રથી ભિન્ન પુરાણાદિમાં સ્વતંત્ર રીતે બ્રહ્મસાક્ષાત્કારની સાધનતા નથી, છતાં વેદાંતશાસ્ત્રના શ્રવણની માફક પુરાણ આદિનું શ્રવણ પણ સ્વતંત્ર રીતે બ્રહ્મસાક્ષાત્કારનું સાધન છે, આ રીતની ભ્રાંતિને લીધે પુરાણાદિના શ્રવણને બ્રહ્મજ્ઞાનના સંબંધમાં સ્વતંત્ર રીતે સાધનતા પ્રાપ્ત થાય છે. આ સાધનતાની નિવૃત્તિ કરવા માટે વેદાંતના શ્રવણમાં નિયમવિધિનો અંગીકાર તથા પરિસંખ્યાવિધિનો અંગીકાર સંભવે છે. અથવા તો બ્રહ્મવેત્તા ગુરુ વિના સ્વતંત્ર રીતે પોતાની બુદ્ધિથી વેદાંતના વિચારને નિવૃત્ત કરવા માટે શ્રવણમાં નિયમવિધિનો અથવા પરિસંખ્યાવિધિનો અંગીકાર છે. અર્થાત્ અધિકારી પુરુષે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી જ વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવું. ગુરુ વિના સ્વતંત્ર રીતે કેવળ પોતાની બુદ્ધિથી વેદાંતશાસ્ત્રનો વિચાર કરવો નહિ. આ બાબત પૂર્વના વૃદ્ધ પુરુષોએ પણ કહી છે. કહ્યું છે કે, 'नियमः परिसङ्ख्या वा विध्यर्थो हि भवेद्यतः। अनात्मादर्शनेनैव परमात्मानमुपास्महे ॥ અર્થ:–શ્રોતવ્યઃ આ વિધિવાક્યનો નિયમરૂપે અથવા પરિસંખ્યારૂપે અર્થ છે, તેથી હું અનાત્મ વસ્તુના ચિંતનના પરિત્યાગવડે કેવળ પરમાત્માનું ચિંતન કરું છું.'

## શ્રવણ કોને કામ્ય તથા નિત્ય કર્મરૂપે ?

શિષ્યઃ–श्रोतव्यः આ વિધિવાક્યવડે વેદાંતના શ્રવણનું વિધાન કરવામાં આવ્યું છે, એમ આપ પૂર્વે કહી ગયા તથા શ્રુતિ, તેમ જ સ્મૃતિરૂપ શાસ્ત્રમાં કામ્ય, નિત્ય, નૈમિત્તિક તથા પ્રાયશ્ચિત્ત, આ ચાર રીતનાં કર્મનું જ વિધાન કર્યું છે. આ ચારમાં શ્રવણ કામ્ય કર્મરૂપે છે, નિત્ય કર્મરૂપે

છે, નૈમિત્તિક કર્મરૂપે છે કે પ્રાયશ્ચિત્તરૂપે છે ? આમાં પ્રથમ કામ્યરૂપે છે, એમ માનશો તો તે સંભવશે નહિ. કારણ કે स्वर्गकामो यजेत આ વચનમાં જેમ સ્વર્ગરૂપ ફળનો ઉદ્દેશ કરી યાગનું વિધાન કર્યું છે; તેમ કોઇ ફળનો ઉદ્દેશ કરી શ્રવણનું વિધાન કર્યું નથી. જો આપ એમ કહો કે, જેમ રાત્રિસત્ર નામના યાગના વિધિવાળા વાક્યમાં ફળ કહેવામાં નથી આવ્યું, છતાં બ્રહ્મજ્ઞાનમાં પુરુષની પ્રવૃત્તિ કરાવવા માટે યાગના ફળની કલ્પના કરી છે, તેમ શ્રવણનું પણ ફળ બ્રહ્મજ્ઞાનરૂપે છે, એમ કલ્પના કરીશું તો તે પણ સંભવશે નહિ. કારણ કે, ગૃહસ્થાદિમાં બ્રહ્મજ્ઞાનરૂપ ફળની કામનાનો અસંભવ છે. કેવળ ગૃહસ્થાદિમાં બ્રહ્મજ્ઞાનથી ઉદ્વેગ જ જોવામાં આવે છે. માટે જ રાગી પુરુષના અભિપ્રાયનો બોધ નીચે પ્રમાણે કહ્યો છેઃ-"अपि वृंदाश्रमे शून्ये शृगालत्वं स इच्छति । न तु निर्विषयं मोक्षं कदाचिदपि गौतम અર્થઃ-હે ગૌતમ ! રાગવાન્ પુરુષ શૂન્ય વૃંદાવનમાં શૃગાલ થવાની ઇચ્છા કરે છે, પણ નિર્વિષયરૂપ મોક્ષની રાગવાન્ પુરુષ કદાપિ ઇચ્છા કરતો નથી." વળી કહ્યું છે કે, 'वेदानिमं लोकममुंच परित्यज्यात्मानमन्विच्छेत् અર્થઃ-મોક્ષની કામનાવાળાએ વેદનો તથા આ લોકનો ત્યાગ કરી કેવળ આત્મપ્રાપ્તિની ઇચ્છા કરવી જોઇએ.' ઇત્યાદિ શ્રુતિથી સાધન ચતુષ્ટયસંપન્ન જિજ્ઞાસુ સંન્યાસીને આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે શ્રવણાદિની કર્તવ્યતાનો નિશ્ચય થાય છે. માટે ગહસ્થાદિને શ્રવણાદિમાં અધિકાર નથી. આપ એમ કહો કે, સંન્યાસીને શ્રવણ કામ્ય કર્મરૂપે હોય તો તે પણ કહેવું ખોટું છે. કારણ કે જો સંન્યાસીને શ્રવણ કામ્ય કર્મરૂપે હોય તો કામ્યકર્મ ન કરવાથી પ્રત્યવાયની પ્રાપ્તિ થતી નથી. માટે શ્રવણના નહિ કરવાથી સંન્યાસીને પ્રત્યવાયની પ્રાપ્તિ થવી જોઇએ નહિ. પણ વેદાંત શ્રવણના પરિત્યાગથી સંન્યાસીને પ્રત્યવાયની પ્રાપ્તિનું નિરૂપણ શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલું છે. માટે

સંન્યાસીમાં શ્રવણુ કામ્ય કર્મરૂપે સંભવતું નથી. વળી શ્રવણુ નિત્ય કર્મરૂપે છે, એમ જો બીજો પક્ષ આપ અંગીકાર કરશો તો તે પણુ સંભવશે નહિ. કારણુ કે यावज्जीवमग्निहोत्रं जुहुयात् આ વચનથી જેમ ગૃહસ્થને જીવનકાળ પર્યંત અગ્નિહોત્રરૂપ નિત્ય કર્મનું વિધાન કર્યું છે, તેમ અધિકારી પુરુષને જીવનકાળ પર્યંત શ્રવણનું વિધાન કોઇપણુ વચનથી કરવામાં નથી આવ્યું. માટે શ્રવણુમાં નિત્યકર્મરૂપતા સંભવતી નથી. વળી શ્રવણુ નૈમિત્તિક કર્મરૂપે છે, એમ ત્રીજો પક્ષ અંગીકાર કરશો તો તે પણુ સંભવશે નહિ. કારણુ કે જેમ અગ્નિહોત્રી પુરુષના ગૃહનો દાહ થવાના નિમિત્તને લઈ વેદે ઇષ્ટિકાનું વિધાન કર્યું છે, તેમ અહીં કોઇપણુ નિમિત્તનું નિરૂપણુ કર્યું નથી, કે જે નિમિત્તને લઇ શ્રવણુ નૈમિત્તિક કર્મરૂપે થાય. વળી શ્રવણુ પ્રાયશ્ચિત્ત કર્મરૂપે છે, એમ ચોથો પક્ષ આપ જો અંગીકાર કરશો તો તે પણુ સંભવશે નહિ. કારણુ કે, तरति ब्रह्महत्यां योऽश्वमेधेन यजते આ વચનથી જેમ બ્રહ્મહત્યારૂપ પાપની નિવૃત્તિ કરવા માટે અશ્વમેધરૂપ પ્રાયશ્ચિત્તનું વિધાન કર્યું છે, તેમ કોઇ પણુ શ્રુતિવચનથી કોઇ પણુ પાપની નિવૃત્તિ માટે શ્રવણુાદિનું વિધાન કર્યું નથી. માટે શ્રવણુને પ્રાયશ્ચિત્તરૂપતા પણુ સંભવતી નથી. માટે કોઇ પણુ પ્રકારે વેદાંતશ્રવણુમાં વિધિ સંભવતો નથી.

ગુરુઃ—જેમ ગૃહસ્થ પુરુષને અગ્નિહોત્ર તથા સંધ્યા ઉપાસના આદિ નિત્યકર્મ કરવાથી શ્રુતિ તથા સ્મૃતિએ પ્રત્યવાયની પ્રાપ્તિનું નિરૂપણુ કર્યું છે, તેમ જ यावज्जीवं अग्निहोत्रं जुहुयात् ઇત્યાદિ શ્રુતિએ જીવત્કાળ પર્યંત અગ્નિહોત્રાદિ નિત્ય કર્મનું વિધાન કર્યું છે, તેમ વિવિદિષા સંન્યાસીને વેદાંતનું શ્રવણુાદિ નહિ કરવાથી પ્રત્યવાયની પ્રાપ્તિ તથા જીવત્કાળ પર્યંત શ્રવણુ આદિની કર્તવ્યતાનું નિરૂપણુ શ્રુતિ તથા સ્મૃતિએ કર્યું છે, માટે જેમ ગૃહસ્થને અગ્નિહોત્ર તથા

સંધ્યા ઉપાસનાદિ નિત્ય કર્મરૂપે છે, તેમ વિવિદિષા સંન્યાસીને વેદાંત શ્રવણાદિ નિત્ય કર્મરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "अरुन्मुखान्यतीन्शालावृकेभ्यः प्रायच्छम् અર્થ:—વેદાંતવિચારથી રહિત સંન્યાસીઓને મેં ઇન્દ્રે મારી નાંખ્યા તથા તેઓનાં શબને કૂતરાને આપ્યાં." આ શ્રુતિનો અર્થ આત્મપુરાણના બીજા અધ્યાયમાં ઇન્દ્ર તથા પ્રતર્દનના સંવાદમાં વિસ્તારથી નિરૂપણ કરવામાં આવ્યો છે. સ્મૃતિમાં કહ્યું છે કે, 'नित्यं कर्म परित्यज्य वेदांतश्रवणं विना । वर्तमानस्तु संन्यासी पतत्येव न संशयः અર્થ:—અગ્નિહોત્ર તથા સંધ્યોપાસનાદિ નિત્ય કર્મનો પરિત્યાગ કરે, પણ જો વેદાંત શાસ્ત્રના શ્રવણાદિરૂપ કર્મ ન કરે તો તે સંન્યાસી પતિત થાય છે." ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિએ વિવિદિષા સંન્યાસીને વેદાંતનું શ્રવણ ન કરવાથી પ્રત્યવાયની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે. વળી કહ્યું છે કે, 'आसुप्तेरामृतेः कालं नयेद्वेदांतचिंतया । दद्यान्नावसरं किंचित्कामादीनामनागपि અર્થ:—વિવિદિષા સંન્યાસીએ જાગવાથી લઇ સુષુપ્તિ સમય પર્યંત બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઈ મરણ પર્યંતના સમયને વેદાંત શાસ્ત્રના ચિંતનમાં વ્યતીત કરવો તથા પોતાના ચિત્તમાં કામ ક્રોધાદિ વિકારની પ્રાપ્તિનો અવસર જરા પણ થવા દેવો નહિ.' આ સ્મૃતિમાં તેમજ સ્મૃતિના મૂળરૂપ શ્રુતિમાં વિવિદિષા સંન્યાસનું જીવતાં સૂધી વેદાંત શાસ્ત્રના શ્રવણાદિની કર્તવ્યતાનું વિધાન કર્યું છે. માટે સંન્યાસીમાં શ્રવણાદિ નિત્ય કર્મરૂપે સિદ્ધ થાય છે. વળી શ્રુતિ તથા સ્મૃતિના પ્રમાણુથી શ્રવણ સંન્યાસીને નિત્યકર્મરૂપે છે, એમ કેવળ અમે જ નથી અંગીકાર કરતા, પણ આ બાબત પૂર્વના આચાર્યોએ અંગીકાર કરી છે. કહ્યું છે કે, 'त्वं पदार्थविवेकाय संन्यासः सर्वकर्मणाम् । श्रुत्याभिधीयते यस्मात्तत्त्यागी पतितो भवेत् અર્થ:—तत्त्वमसि આ મહાવાકયમાં રહેલ જે त्वं પદ છે, તે त्वंપદના વાચ્ય અર્થરૂપ અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યમાં અંતઃકરણનો ત્યાગ કરી, લક્ષ્ય અર્થરૂપ પ્રત્યક્

ચૈતન્યનું બ્રહ્મરૂપે કરી જે જ્ઞાન થાય, તેનું નામ ત્વંપદાર્થ-વિવેક છે. આ ત્વંપદાર્થના વિવેક માટે શ્રુતિમાં અગ્નિહોત્ર, સંધ્યોપાસન આદિ સર્વ કર્મના સંન્યાસનું વિધાન કર્યું છે. જે પુરુષ સંન્યાસને ધારણ કરી, ત્વં પદાર્થના વિવેકને કરતો નથી, તે સંન્યાસી પતિત થાય છે.' આ વચનથી વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે શ્રવણાદિથી રહિત સંન્યાસીને પતિતપણાનું નિરૂપણ કર્યું છે, તે જ રીતે સર્વજ્ઞ મહામુનિએ સંક્ષેપ શારીરક ગ્રંથમાં કહ્યું છે કે, 'कारकस्य करणेन तत्क्षणाद्भिक्षुरेष पातितो भवेद्यथा।व्यंजकस्य परिवर्जनात्तथा सद्य एव पतितो भवेदसौ અર્થઃ—જેમ સંન્યાસી યજ્ઞાદિ કર્મ કરવાવડે શીઘ્ર પતિત થાય છે, તેમ વેદાંત શાસ્ત્રના શ્રવણાદિને નહિ કરવાથી પણ જલદી પતિત થાય છે.' આથી એમ સિદ્ધ થાય છે કે, વિવિદિષા સંન્યાસીને વેદાંતશ્રવણમાં નિત્ય કર્મરૂપપણું હોવાથી શ્રવણમાં શ્રોતવ્યઃ એ રીતનો નિત્યવિધિ સંભવે છે. વળી ગૃહસ્થાદિમાં વેદાંત શાસ્ત્રનું શ્રવણ કામ્ય કર્મરૂપે છે. અહી જે કર્મ કરવાથી ફળની પ્રાપ્તિ થાય, તેમ જ ન કરવાથી પ્રત્યવાયની પ્રાપ્તિ ન થાય, તે કર્મ કામ્ય કર્મ કહેવાય છે. જેવી રીતે સ્વર્ગની પ્રાપ્તિની ઇચ્છા જે પુરુષને હોય, તે પુરુષે જ્યોતિષ્ટોમ યાગ કરવો. આ કરવાથી તે પુરુષને સ્વર્ગરૂપ ફળની પ્રાપ્તિ થાય છે. પણ જે પુરુષને સ્વર્ગની પ્રાપ્તિની ઇચ્છા ન હોય, તે પુરુષે જ્યોતિષ્ટોમ યાગ કરવો નહિ. આ પ્રમાણે જ્યોતિષ્ટોમ યાગ ન કરવાથી તે પુરુષને કોઈપણ પ્રત્યવાયની પ્રાપ્તિ થતી નથી. માટે જ્યોતિષ્ટોમ યાગ કામ્યકર્મ કહેવાય છે. તે જ રીતે જે ગૃહસ્થને બ્રહ્મજ્ઞાનની ઇચ્છા હોય, તેણે વેદાંત શાસ્ત્રનું શ્રવણાદિ કરવું. આ શ્રવણાદિથી ગૃહસ્થને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે; પણ જે ગૃહસ્થને બ્રહ્મજ્ઞાનની ઇચ્છા ન હોય, તે ગૃહસ્થે શ્રવણાદિ કરવાં નહિ. આ રીતે શ્રવણાદિ ન કરવાથી ગૃહસ્થને કોઈપણ પ્રત્યવાયની પ્રાપ્તિ થતી નથી. માટે ગૃહસ્થાદિમાં શ્રવણાદિ કામ્ય કર્મરૂપે સિદ્ધ થાય છે.

શિષ્યઃ–વિવેકાદિ સાધન ચતુષ્ટય સંપન્ન પુરુષને બ્રહ્મ-જિજ્ઞાસા હોય છે અર્થાત્ બ્રહ્મને જાણવાની ઇચ્છા હોય છે, પણ ગૃહસ્થાદિમાં ચતુષ્ટય સાધન સંભવતાં નથી. માટે બ્રહ્મ-જિજ્ઞાસાના અભાવથી ગૃહસ્થાદિમાં શ્રવણ કામ્ય કર્મરૂપે સંભવતું નથી.

ગુરુઃ–અત્યંત બહિર્મુખ ગૃહસ્થાદિને સાધન સંપત્તિના અભાવથી બ્રહ્મની જિજ્ઞાસાનો અભાવ થાય; પણ કંઇએક ગૃહસ્થો, જેઓ પરમેશ્વરથી અનુગ્રહ પામેલ છે, ફળની ઇચ્છાથી રહિત થઈ જેઓ નિત્ય નૈમિત્તિક કર્મ કરે છે, જેથી શુદ્ધ અંતઃકર-ણવાળા હોય છે તથા જે ગુરુમાં શ્રદ્ધા તથા ભક્તિવાળા છે, તેઓને વિવેકાદિ સાધન સંપત્તિવડે બ્રહ્મજિજ્ઞાસા સંભવે છે. પણ કોઇ એક પ્રતિબંધને લીધે તે ગૃહસ્થને સંન્યાસ આશ્રમની પ્રાપ્તિ ન થયેલી હોય છે, છતાં તેની પ્રવૃત્તિ વેદાંત શાસ્ત્રના શ્રવણ આદિમાં સંભવે છે. આવા સાધન-સંપન્ન ગૃહસ્થાદિમાં શ્રવણવિધિ કામ્યકર્મરૂપે છે. જો કદાપિ ગૃહસ્થાદિની બ્રહ્મજિજ્ઞાસાપૂર્વક શ્રવણાદિમાં પ્રવૃત્તિ ન માનીએ તો ગૃહસ્થાદિમાં જેઓને બ્રહ્મસાક્ષાત્કાર થયો છે, તેવા તત્ત્વવેત્તા પુરુષોને જીવન્મુક્તિ માટે શ્રુતિ તથા સ્મૃતિએ વિદ્વત્સંન્યાસનું જે નિરૂપણ કર્યું છે, તે વ્યર્થ થશે. આપણે જો એમ કહીએ કે, વિવિદિષા સંન્યાસથી ભિન્ન કોઇ વિદ્વત્સંન્યાસ નથી, તો તે કહેવું પણ સંભવશે નહિ. આ કારણથી જ પૂર્વે શ્રુતિ તથા સ્મૃતિનાં પ્રમાણવડે વિવિ-દિષા સંન્યાસથી ભિન્ન વિદ્વત્સંન્યાસનું નિરૂપણ કરી આવ્યા છીએ. વળી અધિકારી, ફળ તથા સાધન, આ ત્રણના ભેદથી પણ વિદ્વત્સંન્યાસ વિવિદિષા સંન્યાસથી ભિન્ન સિદ્ધ થાય છે. વળી વિવિદિષા સંન્યાસમાં જિજ્ઞાસુ અધિકારી હોય છે, પણ વિદ્વત્સંન્યાસમાં તો તત્ત્વવેત્તા જ અધિકારી હોય છે. વળી વિવિદિષા સંન્યાસીનું ફળ તત્ત્વજ્ઞાનરૂપે હોય છે, તેમ જ

વિદ્વત્સંન્યાસનું ફળ જીવન્મુક્તિરૂપે હોય છે. વળી વિવિદિષા સંન્યાસીએ તત્ત્વજ્ઞાનરૂપ ફળ માટે શ્રવણાદિરૂપ સાધન મેળવવું જોઇએ તથા વિદ્વત્સંન્યાસીએ જીવન્મુક્તિરૂપ ફળ માટે મનોનાશ તથા વાસનાક્ષય આદિ સાધન મેળવવા યોગ્ય છે. આ રીતે અધિકારી, ફળ તથા સાધન, આ ત્રણનો ભેદ હોવાથી વિદ્વત્સંન્યાસ વિવિદિષા સંન્યાસથી ભિન્ન માનવો જોઇએ. જ્યારે ગૃહસ્થાદિને વેદાંતના શ્રવણમાં અધિકાર તથા શ્રવણ આદિવડે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનો અંગીકાર કરીએ ત્યારે વિદ્વત્સંન્યાસ સાર્થક થાય. માટે ગૃહસ્થાદિને શ્રવણાદિ કામ્ય કર્મરૂપે છે, એ અર્થ સંભવે છે. વળી ગૃહસ્થાદિને વેદાંત શાસ્ત્રના શ્રવણથી મહાન્ પુણ્યની ઉત્પત્તિનું નિરૂપણ શાસ્ત્રવડે કરવામાં આવ્યું છે. કહ્યું છે કે, 'दिने दिने तु वेदांतश्रवणाद्भक्तिसंयुतात् । गुरुशुश्रूषया लब्धात्कृच्छ्राशीति फलं लभेत् अर्थ:—બ્રહ્મવેત્તા ગુરુની સેવાવડે પ્રાપ્ત થયેલ તથા ગુરુ ઈશ્વરની ભક્તિવડે યુક્ત વેદાંત શાસ્ત્રનું શ્રવણ દિવસે દિવસે થાય છે, તે વેદાંતના શ્રવણવડે ગૃહસ્થાદિને પ્રત્યવાયની પ્રાપ્તિ થતી નથી.' છતાં આત્મજ્ઞાનથી રહિત પુરુષને મહાન્ હાનિની પ્રાપ્તિ શ્રુતિ તથા સ્મૃતિએ નિરૂપણ કરી છે. માટે ગૃહસ્થાદિકોએ વેદાંતના શ્રવણવડે આત્મજ્ઞાન અવશ્ય કરી સંપાદન કરવું. શ્રુતિમાં કહ્યું છે કે, 'न चेदिहावेदिर्महती विनष्टि अर्थ:—અધિકારી મનુષ્યને મેળવી પુરુષ જ્યારે આત્માને જાણતો નથી ત્યારે તે પુરુષને મહાન્ હાનિ થાય છે.' વળી બીજી શ્રુતિમાં કહ્યું છે કે, "यो वा एतदक्षरं गार्ग्य विदित्वाऽस्माँलोकात्प्रैति स कृपण:। अथ एतदक्षरं गार्गी विदित्वाऽस्माँल्लोकात्प्रैति स ब्राह्मण: અર્થ:— હે ગાર્ગિ ! જે પુરુષ આ અક્ષર પરમાત્માને નહિ જાણી આ લોકમાંથી લોકાંતર વિશે ગમન કરે છે, તે અજ્ઞાની પુરુષને કૃપણ જાણવો. અર્થાત્ જેમ લોકમાં પ્રાપ્ત થયેલા ધનના ઉપભોગથી રહિત પુરુષને કૃપણ કહે છે, તેમ નિત્ય પ્રાપ્ત એવા આત્મારૂપી ધનના સાક્ષાત્કારરૂપ ઉપભોગથી રહિત અજ્ઞાની

પુરુષ પણ કૃપણ જ છે. વળી હે ગાર્ગિ ! જે પુરુષ આ અક્ષર પરમાત્માનો સાક્ષાત્કાર કરી શરીરથી મરણને પ્રાપ્ત થાય છે, તે તત્ત્વવેત્તા પુરુષને બ્રાહ્મણ જાણવો." તેમ જ બીજી શ્રુતિમાં કહ્યું છે કે, "यो ह वा अस्माँल्लोकात्स्वं लोकमदृष्ट्वा प्रैति स एतमविदितो न भुनक्ति અર્થ:–જે પુરુષ આત્મારૂપી લોકને હું બ્રહ્મરૂપે છું, એમ ન જાણી આ સ્થૂલ શરીરરૂપ લોકથી મરણને પ્રાપ્ત થાય છે, તે અજ્ઞાની પુરુષ આત્મારૂપી લોક અજ્ઞાત હોવાથી, શોક મોહાદિ દોષની નિવૃત્તિવડે, આત્માનું પાલન કરી શકતો નથી." વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "अन्यथा संतमात्मानयोन्यथा प्रतिपद्यते । किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा અર્થ:–જે પુરુષ અકર્તારૂપ તથા અભોક્તારૂપ આત્માને કર્તારૂપે તથા ભોક્તારૂપે જાણે છે, તે આત્માનું હરણ કરનારા ચોર પુરુષે કયું પાપકર્મ નથી કર્યું? અર્થાત્ સર્વ પાપ કર્મો તેણે કર્યાં છે." ઈત્યાદિ અનેક શ્રુતિ તથા સ્મૃતિમાં આત્મજ્ઞાનથી રહિત પુરુષની નિંદા કરી છે. માટે ગૃહસ્થાદિકોએ શ્રવણાદિવડે આત્મજ્ઞાન અવશ્ય સંપાદન કરવું. કેટલાક આચાર્યો તો એમ કહે છે કે, વિવેકાદિ સાધન ચતુષ્ટય સંપન્ન સંન્યાસીને જ વેદાંતશાસ્ત્રના શ્રવણાદિમાં અધિકાર છે. પણ ગૃહસ્થાદિને શ્રવણાદિમાં અધિકાર નથી. વળી શ્રુતિમાં યાજ્ઞવલ્કય તથા જનક આદિનાં તત્ત્વજ્ઞાનને પ્રતિપાદન કરનારાં ઉપાખ્યાનોનું તાત્પર્ય બ્રહ્માત્માના બોધનમાં જ છે. પણ પોતાના અર્થમાં તે તાત્પર્ય નથી. આ રીતના મતવાળા આચાર્યોનો એવો અભિપ્રાય છે કે, શ્રુતિએ તથા આચાર્યોએ સંન્યાસ આશ્રમને જ શ્રવણના અંગરૂપે કહ્યો છે. પણ અંગ વિના અંગીની સિદ્ધિ થતી નથી. માટે સાધન સંપન્ન સંન્યાસીને જ શ્રવણમાં અધિકાર છે. પણ ગૃહસ્થાદિને અધિકાર નથી. કહ્યું છે કે 'ब्रह्मसंस्थोऽमृतत्वमेति અર્થ:–લૌકિક તથા વૈદિક સર્વ વ્યાપારથી રહિત થઇ કેવળ બ્રહ્મચિંતન પરાયણ જે પુરુષ છે, તેનું નામ

બ્રહ્મસંસ્થ છે. આવો બ્રહ્મસંસ્થ સંન્યાસી જ મોક્ષને પામે છે.' આ શ્રુતિના વ્યાખ્યાનમાં ભાષ્યકારે સંન્યાસીનો જ બ્રહ્મનિષ્ઠામાં અધિકાર સિદ્ધ કર્યો છે. વળી કહ્યું છે કે, 'त्यक्ताशेषक्रियस्यैव संसारं प्रजिहासतः। जिज्ञासोरेव चैकात्म्यं त्रय्यन्तेष्वधिकारिता અર્થઃ—લૌકિક તથા વૈદિક સર્વ ક્રિયા જેણે ત્યાગ કરી છે, વળી સંસાર દુઃખરૂપે જાણી તેના પરિત્યાગની જેને ઇચ્છા છે, એવો જે જિજ્ઞાસુ છે, તેનું જ અધિકારીપણું વેદાંતશાસ્ત્રના શ્રવણમાં છે તથા શ્રવણાદિવડે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.' આ વચનવડે શ્રીવાર્તિકકાર સુરેશ્વરાચાર્યે પણ સંન્યાસીનો જ શ્રવણમાં અધિકાર સિદ્ધ કર્યો છે. વળી શ્રુતિમાં કહ્યું છે કે, 'अंतः संन्यस्य कर्माणि सर्वाण्यात्मावबोधितः। हित्वाऽविद्यां धियैवेयात्तद्विष्णोः परमं पदं। वेदानिमं लोकम मुच परित्यज्यात्मानमन्विच्छ અર્થઃ—સર્વ કર્મના સંન્યાસવડે આત્મજ્ઞાનથી અવિદ્યાના પરિત્યાગવડે અધિકારી પુરુષ આત્મજ્ઞાનથી મોક્ષરૂપ વિષ્ણુના પરમપદને પ્રાપ્ત થાય છે. વળી વેદ પ્રતિપાદિત અગ્નિહોત્રાદિ કર્મનો, આ લોકનો તથા પરલોકનો ત્યાગ કરી તું આત્મપ્રાપ્તિની ઇચ્છા કર અર્થાત્ આત્મજ્ઞાન માટે શ્રવણાદિને તું કર.' ઇત્યાદિ શ્રુતિથી પણ સંન્યાસીઓને શ્રવણાદિમાં અધિકાર સિદ્ધ થાય છે. માટે સંન્યાસીમાં શ્રવણ, એ નિત્યકર્મરૂપે છે. વળી ગૃહસ્થાદિકમાં શ્રવણ કામ્ય કર્મરૂપે છે. આ રીતની પૂર્વોક્ત વ્યવસ્થા સંભવતી નથી. જેવી રીતે ગૃહસ્થમાં અગ્નિહોત્રાદિ નિત્ય કર્મરૂપે તથા કામ્ય કર્મરૂપે હોય છે, તેમ સંન્યાસીમાં શ્રવણાદિ નિત્ય કર્મરૂપે તથા કામ્ય કર્મરૂપે થાઓ, એમ માનવામાં પૂર્વોક્ત આચાર્યનાં વચનનો તથા શ્રુતિનાં વચનનો વિરોધ થતો નથી. વળી પૂર્વે પર તથા અપર એવા ભેદવડે વૈરાગ્ય બે પ્રકારનો કહ્યો હતો. તેમાં વૈરાગ્યની તારતમ્યતાવડે સંન્યાસના ભેદનિરૂપણના પ્રસંગને અનુસરી શ્રવણાદિ વિધિનું વિસ્તારથી નિરૂપણ કર્યું.

## પર વૈરાગ્યનું નિરૂપણ.

કહ્યું છે કે, "गुणेषु वैतृष्ण्यं परवैराग्यम् અર્થઃ— સત્વ, રજ તથા તમ આ ત્રણ ગુણના પરિણામરૂપ આ લોકના તથા પરલોકના સર્વ વિષયોની તૃષ્ણાથી રહિતપણાનું નામ પર-વૈરાગ્ય છે." આ પરવૈરાગ્યનું સ્વરૂપ પતંજલિ ભગવાને પણ યોગશાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યું છે:—"ततः परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् અર્થઃ—પ્રત્યક્ આત્માના જ્ઞાનથી પુરુષને ગુણના પરિણામરૂપ સર્વ વિષયમાં તૃષ્ણાથી રહિતપણું જે થાય છે, તે પર-વૈરાગ્ય કહેવાય છે." આ પરવૈરાગ્ય નિર્વિકલ્પ નામની અસંપ્રજ્ઞાત સમાધિનું અંતરંગ સાધન છે. આના સંબંધમાં પતંજલિ ભગવાને નીચે પ્રમાણે કહ્યું છે:-"तीव्रसंवेगानामासन्नः समाधिलाभः અર્થઃ—પરવૈરાગ્યવાળા પુરુષને જલદી અસંપ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ થાય છે."

## શ્રવણાદિના નિરૂપણનું તાત્પર્ય.

જેમ પૂર્વોક્ત ઉપક્રમ તથા ઉપસંહાર આદિ છ લિંગવડે વેદાંત વાકયના તાત્પર્યનો નિર્ણય થાય છે, તેમ કર્મકાંડના વાકયના તાત્પર્યનો નિર્ણય ષટ્ લિંગવડે થાય છે. આ રીતના ઉક્ત તાત્પર્યની જે અનુપપત્તિ, તે જ પૂર્વોક્ત લક્ષણનું બીજ છે. તાત્પર્યની અનુપપત્તિ, લક્ષણાના નિરૂપણમાં પૂર્વે કહી આવ્યા છીએ.

શિષ્યઃ—એક પદાર્થનો બીજા પદાર્થમાં જે સંબંધરૂપ અન્વય, તે અન્વયની અનુપપત્તિ જ લક્ષણાના બીજરૂપે છે. જેમ गंगायां घोषः આ ઉદાહરણમાં ગંગા પદના શકય અર્થરૂપ જળના પ્રવાહમાં ઘોષના આધારપણાના સંબંધરૂપ અન્વય બની શકે નહિ. માટે અન્વયની અનુપપત્તિથી જ ગંગા પદની તીર વિશે લક્ષણા થાય છે, તેમ સર્વત્ર અન્વ-

યની અનુપપત્તિથી જ લક્ષણા સંભવે છે. માટે અન્વયની અનુપપત્તિ જ લક્ષણાના બીજરૂપે છે.

ગુરુઃ—જો કદાપિ સર્વત્ર અન્વયની અનુપપત્તિ જ લક્ષણાના બીજરૂપે માનીએ તો લાકડીવાળા પુરુષને ભોજન કરાવવા માટે કોઇ પુરુષે એમ કહ્યું કે, 'यष्टीः प्रवेशय યષ્ટિ ધારણ કરનારને દાખલ કર,' આ વચનને સાંભળી અન્ય શ્રોતા પુરુષ યષ્ટિ પદની લક્ષણા યષ્ટિ ધરનારા પુરુષમાં કરે છે, તે થવી જોઇએ નહિ. કારણ કે જેમ પુરુષની પ્રવેશરૂપ ક્રિયામાં સંબંધરૂપ અન્વય સંભવે છે, તેમ કાષ્ઠવિશેષરૂપ યષ્ટિનો પણ પ્રવેશક્રિયામાં અન્વય સંભવે છે. માટે અન્વયની અનુપપત્તિરૂપ લક્ષણાનું બીજ સંભવે છે. વળી गंगायां घोषः ઈત્યાદિ લક્ષણાનું ઉદાહરણ પૂર્વે જ્યાં કહી આવ્યા છીએ, ત્યાં સર્વત્ર તાત્પર્યની અનુપપત્તિરૂપ બીજ રહેલું છે. માટે સર્વત્ર વ્યાપક હોવાથી તાત્પર્યની અનુપપત્તિ જ લક્ષણાના બીજરૂપે છે. પણ અન્વયની અનુપપત્તિ વ્યભિચારી હોવાથી લક્ષણાના બીજરૂપે નથી. વળી નૈયાયિકો શક્તિવૃત્તિની માફક લક્ષણાવૃત્તિ પણ કેવળ પદમાં જ માને છે. પણ વાકયમાં લક્ષણાવૃત્તિ માનતા નથી. આ નૈયાયિકના મતનું ખંડન કરવા માટે વાકયમાં પણ લક્ષણા સિદ્ધ કરી છે. આ લક્ષણા કેવળ પદમાં જ નથી, પણ વાકયમાં પણ લક્ષણા છે. જેમકે गंभीरायां नद्यां घोषः આ પદ સમૂહરૂપ વાક્યની લક્ષણા તીરમાં અંગીકાર કરી છે. આ કારણથી જ વેદમાં અર્થવાદરૂપ વાકયની સ્તુતિમાં લક્ષણા અંગીકાર કરી છે. અહી વિધિવાકયથી પ્રાપ્ત અર્થની સ્તુતિનો બોધ કરવાવાળું જે વાકય, તેનું નામ અર્થવાદ છે. વળી ગુણીમાં ગુણનું જે નિરૂપણ, તેનું નામ સ્તુતિ છે. જો કદાપિ વાકયમાં લક્ષણાને અંગીકાર ન કરીએ તો અર્થવાદરૂપ વાક્યમાં રહેલ એક જ પદની લક્ષણાવડે સ્તુતિરૂપ અર્થનો બોધ થઈ શકે તથા બીજું પદ વ્યર્થ થશે. માટે પદસમૂહરૂપ વાક્યની લક્ષણા સ્તુતિમાં માનવી જોઇએ.

આ કારણથી જ શાસ્ત્રકારોએ અર્થવાદવાળાં વાકયોની વિધિ-વાકયની સાથે પદની એકવાકયતા સ્વીકારી છે. અહી પદની એકવાકયતા કહેવાથી આકાંક્ષાને લીધે પદનો વિધિવાક્ય સાથે જે અન્વય, તેનું નામ પદની એકવાકયતા છે. જો કે અર્થવાદરૂપ વચન પદરૂપે નથી, પણ પદના સમૂહરૂપે હોવાથી વાકયરૂપ જ છે, છતાં અર્થવાદરૂપ વાક્ય, લક્ષણાવૃત્તિવડે એક સ્તુતિરૂપ પદાર્થનો બોધ કરનાર હોવાથી, પદ-સ્થાનીય કહેવાય છે. આવા પદરૂપ અર્થવાદ વાકયની વિધિવાકય સાથે જે એકવાક્યતા, તે પદૈકવાક્યતા કહે-વાય છે. જેમકે 'वायव्यं श्वेतं पशुमालभेत अर्थः—વાયુ દેવતાવાળા શ્વેત પશુનું પુરુષે હનન કરવું.' આ વિધિવાકયે વાયુ દેવતા સંબંધી યાગનું વિધાન કર્યું છે. વળી તે જ પ્રકર-ણમાં 'वायु वै क्षेपिष्ठा देवता અર્થ:—આ વાયુ દેવ શીઘ્ર ગતિવાળા છે.' આ અર્થવાદવાળા વાક્યમાં વાયુદેવની સ્તુતિ કરી છે. માટે શીઘ્ર ફળની પ્રાપ્તિ કરનારા વાયુદેવ સંબંધી યાગને પુરુષે કરવો. આ પ્રમાણે પદરૂપ અર્થવાકયની વિધિવાકય સાથે જે એકવાકયતા, તેનું નામ પદૈકવાકયતા છે. વળી પોત-પોતાના અર્થમાં તાત્પર્યવાળાં જે વાક્ય છે, તે વાક્યની પરસ્પર અંગ તથા અંગી ભાવની આકાંક્ષાને લીધે જે એક વાકયતા થાય છે, તેનું નામ વાકયૈકવાક્યતા છે. જેમકે 'दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत અર્થ:—સ્વર્ગની કામનાળા પુરુષ દર્શ તથા પૂર્ણમાસ નામનો યજ્ઞ કરવો.' આ વિધિ વાકયમાં દર્શ તથા પૂર્ણમાસ નામના અંગીરૂપ યાગનું વિધાન કર્યું છે. વળી તે જ પ્રકરણમાં કહ્યું છે કે, 'समिधो यजति સમિધનો યજ્ઞ કરે છે.' આ વચનથી સમિધ નામના અંગરૂપ યાગનું વિધાન કર્યું છે. વળી અંગી યાગને અંગરૂપ યાગની અપેક્ષા અવશ્ય હોય છે; માટે સ્વર્ગની કામનાવાળા પુરુષે સમિધાદિરૂપ અંગરૂપ યાગવિશિષ્ટ દર્શપૂર્ણમાસરૂપ અંગી યાગ કરવો. આ રીતે અંગના બોધકરૂપ વાક્યની અંગીના બોધ કરનારા વાક્ય સાથે

જે એકવાકયતા થાય છે, તેનું નામ વાકયૈકવાકયતા છે. વળી જેમ પૂર્વોક્ત તાત્પર્યજ્ઞાન વાકયાર્થના જ્ઞાનમાં કારણરૂપે હોય છે, તેમ અવાંતર વાકયના અર્થનું જ્ઞાન પણ મહા વાકયના અર્થજ્ઞાનમાં કારણરૂપે હોય છે. વળી અવાંતર વાકયાર્થના જ્ઞાન વિના મહાવાક્યાર્થનું જ્ઞાન હોતું નથી. અહી મહાવાકયના અંતર પ્રવિષ્ટ જે વાકય છે, તેનું નામ અવાંતર વાકય છે. આથી એમ સિદ્ધ થાય છે કે, શક્તિ લક્ષણારૂપ વૃત્તિનું જ્ઞાન, આકાંક્ષાનું જ્ઞાન, યોગ્યતાનું જ્ઞાન, આસત્તિ, તાત્પર્યનું જ્ઞાન તથા અવાંતર વાકયાર્થનું જ્ઞાન, આ પૂર્વોક્ત સર્વે, વાકયના સહકારીરૂપે હોય છે. વળી સર્વ પ્રકારના સહકારીથી યુક્ત વાકય, પરોક્ષ પ્રમાણને તથા અપરોક્ષ પ્રમાને ઉત્પન્ન કરનારું હોય છે. અહી જે વાક્ય પરોક્ષ અર્થનું પ્રતિપાદક હોય છે, તે વાકય પરોક્ષ પ્રમાને ઉત્પન્ન કરનારું કહેવાય છે. જેમકે, स्वर्गकामो यजेत, सदेव सोम्येदमम आसीत्, दशमोऽस्ति ઈત્યાદિ લૌકિક તથા વૈદિક વાક્ય પરોક્ષ સ્વર્ગાદિના પ્રતિપાદકરૂપે હોવાથી પરોક્ષ પ્રમાનાં ઉત્પન્ન કરનારાં હોય છે.

## પરોક્ષતાનું લક્ષણ.

શિષ્ય:—પરોક્ષ અર્થનાં પ્રતિપાદક વાકય પરોક્ષ પ્રમાનાં ઉત્પન્ન કરનારાં હોય છે, એમ આપે પૂર્વે કહ્યું. પણ આ અર્થમાં પરોક્ષપણું શું છે. ?

ગુરુ:—કહ્યું છે કે, " योग्यविषयस्यानावृतसंवित्तादात्म्याभावः परोक्षत्वम् અર્થ:—અજ્ઞાનકૃત આવરણથી રહિત જે સાક્ષી ચૈતન્ય, તેનું નામ અનાવૃત સંવિત્ છે. આવા અનાવૃત સંવિતની સાથે પ્રત્યક્ષ પ્રમાણના યોગ્ય વિષયના તાદાત્મ્યનો જે અભાવ, તે જ વિષયમાં પરોક્ષપણું છે." જેમકે સ્વર્ગાદિ રૂપ વિષયનું અનાવૃત સાક્ષી ચૈતન્ય સાથે તાદાત્મ્ય હોતું

નથી. માટે સ્વર્ગાદિ પરોક્ષ કહેવાય છે. વળી જે સમયે ઘટ તથા પટાદિ વિષયાકાર અંતઃકરણની વૃત્તિ ઉત્પન્ન નથી થતી, તે સમયે ઘટ તથા પટાદિરૂપ યોગ્ય વિષયને અનાવૃત સાક્ષી ચૈતન્ય સાથે તાદાત્મ્ય નથી. માટે તે સમયે ઘટપટાદિ પણ પરોક્ષ કહેવાય છે. અહી પરોક્ષતાના લક્ષણમાં " વિષયને યોગ્ય " એવું વિશેષણ નહી આપતે તો ધર્મ તથા અધર્મમાં પરોક્ષતાના લક્ષણની અવ્યાપ્તિ થાત. આથી ધર્મ તથા અધર્મરૂપ અનાવૃત સાક્ષી ચૈતન્ય સાથે તાદાત્મ્ય છે. પરંતુ તે ધર્માધર્મ પ્રત્યક્ષને યોગ્ય નથી, પણ અયોગ્ય છે. આથી યોગ્ય પદના કહેવાથી ધર્માધર્મમાં પરોક્ષપણું સંભવે છે. આવા પરોક્ષ અર્થના વિષય કરનારું જે પ્રમાજ્ઞાન, તે પરોક્ષ કહેવાય છે. અર્થાત્ પરોક્ષ અર્થનો વિષય કરવો, એ જ પ્રમાજ્ઞાનમાં પરોક્ષપણું છે. જેમકે स्वर्गोऽस्ति, अयं धर्माधर्मवान्, दशमोऽस्ति ઇત્યાદિ વાક્યજન્ય પ્રમામાં સ્વર્ગ, ધર્માધર્મ તથા દશમ ઈત્યાદિ પરોક્ષ અર્થનું જે વિષયપણું, તે જ પરોક્ષપણું છે અથવા તો પ્રમાણ ચૈતન્યમાં વિષય ચૈતન્યથી જે ભિન્નપણું, તે પ્રમાજ્ઞાનમાં પરોક્ષપણું છે. જેમકે स्वर्गोऽस्ति ઈત્યાદિ વાક્યજન્ય વૃત્તિઅવચ્છિન્ન પ્રમાણ ચૈતન્યમાં સ્વર્ગાદિ વિષયાવછિન્ન ચૈતન્યથી જે ભિન્નપણું, તે જ સ્વર્ગાદિ વિષયજ્ઞાનમાં પરોક્ષપણું છે. આ રીતે અનુમિતિ આદિમાં પણ પરોક્ષપણું જાણી લેવું. તેમાં પરોક્ષ સ્થળમાં અંતઃકરણની વૃત્તિ વિષયદેશમાં જતી નથી, પણ શરીરની અંદર જ તે વૃત્તિ ઉત્પન્ન થાય છે. માટે વિષય વૃત્તિરૂપ ઉપાધિની ભિન્નભિન્ન દેશમાં સ્થિતિ છે. આથી વૃત્તિ અવચ્છિન્ન ચૈતન્ય સાથે વિષયાવચ્છિન્ન ચૈતન્યની એકતા હોઈ શકે નહિ. આ બાબત પૂર્વે પ્રત્યક્ષ પ્રમાણના નિરૂપણમાં કહી આવ્યા છીએ. માટે વૃત્તિ અવચ્છિન્ન ચૈતન્યથી ભિન્નતારૂપ જ્ઞાનનિષ્ઠ પરોક્ષપણું સંભવે છે. વળી અપરોક્ષ અર્થનું પ્રતિપાદક જે વાક્ય હોય, તે વાક્ય

અપરોક્ષ પ્રમાને ઉત્પન્ન કરનારું હોય છે. જેમકે तत्त्वमसि આ વૈદિક વાક્ય બ્રહ્માત્મરૂપ અપરોક્ષ અર્થનું પ્રતિપાદક હોવાથી अहं ब्रह्मास्मि આ રીતની અપરોક્ષ પ્રમાને ઉત્પન્ન કરનારું હોય છે. વળી "દશમો તું છે" આ લૌકિક વાક્ય દશમા પુરુષરૂપ અપરોક્ષ અર્થનું પતિપાદક હોવાથી 'હું દશમો છું' આ રીતની અપરોક્ષ પ્રમાને ઉત્પન્ન કરનારું હોય છે.

## અપરોક્ષતાનું લક્ષણ.

શિષ્ય:-જે અપરોક્ષ અર્થના પ્રતિપાદકરૂપે થયેલ વાક્ય અપરોક્ષ પ્રમાને ઉત્પન્ન કરનારું હોય છે, તે અર્થમાં અપરોક્ષપણું શું છે?

ગુરુ:-કહ્યું છે કે, 'योग्यविषयस्यानावृतसंवित्तादात्म्यं अपरोक्षत्वम् અર્થ:-પ્રત્યક્ષ પ્રમાણના યોગ્ય વિષયનું અનાવૃત સાક્ષી ચૈતન્ય સાથે જે તાદાત્મ્ય છે, તે જ તેમાં અપરોક્ષપણું છે.' જેમકે ઘટ તથા પટ આદિનું અનાવૃત સાક્ષી ચૈતન્ય સાથે જે તાદાત્મ્ય છે, તે જ ઘટ તથા પટ આદિમાં અપરોક્ષપણું છે. વળી ધર્માધર્મનું તાદાત્મ્ય જો કે અનાવૃત સાક્ષી ચૈતન્ય સાથે છે, છતાં ધર્માધર્મ પ્રત્યક્ષ પ્રમાણને યોગ્ય નથી. માટે આ લક્ષણમાં વિષયને યોગ્ય વિશેષણ કહેવાથી ધર્માધર્મમાં અપરોક્ષપણાના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. જો કે સિદ્ધાંત પ્રમાણે નિત્ય અપરોક્ષરૂપ ચૈતન્ય એક જ છે તથા તે એક ચૈતન્યમાં સાક્ષી ચૈતન્ય અનાવૃત છે તેમ જ વિષય ચૈતન્ય આવૃત છે, આ રીતનો ભેદ કહેવો સંભવતો નથી, છતાં વિષય અંત:કરણ આદિ ઉપાધિના ભેદને લીધે ચૈતન્યના ભેદનું નિરૂપણ આપણે પૂર્વે કરી આવ્યા છીએ. વળી ઘટાદિ પદાર્થમાં લોકનો સંશય, અનવભાસ તથા વિપર્યય જોવામાં આવે છે, પણ અંત:કરણ

ઉપહિત સાક્ષી ચૈતન્યમાં કોઈને પણ સંશય આદિ હોતા નથી. માટે કાર્યને લીધે ઘટ આદિ અવચ્છિન્ન ચૈતન્ય, આવૃત કહેવાય છે તથા સાક્ષી ચૈતન્ય, અનાવૃત કહેવાય છે. જો આપિ સાક્ષી ચૈતન્યને પણ અનાવૃત માનીએ તો પ્રકાશકના અભાવથી જગતમાં અંધતા પ્રાપ્ત થશે. અર્થાત્ કોઈ પણ વસ્તુનું ભાન થશે નહિ. માટે સાક્ષીને સર્વદા અનાવૃત જ માનવો જોઈએ. વળી ઘટ આદિ વિષયાવચ્છિન્ન ચૈતન્ય ઘટાદિ આકારરૂપ વૃત્તિની ઉત્પત્તિવડે પ્રથમ આવૃત હોય છે, તેમ જ વૃત્તિ સમયે આવરણથી રહિત થઈ સાક્ષી ચૈતન્યથી અભિન્ન હોય છે. આ સમયે ઘટ આદિ વિષયનું જે તાદાત્મ્ય અનાવૃત સાક્ષી ચૈતન્ય સાથે હોય છે, તે જ ઘટ આદિ વિષયમાં અપરોક્ષપણું છે.

## તાદાત્મ્યનું લક્ષણ.

શિષ્યઃ—પૂર્વે આપે એમ કહ્યું હતું કે, વિષય પ્રત્યક્ષના લક્ષણમાં ઘટાદિ વિષયનું સાક્ષી ચૈતન્ય સાથે તાદાત્મ્ય છે. આ તાદાત્મ્ય કેવું છે ? શું એકતાનું નામ તાદાત્મ્ય છે અથવા તો ભેદસહિત અભેદનું નામ તાદાત્મ્ય છે ? જો એકતાનું નામ તાદાત્મ્ય છે, એમ કહેશો તો તે સંભવશે નહિ. કારણ કે તમ તથા પ્રકાશની માફક જડ તથા ચૈતન્યનો વિરોધ છે, માટે એકતા સંભવતી નથી. તેમ ભેદ સહિત અભેદનું નામ તાદાત્મ્ય છે, એમ બીજો પક્ષ પણ સંભવશે નહિ. કારણ કે સમાન સત્તાવાળા ભેદ તથા અભેદનો વિરોધ હોય છે, તેથી એક અધિકરણમાં એની સ્થિતિ સંભવતી નથી.

ગુરુઃ—આ સંબંધી હું કહું તે સાંભળ. તાદાત્મ્યનું લક્ષણ નીચે પ્રમાણે છેઃ—'तद्भिन्नत्वे सति तदभिन्नसत्ताकत्वं तादात्म्यं'

અર્થઃ—જે પદાર્થથી જે વસ્તુ ભિન્નરૂપે પ્રતીત થાય છે તથા

જે પદાર્થની સત્તાથી જે વસ્તુની સત્તા ભિન્ન હોતી નથી, તે પદાર્થમાં તે વસ્તુનો જે સંબંધ, તેનું નામ તાદાત્મ્ય છે. જેમકે ઘટ તથા પટ આદિ કાર્યનું તાદાત્મ્ય મૃત્તિકા તથા તંતુ આદિ ઉપાદાન કારણમાં છે. જેવી રીતે આ ઘડો, આ વસ્ત્ર, આ રીતની પ્રતીતિથી ઘટ તથા પટ આદિ પોતાનાં મૃત્તિકા તથા તંતુ આદિ ઉપાદાન કારણથી ભિન્ન થઈને ભાસે છે. વળી ઉપાદાન કારણની સત્તાથી ઘટ તથા પટ આદિ કાર્યની સત્તા ભિન્ન નથી. માટે ઘટ તથા પટ આદિ કાર્યનું તાદાત્મ્ય મૃત્તિકા તથા તંતુ આદિ ઉપાદાન કારણમાં સંભવે છે. આ રીતે કલ્પના પામેલ રૂપું તથા સર્પ આદિનું પણ પોતાના અધિષ્ઠાનમાં તાદાત્મ્ય હોય છે. જે સમયે અંતઃકરણની વૃત્તિ ચક્ષુ આદિ ઇન્દ્રિયદ્વારા બહાર નીકળી ઘટ આદિ આકારરૂપે નથી થતી, તે સમયે ઘટ આદિ વિષય, સ્વાવચ્છિન્ન ચૈતન્યમાં રહેલ હોય છે. પણ જ્યારે તે વૃત્તિ બહાર નીકળી ઘટ આદિ આકારરૂપે થાય છે, ત્યારે તે વૃત્તિ વિષયરૂપ ઉપાધિની એકતા, તત્ ઉપહિત ચૈતન્ય સાથે એક દેશમાં સ્થિતિ કરીને રહે છે. અર્થાત્ ઘટ આદિ અવચ્છિન્ન ચૈતન્ય, વૃત્તિ અવચ્છિન્ન ચૈતન્ય, અંતઃકરણ વિશિષ્ટ પ્રમાતા ચૈતન્ય તથા અંતઃકરણ ઉપહિત સાક્ષી ચૈતન્ય-આ સર્વની તે સમયે એકતા થાય છે. આ સમયે ઘટ આદિ સાક્ષી ચૈતન્યમાં અધ્યસ્તરૂપે હોય છે. વળી અધ્યસ્ત વસ્તુની સત્તા અધિષ્ઠાનથી ભિન્ન હોતી નથી. જેમકે કલ્પિત રૂપું તથા સર્પ આદિની સત્તા છીપ તથા રજ્જુ આદિ અધિષ્ઠાનથી ભિન્ન હોતી નથી. આ રીતે ઘટ આદિમાં સાક્ષી ચૈતન્યની સત્તાથી જે અભિન્ન સત્તાપણું, તે જ ઘટ આદિનું સાક્ષી ચૈતન્ય સાથે તાદાત્મ્ય છે. વળી સાક્ષીની સાથે જે તાદાત્મ્ય, તે જ ઘટ આદિમાં અપરોક્ષપણું છે. આવાં અપરોક્ષ અર્થને પ્રતિપાદન કરનારાં વચનો અપરોક્ષ પ્રમાનાં જ ઉત્પન્ન કરનારાં હોય છે. જેમકે, 'દશમો તું છે' આ વચનમાં

દશમો પુરુષ ત્વં પદાર્થથી અભિન્ન હોવાથી અપરોક્ષરૂપે છે. માટે અપરોક્ષ અર્થને પ્રતિપાદન કરવાવડે 'દશમો તું' એ વચનથી શ્રોતા પુરુષને 'હું દશમો છું,' આ રીતની અપરોક્ષ પ્રમા ઉત્પન્ન થાય છે.

શિષ્યઃ–ગામાનય સ્વર્ગોઽસ્તિ ઇત્યાદિ સર્વ વાક્યનું પરોક્ષ પ્રમાને ઉત્પન્ન કરવાનો જ સ્વભાવ હોય છે. પણ વસ્તુના સ્વભાવનું અન્યથાપણું હોતું નથી. માટે 'દશમો તું છે,' આ વાક્યથી પણ દશમા પુરુષને પ્રથમ પોતાનું પરોક્ષ જ્ઞાન જ ઉત્પન્ન થાય છે. ત્યાર પછી મનરૂપી ઇન્દ્રિયવડે પોતાના દશમાપણાનો સાક્ષાત્કાર થાય છે. કારણ કે જે જે પ્રત્યક્ષ જ્ઞાનરૂપે હોય છે, તે તે ઇન્દ્રિયજન્ય હોય છે. માટે આત્માના પ્રત્યક્ષમાં તેમ જ આત્મવૃત્તિરૂપ સુખ તથા દુઃખાદિના પ્રત્યક્ષમાં પણ ઇન્દ્રિયરૂપ કારણજન્યત્વ અવશ્ય માનવું પડશે. વળી બાહ્ય ચક્ષુ આદિ ઇન્દ્રિયોને આંતર પ્રત્યક્ષ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય નથી. પણ પરિશેષથી મનને જ અન્વય તથા વ્યતિરેકવડે પ્રત્યક્ષ જ્ઞાનના કારણરૂપે માનવું પડશે. જો તમે આ પ્રત્યક્ષમાં મનને કારણરૂપે નહિ માનશો તો 'હું સુખી છું,' 'હું દુઃખી છું,' આ રીતના સુખ તથા દુઃખ આદિના પ્રત્યક્ષ જ્ઞાનમાં અપ્રમાપણું થશે. માટે દશમા પુરુષને મનવડે પોતાના દશમાપણાનો સાક્ષાત્કાર થાય છે. પણ વચનથી સાક્ષાત્કાર થતો નથી.

ગુરુઃ–જો સુખ તથા દુઃખ આદિના સાક્ષાત્કારના સાધનરૂપવડે મનનું ઇન્દ્રિયપણું સિદ્ધ થાય તો દશમા પુરુષના સાક્ષાત્કારમાં મનને કારણતા સંભવે, પણ મનનું ઇન્દ્રિયપણું સંભવતું નથી. આ બાબત પૂર્વે પ્રત્યક્ષ પ્રમાના નિરૂપણમાં કહી આવ્યા છૈએ. વળી સુખ તથા દુઃખ આદિનું જ્ઞાન તો નિત્ય સાક્ષીરૂપે હોવાથી કોઈપણ ઇન્દ્રિયજન્ય નથી. માટે સુખ તથા દુઃખ આદિના સાધનરૂપવડે મનને ઇન્દ્રિયરૂપતા સંભવતી નથી.

શિષ્યઃ—સુખ તથા દુઃખ આદિના જ્ઞાનને જો નિત્ય સાક્ષીરૂપે આપ માનશો તો નિત્ય સાક્ષીરૂપ જ્ઞાનમાં ઉત્પત્તિ તથા વિનાશ સંભવતાં નથી. માટે મને હાલ સુખજ્ઞાન ઉત્પન્ન થયું છે તથા દુઃખજ્ઞાન નાશ પામ્યું છે, આ રીતના લોકના અનુભવનો વિરોધ આવશે, તેનું કેમ ? વળી પુરુષને કાળાંતરે પણ સુખ દુઃખાદિની સ્મૃતિ પણ થશે નહિ. કારણ કે સ્મૃતિ, અનુભવના ધ્વંસજન્ય સંસ્કારવડે થાય છે.

ગુરુઃ—સાક્ષી ચૈતન્યના ઉત્પત્તિ તથા વિનાશનો અભાવ છતાં, સાક્ષી ચૈતન્યના વિષયરૂપ સુખ તથા દુઃખ આદિનાં ઉત્પત્તિ તથા વિનાશ થાય છે. માટે સાક્ષીરૂપ અનુભવમાં પણ ઉત્પત્તિ તથા વિનાશનો વ્યવહાર સંભવે છે. તેમ જ સંસ્કારની ઉત્પત્તિવડે કાળાંતરે સુખ તથા દુઃખ આદિની સ્મૃતિ પણ સંભવે છે. માટે સુખ તથા દુઃખ આદિના જ્ઞાનમાં મનની કારણરૂપતા સંભવતી નથી. આ રીતે આત્માના સાક્ષાત્કારમાં પણ મનની કારણતા સંભવતી નથી. કારણકે શ્રુતિમાં શુદ્ધ આત્માને મન તથા વાણીના અવિષયરૂપે કહ્યો છે. માટે શુદ્ધ આત્માના સાક્ષાત્કારમાં મનની કારણતા સંભવતી નથી. તેમ જ સોપાધિ આત્માના સાક્ષાત્કારમાં પણ મનની કારણતા સંભવતી નથી. માટે कामः संकल्पो विचिकित्सा ઇત્યાદિ શ્રુતિમાં મનને વૃત્તિજ્ઞાનના ઉપાદાન કારણરૂપે કહ્યું છે. વળી ઉપાદાન કારણ પોતાના કાર્યના સાધનરૂપે હોતું નથી. પણ નિમિત્તકારણ જ સાધનરૂપે હોય છે. જેમકે ઘટના ઉપાદાન કારણરૂપ મૃત્તિકા સાધનરૂપે નથી, પણ નિમિત્ત કારણરૂપ દંડાદિમાં જ સાધનરૂપતા છે. તેમ ઉપાદાન કારણરૂપ મનની વૃત્તિજ્ઞાનમાં સાધનરૂપતા સંભવતી નથી. વળી જેમ ચાક્ષુષ જ્ઞાનની ઉત્પત્તિમાં સૂર્યાદિનું જોવું ચક્ષુ ઇન્દ્રિયના સહકારીરૂપે હોય છે, તેમ મન પણ શબ્દાદિ પ્રમાણના સહકારીરૂપે હોય છે. માટે જેમ જોવાને પૃથક્ પ્રમાણતા નથી, તેમ મનને પણ પૃથક્ પ્રમા-

ણુતા સંભવતી નથી. વળી જેમ ચક્ષુ આદિ ઇન્દ્રિયને રૂપ આદિ અસાધારણ વિષયરૂપે હોય છે, તેમ મનને અસાધારણ વિષયરૂપે કોઈ નથી. વળી અંતઃકરણ તથા સુખ દુઃખ આદિના ધર્મ પૂર્વોક્ત રીતવડે કેવળ સાક્ષીભાસ્ય છે. માટે અસાધારણ વિષયના અભાવને લીધે મનની સાક્ષાત્કારની કારણતા સંભવતી નથી. આ બાબત આચાર્યોએ પણ નીચે પ્રમાણે કહી છે:–" प्रमाणसहकारित्वाद्विषयस्याप्यभावतः। न प्रमाणं मनोऽस्माकं प्रमादेराश्रयत्वतः अर्थः–પ્રમાણ સહકારી હોવાથી, અસાધારણ વિષયના અભાવથી તથા પ્રમા જ્ઞાન આદિના આશ્રયરૂપે હોવાથી મનની પ્રમાણરૂપતા સિદ્ધાંતમાં અંગીકાર કરી નથી." વળી પ્રમાણજન્ય અપરોક્ષ જ્ઞાનમાં અપરોક્ષ ભ્રમનું નિવર્તકપણું હોય છે. માટે હું દશમો છું, આ રીતના સાક્ષાત્કારમાં મનની સાધનરૂપતા સંભવતી નથી. પણ દશમો તુંજ છે, આ વાક્યમાં જ સાધનરૂપતા સંભવે છે, એમ સિદ્ધ થાય છે. આ રીતે तत्त्वमसि આદિ વાકયમાં પણ તત્પદના લક્ષ્ય અર્થરૂપ બ્રહ્મનો ત્વં પદના લક્ષ્ય અર્થરૂપ સાક્ષીની સાથે સર્વદા અભેદ જ છે. માટે બ્રહ્મ અનાવૃત સાક્ષીની સાથે તાદાત્મ્યવાળું હોવાથી નિત્ય અપરોક્ષ છે. આવા અપરોક્ષ બ્રહ્મના પ્રતિપાદક તત્ત્વમસિ આદિ મહાવાકયથી પુરુષને હું બ્રહ્મરૂપે છું, આ રીતની અપરોક્ષ પ્રમા ઉત્પન્ન થાય છે. અહીં અપરોક્ષ, પ્રત્યક્ષ તથા સાક્ષાત્કાર, આ ત્રણે શબ્દ એક જ અર્થના વાચક છે.

શિષ્યઃ–तत्त्वमसि આ વાકયથી હું બ્રહ્મરૂપે છું, આ રીતની અપરોક્ષ પ્રમા જો ઉત્પન્ન થાય તો સર્વ લોકને આ વાકયના સાંભળવાથી અપરોક્ષ પ્રમા ઉત્પન્ન થવી જોઇએ.

ગુરુઃ–જે પુરુષ વિવેકાદિ સાધન ચતુષ્ટય સંપન્ન છે, જેણે તત્ત્વં પદાર્થનું શોધન કર્યું છે, જેની અસંભાવના તથા વિપરીત ભાવના શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે

નિવૃત્ત થઇ ગઇ છે, આવા સાધનસંપન્ન અધિકારી પુરુષને જ તત્ત્વમસિના વચનવડે હું બ્રહ્મરૂપે છું, આ રીતની અપરોક્ષ પ્રમા ઉત્પન્ન થાય છે. પણ સાધનરહિત પુરુષને અપરોક્ષ પ્રમા ઉત્પન્ન થતી નથી. આ રીતે અપરોક્ષ પ્રમાની ઉત્પત્તિમાં તત્ત્વમસિ વાક્ય સાધનરૂપે છે. આમાં મન કારણરૂપે નથી, પણ શ્રવણાદિથી સંસ્કાર પામેલ શુદ્ધ મન જ સહકારી કારણરૂપે છે. વળી બ્રહ્માત્મસાક્ષાત્કારમાં વેદવાક્યની કારણતા છે. કેવળ યુક્તિઓવડે આ સાક્ષાત્કાર સિદ્ધ થતો નથી, પણ શ્રુતિના પ્રમાણવડે સિદ્ધ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'सर्वे वेदायत्पदमामनंति, तत्वौपनिपदं पुरुषं पृच्छामि, नावेद-विन्मनुते तं बृहंतम् અર્થઃ—સર્વ વેદ જે પરમાત્મ પદને સાક્ષાત્ અથવા પરંપરાથી કહે છે અર્થાત્ જે પરમાત્મવિષયક સાક્ષાત્કારને ઉત્પન્ન કરે છે. વળી કેવળ ઉપનિષદરૂપ શબ્દ પ્રમાણવડે જાણવાયોગ્ય જે પરમાત્મા પુરુષ છે, તેનું સ્વરૂપ હું આપને પૂછું છું. વળી વેદાંત વાક્યના જ્ઞાનથી રહિત પુરુષ બ્રહ્મને જાણી શકતો નથી." ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મ-સાક્ષાત્કારમાં વેદાંત વાક્યને પ્રમાણરૂપે નિરૂપણ કરે છે. વળી मनसैवानुद्रष्टव्यम्। दृश्यते त्वग्र्यया बुद्धया ઇત્યાદિ શ્રુતિઓમાં કહ્યું છે કે, બ્રહ્મસાક્ષાત્કારમાં શુદ્ધ મન સહકારીરૂપે છે. માટે શ્રુતિનો વિરોધ થતો નથી. જો કદાપિ આ શ્રુતિથી મનને આત્મ-સાક્ષાત્કારમાં કારણરૂપે માનીએ તો આત્મસાક્ષાત્કારમાં મનની કારણતાનો નિષેધ કરનારી यन्मनसा न मनुते, अप्राप्य मनसा सह ઇત્યાદિ જે શ્રુતિઓ છે, તેનો વિરોધ આવશે. આ વિરોધને ટાળવા માટે મનને સહકારી કારણરૂપે માનવું યોગ્ય છે. જો કે यद्वाचाऽनभ्युदितम्। यतो वाचो निवर्तंते ઇત્યાદિ શ્રુતિએ આત્મસાક્ષાત્કારમાં વાણીના પ્રમાણનો પણ નિષેધ કર્યો છે. છતાં તે શ્રુતિએ શબ્દની શક્તિ વૃત્તિથી નિષેધ કર્યો છે અર્થાત્ શબ્દ શક્તિ વૃત્તિવડે બ્રહ્મનો બોધ કરતો નથી. પણ ભાગત્યાગ લક્ષણાવડે તત્ત્વમસિ આદિ વાક્યો બ્રહ્મનાં

બોધ કરનારાં થાય છે. માટે બ્રહ્મસાક્ષાત્કારમાં तत्त्वमसि આદિ વાક્યને કારણરૂપતા સંભવે છે.

## અર્થાપત્તિ પ્રમાનું નિરૂપણ.

કહ્યું છે કે, अनुपपद्यमानार्थदर्शनात्तदुपपादकभूतार्थांतरकल्पनं अर्थापत्तिप्रमा અર્થ:–અનુપપદ્યમાન–અયોગ્ય અર્થના જ્ઞાનવડે અર્થના ઉપપાદકરૂપ–યોગ્ય અર્થાંતરની જે કલ્પના, તેનું નામ અર્થાપત્તિ પ્રમા છે. જેમકે દિવસે નહિ ભોજન કરનારા દેવદત્ત નામના પુરુષના શરીરની સ્થૂલતારૂપ જે જાડાપણું છે, તે જાડાપણું રાત્રિના ભોજન વિના બની શકે નહિ. માટે જાડાપણાના જ્ઞાનથી દેવદત્ત પુરુષની રાત્રિમાં ભોજનની કલ્પના કરવામાં આવે છે. આ કલ્પનાનું નામ અર્થાપત્તિ પ્રમા છે. તેમ જ દિવસે નહિ ભોજન કરનાર પુરુષનું જાડાપણું રાત્રીના ભોજન વિના બની શકે નહિ, આ રીતનું જ્ઞાન અર્થાપત્તિ પ્રમાના કારણરૂપે હોવાથી, અર્થાપત્તિ પ્રમાણરૂપે કહેવાય છે; તથા આ પુરુષ રાત્રિએ ભોજન કરે છે, એ રીતનું જ્ઞાન અર્થાપત્તિ પ્રમા કહેવાય છે. વળી નૈયાયિકો અર્થાપત્તિ પ્રમાણને અંગીકાર કરતા નથી. પણ વ્યતિરેકીના અનુમાનવડે રાત્રીના ભોજનનું જ્ઞાન માને છે. આ અનુમાનનો પ્રકાર નીચે પ્રમાણે છે:–अयं देवदत्तः रात्रौ भुंक्ते दिवाऽभुंजानत्वे सति पीनत्वात् यन्नेवं तन्नेवं यथा दिवारात्रावभुंजान : અર્થ:–આ દેવદત્ત નામનો પુરુષ રાત્રિએ ભોજન કરે છે, પણ દિવસે ભોજન કરતો નથી. કારણ કે તે જાડો છે. જે પુરુષ રાત્રિએ તેમજ દિવસના પણ ભોજન કરે નહિ, તે માણસ જાડો હોઇ શકે નહિ. જેમકે દિવસ તથા રાત્રિમાં નહી ભોજન કરનારો પુરુષ જાડો હોઇ શકે નહિ. માટે તે અર્થાપત્તિ પ્રમાણ પૃથક્ નથી. આ રીતનો નૈયાયિકનો જે મત છે, તે ખોટો છે. કારણકે પૂર્વે આપણે અનુમિતિ પ્રમાના નિરૂપણમાં વ્યતિરેકી અનુમાનનું વિસ્તારથી ખંડન કરી આવ્યા છીએ.

માટે વ્યતિરેકી અનુમાનવડે રાત્રિભોજનનું જ્ઞાન સંભવતું નથી. પણ આ અર્થાપત્તિ પ્રમાણથી રાત્રિના ભોજનનું જ્ઞાન સંભવે છે. માટે અર્થાપત્તિ પ્રમાણ પૃથક્ પ્રમાણરૂપે માનવું જોઈએ. વળી નૈયાયિકો જે પદાર્થનું જ્ઞાન વ્યતિરેકી અનુમાનવડે માને છે, તે પદાર્થનું જ્ઞાન અર્થાપત્તિ પ્રમાણવડે સંભવે છે. માટે વ્યતિરેકી અનુમાન માનવું વ્યર્થ જ છે. વળી આ અર્થાપત્તિ પ્રમા દૃષ્ટાર્થાપત્તિ તથા શ્રુતાર્થાપત્તિ, એવા ભેદવડે બે પ્રકારની છે. અહી જોવામાં આવેલ અર્થનું નામ દૃષ્ટ અર્થ છે. આ દૃષ્ટ અર્થની અનુપપત્તિથી તેના ઉપપાદકરૂપ અર્થાત્ યોગ્ય અર્થાંતરની જે કલ્પના, તેનું નામ દૃષ્ટાર્થાપત્તિ છે. વળી શ્રવણ કરેલા અર્થનું નામ શ્રુતાર્થ છે. આ શ્રુતાર્થની અનુપપત્તિથી તેના ઉપપાદકરૂપ અર્થાંતરની જે કલ્પના, તેનું નામ શ્રુતાર્થાપત્તિ છે. આ બે અર્થાપત્તિઓમાં પ્રથમ દૃષ્ટાર્થાપત્તિનું ઉદાહરણ હું કહું, તે તું સાંભળ. જેમકે દોષવાળા પુરુષને, પાસે રહેલ છીપમાં રૂપાનો વિષય કરનારો, આ તો રૂપું છે, એ રીતનો ભ્રમરૂપ વિશિષ્ટ અનુભવ હોય છે. આ અનુભવના વિષયરૂપ રૂપાનો, છીપરૂપ અધિષ્ઠાનનું જ્ઞાન થવા પછી, આ તો રૂપું નથી, આ રીતનો બાધ પ્રતીત થાય છે. માટે રૂપાનું બાધ્યપણું દૃષ્ટાર્થરૂપે છે. આ બાધ્યત્વરૂપ દૃષ્ટાર્થ રૂપાના સત્ય માનવામાં સંભવતું નથી, પણ રૂપાને મિથ્યા માનવામાં સંભવે છે. માટે રૂપાના બાધ્યત્વરૂપ દૃષ્ટ અર્થ રૂપાના મિથ્યાપણા વિના બનતું નથી, પણ રૂપાની મિથ્યાપણાની કલ્પના કરાવે છે. આ કલ્પનાનું નામ દૃષ્ટાર્થાપત્તિ છે. મીમાંસકો ભ્રમના સ્થળમાં અખ્યાતિ માને છે. મીમાંસકોનો અભિપ્રાય એ પ્રમાણે છે કે, સર્વ જ્ઞાન યથાર્થ જ થાય છે, કદી પણ અયથાર્થ જ્ઞાન થતું નથી. માટે ભ્રમને સ્થાને આ રૂપું છે, આ રીતના વિશિષ્ટ ભ્રમજ્ઞાનમાં કોઈ પણ પ્રમાણ નથી.

શિષ્યઃ—જો કદાપિ આ રૂપું છે, આ જ્ઞાનને વિશિષ્ટ ભ્રમરૂપ જ્ઞાન નહિ માનશો તો તે જ્ઞાન થવા પછી રૂપાની ઇચ્છાવાળા પુરુષની પાસે રહેલ છીપમાં પ્રવૃત્તિ થવી જોઇએ નહિ. વળી રૂપાની ઇચ્છાવાળા પુરુષની પાસે રહેલ છીપમાં પ્રવૃત્તિ પ્રત્યક્ષ જોવામાં આવે છે. માટે પ્રવૃત્તિની અનુપપત્તિથી આ રૂપું છે, એવું જ્ઞાનવિશિષ્ટ ભ્રમજ્ઞાનરૂપે સિદ્ધ થાય છે.

ગુરુઃ—આ રૂપું છે, એવા જ્ઞાનને જો વિશિષ્ટ ભ્રમરૂપે ન માનીએ, તોપણ રૂપાની ઇચ્છાવાળા પુરુષની પાસે રહેલ છીપમાં પ્રવૃત્તિ બની શકે છે. આથી એમ જણાય છે કે, આ રૂપું છે, એવું એક વિશિષ્ટ ભ્રમજ્ઞાન નથી, પણ બે જ્ઞાન હોય છે. તેમાં 'આ' એવું સમીપવર્તી વિષયવાળું પ્રત્યક્ષજ્ઞાન હોય છે, તથા રૂપું એમ રૂપાના સંબંધી સ્મૃતિજ્ઞાન હોય છે. આ બેઉ જ્ઞાનો યથાર્થ છે. આ બેઉ જ્ઞાનનો પરસ્પર ભેદ છે. તેમ જ બેઉ જ્ઞાનના વિષયરૂપ સમીપવર્તી તથા રૂપું, એ બેઉનો પરસ્પર ભેદ પણ છે. છતાં દોષને લીધે મનુષ્યને બેઉ જ્ઞાનનો ભેદ તથા બેઉ વિષયનો ભેદ ગ્રહણ થતો નથી. આ ભેદના ગ્રહણથી જ રૂપાની ઇચ્છાવાળા પુરુષની સમીપવર્તી છીપમાં પ્રવૃત્તિ બની શકે છે. માટે પ્રવૃત્તિને અર્થે વિશિષ્ટ ભ્રમજ્ઞાનની કલ્પના કરવી વ્યર્થ છે. વળી જો કદાપિ કોઇ પણ જ્ઞાનને અયથાર્થ માનીએ તો મનુષ્યને કોઈ પણ જ્ઞાનમાં યથાર્થપણાનો નિશ્ચય થશે નહિ. પણ સર્વ જ્ઞાનમાં યથાર્થપણાનો સંશય જ રહેશે. માટે યથાર્થ જ્ઞાનસાધ્ય પ્રવૃત્તિ આદિ સર્વ વ્યવહારનો લોપ થશે. આ કારણથી જ શાસ્ત્રકારોએ કહ્યું છે કે, 'ज्ञानस्य व्यभिचारित्वे विश्वासः किं निबंधनः અર્થઃ—જ્ઞાનના વ્યભિચારીપણામાં વિશ્વાસ શું બંધનરૂપે છે?' આ રીતે રૂપાવિશિષ્ટ ભ્રમરૂપ અનુભવનો અભાવ હોવાથી અનુભૂયમાન રૂપાનું

દષ્ટ બાધ્યત્વ રૂપાના મિથ્યાપણાની કલ્પના કરાવે છે, એમ વેદાંતીઓનું કહેવું અયુક્ત છે. આ રીતનો અખ્યાતિવાદી મીમાંસકનો મત યોગ્ય નથી. વળી અખ્યાતિવાદીએ વિશિષ્ટ ભ્રમજ્ઞાનમાં પ્રમાણનો જે અભાવ કહ્યો હતો, તે પણ અયુક્ત છે. માટે વિશિષ્ટ ભ્રમજ્ઞાન અનુમાન પ્રમાણવડે સિદ્ધ થાય છે. આ અનુમાન નીચે પ્રમાણે છેઃ–'पुरोवर्तिनि रजतार्थिप्रवृत्तिः विशिष्टज्ञानसाध्या प्रवृत्तित्वात् संवादिप्रवृत्तिवत् અર્થઃ—પુરોવર્તી છીપમાં રૂપાની ઇચ્છાવાળાની જે પ્રવૃત્તિ થાય છે, તે પ્રવૃત્તિ આ રૂપું છે, એવા વિશિષ્ટ જ્ઞાનવડે સાધ્ય છે. લોકમાં જે જે પ્રવૃત્તિ થાય છે, તે તે વિશિષ્ટ જ્ઞાનવડે સાધ્ય હોય છે. જેમકે સત્યરૂપા વિષયક પ્રવૃત્તિ, આ રૂપું છે, એમ સમીપવર્તી રૂપા વિશેષ્યક રૂપાના કારકરૂપ વિશિષ્ટ જ્ઞાનવડે સાધ્ય હોય છે.' આ અનુમાન જ વિશિષ્ટ ભ્રમજ્ઞાનમાં પ્રમાણરૂપે છે. વળી અખ્યાતિવાદીએ જ્ઞાન માત્રનું જે યથાર્થપણું કહ્યું હતું, તે પણ ખોટું છે. કારણ જો કે જ્ઞાન માત્રનું સ્વરૂપથી યથાર્થપણું છે, છતાં વિષયના બાધવડે તેમ જ અબાધવડે જ્ઞાનમાં યથાર્થપણું તેમ જ અયથાર્થપણું બેઉ સંભવે છે. અર્થાત્ જે જ્ઞાનનો વિષય અબાધિત હોય છે, તે જ્ઞાન યથાર્થ કહેવાય છે. જેમકે આ ઘટ છે, આ પટ છે, ઇત્યાદિ જ્ઞાન છે. વળી જે જ્ઞાનનો વિષય બાધિત હોય છે, તે જ્ઞાન અયથાર્થ કહેવાય છે. જેમકે છીપમાં આ રૂપું તથા રજ્જુમાં આ સર્પ ઇત્યાદિ જ્ઞાન છે. જો કદાપિ આ રૂપું, એવા જ્ઞાનને રૂપારૂપ વિષયના બાધથી ભ્રમરૂપે ન માનીએ તો આ રૂપું નથી, એમ પાછળથી થનારા જ્ઞાનવડે સમીપ રહેલ છીપમાં રૂપાનો જે બાધ પ્રતીત થાય છે, તે થવો જોઇએ નહિ. માટે પ્રાપ્ત અર્થનો જ પ્રતિષેધ થાય છે, પણ અપ્રાપ્ત અર્થનો પ્રતિષેધ થતો નથી.

શિષ્યઃ–આ રૂપું નથી, એવા જ્ઞાનવડે આ રૂપું છે એવા જ્ઞાનનો અથવા જ્ઞાનના વિષયરૂપ રૂપાનો બાધ થતો નથી. પણ રૂપાવિષયક પ્રવૃત્તિ આદિ વ્યવહારનો જ બાધ થાય છે.

ગુરુઃ–આ રૂપું નથી, એ જ્ઞાનમાં સમીપમાં રહેલ રૂપાનો નિષેધ અનુભવરૂપે હોય છે. પણ વ્યવહારનો નિષેધ અનુભવરૂપે હોતો નથી. જો કદાપિ જ્ઞાનવડે રૂપાના વ્યવહારનો નિષેધ કરીએ તો આ રૂપું નથી, આ રીતનો વ્યવહાર જ્ઞાનસ્વરૂપે થવો જોઇએ. પણ જ્ઞાનસ્વરૂપે વ્યવહાર થતો નથી. માટે આ રૂપું નથી, આ નિષેધને લીધે આ રૂપું છે, એવું વિશિષ્ટ ભ્રમજ્ઞાન જ સિદ્ધ થાય છે. આ વિશિષ્ટ ભ્રમજ્ઞાન સમીપવર્તી છીપમાં રૂપાની ઇચ્છાવાળા પુરુષની પ્રવૃત્તિના કારણરૂપે છે. તેથી અખ્યાતિવાદીએ કહેલ ભેદનો આગ્રહ પ્રવૃત્તિના કારણરૂપે નથી. જો કદાપિ ભેદજ્ઞાનના અભાવરૂપ ભેદના આગ્રહને પ્રવૃત્તિના કારણરૂપે માનીએ તો ભેદનો આગ્રહ સર્વદા રહેલ હોવાથી, મનુષ્યની પ્રવૃત્તિ સર્વદા થવી જોઇએ. વળી જો અખ્યાતિવાદી, રૂપાના સ્મૃતિજ્ઞાનથી પ્રવૃત્તિ થાય છે, એમ જો માને તો તે પણ સંભવતું નથી. કારણ કે સ્મૃતિજ્ઞાનના વિષયરૂપ રૂપું દેશાંતરમાં જ રહેલ છે. પણ સમીપવર્તી છીપમાં રહેલ નથી. માટે સ્મૃતિજ્ઞાનથી રૂપાની ઇચ્છાવાળા પુરુષની દેશાંતરમાં પ્રવૃત્તિ થશે. પણ સમીપવર્તી છીપમાં પ્રવૃત્તિ થશે નહિ. માટે અખ્યાતિવાદીએ સ્મર્યમાણ રૂપાનું આરોપણ સમીપવર્તી છીપમાં કર્યું છે. તેથી રૂપાના કાકરકરૂપ સમીપવર્તી વિશેષ્ય એવું ‘આ રૂપું’ એ રીતનું વિશિષ્ટ જ્ઞાન પ્રવૃત્તિના કારણરૂપે માનવું જોઇએ. આ વિશિષ્ટ ભ્રમજ્ઞાન નિર્વિષયરૂપે થશે નહિ, પણ સવિષય જ કહેવું પડશે. વળી આ રૂપું નથી, એવા જ્ઞાનવડે રૂપારૂપ વિષયનો સમીપવર્તી છીપમાં જ બાધ પ્રતીત થાય છે. માટે રૂપાના બાધ્યત્વની અનુપપત્તિ-

વડે રૂપામાં મિથ્યાપણું સંભવે છે. વળી શૂન્યવાદી, માધ્યમિક તથા કેટલાએક તાંત્રિકો ભ્રમને સ્થળે અસત્ ખ્યાતિવાદ માને છે. તેમાં શૂન્યવાદીના મત પ્રમાણે તો જ્ઞાતા, જ્ઞાન તથા દોષ ઈત્યાદિ સર્વ પદાર્થ અસત્ છે. માટે અસત્ છીપમાં અસત્ રૂપુંજ, આ રૂપું છે, એવા જ્ઞાનનો વિષય છે. બીજું તાંત્રિકોના મત પ્રમાણે છીપ આદિ વ્યાવહારિક પદાર્થ અસત્ નથી. પણ છીપમાં જે રૂપું પ્રતીત થાય છે, તે રૂપું અસત્ છે. માટે આ રૂપું, એવું જ્ઞાન અસત્રૂપ રૂપાનો વિષય કરે છે. વળી છીપનું જ્ઞાન થવા પછી, મને છીપમાં અસત્ રૂપું જ પ્રતીત થયું, આ રીતનો મનુષ્યને અનુભવ થાય છે. આ અનુભવથી રૂપાનું અસત્પણું સિદ્ધ થાય છે. માટે ભ્રમજ્ઞાનના વિષયરૂપ રૂપું આદિ અસત્ રૂપે માનવાં જોઈએ. આ અસત્ખ્યાતિ વાદનો મત પણ યોગ્ય નથી. કારણ કે જો રૂપાને અસત માનીએ તો અસત્ વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન થાય નહિ. માટે રૂપાનો વિષય કરનાર આ રૂપું છે, એવા જ્ઞાનને પ્રત્યક્ષ રૂપતા થવી જોઈએ નહિ. જો કદાપિ અસત્ વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન થતું હોય તો શશશૃંગ તથા વંધ્યાપુત્રાદિ અસત્ પદાર્થનું પણ લોકોને પ્રત્યક્ષ જ્ઞાન થવું જોઈએ. માટે રૂપામાં અસત્ રૂપતા સંભવતી નથી. વળી અસત્ એવી કોઇ વસ્તુ શું છે અથવા નથી ? જો એમ કહીએ કે અસત્ એવી કોઈ વસ્તુ છે તો તેનું અસત્પણું કહેવું સંભવતું નથી. વળી જો કોઇ એમ કહે કે, અસત્ કોઇ વસ્તુ નથી તો તે અસતનું જ્ઞાન કેવી રીતે સંભવે? વિષય વિના કોઈપણ જ્ઞાન હોતું નથી. માટે ભ્રમ જ્ઞાનના વિષયરૂપ રજતાદિનું અસત્પણું સંભવતું નથી. વળી કેટલાક શાસ્ત્રકારો ભ્રમ સ્થળમાં સત્ ખ્યાતિવાદને સ્વીકારે છે. તેઓનો અભિપ્રાય એ છે કે, છીપના આરંભક અવયવની સાથે રૂપાના આરંભક અવયવ સર્વદા મળેલા રહે છે. વળી જેમ છીપના અવયવો સત્યરૂપે છે, તેમ રૂપાના

અવયવો પણ સત્યરૂપે છે. જ્યારે દોષ સહિત ચક્ષુ ઇન્દ્રિયનો અવયવોની સાથે સંયોગ સંબંધ થાય છે ત્યારે તે અવયવો સત્ય એવા રૂપાની ઉત્પત્તિ કરે છે. આ કારણથી જ રૂપાની સત્ય રૂપતાનો વિષય કરનાર આ રૂપું સતરૂપે છે, આ રીતનું પ્રત્યક્ષ પ્રમાણ લોકને થાય છે. વળી છીપના જ્ઞાનથી સત્યરૂપાનો પોતાના અવયવમાં વિધ્વંસ થાય છે. આ રીતનો સત્‌ખ્યાતિવાદનો મત પણ યોગ્ય નથી. કારણ કે છીપમાં જો કદાપિ સત્ય રૂપું ઉત્પન્ન થતું હોય તો આ રૂપું નથી, એવા અનુભવડે છીપમાં રૂપાનો બાધ થવો જોઇએ નહિ. આથી સત્ય વસ્તુનો બાધ હોતો નથી. જો કદાપિ સત્ય વસ્તુનો પણ બાધ થતો હોય તો સત્ય છીપનો પણ બાધ થવો જોઇએ. પણ રૂપાનો બાધ તો સર્વને પ્રત્યક્ષ સિદ્ધ છે. માટે રૂપામાં સત્યરૂપતા સંભવતી નથી. વળી આ રૂપું સત્‌રૂપે છે, આ રીતનું કહેલ પ્રત્યક્ષ પ્રમાણ રૂપાની સત્તાનો વિષય કરતું નથી. પણ રૂપાના અધિષ્ઠાનની સત્તાનો વિષય કરે છે. માટે પ્રત્યક્ષ પ્રમાણના બળથી રૂપાની સત્યરૂપતા સિદ્ધ થતી નથી. વળી છીપના અવયવની સાથે રૂપાના અવયવ સર્વદા મળેલા રહે છે. આ કહેવું તદ્દન ખોટું છે. કારણ કે રૂપાની ઉત્પત્તિ પૂર્વે જેમ છીપના અવયવો પ્રત્યક્ષ પ્રતીત થાય છે, તેમ રૂપાના અવયવ પણ પ્રત્યક્ષ પ્રતીત થવા જોઇએ. વળી રૂપું તૈજસ દ્રવ્યરૂપે છે. બીજું તૈજસરૂપ દ્રવ્યનો અગ્નિના સંયોગથી નાશ થતો નથી. માટે અત્યંત અગ્નિના સંયોગવડે છીપ ભસ્મ થવાથી લોકને રૂપાના અવયવો પ્રાપ્ત થવા જોઇએ. વળી જે ચણોઠીના ઢગલામાં અગ્નિનો ભ્રમ થાય છે, તે અગ્નિ જો સત્ય હોય તો ચણોઠીના ઢગલાનો નાશ થવો જોઇએ. આ પ્રમાણે અનેક પ્રકારનાં દૂષણો સત્‌ખ્યાતિવાદમાં પ્રાપ્ત થાય છે. માટે સત્‌ ખ્યાતિવાદ અત્યંત ખોટો છે. વળી ક્ષણિક વિજ્ઞાનવાદી યોગાચાર તો ભ્રમ

સ્થળમાં આત્મખ્યાતિ માને છે. તેઓનો અભિપ્રાય એમ છે કે, શરીરની અંદર રહેલ જે વિજ્ઞાનજ્ઞાન છે, તે જ આત્મા છે. આ વિજ્ઞાન આત્માથી ભિન્ન કોઇ પણ આંતર બાહ્ય પદાર્થ નથી. પણ સર્વ પદાર્થ વિજ્ઞાનના જ આકાર વિશેષરૂપે છે. માટે છીપમાં રૂપાની જે પ્રતીતિ થાય છે, તે રૂપું પણ આંતર વિજ્ઞાનનો જ ધર્મ છે. આ આંતર રૂપું જ દોષને લીધે બાહ્યની માફક પ્રતીત થાય છે. વળી આ રૂપું નથી, એવા જ્ઞાનથી રૂપાના સ્વરૂપનો બાધ થતો નથી. પણ આંતર રૂપામાં ઈદંતારૂપ બાહ્યપણાનો બાધ થાય છે. આત્મખ્યાતિ વાદનો મત પણ યોગ્ય નથી. કારણકે રૂપાદિના અંતરપણામાં કોઇપણ પ્રમાણ તથા યુક્તિ નથી. સર્વ લોકને ચક્ષુ આદિ ઇન્દ્રિયવડે રૂપું આદિ પદાર્થ બાહ્ય પ્રદેશમાં પ્રતીત થાય છે. પણ જો કેવળ સુખ દુઃખાદિની માફક રૂપું આદિ પણ આંતરરૂપે થતું હોય તો ચક્ષુ આદિ ઇન્દ્રિય વિના રૂપાદિનું પ્રત્યક્ષ પ્રમાણ થવું જોઇએ, પણ તે થતું નથી. માટે રૂપું આદિ બાહ્યરૂપે માનવાં જોઈએ. વળી ઈદંતાનો અર્થ સમીપપણાનો છે. આ રૂપું નથી, એવા જ્ઞાનવડે ઈદંતાનો જો નિષેધ માનીએ તો રૂપામાં દૂરતારૂપ અસમીપપણું પ્રાપ્ત થશે. પણ અત્યંત સમીપરૂપ વિજ્ઞાનરૂપતા પ્રાપ્ત થશે નહિ. માટે આ રૂપું નથી, એવું જ્ઞાન રૂપાના ઈદંતા માત્રનો નિષેધ કરે છે. વિજ્ઞાન-વાદીનું આ કહેવું મિથ્યા છે. વળી નૈયાયિકો ભ્રમના સ્થળમાં અન્યથાખ્યાતિ માને છે. તેઓનો અભિપ્રાય એ છે કે, આ રૂપું છે, એવા ભ્રમજ્ઞાનના વિષયરૂપ રૂપું સમીપવર્તી છીપમાં નથી. પણ તે રૂપું કોઈ અન્ય પ્રદેશમાં રહેલું છે. સત્યરૂપાના અનુભવજન્ય સંસ્કારવાળા પુરુષની દોષયુક્ત ચક્ષુ ઇન્દ્રિયનો સંયોગ સંબંધ જ્યારે રૂપાની સમાન સમીપવર્તી છીપની સાથે થાય છે, ત્યારે સાદૃશ્યના દર્શનવડે જાગૃત પામેલ સંસ્કારથી પુરુષને અન્ય દેશમાં રહેલ રૂપાની સ્મૃતિ થાય છે. ત્યાર પછી

દોષને લીધે સમીપમાં રહેલ છીપ જ અન્ય પ્રદેશમાં રહેલ રૂપારૂપે પ્રત્યક્ષ થાય છે. અર્થાત્ સ્મૃતિ જ્ઞાનના વિષયરૂપ રૂપાનો રૂપાપણાનો ધર્મ સમીપવર્તી છીપમાં આ રૂપું છે, એ રીતે પ્રત્યક્ષ પ્રતીત થાય છે. આનું નામ અન્યથા ખ્યાતિ છે. અન્ય વસ્તુની અન્ય સ્વરૂપે જે પ્રતીતિ થવી, તેનું નામ અન્યથા ખ્યાતિ છે. જેમકે સમીપવર્તી છીપની રૂપારૂપે પ્રતીતિ છે તથા સમીપવર્તી રજ્જુની સર્પરૂપે પ્રતીતિ છે. આ રીતે ભ્રાંતિજ્ઞાનને લીધે પાસે રહેલ છીપ આદિમાં રૂપાપણાની જે પ્રતીતિ થાય છે, તેનો નિષેધ આ રૂપું નથી, એવા જ્ઞાનવડે થઇ શકે છે.

શિષ્ય:—અન્ય પ્રદેશમાં રહેલ રૂપાનું ભાન જો પાસે રહેલ છીપમાં સ્વીકારશો તો આ રૂપું છે, એવા ભ્રમજ્ઞાનને રૂપાના અંશમાં પ્રત્યક્ષ રૂપતા સંભવશે નહિ. કારણકે વિશિષ્ટ પ્રત્યક્ષમાં વિશેષણ તથા વિશેષ્ય, આ બેઉની સાથે ઇન્દ્રિયોનું સમીપપણું, કારણરૂપે હોય છે. જેમકે લાકડીવાળો પુરુષ વિશિષ્ટ, પ્રત્યક્ષમાં દંડરૂપ વિશેષણની સાથે તથા પુરુષરૂપ વિશેષ્યની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો સંયોગ સંબંધ કારણરૂપે છે, તેમ સમીપવર્તી છીપરૂપ વિશેષ્યની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો સંયોગ સંબંધ છે. પણ અન્ય સ્થળમાં રહેલ રૂપારૂપી વિશેષણની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો કાંઈ પણ સંબંધ નથી. માટે આ રૂપું છે, એવા ભ્રમજ્ઞાનમાં રૂપાના અંશની પ્રત્યક્ષ રૂપતા થશે નહિ. વળી નૈયાયિકોએ આ રૂપું છે, એવા ભ્રમજ્ઞાનને રૂપાના અંશમાં પ્રત્યક્ષરૂપે માન્યું છે.

ગુરુ:—વિશિષ્ટના પ્રત્યક્ષમાં વિશેષણ ઇન્દ્રિયના સન્નિકર્ષને અમે કારણરૂપે માનતા નથી. પણ વિશેષણની સાથે ઇન્દ્રિયોનો જે સંબંધ તથા વિશેષણનું જે જ્ઞાન છે, તેમજ વિશેષણ વિશેષ્ય બેઉના સંબંધનો જે સ્વીકાર છે, તે સર્વને અમે વિશિષ્ટપ્રત્યક્ષમાં કારણરૂપે માનીએ છીએ.

આ કારણ સ્વરૂપ સામગ્રી ભ્રમના સ્થળમાં રહેલ છે. અહીં સમીપ વર્તી છીપરૂપ વિશેષ્યની સાથે ચક્ષુ ઈન્દ્રિયનો સંયોગ સંબંધ છે. તેમજ રૂપારૂપી વિશેષણનું સ્મૃતિરૂપ જ્ઞાન પણ છે. વળી દોષને લીધે વિશેષણ તથા વિશેષ્ય બેઉનો સ્વીકાર છે. આ સર્વ કારણોની વિદ્યમાનતાને લીધે, આ રૂપું છે, એવા રૂપાવિષયક ભ્રમજ્ઞાનમાં પ્રત્યક્ષરૂપતા સંભવે છે. માટે રૂપારૂપી વિશેષણની સાથે ચક્ષુ ઇન્દ્રિયના સન્નિકર્ષનું કાંઈપણ પ્રયોજન નથી. જો કદાપિ વિશેષણરૂપ ઈન્દ્રિયના સન્નિકર્ષને વિશિષ્ટ પ્રત્યક્ષમાં નિયમિત રીતે કારણતા હોય તો, આ દેવદત્ત છે એવા પ્રત્યભિજ્ઞાના જ્ઞાનને પ્રત્યક્ષરૂપતા થશે નહિ કારણકે દેશ તથા કાળ વિશિષ્ટરૂપ વિશેષણ અતીત હોવાથી વિશેષણની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો સંનિકર્ષ સંભવતો નથી. વળી કહેલી રીત પ્રમાણે વિશેષણનું જ્ઞાન વિશિષ્ટ પ્રત્યક્ષમાં કારણરૂપે માનીએ તો વિશેષણનું સ્મરણજ્ઞાન વિદ્યમાન છે, તેમ જ દેવદત્ત પુરુષની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો સંયોગ સંબંધ પણ વિદ્યમાન છે, માટે પ્રત્યભિજ્ઞા જ્ઞાનમાં પ્રત્યક્ષરૂપતા સંભવે છે.

શિષ્યઃ—આ દેવદત્ત છે, એવા જ્ઞાનને દેવદત્ત નામના પુરુષ અંશમાં પ્રત્યક્ષરૂપતા છે, પણ પુરુષપણાના અંશમાં પ્રત્યક્ષરૂપતા નથી. પણ સ્મૃતિરૂપતા છે. વળી સ્મૃતિ જ્ઞાનમાં ઇન્દ્રિયરૂપ અર્થના સંનિકર્ષની અપેક્ષા હોતી નથી.

ગુરુઃ—આ દેવદત્ત છે, એવા જ્ઞાનને જો દેવદત્તપણાના અંશમાં સ્મૃતિરૂપે માનશો તો એક જ જ્ઞાનમાં પ્રત્યક્ષત્વ તથા સ્મૃતિત્વ આ બેઉના ધર્મનું સાંકર્ય થશે. આ સાંકર્યદોષ, જાતિનો બાધ કરનાર થાય છે. માટે પ્રત્યક્ષત્વ તથા સ્મૃતિત્વ આ બે ધર્મમાં જાતિરૂપતા સંભવશે નહિ. માટે આ દેવદત્ત છે, એવા જ્ઞાનને દેવદત્તપણાના અંશમાં પ્રત્યક્ષરૂપે માનવું જોઈએ. આ રીતે ઇન્દ્રિયના સંનિકર્ષ વિના જેમ તેપણાનો અંશ પ્રત્યક્ષરૂપે હોય છે, તેમ ઇન્દ્રિયના

સંનિકર્ષ વિના અન્ય પ્રદેશમાં રહેલ રૂપાનું સમીપવર્તી છીપમાં આ રૂપું છે, એવું વિશિષ્ટ, ભ્રમરૂપ પ્રત્યક્ષ પ્રમાણમાં સંભવે છે. અથવા તો અન્ય પ્રદેશમાં રહેલ છીપની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો રૂપાવિષયક સ્મૃતિજ્ઞાનરૂપ અલૌકિક સંબંધ છે. વળી સમીપવર્તી છીપની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો સંયોગરૂપ લૌકિક સંબંધ છે. માટે આ રૂપું છે, એવું ભ્રમજ્ઞાન રૂપાના અંશમાં પ્રત્યક્ષરૂપે સંભવે છે. તેમાં સંયોગ, સંયુક્ત સમવાય, સંયુક્ત સમવેત સમવાય, સમવાય, સમવેત સમવાય તથા વિશેષણતા, આ છ સન્નિકર્ષને નૈયાયિકો લૌકિક સન્નિકર્ષ કહે છે. તેમ જ સામાન્ય લક્ષણ, જ્ઞાનલક્ષણ તથા યોગજધર્મલક્ષણ, આ ત્રણ સન્નિકર્ષને અલૌકિક સન્નિકર્ષ કહે છે. આ સન્નિકર્ષ સંબંધી વધારે વિવેચન ન્યાયદર્શનના ગ્રંથમાં જોઈ લેવું. આ રીતે આ રૂપું છે, એવું ભ્રમજ્ઞાન અન્યથા ખ્યાતિરૂપે છે. માટે ભ્રમજ્ઞાનના વિષયરૂપ રૂપાનું મિથ્યાપણું સંભવતું નથી. આ અન્યથા ખ્યાતિવાદરૂપ નૈયાયિકનો મત અયુક્ત છે. કારણ કે આ રૂપું છે, આવા ભ્રમજ્ઞાનના વિષયરૂપ રૂપાની અન્ય પ્રદેશમાં જો સ્થિતિ માનીએ તો રૂપાની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો સંયોગરૂપ સન્નિકર્ષ સંભવતો નથી. વળી ઇન્દ્રિયની સાથે નહિ જોડાયલી વસ્તુ પ્રત્યક્ષ હોતી નથી. માટે રૂપા જ્ઞાનને પ્રત્યક્ષરૂપતા થશે નહિ. વળી આ રૂપું છે, એવું ભ્રમજ્ઞાન થવા પછી रजतं साक्षात्करोमि હું રૂપાનો સાક્ષાત્કાર કરૂં છું, આ રીતનો અનુભવ લોકોને થાય છે. આ અનુભવને લીધે રૂપાના જ્ઞાનની પ્રત્યક્ષરૂપતા સિદ્ધ થાય છે. વળી નૈયાયિકોએ વિશેષણના જ્ઞાનને તથા વિશેષ્ય ઇન્દ્રિયના સન્નિકર્ષને વિશિષ્ટ પ્રત્યક્ષની સામગ્રીરૂપે કહ્યો, તે સંભવશે નહિ. આથી સામગ્રીનું, દંડવાળો પુરુષ ઇત્યાદિ સર્વ વિશિષ્ટ પ્રત્યક્ષમાં, કારણપણું જોવામાં આવતું નથી. પણ વિશેષણ તથા વિશેષ્ય

બેઉની સાથે ઇન્દ્રિયના સન્નિકર્ષને કારણપણું જોવામાં આવે છે. વળી આ દેવદત્ત છે, એવું પ્રત્યભિજ્ઞા જ્ઞાન પણ કેવળ દેવદત્ત અંશમાં જ પ્રત્યક્ષરૂપે છે. પણ દેવદત્તપણાના અંશમાં પ્રત્યક્ષરૂપે નથી. પણ દેવદત્તપણાના અંશમાં સ્મૃતિરૂપે છે. વળી આ દેવદત્ત છે, એવા પ્રત્યક્ષ જ્ઞાનને દેવદત્તપણાના અંશમાં સ્મૃતિરૂપે માનવામાં નૈયાયિકોએ પ્રત્યક્ષત્વ તથા સ્મૃતિત્વ, આ બેઉ ધર્મના જાતિપણાનો બાધ કરનાર સંકરપણાનો દોષ કહ્યો હતો, તે પણ અયુક્ત છે. કારણ કે વેદાંત સિદ્ધાંતમાં અવિદ્યાથી અતિરિક્ત કોઈ જડ જાતિનો સ્વીકાર નથી. પણ અવિદ્યા જ તે તે કાર્યમાં અનુગત થઈ તે તે જાતિરૂપે પ્રતીત થાય છે. માટે વેદાંત સિદ્ધાંત પ્રમાણે જાતિ સાંકર્યરૂપ દોષ સંભવતો નથી. વળી નૈયાયિકોએ અન્ય પ્રદેશમાં રહેલ રૂપાની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો જ્ઞાનરૂપ જે સન્નિકર્ષ માન્યો હતો, તે પણ ખોટો છે. કારણ કે જ્ઞાનમાં ચક્ષુનું જો સન્નિકર્ષ માનશું તો જ્યારે મનુષ્યને પર્વતમાં વહ્નિનું અનુમાન જ્ઞાન થાય છે ત્યારે અગ્નિનું પ્રત્યક્ષ જ્ઞાન થવું જોઇએ નહિ. કારણ કે પર્વતો વહ્નિમાન્ પર્વત અગ્નિવાળો છે, આ જ્ઞાનમાં પર્વત વિશેષ્ય છે તથા વહ્નિ વિશેષણ છે. વળી પર્વતની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો સંયોગ સંબંધ છે. તેમ જ વહ્નિની સાથે વહ્નિનો સ્મૃતિજ્ઞાનરૂપ સંબંધ છે. વળી ઇન્દ્રિયો અર્થના સન્નિકર્ષતીમાં જન્યરૂપે હોવાથી વહ્નિ જ્ઞાનને પ્રત્યક્ષરૂપતા થશે. આથી અનુમાન પ્રમાણનો લોપ થશે. મારે જ્ઞાનને ઇન્દ્રિયનું સન્નિકર્ષપણું સંભવતું નથી. વળી આ રૂપું છે, આવા ભ્રમ જ્ઞાનના વિષયરૂપ રૂપાની અન્ય પ્રદેશમાં જો સ્થિતિ માનીએ તો રૂપાની ઇચ્છાવાળા પુરુષની અન્ય પ્રદેશમાં પ્રવૃત્તિ થવી જોઇએ. પણ સમીપવર્તી પ્રવૃત્તિ થવી જોઈએ નહિ. આથી જ્ઞાન જ્યાં પોતાના વિષયરૂપ હોય છે, ત્યાં જ પુરુષને નિયમવડે પ્રવૃત્તિ કરે છે. આથી અન્ય પ્રદેશમાં રહેલ

રૂપું સમીપવર્તી છીપમાં પ્રતીત થાય છે. આ અન્યથાખ્યાતિ વાદરૂપ નૈયાયિકનો મત તદ્દન ખોટો છે. આ રીતે ભ્રમની બાબતમાં અખ્યાતિ, અસત્ખ્યાતિ, સત્ખ્યાતિ, આત્મખ્યાતિ તથા અન્યથાખ્યાતિ, આ પાંચ ખ્યાતિઓનો અસંભવ હોવાથી, છઠ્ઠી અનિર્વચનીય ખ્યાતિ જ અંગીકાર કરવી જોઇએ. અર્થાત્ ભ્રમની બાબતમાં છીપ વિશે અનિર્વચનીય રૂપું ઉત્પન્ન થાય છે, એમ માનવું જોઇએ.

શિષ્ય:—લોક પ્રસિદ્ધ રૂપાની ઉત્પત્તિ અવયવ આદિ સામગ્રીથી થાય છે. વળી આ અવયવાદિ સામગ્રી છીપ પ્રદેશમાં નથી. માટે છીપમાં રૂપાની ઉત્પત્તિ સંભવતી નથી. જો એમ કહીએ કે પુણ્ય તથા પાપરૂપ અદૃષ્ટ જ રૂપાની ઉત્પાદક સામગ્રી છે તો તે પણ સંભવતું નથી. માટે અવયવાદિ દૃષ્ટ સામગ્રી વિના અદૃષ્ટ કોઈ પણ કાર્યને ઉત્પન્ન કરી શકતું નથી. જો કદાપિ દૃષ્ટ સામગ્રી વિના અદૃષ્ટ કોઇ કાર્યને ઉત્પન્ન કરતું હોય તો મૃત્તિકા તથા કુંભાર આદિ દૃષ્ટ સામગ્રી વિના અદૃષ્ટવડે ઘટ આઆદિની ઉત્પત્તિ થવી જોઇએ.

ગુરુ:—પ્રસિદ્ધ રૂપાને ઉત્પન્ન કરનાર અવયવાદિરૂપ જે લૌકિક સામગ્રી છે, તે લૌકિક સામગ્રી ભ્રમના વિષયરૂપ રૂપાની ઉત્પાદક થતી નથી. પણ લૌકિક સામગ્રીથી વિલક્ષણ સામગ્રી જ રૂપાના ઉત્પાદકરૂપે થાય છે. આથી સિદ્ધ થાય છે કે, સત્ય રૂપાના અનુભવજન્ય સંસ્કારવાળા પુરુષની ચક્ષુ ઈન્દ્રિયનો જ્યારે સમીપવર્તી છીપની સાથે સંયોગસંબંધ થાય છે ત્યારે ચક્ષુદ્વારા બહાર નિકળેલ અંતઃકરણની વૃત્તિ, ઈદમ્ આકારરૂપે તેમ જ ચકચકાટવાળા આકારરૂપે થાય છે. વળી ચકચકાટરૂપ સાદૃશ્યના દર્શનને લીધે પૂર્વ દૃષ્ટ રૂપાનો સંસ્કાર જાગૃત થાય છે. આ જાગૃત થયેલ સંસ્કારરૂપ દોષની સહકારી, ઈદં અંશ અવચ્છિન્ન ચૈત-

ન્યમાં રહેનારી તથા છીપના છીપપણારૂપ નીલપૃષ્ઠ તથા ત્રિકોણ આદિ વિશેષ અંશને આચ્છાદાન કરવાવાળી અવિદ્યા છે. આ અવિદ્યા ક્ષોભને પામી રૂપાના આકારરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે. તેમ જ રૂપાના વિષયરૂપ જ્ઞાનાકાર પરિણામને પામે છે. આનું નામ અનિર્વચનીય ખ્યાતિ છે. આ પ્રમાણેની રીત રજ્જુ તથા સર્પ આદિ સર્વ ભ્રમરૂપ સ્થળમાં જાણી લેવી.

શિષ્યઃ—ભ્રમની બાબતમાં આ અવિદ્યા કહેલ રીત પ્રમાણે રૂપુ આદિરૂપ અર્થાકાર પરિણામને પ્રાપ્ત થાઓ, પણ અવિદ્યાનું જ્ઞાનાકાર પરિણામ માનવું અયુક્ત છે. કારણ કે અવિદ્યાને જ્ઞાનાકાર પરિણામરૂપે માનવાનું કોઈ પ્રયોજન નથી. વળી પ્રયોજન વિના કોઇ પણ અર્થનો અંગીકાર કરવો વ્યર્થ જ હોય છે. જો એમ કહો કે, આ રૂપું છે, આ રીતના વ્યવહાર માટે અવિદ્યાની રૂપાકારવૃત્તિ અવશ્ય માનવી જોઈએ તો તે કહેવું પણ સંભવતું નથી. કારણ કે સુખ તથા દુઃખ આદિની માફક પ્રાતિભાસિક રૂપુ સાક્ષી ચૈતન્યમાં જ અધ્યસ્ત છે. માટે રૂપાકારવૃત્તિ વિના જ સાક્ષી ચૈતન્યવડે રૂપાના વિષયરૂપ વ્યવહાર સિદ્ધ થઈ શકે છે. આ વ્યવહાર માટે રૂપાકાર અવિદ્યાની વૃત્તિ માનવી નિષ્ફળ છે. વળી જો એમ કહો કે, રૂપાના અપરોક્ષપણાની સિદ્ધિ માટે અવિદ્યા વૃત્તિનો અંગીકાર છે, એમ કહેવું પણ સંભવતું નથી. આથી અવિદ્યારૂપ વૃત્તિ વિના પણ અનાવૃત સાક્ષી ચૈતન્યના તાદાત્મ્યથી સુખ દુઃખાદિની માફક રૂપાના અપરોક્ષપણાનો સંભવ હોઈ શકે છે. માટે રૂપાના અપરોક્ષપણા માટે વૃત્તિનો અંગીકાર કરવો નિષ્ફળ છે. વળી જો એમ કહો કે, રૂપાકાર અવિદ્યાની વૃત્તિ જો નહિ માનીએ તો રૂપાનું કાળાંતરે સ્મરણ થશે નહિ. કારણ કે અનુભવના નાશજન્ય સંસ્કારથી જ સ્મરણજ્ઞાન થાય છે. વળી આ જ્ઞાન નિત્ય હોવાથી સાક્ષી ચૈતન્યરૂપ

અનુભવનો નાશ સંભવતો નથી. માટે રૂપાકાર અવિદ્યાની વૃત્તિના અંગીકારવડે તથા વૃત્તિના નાશવડે વૃત્તિનું ઢંકાવાપણું થાય છે. તેથી સાક્ષીનો નાશ થાય છે તથા તેથી રૂપાના વિષયરૂપ સંસ્કારની ઉત્પત્તિ તથા સંસ્કારવડે સ્મૃતિજ્ઞાનની ઉત્પત્તિ સંભવે છે. માટે રૂપાની સ્મૃતિના ઉત્પન્ન કરનાર સંસ્કારની ઉત્પત્તિ માટે રૂપાકાર અવિદ્યાની વૃત્તિ અવશ્ય અંગીકાર કરવી જોઇએ. આમ કહેવું પણ સંભવતું નથી. કારણ કે રૂપાના ભ્રમની પૂર્વે ઉત્પન્ન થયેલી ઈદમાકાર વૃત્તિના નાશવડે વૃત્તિનું ઢંકાવાપણું થાય છે, તેથી સાક્ષીનો નાશ થાય છે તથા તેથી રૂપાવિષયક સંસ્કારની ઉત્પત્તિનો તથા સંસ્કારથી સ્મૃતિની ઉત્પત્તિનો સંભવ હોઇ શકે છે. અથવા જેમ સુખ દુઃખાદિરૂપ વિષયના નાશવડે સુખ તથા દુઃખાદિના ઢંકાવાપણાથી સાક્ષીનો નાશ થાય છે તથા તેથી સુખ દુઃખાદિ વિષયક સંસ્કારની ઉત્પત્તિ તથા સ્મૃતિજ્ઞાનની ઉત્પત્તિ થાય છે, તેમ રૂપારૂપી વિષયના નાશવડે રૂપાના ઢંકાવાપણાથી સાક્ષીનો પણ નાશ થાય છે તથા તેથી રૂપાના વિષયરૂપ સંસ્કારની ઉત્પત્તિનો તથા સ્મૃતિજ્ઞાનની ઉત્પત્તિનો સંભવ હોઇ શકે છે. માટે રૂપાના વિષયરૂપ સ્મૃતિને ઉત્પન્ન કરનાર સંસ્કારની ઉત્પત્તિ માટે પણ રૂપાકાર અવિદ્યાની વૃત્તિનો અંગીકાર નિષ્ફળ છે.

ગુરુઃ—રૂપાની સ્મૃતિને ઉત્પન્ન કરનાર જે સંસ્કાર છે, તે સંસ્કારની ઉત્પત્તિ માટે જ રૂપાકાર અવિદ્યાવૃત્તિનો અંગીકાર છે. કારણ કે રૂપાના અનુભવરૂપ સાક્ષી ચૈતન્ય ઉત્પત્તિ તથા વિનાશથી રહિત હોવાથી નિત્યરૂપે છે. માટે સાક્ષી ચૈતન્યનો સ્વરૂપથી નાશ સંભવતો નથી. વળી રૂપાના આકારરૂપ વૃત્તિનો સ્વીકાર કરવા છતાં વૃત્તિના નાશથી વૃત્તિ ઉપહિત અર્થાત્ ઢંકાયેલરૂપે હોવાથી સાક્ષીનો પણ નાશ સંભવે છે. આથી રૂપાવિષયક સંસ્કારની ઉત્પત્તિ તથા સંસ્કારથી સ્મૃતિ જ્ઞાનની ઉત્પત્તિ બની શકે છે. માટે રૂપાની સ્મૃતિને

ઉત્પન્ન કરનાર સંસ્કારની ઉત્પત્તિ માટે રૂપાકાર અવિદ્યાની વૃત્તિ અવશ્ય માનવી જોઇએ. વળી વાદીએ ઇદમાકાર વૃત્તિના નાશથી રૂપાની સ્મૃતિજનક સંસ્કારની ઉત્પત્તિ કહી, તે પણ કહેવું ખોટું છે. કારણ કે અનુભવ, સંસ્કાર તથા સ્મૃતિ, આ ત્રણે સમાન વસ્તુના વિષયરૂપ હોવાથી તેમનો પરસ્પર કાર્ય કારણ ભાવ થાય છે. અન્ય વસ્તુના વિષયરૂપ અનુભવથી અન્ય વસ્તુ વિષયક સંસ્કાર અથવા સ્મૃતિ હોતી નથી. જો કદાપિ એમ હોય તો ઘટ વિષયક અનુભવથી પટ વિષયક સંસ્કાર તથા સ્મૃતિ પણ થવાં જોઇએ. માટે ઇદમાકાર વૃત્તિથી રૂપા વિષયક સંસ્કારની ઉત્પત્તિ તેમ જ સ્મૃતિની ઉત્પત્તિ સંભવે નહિ. વળી વાદીએ પૂર્વે રૂપારૂપી વિષયના નાશથી રૂપાના સંસ્કારની જે ઉત્પત્તિ કહી હતી, તે પણ કહેવું ખોટું છે. કારણ કે લોકમાં ઘટાદિ વિષયના નાશથી ઘટ આદિના સંસ્કારની ઉત્પત્તિ જોવામાં આવતી નથી. પણ ઘટ આદિ વિદ્યમાન છતાં ઘટાદિના જ્ઞાનના નાશથી સંસ્કારની ઉત્પાત્ત જોવામાં આવે છે. માટે સર્વત્ર જ્ઞાનના નાશથી જ સંસ્કારની ઉત્પત્તિ માનવી જોઇએ. વળી જો કોઇ એમ કહે કે, સુખદુઃખાદિરૂપ વિષયના નાશથી સંસ્કારની ઉત્પત્તિ જોવામાં આવે છે, તો તે કહેવું સંભવતું નથી. તેથી તેમાં પણ સંસ્કારની ઉત્પત્તિ માટે સુખદુઃખાદિ રૂપાકાર વૃત્તિ અંગીકાર કરવામાં આવે છે. જો કે અંતઃકરણને તથા તેના સુખદુઃખાદિ ધર્મને વૃત્તિ વિના સાક્ષી ભાસ્યપણું રહો તથા સુખાદિના નાશવડે તત્ ઉપહિત સાક્ષીના નાશથી સંસ્કારની ઉત્પત્તિ પણ રહો, છતાં અવિદ્યાના કાર્યરૂપ જે બાહ્ય ઘટ આદિ પદાર્થ છે, તેના સંસ્કારની ઉત્પત્તિ ઘટાદિ આકાર વૃત્તિના નાશથી જ જોવામાં આવે છે. તેમ પ્રાતિભાસિક રૂપુ પણ અવિદ્યાના કાર્યરૂપે છે. માટે રૂપાકાર વૃત્તિના નાશથી જ રૂપાના સંસ્કારની ઉત્પત્તિ માનવી જોઇએ. જો કદાપિ એમ

ન માનીએ તો આચાર્યોના ગ્રંથમાં સ્વપ્ન પદાર્થાકાર વૃત્તિનો જે સ્વીકાર કર્યો છે તથા જાગ્રત સ્વપ્નમાં અહમાકાર વૃત્તિનો જે સ્વીકાર કર્યો છે, તે સર્વ ખોટો ઠરશે. માટે વૃત્તિ વિના પણ કેવળ સાક્ષીવડે પદાર્થના પ્રકાશનો સંભવ હોઈ શકે છે. માટે રૂપાની સ્મૃતિના હેતુરૂપ સંસ્કારની ઉત્પત્તિ માટે અનિર્વચનીય રૂપાકાર અવિદ્યાવૃત્તિ અવશ્ય માનવી જોઇએ. કેટલાક ગ્રંથકારો તો એમ કહે છે કે, જેમ ઘટાકાર વૃત્તિ ઉપહિત સાક્ષી ચૈતન્યમાં ઘટનું તાદાત્મ્ય છે, અર્થાત્ ઘટનિષ્ઠ અપરોક્ષપણું છે, તેમ પ્રાતિભાસિક રૂપાનિષ્ઠ અપરોક્ષપણાની સિદ્ધિ માટે રૂપારૂપ વ્યવહારના કદાચિત્ થવાપણાની સિદ્ધિ માટે રૂપાકાર અવિદ્યાની વૃત્તિ અવશ્ય માનવી જોઇએ. વૃત્તિ વિના રૂપામાં અપરોક્ષપણું સંભવશે નહિ. વળી કેટલાક ગ્રંથકારો તો એમ કહે છે કે, જે જે વ્યવહાર કદાચિત્ થનારા હોય છે, તે તે વ્યવહાર કદાચિત્ થનારા જ્ઞાનવડે સાધ્ય હોય છે. જેમ આ ઘટ છે, એ કદાચિત્ થનારા વ્યવહાર કદાચિત્ થનારા ઘટના જ્ઞાનવડે સાધ્ય છે, તેમ આ રૂપું છે, એ વ્યવહાર પણ કદાચિત થનારો છે. માટે રૂપા વિષયક કદાચિત્ થનારા જ્ઞાનવડે સાધ્ય થશે. સાક્ષીરૂપ જ્ઞાનમાં તો કદાચિત્ થનારાપણું સંભવતું નથી, પણ અવિદ્યા વૃત્તિરૂપ જ્ઞાનમાં જ કદાચિત્ થનારાપણું સંભવે છે. માટે રૂપાવિષયક અવિદ્યાની વૃત્તિ અવશ્ય માનવી જોઇએ. જો કદાપિ સાક્ષીરૂપ નિત્ય જ્ઞાનવડે કદાચિત્ થનારો વ્યવહાર થતો હોય તો ઘટાદિ પદાર્થનો કદાચિત્ થનારો વ્યવહાર પણ સાક્ષી ચૈતન્યવડે સિદ્ધ થઇ શકશે. માટે ઘટાદિ આકાર અંતઃકરણની વૃત્તિ પણ સિદ્ધ થશે નહિ. કેટલાક ગ્રંથકારોએ પ્રાતિભાસિક રૂપાદિ આકાર અવિદ્યા વૃત્તિનું જે ખંડન કર્યું છે, તે પ્રૌઢી વાદવડે જાણી લેવું. પોતાની બુદ્ધિની ઉત્કર્ષતાને જે જણાવે, તેનું નામ પ્રૌઢીવાદ છે. માટે પૂર્વોક્ત રીતવડે ભ્રમ સ્થળમાં અવિદ્યા રૂપાદિ વિષયાકારરૂપે તથા તેના જ્ઞાનાકારરૂપે પરિ-

ણામને પ્રાપ્ત થાય છે, આ રીતે નિર્દોષ રીતે અર્થ સિદ્ધ થાય છે.

શિષ્યઃ—ભ્રમ સ્થળની બાબતમાં છીપમાં અવિદ્યાવડે રૂપાની ઉત્પત્તિ થાઓ, છતાં રૂપામાં મિથ્યાપણું કેમ છે?

ગુરુઃ—લોકમાં પણ પુરુષની માયાવડે રચાયેલ ઐન્દ્રજાલિક પદાર્થ જેમ મિથ્યા જોવામાં આવે છે, તેમ અવિદ્યાના કાર્યરૂપે હોવાથી રૂપ આદિ પણ મિથ્યા જ છે. આ રીતે રૂપાદિના મિથ્યાપણામાં પૂર્વોક્ત દૃષ્ટાર્થાપત્તિ પ્રમાણરૂપે છે.

## શ્રુતાર્થાપત્તિનું નિરૂપણ.

કહ્યું છે કે, "तरतिशोकमात्मवित् અર્થઃ—આત્મજ્ઞાનવાળો પુરુષ શોકનો નાશ કરે છે." અહીં શોક શબ્દવડે પ્રમાતાપણું તથા કર્તાપણું આદિ સર્વ સંબંધ ગ્રહણ કરવા. શ્રુતિવચનથી શ્રવણ કરવામાં આવે છે કે, આત્મજ્ઞાનવડે બંધની નિવૃત્તિ થાય છે. પણ જો બંધને સત્ય માનીએ તો જ્ઞાનવડે બંધની નિવૃત્તિ સંભવી શકે નહિ. માટે સત્ય વસ્તુની જ્ઞાનવડે નિવૃત્તિ થતી નથી. પણ ક્રિયાવડે જ નિવૃત્તિ થાય છે. જેમ ઘટાદિની નિવૃત્તિ મોગરીના પ્રહાર આદિ ક્રિયાવડે થાય છે, તેમ મિથ્યા વસ્તુની નિવૃત્તિ જ્ઞાનવડે થાય છે. જેમ કે રજ્જુ સર્પની નિવૃત્તિ રજ્જુના જ્ઞાનથી થાય છે. માટે બંધ મિથ્યા હોય તો જ આત્મજ્ઞાનવડે તેની નિવૃત્તિ થવી યોગ્ય છે. આ રીતે શ્રુતિ કલ્પના કરાવે છે કે, બંધનું મિથ્યાપણું છે. આનું જ નામ શ્રુતાર્થાપત્તિ છે.

શિષ્યઃ—સત્ય વસ્તુની નિવૃત્તિ જ્ઞાનથી થતી નથી, એ આપનું કહેવું અયુક્ત છે. કારણ કે રામે રચેલા સેતુના દર્શનથી સત્ય સ્વરૂપ પાપની નિવૃત્તિ શાસ્ત્રના પ્રમાણવડે

જાણી શકાય છે. વળી જેમ ગુરુડના ધ્યાનવડે સત્યરૂપ વિષની નિવૃત્તિ જોવામાં આવે છે, તેમ સત્યરૂપ બંધની નિવૃત્તિ પણ આત્મજ્ઞાનવડે કેમ ન હોય ? માટે બંધને મિથ્યા માન્યા વિના પણ જ્ઞાનથી તેની નિવૃત્તિ બની શકે છે.

ગુરુઃ–તમે સેતુના દર્શનરૂપ તથા ગરૂડના ધ્યાનરૂપ જે દૃષ્ટાંત, સત્ય બંધની નિવૃત્તિ જ્ઞાનવડે થાય છે, તેના સંબંધમાં કહ્યું, તે દૃષ્ટાંત દાર્ષ્ટાંતિકથી વિષમતાવાળું હોવાથી પૂર્વોક્ત અર્થની સિદ્ધિ કરી શકતું નથી. આ વિષમતા નીચે પ્રમાણે છે:–સેતુનાં કેવળ દર્શન માત્રથી બ્રહ્મહત્યાદિ પાપની નિવૃત્તિ થતી નથી, પણ શાસ્ત્રમાં કથન કરેલ બ્રહ્મચર્ય, શૌચ તથા સત્ય ભાષણ આદિ નિયમ જો સહકારીરૂપે હોય છે તો જ સેતુનાં દર્શનથી પાપની નિવૃત્તિ થાય છે. જો કદાપિ નિયમ વિના કેવળ સેતુનાં દર્શન માત્રથી પાપની નિવૃત્તિ થતી હોય તો ત્યાં રહેનારા મ્લેચ્છ આદિની પણ સેતુનાં દર્શનથી પાપની નિવૃત્તિ થવી જોઇએ. જો કોઈ એમ કહે કે, સેતુનાં દર્શન માત્રથી મ્લેચ્છાદિકની પણ પાપકર્મથી નિવૃત્તિ થાય છે તો પાપની નિવૃત્તિ માટે સેતુનાં દર્શન કરનારા પુરુષે નિયમને ધારણ કરવો. એમ વિધાન કરનારું ધર્મ-શાસ્ત્ર અપ્રમાણરૂપે થશે. માટે ક્રિયારૂપ નિયમવડે મિશ્રિત હોવાથી સેતુદર્શન પણ ક્રિયારૂપ જ છે, પણ જ્ઞાનરૂપ નથી. જેમ ક્રિયારૂપ સેતુનાં દર્શનથી સત્ય સ્વરૂપ પાપની નિવૃત્તિ બની શકે છે, તેમ ગરુડનું ધ્યાન પણ માનસ ક્રિયારૂપ છે. માટે ક્રિયારૂપ ધ્યાનથી સત્ય સ્વરૂપ વિષની નિવૃત્તિ બની શકે છે. આ સ્થળે અન્ય સાધનની અપેક્ષા વિના કેવળ આત્મજ્ઞાનવડે બંધની નિવૃત્તિપણાનું જે નિરૂપણ શ્રુતિએ કર્યું છે, તેથી કાંઈ જ્ઞાનથી બંધનું નિવૃત્તિપણું બંધના સત્યપણામાં સંભવતું નથી. માટે જ્ઞાનવડે બંધના નિવૃત્તિપણાથી, એમ કલ્પના કરી શકાય છે કે, બંધનું મિથ્યાપણું છે.

શિષ્યઃ—જ્ઞાનથી બંધની નિવૃત્તિમાં પ્રમાતા આદિના બંધનું મિથ્યાપણું આપે સિદ્ધ કર્યું; પણ આપને હવે હું એ પૂછું છું કે, પ્રમાતા કોનું નામ છે? શું આત્માનું નામ પ્રમાતા છે કે અંતઃકરણનું નામ પ્રમાતા છે? વળી असंगो ह्ययं पुरुषः ઈત્યાદિ શ્રુતિએ આત્માને અસંગરૂપે કહ્યો છે તથા પ્રમાજ્ઞાનના આશ્રયને પ્રમાતા કહ્યો છે. માટે અસંગ-રૂપ આત્મામાં પ્રમાતાપણું સંભવતું નથી. તેમ અંતઃકરણમાં પણ પ્રમાતાપણું સંભવતું નથી. કારણકે અંતઃકરણ ભૂતોના કાર્યરૂપે હોવાથી ઘટ આદિની માફક જડરૂપે છે. વળી પ્રમાતા આદિ કર્મ ચેતનનું છે, માટે જડ અંતઃકરણમાં પ્રમાતાપણું સંભવતું નથી.

ગુરુઃ—કેવળ આત્માને તથા કેવળ અંતઃકરણને પ્રમા-તાપણું અમે માનતા નથી. પણ અંતઃકરણવિશિષ્ટ ચેતનને અમે પ્રમાતા માનીએ છીએ. આ પ્રમાતા કર્તારૂપે તથા ભોક્તારૂપે હોય છે. તેમાં અંતઃકરણવિશિષ્ટ ચૈતન્ય પ્રમા જ્ઞાનનો આશ્રય હોવાથી પ્રમાતા કહેવાય છે. વળી તે જ પ્રયત્નરૂપ કૃતિના આશ્રયરૂપ હોવાથી કર્તારૂપે કહેવાય છે. વળી તે જ ધર્મ તથા અધર્મજન્ય સુખ દુઃખના અનુભવરૂપ ભોગના આશ્રયરૂપ હોવાથી ભોક્તારૂપે કહેવાય છે. આ પ્રમાતાપણું, કર્તાપણું તથા ભોક્તાપણું આ ત્રણે અંતઃકરણ-વિશિષ્ટ ચૈતન્યરૂપ પ્રમાતાના જ ધર્મ છે. કેવળ આત્માના તથા કેવળ અંતઃકરણના પ્રમાતા આદિ ધર્મ નથી.

શિષ્યઃ—અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યરૂપ પ્રમાતા અંતઃ-કરણથી તેમ જ ચૈતન્યથી ભિન્ન નથી. વળી પ્રમાતાપણાનો ધર્મ કેવળ ચૈતન્યમાં તથા કેવળ અંતઃકરણમાં રહેતો નથી. માટે અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યમાં પણ પ્રમાતાપણાનો ધર્મ કેવી રીતે રહેશે? નહી જ રહેશે.

ગુરુઃ—જેમ કેવળ આત્મામાં તથા કેવળ અંતઃકરણમાં પ્રમાતાપણું વાસ્તવિક રીતે નથી, તેમ અંતઃકરણવિશિષ્ટ

ચૈતન્યમાં પણ પ્રમાતાપણું વાસ્તવિક રીતે નથી, પણ જેમ છીપમાં રૂપાનો આરોપ કરવામાં આવે છે, તેમ અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યમાં પ્રમાતાપણાનો આરોપ કરવામાં આવે છે.

શિષ્યઃ—જેમ છીપમાં રૂપાના આરોપ પૂર્વે મનુષ્યને અન્ય સ્થળે રહેલ રૂપાનો યથાર્થ અનુભવ થાય છે, તથા તે અનુભવજન્ય સંસ્કારથી જ છીપમાં રૂપાનો આરોપ થાય છે, તેમ વિશિષ્ટ ચૈતન્યમાં, જ્યારે આરોપની પૂર્વે કોઈપણ વસ્તુમાં પ્રમાતાપણાનો યથાર્થ અનુભવ થાય છે ત્યારે પ્રમાતાપણાનો આરોપ સંભવે છે. પણ યથાર્થ અનુભવ થયા વિના આરોપ સંભવતો નથી.

ગુરુઃ—જે વસ્તુનો આરોપ થાય છે, તે વસ્તુના અનુભવ સંબંધી આપણે પ્રથમ તપાસીએ. અનુભવ શું યથાર્થરૂપે છે કે ભ્રમરૂપે છે ? તેમાં અનાદિ સંસારમાં આ જીવને અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યમાં પ્રમાતાપણાનો ભ્રમ થતો આવ્યો છે. આ પૂર્વ પૂર્વ ભ્રમરૂપ અનુભવજન્ય સંસ્કારથી ઉત્તરોત્તર પ્રમાતાપણાનો આરોપ સંભવે છે. આ રીતે કર્તાપણારૂપ તેમ જ ભોક્તાપણારૂપ આરોપ પણ જાણી લેવો. નૈયાયિકો કેવળ પ્રમાતા આદિ ધર્મ આત્માના જ માને છે, આ તેમનું કહેવું શ્રુતિ તથા સ્મૃતિના પ્રમાણથી વિરુદ્ધ હોવાથી અયુક્ત છે. વળી साक्षीचेता केवलो निर्गुणश्च, असंगो ह्ययं पुरुषः, शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિનાં વચનોમાં નિરૂપાધિકરૂપ આત્માને નિર્ગુણરૂપે, અસંગરૂપે તથા નિર્લેપરૂપે કહ્યો છે. આવા અસંગરૂપ આત્મામાં પ્રમાતા આદિ ધર્મ સંભવતા નથી. માટે અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યના જ પ્રમાતા આદિ ધર્મ માનવા જોઈએ. જો કદાપિ પ્રમાતા આદિ ધર્મ કેવળ આત્માના જ માનીએ તો ધર્મવાળા આત્મામાં અસંગરૂપતા, નિર્ગુણતા,

તથા નિર્લેપરૂપતા સંભવવી નથી. માટે આત્માને અસંગ, નિર્ગુણ તથા નિર્લેપરૂપતાને કહેવાવાળી શ્રુતિ તથા સ્મૃતિનાં વચન અપ્રમાણરૂપે થશે. વળી પ્રમાતા આદિના બંધને આરોપિત ન માનીએ, પણ સત્યરૂપે માનીએ તો સત્ય વસ્તુની નિવૃત્તિ જ્ઞાનથી થવી જોઇએ નહી. માટે નૈયાયિકના મત પ્રમાણે બંધની નિવૃત્તિરૂપ મોક્ષ સંભવશે નહી. માટે બંધને કલ્પિત માનવો જોઇએ.

શિષ્યઃ—અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યના પ્રમાતા આદિ ધર્મ પૂર્વે કહ્યા, તે સંભવતા નથી. કારણ કે આત્મા અસંગ-રૂપે તથા નિરવયવરૂપે છે. બીજું અંતઃકરણ સાવયવરૂપે છે તથા ક્રિયાવાળું છે. આવા આત્માનો અંતઃકરણ સાથે કોઈ પણ પ્રકારે સંબંધ સંભવતો નથી. વળી સંબંધ વિના વિશિ-ષ્ટપણું સંભવતું નથી. જો કદાપિ સંબંધ વિના વિશિષ્ટપણું થતું હોય તો હિમાચળ વિશિષ્ટ વિંધ્યાચળ છે, આ રીતનો વ્યવહાર થવો જોઇએ. શું અંતઃકરણ સત્યરૂપે છે કે મિથ્યા રૂપે છે? જો તમે સત્યરૂપે માનશો તો સત્ય અંતઃકરણના સંબંધને પણ સત્યરૂપતા થશે તથા સત્યરૂપ સંબંધની જ્ઞાનથી નિવૃત્તિ થવી અશક્ય છે. માટે કોઇપણ જીવાત્માનો મોક્ષ થશે નહિ. વળી મોક્ષનો અભાવ થવાથી મોક્ષનાં પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો પણ અપ્રમાણરૂપે થશે. બીજું અંતઃકરણ મિથ્યા છે, એમ બીજો પક્ષ માનશો તો તે પણ સંભવતો નથી. કારણ કે અંતઃકરણના મિથ્યાપણામાં કોઈપણ પ્રમાણ નથી. જો કદાપિ પ્રમાણ વિના અંતઃકરણને મિથ્યા માનશો તો આત્મામાં મિથ્યાપણું કેમ ન થઇ શકે? માટે અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યના પ્રમાતા આદિ ધર્મ છે, એમ કહેવું ખોટું છે.

ગુરુઃ—જેમ છીપના અજ્ઞાનથી છીપમાં રૂપું કલ્પિત છે, તેમ આત્માના અજ્ઞાનથી પ્રત્યક્ આત્મામાં અંતઃકરણ

આદિ સ્વરૂપે કરી અધ્યસ્ત છે અર્થાત્ કલ્પિત હોય છે. અહીં અધ્યસ્ત, કલ્પિત તથા આરોપિત, આ ત્રણે શબ્દ એક જ અર્થના વાચક છે. આમ કહેવાથી એમ બોધ કર્યો કે, અંતઃકરણ કલ્પિત છે. કહ્યું છે કે, 'अंतःकरणं अध्यस्तं जडत्वात् दृश्यत्वात् आविद्यकत्वाच्च शुक्तिरजतवत् અર્થઃ—અંતઃકરણ પ્રત્યક્ આત્મામાં અધ્યસ્ત છે. કારણ કે તે જડ, દૃશ્ય તથા આવિદ્યક છે. જે જે પદાર્થ જડ, દૃશ્ય તથા આવિદ્યક હોય, તે તે પદાર્થ અધ્યસ્ત હોય છે. જેમકે છીપ તથા રૂપું જડ, દૃશ્ય તથા આવિદ્યક હોવાથી અધ્યસ્ત છે.' આ અનુમાનપ્રમાણવડે અંતઃકરણમાં કલ્પિતપણું સિદ્ધ થાય છે. કહ્યું છે કે 'अतोऽन्यदार्तम् અર્થઃ—ચૈતન્ય સ્વરૂપ આત્માથી અન્ય સર્વ પદાર્થ મિથ્યા છે.' આ શ્રુતિના પ્રમાણથી અંતઃકરણમાં કલ્પિતપણું સિદ્ધ થાય છે. માટે અંતઃકરણ કલ્પિત જ છે. વળી जडोऽहम्, चेतनोऽहम् આ રીતના અનુભવથી જડ અંતઃકરણ આદિનો અધ્યાસ આત્મામાં પ્રતીત થાય છે તથા ચેતન આત્માનો અધ્યાસ અંતઃકરણમાં પ્રતીત થાય છે. માટે વેદાંત સિદ્ધાંત પ્રમાણે આત્માનો તથા અંતઃકરણ આદિ અનાત્માનો પરસ્પર અધ્યાસ કહેવાયલો છે. પણ તેમાં ભેદ એટલો છે કે, જેમ અંતઃકરણ આદિ સ્વરૂપે કરી આત્મામાં અધ્યસ્ત છે તેમ આત્મા સ્વરૂપે કરી અંતઃકરણાદિમાં અધ્યસ્ત નથી. પણ અંતઃકરણમાં આત્મા સંસર્ગરૂપે કરી અધ્યસ્ત છે. જો કદાપિ અંતઃકરણ આદિની માફક આત્માને સ્વરૂપે કરી અધ્યસ્ત માનીએ તો અધિષ્ઠાનના જ્ઞાનવડે જેમ અંતઃકરણ આદિનો બાધ થાય છે, તેમ આત્માનો પણ બાધ થવો જોઈએ. વળી આત્મા સર્વના સાક્ષીરૂપ હોવાથી બાધને અયોગ્ય તેમ જ પરમાર્થ સત્યરૂપે છે. આવા આત્માનો બાધ સંભવી શકે નહિ. માટે અંતઃકરણમાં આત્માનો સ્વરૂપે કરી અધ્યાસ સંભવતો નથી. પણ સંસર્ગરૂપે કરી અધ્યાસ સંભવે છે. આ રીતના

આત્માના તથા અનાત્માના અધ્યાસનું વર્ણન શ્રી ભગવાન્ ભાષ્યકારે શારીરક મીમાંસાના આદિ ભાગમાં કર્યું છે. આ રીતે અસંગરૂપ આત્મામાં અંતઃકરણ આદિનો વાસ્તવિક સંબંધનો અભાવ છતાં આધ્યાસિક સંબંધ સંભવે છે. આ આધ્યાસિક સંબંધવડે જ આત્માની અંતઃકરણવિશિષ્ટતા છે. માટે અંતઃકરણ વિશિષ્ટ ચૈતન્યમાં પ્રમાતા આદિ ધર્મ સંભવે છે.

## અધ્યાસનું લક્ષણ.

શિષ્યઃ—અંતઃકરણ આદિ આત્મામાં અધ્યસ્ત છે, એમ આપનું કહેવું ક્યારે સંભવે કે, જ્યારે અધ્યાસના સ્વરૂપનો નિર્ણય હોય. પણ અધ્યાસના સ્વરૂપના નિર્ણય વિના અંતઃકરણ આદિને અધ્યસ્ત કહેવું સંભવતું નથી.

ગુરુઃ—આ અધ્યાસનું લક્ષણ હું કહું તે તું સાંભળ. કહ્યું છે કે, 'परत्र परावभासः अध्यासः અર્થઃ—અન્યમાં અન્યનો જે અવભાસ, તેનું નામ અધ્યાસ છે.' આ અધ્યાસ જ્ઞાનાધ્યાસ તથા અર્થાધ્યાસ એવા ભેદવડે બે પ્રકારનો છે. અહી જ્ઞાનાધ્યાસમાં અવભાસ પદવડે ભ્રાંતિજ્ઞાનનું ગ્રહણ કરવું તથા અર્થાધ્યાસમાં અવભાસ પદવડે ભ્રમજ્ઞાનના વિષયરૂપ રૂપ આદિ અર્થનું ગ્રહણ કરવું. માટે પૂર્વોક્ત અધ્યાસનું લક્ષણ આ બે પ્રકારના અધ્યાસમાં ઘટે છે.

## જ્ઞાનાધ્યાસનું તથા અર્થાધ્યાસનું લક્ષણ.

કહ્યું છે કે, "अतस्मिंस्तद्बुद्धिः ज्ञानाध्यासः. અર્થઃ—વસ્તુના આશ્રયપણાને અયોગ્ય આશ્રયમાં સજાતિ વસ્તુની જે બુદ્ધિ થવી, તેનું નામ જ્ઞાનાધ્યાસ છે." જેમકે વાસ્તવિક રીતે રૂપાના આશ્રયને અયોગ્ય છીપમાં આ તો રૂપું છે, આ રીતની જે બુદ્ધિ, તેમ જ વાસ્તવિક રીતે અંતઃકણાદિરૂપ

અનાત્માના આશ્રયપણાને અયોગ્ય આત્મામાં જે અનાત્મ બુદ્ધિ થવી, તેનું નામ જ્ઞાનાધ્યાસ છે. વળી 'प्रमाणाजन्यज्ञान विषयत्वे सति पूर्वदृष्टत्वानधिकरणं अर्थाध्यासः અર્થ:–જે પદાર્થ પ્રમાણુવડે અજન્યજ્ઞાનનો વિષય હોય તથા પૂર્વ દૃષ્ટત્વ ધર્મના આશ્રયરૂપે ન હોય, તે પદાર્થ અર્થાધ્યાસ કહેવાય છે.' જેમકે છીપમાં રૂપું તથા આત્મામાં અંતઃકરણ આદિ અર્થાધ્યાસરૂપે છે. વળી છીપ તથા રૂપાનો વિષય કરનાર, આ રૂપું છે, એવું જે જ્ઞાન છે, તે જ્ઞાન અપ્રમાણુરૂપે હોવાથી કોઈ પણ પ્રમાણુજન્ય નથી. માટે રૂપું પ્રમાણુજન્ય જ્ઞાનનો વિષય છે. વળી રૂપું પોતાની પ્રતીતિની પૂર્વે હતું નહિ, માટે રૂપું પૂર્વ દૃષ્ટત્વ ધર્મના આશ્રયરૂપ નથી. માટે રૂપામાં અર્થાધ્યાસરૂપપણું સંભવે છે. આ રીતનું અર્થાધ્યાસનું લક્ષણ રજ્જુ તથા સર્પ આદિમાં પણ જાણી લેવું. જો અર્થાધ્યાસનું લક્ષણ पूर्वदृष्टत्वानधिकरणम् એટલુંજ કરત તો તરતના ઉત્પન્ન પામેલા ઘટમાં આ લક્ષણુની અતિવ્યાપ્તિ થાત. માટે ઘટ પણ પૂર્વ દૃષ્ટત્વ ધર્મના આશ્રયરૂપે નથી. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં પ્રમાણુજન્ય જ્ઞાનનું વિષયપણું કહ્યું છે. માટે ઘટમાં લક્ષણ નથી, પણ ઘટમાં પ્રમાણુજન્ય જ્ઞાનનુંવિષયપણું છે. માટે ઘટમાં આ લક્ષણુની અતિવ્યાપ્તિ થતી નથી. વળી प्रमाणाजन्यज्ञानविषयत्वम् એટલુંજ માત્ર અર્થાધ્યાસનું લક્ષણ કરત તો સ્મરણ કરેલ શિવ, વિષ્ણુ તથા ગંગા આદિ પદાર્થ છે, તેમાં પણ આ લક્ષણુની અતિવ્યાપ્તિ થાત. માટે પ્રમાણુ અજન્ય સ્મૃતિજ્ઞાનનું વિષયપણું તેમાં પણ સંભવે છે. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે આ લક્ષણમાં पूर्वदृष्टत्वानधिकरणम् એવા પદનું નિરૂપણ કર્યું છે. વળી પૂર્વે જોયલા પદાર્થની જ સ્મૃતિ હોય છે. માટે સ્મર્યમાણ પદાર્થમાં અર્થાધ્યાસના લક્ષણુની અતિવ્યાપ્તિ થતી નથી. આ કહેવાયલા અર્થાધ્યાસના લક્ષણમાં પ્રમાણુ શબ્દવડે પ્રત્યક્

અભિન્ન બ્રહ્મનો બોધ કરનારું તત્ત્વમસિ આદિ મહાવાક્યનું ગ્રહણ કરવું. આ મહાવાક્યરૂપ પ્રમાણથી નહિ ઉત્પન્ન થયેલ વૃત્તિથી વ્યક્ત થયેલ ચૈતન્યરૂપ જે જ્ઞાન છે, તે જ્ઞાનનું વિષયપણું ઘટ આદિ વ્યાવહારિક પદાર્થમાં તેમ જ છીપ તથા રૂપું આદિ પ્રાતિભાસિક પદાર્થમાં વિદ્યમાન છે. વળી ચૈતન્ય આત્માથી ભિન્ન સર્વ અનાત્મ પદાર્થ ક્ષણેક્ષણે પરિણામને પ્રાપ્ત થાય છે. માટે ઘટ આદિ પદાર્થમાં પૂર્વ દૃષ્ટત્વ ધર્મનું આશ્રયપણું નથી. માટે પૂર્વે કહેલ અર્થાધ્યાસનું લક્ષણ વ્યાવહારિક તથા પ્રાતિભાસિક સર્વ પદાર્થમાં સાધારણ છે. અર્થાત્ વેદાંતના સિદ્ધાંત પ્રમાણે બ્રહ્મચૈતન્યથી ભિન્ન જેટલા ઘટ આદિ વ્યાવહારિક પદાર્થ છે તથા છીપ રૂપું આદિ જેટલા પ્રાતિભાસિક પદાર્થ છે, તે સર્વ બ્રહ્મચૈતન્યમાં અધ્યસ્ત હોવાથી અર્થાધ્યાસરૂપ જ છે. માટે પૂર્વે કહેલ અર્થાધ્યાસનું લક્ષણ વ્યાવહારિક તથા પ્રાતિભાસિક સર્વ પદાર્થના સાધારણ લક્ષણરૂપે છે. વળી કેટલાક ગ્રંથકારો એમ કહે છે કે, આ પૂર્વોક્ત અર્થાધ્યાસનું લક્ષણ કેવળ પ્રાતિભાસિક રૂપાદિકનું જ છે, પણ ઘટ આદિ વ્યાવહારિક પદાર્થનું તે લક્ષણ નથી. માટે તે લક્ષણમાં રહેલ પ્રમાણ શબ્દવડે તત્ત્વમસિ આદિ પ્રમાણનું ગ્રહણ કરવું નહિ. પણ પ્રમાણ શબ્દવડે અજ્ઞાન અર્થનો બોધ કરનાર પ્રત્યક્ષાદિ પ્રમાણનું જ ગ્રહણ કરવું. આ પ્રત્યક્ષ આદિ પ્રમાણથી નહિ ઉત્પન્ન થયેલ જ્ઞાનનું વિષયપણું કેવળ છીપ તથા રૂપું આદિ પ્રાતિભાસિક પદાર્થમાં જ છે. પણ ઘટ આદિ વ્યાવહારિક પદાર્થમાં નથી. માટે પ્રાતિભાસિક છીપ તથા રૂપું આદિ રૂપ અર્થાધ્યાસનું જ આ લક્ષણ છે.

## અર્થાધ્યાસના વિભાગનું વર્ણન.

આ અર્થાધ્યાસ પ્રાતીતિક તથા વ્યાવહારિક, એવા ભેદવડે બે પ્રકારનો હોય છે. તેમાં 'आगंतुकदोषजन्यः प्रातीतिकः

અર્થ:–જે પદાર્થ આગંતુક દોષજન્ય હોય, તે પદાર્થ પ્રાતીતિક કહેવાય છે.' આ પ્રાતીતિક પદાર્થને પ્રાતિભાસિક પણ કહે છે. જેમકે છીપમાં રૂપું તથા રજ્જુમાં સર્પ તેમ જ મરુભૂમિમાં જળ ઇત્યાદિ પદાર્થ આગંતુક દોષજન્ય હોવાથી પ્રાતીતિક કહેવાય છે. આ પ્રાતીતિક પદાર્થનો ઉત્પન્ન કરનારો દોષ, પ્રમાતૃદોષ, વિષયદોષ તથા કરણદોષ એવા ભેદવડે ત્રણ પ્રકારનો હોય છે. તેમાં રાગ તથા ભય આદિ દોષ પ્રમાતાગત છે. સાદૃશ્યાદિ દોષ વિષયગત કહેવાય છે તથા કાચનો મળ આદિ દોષ ચક્ષુ આદિના કરણરૂપ કહેવાય છે. આ ત્રણ પ્રકારના દોષજન્ય હોવાથી છીપ તથા રૂપું આદિ પ્રાતીતિક અર્થાધ્યાસરૂપે છે. વળી 'प्रातीतिकभिन्नः व्यावहारिकः અર્થ:–આગંતુક દોષજન્ય પ્રાતીતિક પદાર્થથી ભિન્ન જે પદાર્થ છે, તે વ્યાવહારિક કહેવાય છે.' જેમ આકાશથી માંડી ઘટપર્યંત સર્વ પદાર્થ વ્યાવહારિક અર્થાધ્યાસરૂપે છે. અહી આત્મજ્ઞાન પૂર્વે જે પદાર્થનો બાધ ન થાય, તે પદાર્થ વ્યાવહારિક કહેવાય છે તથા આત્મજ્ઞાન પૂર્વે જે પદાર્થનો બાધ થાય, તે પદાર્થ પ્રાતીતિક તથા પ્રાતિભાસિક કહેવાય છે. કેટલાએક ગ્રંથકારો તો પ્રાતીતિક તથા વ્યાવહારિક અર્થાધ્યાસને સાધારણ લક્ષણરૂપે કહે છે. જેમકે 'दोषसंप्रयोग संस्कारजन्यत्वं अध्यासत्वम् અર્થ:–પૂર્વોક્ત દોષ, છીપ આદિ અધિષ્ઠાનની સાથે ચક્ષુ આદિ ઈન્દ્રિયનો સંબંધરૂપ સંપ્રયોગ તથા દેશાંતરીય રૂપું આદિનો અનુભવજન્ય સંસ્કાર, આ ત્રણથી જે ઉત્પન્ન થવાપણું, તે રૂપ આદિમાં અધ્યસ્તપણું છે.' જો કે વેદાંત સિદ્ધાંત પ્રમાણે અવિદ્યા અનાદિ હોવાથી દોષ આદિ જન્ય નથી, માટે અવિદ્યારૂપ અધ્યાસમાં કહેલા લક્ષણની અવ્યાપ્તિ થાય છે, છતાં આ ઉક્ત લક્ષણ અંતઃકરણાદિરૂપ કાર્ય અધ્યાસનું જ છે. પણ આ લક્ષણ અનાદિ અવિદ્યાનું નથી. માટે લક્ષણના અલક્ષ્યરૂપ અવિદ્યામાં લક્ષણની અવ્યાપ્તિ થતી

નથી. અર્થાત્ કાર્ય અધ્યાસ જ જાગ્રત તથા સ્વપ્નમાં જીવના અનર્થના હેતુરૂપે હોય છે. આ અવિદ્યારૂપ અધ્યાસ સુષુપ્તિમાં વિદ્યમાન છતાં અનર્થના હેતુરૂપે હોતો નથી. માટે ઉક્ત લક્ષણુ કાર્યરૂપ અધ્યાસનું જ છે.

શિષ્ય:–આ લક્ષણુમાં દોષ, સંપ્રયોગ તથા સંસ્કાર, આ ત્રણુ પદના કહેવાનું શું પ્રયોજન છે ?

ગુરુ:–આ લક્ષણુમાં ત્રણુ પદના કહેવાવડે અધ્યાસનાં બે લક્ષણો સિદ્ધ થાય છે. જેમકે 'दोषजन्यत्वे सति संस्कारजन्यत्वं अध्यस्तत्वम् ॥ १ ॥ અથવા संप्रयोगजन्यत्वे सति संस्कारजन्यत्वं अध्यस्तत्वम् ॥ २ ॥ અર્થ:–જે પદાર્થ દોષજન્ય થઇ સંસ્કારજન્ય થાય છે, તે પદાર્થ અધ્યસ્ત કહેવાય છે. (૧) અથવા તો જે પદાર્થ સંપ્રયોગજન્ય થઇ સંસ્કારજન્ય થાય છે, તે પદાર્થ અધ્યસ્ત કહેવાય છે. (૨)' પ્રથમ લક્ષણુમાં સંસ્કારજન્ય સ્મૃતિમાં અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે દોષજન્ય એવા પદનું નિરૂપણુ કર્યું છે. વળી દોષરૂપ વિષયજન્ય દોષની પ્રત્યક્ષ પ્રમામાં અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે આ લક્ષણુમાં સંસ્કારજન્ય એવા પદનું નિરૂપણુ કર્યું છે. તેમ દ્વિતીય લક્ષણુમાં પણુ સંસ્કારજન્ય સ્મૃતિજ્ઞાનમાં અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે સંપ્રયોગજન્ય એવા પદનું નિરૂપણુ કર્યું છે. વળી સંપ્રયોગજન્ય પ્રત્યક્ષ પ્રમામાં અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે સંસ્કારજન્ય એવા પદનું નિરૂપણુ કર્યું છે. જો કે આ બીજા લક્ષણુની અતિવ્યાપ્તિ 'सोयं देवदत्तः તે આ દેવદત્ત છે,' પ્રત્યભિજ્ઞારૂપ પ્રત્યક્ષમાં થાય છે. માટે પ્રત્યભિજ્ઞા આ સંપ્રયોગ તથા સંસ્કારજન્ય છે. છતાં આ લક્ષણુમાં प्रत्यभिज्ञाभिन्नत्वे सति આ રીતનું વિશેષણુ લગાડવાથી પ્રત્યભિજ્ઞામાં અતિવ્યાપ્તિ થતી નથી.

શિષ્ય:–આત્મામાં અંત:કરણુ આદિનો જે અધ્યાસ છે, તેમાં સંપ્રયોગજન્યત્વ સંભવતું નથી. માટે અધિષ્ઠાન

રૂપ આત્માની સાથે ચક્ષુ આદિ ઇન્દ્રિયનો સંબંધ નથી. માટે અંતઃકરણાદિના અધ્યાસમાં ઉક્ત લક્ષણની અવ્યાપ્તિ થાય છે.

ગુરુઃ—સંપ્રયોગ, એ શબ્દથી અધિષ્ઠાન આત્માનું સત્તાદિ સમાન્યરૂપ અંશનું જ્ઞાન કહેવાયલું છે. આ સામાન્ય જ્ઞાન અંતઃકરણ આદિના અધ્યાસ પૂર્વે વિદ્યમાન છે. પણ અધિષ્ઠાન આત્માનું સામાન્ય જ્ઞાન કોઈ ઇન્દ્રિયજન્ય નથી. પણ પોતાના સ્વયંજ્યોતિ સ્વભાવથી જ છે. માટે અંતઃકરણ આદિના અધ્યાસમાં ઉકત લક્ષણની અવ્યાપ્તિ થતી નથી.

શિષ્યઃ—પૂર્વના દોષને તથા સંસ્કારને રૂપું આદિ અર્થનું ઉત્પન્ન કરવાપણું આપે જે કહ્યું, તે સંભવતું નથી. માટે દોષરૂપ સંસ્કારને રૂપું આદિના જ્ઞાનનુંજ ઉત્પન્ન કરવાપણું જોવામાં આવે છે.

ગુરુઃ—ઉકત દોષ તથા સંસ્કાર હોવા છતાં રૂપું આદિ રૂપ અર્થની તથા તેના જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. પણ દોષ તથા સંસ્કારનો અભાવ થવે રૂપું આદિરૂપ અર્થની તથા તેના જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી. આ રીતના અન્વય તથા વ્યતિરેકવડે દોષ તથા સંસ્કારને અર્થાધ્યાસ તથા જ્ઞાનાધ્યાસ, આ બેઉની કારણતા સિદ્ધ થાય છે. માટે જ્ઞાનાધ્યાસની માફક અર્થાધ્યાસને દોષ સંસ્કારજન્યતા સંભવે છે. આ રીતના અભિપ્રાયને લઇને શ્રી ભગવાન્ ભાષ્યકારે स्मृतिरूपः परत्र पूर्वदृष्टावभासः આ રીતનું અધ્યાસનું લક્ષણ કહ્યું છે. આ અધ્યાસનું લક્ષણ જ્ઞાનાધ્યાસને તથા અર્થાધ્યાસને સાધારણ છે. વળી જ્ઞાનાધ્યાસના પક્ષમાં તો ઉક્ત ભાષ્યના લક્ષણનો અર્થ નીચે પ્રમાણે કરવો:—સ્મૃતિ કહેતાં સંસ્કારજન્ય હોવાથી સ્મૃતિ સદૃશ એવું જે પરત્ર દૃષ્ટાવભાસ કહેતાં પૂર્વદૃષ્ટ અર્થના સજાતીય અર્થનું જે જ્ઞાન, તેનું નામ જ્ઞાનાધ્યાસ

છે. જેમકે છીપમાં, આ રૂપું છે એવું જ્ઞાન છે. વળી અર્થાધ્યાસના પક્ષમાં ભાષ્યોક્ત લક્ષણનો નીચે પ્રમાણે અર્થ કરવો:–સ્મૃતિરૂપ કહેતાં પ્રમાણ અજન્ય જ્ઞાનના વિષયરૂપ પૂર્વદૃષ્ટ અર્થનો જે સજાતીય અર્થ, તેનું નામ અર્થાધ્યાસ છે. જેમકે છીપ આદિમાં રૂપું આદિ છે. આ રીતે અધ્યાસ સિદ્ધ થવાથી પ્રમાતાપણું, કર્તાપણું તથા ભોક્તાપણું આદિ બંધ અધ્યસ્તરૂપે હોવાથી મિથ્યારૂપે બની શકે છે. માટે तरति शोकमात्मवित् આ ઉક્ત શ્રુતિના વચનથી શ્રવણ કરેલ જ્ઞાનવડે બંધની નિવૃત્તિ હોવાથી બંધનું મિથ્યાપણું છે. આ પ્રમાણે બંધની મિથ્યાપણાની કલ્પના શ્રુતિ કરાવે છે. આ રીતે શ્રુતાર્થાપત્તિનું નિરૂપણ છે.

## અભાવ પ્રમાનું નિરૂપણ.

શાસ્ત્રમાં કહ્યું છે કે, 'योग्यानुपलब्धिकरणिका प्रमा अभावप्रमा અર્થ:– જે પ્રમાના કરણરૂપે યોગ્ય અનુપલબ્ધિ છે, તે પ્રમા અભાવ પ્રમા કહેવાય છે. જે અધિકરણમાં જે અભાવનું જ્ઞાન હોય છે, તે અધિકરણમાં તે અભાવના પ્રતિયોગીનું જે જ્ઞાન, તેનું નામ ઉપલબ્ધિ છે. આ ઉપલબ્ધિને ઉપલંભ પણ કહે છે. ઉપલબ્ધિના અભાવનું નામ અનુપલબ્ધિ છે તથા અનુપલંભ છે. આ અનુપલબ્ધિ જ અભાવ પ્રમાના કારણરૂપે હોય છે. જેમ કે જે ભૂતળમાં ઘટ છે, આ રીતનું ઘટનું જ્ઞાન હોય છે, તે ભૂતળમાં ઘટ નથી, આ રીતનું ઘટાભાવનું જ્ઞાન હોતું નથી. પણ ઘટ છે, આ જ્ઞાનનો જ્યાં અભાવ હોય છે, ત્યાં જ ઘટ નથી, આ રીતનું ઘટાભાવનું જ્ઞાન હોય છે. માટે ઘટ જ્ઞાનના અભાવરૂપ અનુપલબ્ધિમાં ઘટાભાવ વિષયક પ્રમાની કારણતા અન્વય તથા વ્યતિરેકવડે સિદ્ધ છે. પરંતુ અનુપલબ્ધિમાં યોગ્યતા અપેક્ષિત છે. જો કદાપિ કેવળ અનુપલબ્ધિ માત્રથી જ અભાવ પ્રમા ઉત્પન્ન થતી હોય તો અંધકારમાં

રહેવા છતાં ઘટની ઉપલબ્ધિ થતી નથી. માટે ઘટની ઉપલબ્ધિના અભાવરૂપ અનુપલબ્ધિ તેમાં વિદ્યમાન છે. વળી આત્મામાં રહેલ ધર્મ તથા અધર્મની ઉપલબ્ધિ હોતી નથી. માટે ધર્મ તથા અધર્મની ઉપલબ્ધિના અભાવરૂપ અનુપલબ્ધિ તેમાં રહેલી છે. માટે અનુપલબ્ધિવડે અંધકારમાં પણ ઘટાભાવની પ્રમા ઉત્પન્ન થવી જોઇએ. તેમ જ આત્મામાં ધર્મ તથા અધર્મના અભાવની પ્રમા ઉત્પન્ન થવી જોઇએ. આ સ્થળે અભાવવિષયક પ્રમા ઉત્પન્ન થતી નથી. માટે અભાવ પ્રમાની ઉત્પત્તિ કરવામાં અનુપલબ્ધિને યોગ્યતાની અપેક્ષા અવશ્ય હોય છે. અનુપલબ્ધિવડે જે અભાવનું જ્ઞાન હોય છે, તે અભાવના પ્રતિયોગીના આરોપવડે પ્રતિયોગીની જે ઉપલબ્ધિનું આપાદાન કર્યું હોય છે, તે ઉપલબ્ધિના અભાવરૂપ જે અનુપલબ્ધિ, તે યોગ્યાનુપલબ્ધિ કહેવાય છે. જેમકે પ્રકાશવાળા ભૂતળમાં 'यदि अत्र घटः स्यात् तर्हि उपलभ्येत् અર્થઃ—જો આ સ્થળે ઘડો હોત તો તે મને પ્રાપ્ત થાત.' પણ આ જમીનપર ઘટ નથી. આ રીતે ઘટરૂપ પ્રતિયોગીના સત્વના આરોપણવડે ઘટની ઉપલબ્ધિનું આપાદન કરવામાં આવે છે. માટે ઘટની ઉપલબ્ધિના અભાવરૂપ ઘટની અનુપલબ્ધિ યોગ્યરૂપે કહેવાય છે. આ યોગ્યાનુપલબ્ધિથી પ્રકાશવાળા ભૂતળમાં 'ઘટ નથી' આ રીતની અભાવ પ્રમા ઉત્પન્ન થાય છે. અંધકારમાં ઘટ હોય છે, છતાં તે પ્રતીત થતો નથી, તેમ આત્મામાં ધર્માધર્મ વિદ્યમાન છતાં પ્રતીત થતા નથી. માટે અંધકારમાં જો ઘટ હોય તો પ્રતીત થાય તથા આત્મામાં જો ધર્માધર્મ હોય તો તે પ્રતીત થાય. આ રીતે ઘટ આદિરૂપ પ્રતિયોગીના સત્વના આરોપણવડે તેની ઉપલબ્ધિનું આપાદન કર્યું નથી. માટે અંધકારમાં ઘટની અનુપલબ્ધિ તથા આત્મામાં ધર્માધર્મની અનુપલબ્ધિ યોગ્ય નથી. આ કારણથી અંધકારમાં ઘટના અભાવની તથા આત્મામાં ધર્માધર્મના અભાવની અનુપલબ્ધિથી જ્ઞાન હોતું નથી. પણ અનુમાન

આદિથી અભાવનું જ્ઞાન થાય છે. અહીં આ યોગ્યાનુપલબ્ધિ કરણરૂપે છે તથા અભાવ પ્રમારૂપે છે. નૈયાયિકો એમ કહે છે કે, પૂર્વોક્ત યોગ્યાનુપલબ્ધિવડે સહકારી થયેલ ઇન્દ્રિયરૂપ પ્રત્યક્ષ પ્રમાવડે ભૂતળ આદિમાં ઘટ આદિના અભાવનું જ્ઞાન થઇ શકે છે. આ અભાવના જ્ઞાન માટે યોગ્યાનુપલબ્ધિને પૃથક્ પ્રમાણરૂપે માનવામાં ગૌરવ દોષની પ્રાપ્તિ થાય છે. વળી જો કોઈ એમ કહે કે, ઘટાભાવના અધિકરણરૂપ જે ભૂતળ છે, તેની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો સંયોગ સંબંધ છે. પણ ઘટાભાવની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો કાંઇ સંબંધ નથી. માટે અભાવના જ્ઞાનમાં ઇન્દ્રિયને કરણતા સંભવતી નથી. આ કહેવું ખોટું છે. કારણ કે અભાવની સાથે ઇન્દ્રિયના સંયોગાદિરૂપ સંબંધનો અભાવ છતાં વિશેષણ તથા વિશેષ્ય ભાવરૂપ સંબંધ રહેલો છે. આ સંબંધથી અભાવનું પ્રત્યક્ષ જ્ઞાન ઇન્દ્રિયવડે સંભવે છે. નૈયાયિકનો આ મત યોગ્ય નથી. કારણ કે ચક્ષુ આદિ ઇન્દ્રિયનો ભૂતળ આદિ અધિકરણ સાથે સંયોગ આદિ રૂપ સંબંધ છે. પણ અભાવની સાથે કોઇ રીતનો સંબંધ નથી. માટે ચક્ષુ આદિ ઇન્દ્રિય ભૂતળ આદિરૂપ અધિકરણના જ્ઞાનમાં ચરિતાર્થરૂપે છે. પણ અભાવના જ્ઞાનમાં ઇન્દ્રિયને કરણતા નથી. વળી નૈયાયિકોએ ઇન્દ્રિયનો, ઇન્દ્રિયના અભાવ સાથે, વિશેષણ તથા વિશેષ્ય ભાવરૂપે જે સંબંધ માન્યો છે, તે પણ ખોટો છે. કારણ કે બે પદાર્થનો પરસ્પર સંબંધ હોય છે. આ સંબંધ બે સંબંધીઓથી ભિન્ન હોય છે, તે બે સંબંધીઓને આશ્રિત હોય છે તથા એકરૂપે હોય છે. જેમ ચક્ષુ ભૂતળનો સંયોગ સંબંધ ચક્ષુ ભૂતળરૂપ બે સંબંધીઓથી ભિન્ન પણ છે, બે સંબંધીઓને આશ્રિત છે તથા એકરૂપે છે. આ રીતના સંબંધનું લક્ષણ વિશેષણ તથા વિશેષ્ય ભાવમાં ઘટતું નથી. કારણ કે घटाभाववत् भूतलम् આ પ્રતીતિમાં ઘટાભાવ વિશેષણ

છે તથા ભૂતળ વિશેષ્ય છે. વળી भूतले घटाभावः આ પ્રતીતિમાં ભૂતળ વિશેષણ છે તથા ઘટાભાવ વિશેષ્ય છે. અભાવમાં રહી જે વિશેષણતા છે, તેનું નામ વિશેષણભાવ છે તથા અભાવમાં રહી જે વિશેષ્યતા છે, તેનું નામ વિશેષ્યભાવ છે. તેમાં વિશેષણભાવ વિશેષણરૂપ જ છે તથા વિશેષ્યભાવ વિશેષ્યરૂપજ છે. પણ વિશેષણ તથા વિશેષ્યથી વિશેષણ વિશેષ્યભાવ ભિન્ન નથી. વળી અભેદમાં આધાર તથા આધેય ભાવ હોતો નથી. માટે વિશેષણ તથા વિશેષ્યભાવ અભાવરૂપ સંબંધીથી ભિન્ન નથી. તેમ જ તે સંબંધીના આશ્રિત રૂપે પણ નથી. વળી વિશેષણતા વિશેષ્યતાના રૂપથી બે પ્રકારની હોવાથી એક રૂપે નથી. માટે વિશેષણ તથા વિશેષ્યભાવને ઇન્દ્રિય સંબંધી રૂપતા સંભવતી નથી. વળી અભાવના પ્રત્યક્ષમાં જો વિશેષણતાના સંનિકર્ષને કારણરૂપે માનીએ તો વ્યવહિત ભૂતળમાં રહેલ અભાવ ચક્ષુ ઇન્દ્રિયવડે પ્રત્યક્ષ થવો જોઇએ. આથી ભૂતળમાં અભાવ વિશેષણરૂપે વિદ્યમાન છે. તેમ જ ચક્ષુ ઇન્દ્રિયનો પણ ભૂતળની સાથે સંયુક્ત સંયોગાદિરૂપ પરંપરા સંબંધ વિદ્યમાન છે. વળી વિશેષણતાને પણ જો ઇન્દ્રિયનો સન્નિકર્ષ માનીએ તો ભૂતલપર રહેલ ઘટ તથા ઘટમાં રહેલ રૂપાદિ પણ વિશેષણતાના સન્નિકર્ષવડે પ્રત્યક્ષરૂપે સંભવે છે. માટે નૈયાયિકોએ સ્વીકારેલ સમવાય આદિ સન્નિકર્ષનો લોપ થશે. માટે વિશેષણ વિશેષ્ય ભાવમાં સન્નિકર્ષરૂપતા સંભવતી નથી. વળી ચક્ષુ આદિ ઇન્દ્રિય પોતે અસંબંધરૂપ અર્થના પ્રત્યક્ષને ઉત્પન્ન કરતી નથી, માટે અભાવના જ્ઞાનમાં ઇન્દ્રિય કરણરૂપે નથી, પણ યોગ્યાનુપલબ્ધિ જ કરણરૂપે છે.

## કરણનું લક્ષણ.

કહ્યું છે કે, 'असाधारणकारण करणम् અર્થઃ—જે કાર્યનું અસાધારણ કારણ જે હોય, તે અસાધારણ કારણ તે કાર્યના

કરણરૂપ કહેવાય છે.' જેમકે ચક્ષુઆદિ ઇન્દ્રિય અસાધારણ કારણરૂપે હોવાને લીધે પ્રત્યક્ષ પ્રમાના કરણરૂપે કહેવાય છે. તેમ જ યોગ્યાનુપલબ્ધિ, અસાધારણ કારણરૂપ હોવાને લીધે, અભાવ પ્રમાના કરણરૂપે કહેવાય છે. આ રીતે અનુમાન આદિમાં પણ કરણનું લક્ષણ જાણી લેવું. કાર્ય માત્રમાં સાધારણ કારણરૂપે જે અદૃષ્ટ, દેશ તથા કાળ આદિ છે, તેમાં આ લક્ષણની અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં ' અસાધારણ ' એવા પદનું નિરૂપણ કર્યું છે. કારણનું લક્ષણ કારણથી ઘડાય છે. માટે કારણના લક્ષણની સિદ્ધિ માટે કારણનું લક્ષણ કહે છે. કહ્યું છે કે, ' नियतिपूर्ववृत्तिकारणम् અર્થ:—જે પદાર્થ જે કાર્યની ઉત્પત્તિ પૂર્વે નિયમવડે કરી રહે છે, તે પદાર્થ તે કાર્યના કારણરૂપે કહેવાય છે.' જેમકે ઘટરૂપ કાર્યની ઉત્પત્તિ પહેલાં મૃત્તિકા, કુંભાર, દંડ, ચક્ર આદિ નિયમવડે રહેલા છે. માટે મૃત્તિકા આદિ ઘટરૂપ કાર્યના કારણરૂપે કહેવાય છે.

## કારણના વિભાગનું વર્ણન.

કારણ બે પ્રકારનાં છે, જેવાં કે નિમિત્ત કારણ તથા ઉપાદાન કારણ. કહ્યું છે કે ' कार्यान्वितं कारणं उपादानकारणम् અર્થ:—કાર્યમાં અન્વિત કહેતાં તાદાત્મ્ય ભાવને પામેલ જે કારણ છે, તે ઉપાદાન કારણ કહેવાય છે. જેમકે ઘટરૂપ કાર્યમાં જોડાયેલ મૃત્તિકા ઘટના ઉપાદાન કારણરૂપે છે. તેમજ પટરૂપ કાર્યમાં જોડાયેલ તંતુ પટના ઉપાદાન કારણરૂપ છે. વળી ઘટ આદિ કાર્યના નિમિત્ત કારણરૂપ કુંભાર આદિમાં ઉપાદાન કારણના લક્ષણની અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે, આ લક્ષણમાં कार्यान्वितम् એવા પદનું નિરૂપણ કર્યું છે. વળી કુંભાર આદિ નિમિત્ત કારણ ઘટ આદિરૂપ કાર્યમાં જોડાયેલ નથી. માટે તેમાં અતિવ્યાપ્તિ થતી નથી. વળી ઘટ આદિ કાર્યમાં જોડાયલા રૂપ આદિમાં

આ લક્ષણની અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે कारणम् એવા પદનું નિરૂપણ કર્યું છે. આ રૂપાદિ ઘટના કારણરૂપે નથી, માટે તેમાં તે લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. વળી કહ્યું છે કે, ' कार्यानुकूलव्यापारवत्कारणं निमित्तकारणम् અર્થ:–કાર્યની ઉત્પત્તિને અનુકૂલ જે વ્યાપાર છે, તે વ્યાપારવાળું કારણ નિમિત્ત કારણ કહેવાય છે." વળી બ્રહ્મ તો આ જગતરૂપ કાર્યના ઉપાદાન કારણરૂપે તેમ જ નિમિત્ત કારણરૂપે છે. માટે બ્રહ્મમાં નિમિત્ત કારણના લક્ષણની તથા ઉપાદાન કારણના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી.

શિષ્ય:–બ્રહ્મમાં પ્રપંચનું ઉપાદાન કારણપણું સંભવતું નથી. કારણ કે સમાન સ્વભાવવાળા મૃત્તિકા તથા ઘટ આદિને જ પરસ્પર ઉપાદાન તથા ઉપાદેય ભાવ જોવામાં આવે છે. પણ વિલક્ષણ સ્વભાવવાળા પદાર્થનો ઉપાદાન તથા ઉપાદેય ભાવ કદી પણ જોવામાં આવતો નથી. વળી બ્રહ્મ તો ચેતનરૂપે છે તથા કાર્ય પ્રપંચ તો જડરૂપે છે. માટે બ્રહ્મ તથા પ્રપંચ બેઉ પરસ્પર વિલક્ષણ છે. માટે વિલક્ષણ બ્રહ્મમાં વિલક્ષણ પ્રપંચનું ઉપાદાન કારણપણું સંભવતું નથી. વળી જો આપ એમ કહો કે, જેમ ઇન્દ્રિયના અવિષયરૂપ ધર્મ તથા અધર્મમાં શ્રુતિ પ્રમાણરૂપે છે, તેમ ઇન્દ્રિયના અવિષયરૂપ બ્રહ્મમાં પણ શ્રુતિ જ પ્રમાણરૂપે છે. વળી यतो वा इमानि भूतानि जायंते ઇત્યાદિ શ્રુતિ બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થવાનું નિરૂપણ કરે છે, માટે શ્રુતિમાં તો બ્રહ્મને જ જગતના ઉપાદાન કારણરૂપે કહ્યો છે. માટે શ્રુતિદ્વારા બ્રહ્મ જગતના ઉપાદાન કારણરૂપે સિદ્ધ છે. વળી શ્રુતિ સિદ્ધ અર્થમાં યુક્તિની અપેક્ષા હોતી નથી, એમ કહેવું સંભવતું નથી. કારણ કે યુક્તિનો વિરોધ હોય તો શ્રુતિના અર્થનો નિર્ણય થઈ શકતો નથી. જો કદાપિ યુક્તિનો વિરોધ હોય, પણ શ્રુતિના

અર્થનો નિર્ણય થતો હોય તો તે વિરોધની નિવૃત્તિ કરવા માટે ઉત્તર મીમાંસાનો જે આરંભ કર્યો છે, તે આરંભ વ્યર્થ થશે. માટે યુક્તિથી વિરૂદ્ધ હોવાથી ચેતન બ્રહ્મ જડ જગતના ઉપાદાન કારણરૂપે સંભવતું નથી. વળી બ્રહ્મમાં જગતનું નિમિત્ત કારણપણું પણ સંભવતું નથી. કારણ કે ઘટ આદિ કાર્યના નિમિત્ત કારણરૂપ કુંભાર આદિ સંગવાન્ તથા કર્તારૂપે જોવામાં આવે છે. પણ બ્રહ્મને તો શ્રુતિ અસંગરૂપે તથા અકર્તારૂપે કહે છે. માટે અસંગરૂપ તેમજ અકર્તારૂપ બ્રહ્મમાં જગતની નિમિત્ત કારણતા સંભવતી નથી. માટે જડ પ્રપંચનું ઉપાદાન કારણ જડ પ્રપંચ જ માનવું જોઇએ. વળી કપિલ મુનિની સ્મૃતિ પણ જડ પ્રધાનને જ જગતના ઉપાદાન કારણરૂપે કહે છે. આ પૂર્વોક્ત યુક્તિ તથા કપિલ સ્મૃતિનો વિરોધ હોવાથી શ્રુતિ પણ પ્રધાનને જગતના ઉપાદાન કારણરૂપે કહે છે.

ગુરુઃ—માયા ઉપહિત બ્રહ્મ જ પ્રપંચના ઉપાદાન કારણરૂપે તથા નિમિત્ત કારણરૂપે છે. વળી વિલક્ષણ પદાર્થનો કાર્ય કારણભાવ હોતો નથી, એમ જે પૂર્વે સાંખ્યવાદીઓએ કહ્યું હતું, તે પણ ખોટું છે. કારણ કે લોકમાં ચેતન પુરુષથી અચેતનરૂપ કેશ તથા નખ આદિની ઉત્પત્તિ જોવામાં આવે છે. તેમજ અચેતનરૂપ છાણમાંથી ચેતનરૂપ વિંછી આદિની ઉત્પત્તિ જોવામાં આવે છે. માટે વિલક્ષણ પદાર્થનો પણ કાર્ય કારણભાવ લોકમાં પ્રસિદ્ધ છે. માટે ચેતનરૂપ બ્રહ્મમાંથી અચેતનરૂપ પ્રપંચની ઉત્પત્તિ સંભવે છે. વળી सोका मयत बहु स्याम् ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને જગતના ઉપાદાન કારણરૂપે કહ્યો છે. વળી શ્રુતિના વિરોધવાળી કેવળ યુક્તિ અપ્રમાણરૂપ હોવાથી ઉત્તર મીમાંસાનો આરંભ સંભવે છે. માટે શ્રુતિને અનુકૂલ યુકિત જ પ્રમાણરૂપે હોય છે. પણ શ્રુતિથી વિરૂદ્ધ કેવળ યુકિત પ્રમાણરૂપે હોતી નથી. માટે શ્રુતિથી બ્રહ્મ જગતના ઉપાદાન કારણરૂપે સિદ્ધ થાય

છે. વળી સાંખ્યવાદીઓએ પ્રધાનને જગતના ઉપાદાન કારણરૂપે કલ્પના કરી છે, તે થઇ શકે એમ નથી. કારણ કે પ્રધાન અચેતનરૂપે છે. વળી અચેતન વસ્તુની સ્વતઃ પ્રવૃત્તિ સંભવી શકે નહિ. પણ અચેતન રથ આદિની પ્રવૃત્તિ ચેતન પુરુષને અધીન જ જોવામાં આવે છે. બીજું દૃષ્ટ અર્થને અનુસારી અદૃષ્ટ અર્થની કલ્પના હોય છે. માટે પ્રધાનમાં જગતની ઉપાદાન કારણતા સંભવતી નથી. જેમ મનુ આદિ સ્મૃતિ શ્રુતિના મૂળવાળી છે, તેમ કપિલ સ્મૃતિ શ્રુતિના મૂળવાળી નથી. માટે તે અપ્રમાણરૂપે છે. શ્રુતિના મૂળવાળી સ્મૃતિ જ પ્રમાણરૂપે હોય છે. માટે કપિલ સ્મૃતિવડે પ્રધાનમાં જગતની કારણતા સિદ્ધ થતી નથી.

શિષ્યઃ—આપના મત પ્રમાણે અસંગ બ્રહ્મમાં જગતની કારણતા કેવી રીતે સંભવશે?

ગુરુઃ—અમારા મત પ્રમાણે અસંગરૂપ તથા નિર્વિકારરૂપ શુદ્ધ બ્રહ્મ જગતના કારણરૂપે નથી, પણ અનિર્વચનીય માયા ઉપહિત બ્રહ્મ જ જગતના ઉપાદાન કારણરૂપે તથા નિમિત્ત કારણરૂપે છે. આવરણ શક્તિવિશિષ્ટ માયારૂપ ઉપાધિની પ્રધાનતાને લીધે બ્રહ્મ જગતના ઉપાદાન કારણરૂપે છે. તેમ જ જ્ઞાનશક્તિવિશિષ્ટ માયા ઉપહિત પોતાના સ્વરૂપની પ્રધાનતાવડે બ્રહ્મ જગતના નિમિત્ત કારણરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "तदैक्षत बहु स्यां प्रजायेय અર્થઃ—માયા ઉપહિત બ્રહ્મ સૃષ્ટિની પૂર્વે ભાવી પ્રપંચના વિષયરૂપ જ્ઞાનરૂપી ઇક્ષણ કરવા લાગ્યા, કે હું અનેકરૂપે થઈ ઉત્પન્ન થાઉં." આ શ્રુતિમાં तदैक्षत આ વચનથી બ્રહ્મમાં ઇક્ષણના કર્તાપણું જગતની ઉત્પત્તિ પહેલાં કહ્યું છે. આથી બ્રહ્મ જગતના નિમિત્ત કારણરૂપે સિદ્ધ થાય છે. જેમકે ઘટની ઉત્પત્તિ પૂર્વે ઘટની ઉત્પત્તિને અનુકૂલ જ્ઞાનવાળો કુંભાર આદિ ઘટના નિમિત્ત કારણરૂપે થાય છે. વળી बहु स्यां प्रजायेय

આ વચનથી બ્રહ્મનું અનેકરૂપે નિરૂપણ કર્યું છે. આથી બ્રહ્મમાં જગતનું ઉપાદાન કારણપણું સિદ્ધ થાય છે. જેમકે ઘટ શરાવ આદિ અનેકરૂપે થનારી મૃત્તિકા ઘટ શરાવ આદિ કાર્યના ઉપાદાન કારણરૂપે પ્રસિદ્ધ છે. વળી વ્યાસ ભગવાને પણ બ્રહ્મસૂત્રમાં માયાઉપહિત બ્રહ્મને જગતના ઉપાદાન કારણરૂપે તથા નિમિત્ત કારણરૂપે કહ્યા છે. જેમકે "प्रकृतिश्च प्रतिज्ञा दृष्टांतानुपरोधात् અર્થઃ–માયાઉપહિત બ્રહ્મ જ જગતના ઉપાદાન કારણરૂપે તથા નિમિત્ત કારણરૂપે છે. આમ માનવામાં શ્રુતિમાં કહેલ પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંત સંભવે છે." અહીં શ્રુતિમાં એક બ્રહ્મના જ્ઞાનથી સર્વ જગતના જ્ઞાનનું જે નિરૂપણ કર્યું છે, તેનું નામ પ્રતિજ્ઞા છે. વળી એક મૃત્તિકાના જ્ઞાનથી મૃત્તિકાના ઘટ શરાવ આદિ સર્વ કાર્યના જ્ઞાનનું જે નિરૂપણ છે, તેનું નામ દૃષ્ટાંત :છે. જો બ્રહ્મ જગતના ઉપાદાન કારણરૂપે માનીએ તો જ પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતનો સંભવ છે. વળી ઉપાદાન કારણના જ્ઞાનથી જ કાર્યનું જ્ઞાન થાય છે, માટે સૂત્રથી પણ બ્રહ્મમાં જગતનું અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણપણું સિદ્ધ થાય છે. આ અર્થનું નિરૂપણ પ્રથમ પરિચ્છેદમાં કરોળિયાના દૃષ્ટાંતથી વિસ્તારવડે કરી આવ્યા છીએ.

## કારણનું અન્ય રીતે વિભાગવર્ણન.

સાધારણ તથા અસાધારણ એવા ભેદવડે કારણ બે પ્રકારનાં છે. કાર્ય માત્રનું ઉત્પાદક જે કારણ, તે સાધારણ કારણ કહેવાય છે. જેમકે કાર્ય માત્રના ઉત્પન્ન કરનાર અદૃષ્ટ દેશ તથા કાળ છે. કાર્યવિશેષનું ઉત્પાદક જે કારણ છે, તે કારણ અસાધારણ કહેવાય છે. જેમકે ચાક્ષુષાદિ પ્રમામાં ચક્ષુ આદિ અસાધારણ કારણ છે. આ રીતે ઘટાભાવ વિષયરૂપ પ્રમામાં ઘટાનુપલબ્ધિ અસાધારણ કારણરૂપે છે. તેથી તેમાં કારણરૂપતા સંભવે છે.

## અભાવના સ્વરૂપનું વર્ણન.

કહ્યું છે કે, 'नञर्थोल्लिखितधीविषयः अभावः અર્થ:—નઞ-શબ્દના અર્થનો વિષય કરનારી નાસ્તિ આ રીતની. જે પ્રતીતિ છે, તે પ્રતીતિનો વિષય અભાવરૂપે કહેવાય છે.' જેમકે "भूतलेघटो नास्ति પૃથ્વીપર ઘટ નથી." આ રીતની પ્રતીતિનો વિષય ભૂતળપર ઘટના અભાવરૂપે છે. આ અભાવ ખરૂં જોતાં એક અત્યંતાભાવ છે. પણ પ્રાગભાવાદિના ભેદવડે ચાર પ્રકારના અભાવમાં કોઇ પણ પ્રમાણુ નથી. નૈયાયિકો જ એમ કહે છે કે, પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અત્યંતાભાવ તથા અન્યોન્યાભાવ, એવા ભેદવડે અભાવ ચાર પ્રકારનો છે. ઘટની ઉત્પત્તિ પૂર્વે ઘટના અવયવરૂપ કપાલમાં "घटो भविष्यति ઘટ થશે." આ રીતની પ્રતીતિ થાય છે. આ પ્રતીતિથી કપાલમાં ઘટનો પ્રાગભાવ સિદ્ધ થાય છે. વળી મોગરી આદિના પ્રહાર આદિથી ઘટ ભાંગી જવા પછી કપાલમાં ઘટનો નાશ થયો, આ રીતની પ્રતીતિ થાય છે. આ પ્રતીતિથી કપાલમાં ઘટનો પ્રધ્વંસાભાવ સિદ્ધ થાય છે. વળી ઘટના અવિદ્યમાન કાળે 'પૃથ્વીપર ઘટ નથી', આ રીતની પ્રતીતિ થાય છે. આ પ્રતીતિથી જમીનપર ઘટનો અત્યંતાભાવ સિદ્ધ થાય છે. વળી પૃથ્વીપર ઘટ વિદ્યમાન છતાં 'જમીનપર ઘટ નથી' આ રીતની પ્રતીતિ થાય છે. આ પ્રતીતિથી ભૂતળપર ઘટના ભેદરૂપ અન્યોન્યાભાવ સિદ્ધ થાય છે. તેમાં પ્રાગભાવ અનાદિ તથા નાશવાન્ છે. વળી પ્રધ્વંસાભાવ ઉત્પત્તિવાળો તથા નાશથી રહિત છે. તેમજ અત્યંતાભાવ તથા અન્યોન્યાભાવ આ બેઉ અભાવો ઉત્પત્તિ તથા વિનાશથી રહિત હોવાથી નિત્યરૂપે છે. આ ચારે અભાવનું વિસ્તારથી નિરૂપણુ ન્યાય ગ્રંથમાં કરેલ છે. નૈયાયિકનો આ મત યોગ્ય નથી. કારણુ કે 'ઘટ થશે' આ ઉક્ત પ્રતીતિ અભાવવાચક न શબ્દથી રહિત હોવાથી પ્રાગભાવનો વિષય

કરતી નથી. પણ ઘટની સત્તા સાથે ભવિષ્યમાં થનારો જે સંબંધ છે, તે સત્તાસંબંધને પ્રતીતિ વિષય કરે છે. માટે પ્રતીતિથી ઘટનો પ્રાગભાવ સિદ્ધ થઇ શકતો નથી. વળી ઘટની ઉત્પત્તિ પૂર્વે જો પ્રાગભાવ માનીએ તો ઉત્પત્તિ પૂર્વે તે અસત્ રૂપે હોવાથી, ઘટની ઉત્પત્તિ જ થશે નહિ. જો કદાપિ અસત્‌ની પણ ઉત્પત્તિ થતી હોય તો અસત્‌રૂપ શશલાનું શિંગડું તથા વંધ્યાપુત્ર આદિની પણ ઉત્પત્તિ થવી જોઇએ.

શિષ્યઃ—જેમ અસત્‌ની ઉત્પત્તિ સંભવતી નથી, તેમ સત્‌ની ઉત્પત્તિ પણ સંભવતી નથી. કારણ કે જે ઘટની ઉત્પત્તિ માટે કુંભાર, દંડ તથા ચક્ર આદિ કારકનો વ્યાપાર થાય છે, તે ઘટ તમારા મત પ્રમાણે પોતાની ઉત્પત્તિ પૂર્વે સિદ્ધ છે. માટે કારકવ્યાપાર વ્યર્થ થશે.

ગુરુઃ—જો કે ઘટ પોતાની ઉત્પત્તિ પૂર્વે મૃત્તિકાદિ કારણરૂપે કરી વિદ્યમાન છે, છતાં કારકના વ્યાપારપૂર્વે ઘટની અભિવ્યક્તિ હોતી નથી. પણ કારકના વ્યાપાર પછી ઘટની અભિવ્યક્તિ થાય છે. માટે ઘટરૂપ કાર્યના અભિવ્યંજકપણાવડે કારકનો વ્યાપાર અર્થવાન્ બની શકે છે. વળી ઉત્પત્તિથી કાર્યની કારણરૂપે સત્તા કેવળ યુક્તિવડે સિદ્ધ નથી, પણ શ્રુતિ તથા સૂત્રવડે પણ સિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'सदेव सोम्येदमग्र आसीत्' અર્થઃ—હે પ્રિયદર્શન શ્વેતકેતુ ! આ દૃશ્યમાન કાર્ય જગત્ પોતાની ઉત્પત્તિપૂર્વે સત્‌રૂપે હતું અર્થાત્ પરમકારણરૂપ પરમાત્માવડે સત્‌રૂપે થયું.' સૂત્રમાં કહ્યું છે કે, 'सत्त्वाच्चापरस्य' અર્થઃ—આ પ્રપંચરૂપ કાર્ય પોતાની ઉત્પત્તિપૂર્વે કારણરૂપે કરી સત્વરૂપે હોય છે.' માટે વર્તમાનકાળમાં પણ તેનું પરમ કારણથી અભિન્નત્વ છે. અર્થાત્ પરમ કારણરૂપ પરમાત્માથી ભિન્નરૂપે કરી અભાવ છે. જો કદાપિ પ્રાગભાવને માનીએ તો ઉક્ત શ્રુતિ

તથા સૂત્રને વિરોધ પ્રાપ્ત થશે. માટે શ્રુતિ તથા સૂત્રનો વિરોધ હોવાથી પ્રાગભાવ અંગીકાર કરવા યોગ્ય નથી. વળી પ્રાગભાવની માફક પ્રધ્વંસાભાવમાં પણ કોઈ પ્રમાણ નથી. કારણ કે બ્રહ્મસાક્ષાત્કારની પૂર્વે કાર્ય પ્રપંચનો અત્યંત નાશ થતો નથી. પણ બીજાંકુરની માફક સૃષ્ટિ તથા પ્રલયનું પ્રવાહરૂપે કરી અનાદિપણું છે. અર્થાત્ જેમ બીજમાંથી અંકુર થાય છે તથા અંકુરમાંથી ફરી બીજ થાય છે તથા બીજમાંથી ફરી અંકુર થાય છે, તેમ સૃષ્ટિ પછી પ્રલય થાય છે, પ્રલય પછી સૃષ્ટિ થાય છે તથા સૃષ્ટિ પછી ફરી પ્રલય થાય છે. આ રીતે સૃષ્ટિ તથા પ્રલય પ્રવાહરૂપે અનાદિ છે. વળી પ્રલય કાળમાં પણ કાર્ય પ્રપંચનો અત્યંત નાશ થતો નથી. પણ પોતાના કારણમાં તિરોભૂત થઇ રહે છે. તે જ રીતે તરતનું ભાંગી ગયેલ ઘટાદિ કાર્ય પોતાના કપાલ આદિ રૂપ કારણમાં તિરોભૂત થઇ રહે છે. આ તિરોભાવ અવસ્થાને 'ઘટનો નાશ' આ રીતની પ્રતીતિ વિષય કરે છે. માટે આ પ્રતીતિથી ઘટના પ્રધ્વંસાભાવની સિદ્ધિ થઇ શકતી નથી. વળી પ્રલયાદિમાં જો કદાપિ કાર્યનો અત્યંત નાશ માનીએ તો सदेव सोम्येदमग्र आसीत्, आत्मा वा इदमेक एवाग्र आसीत्, नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વચનથી સૃષ્ટિ પૂર્વે લીન થયેલ કાર્યનું કારણરૂપે કરી સત્વરૂપે જે નિરૂપણ કર્યું છે, તે અસંગત થશે. માટે શ્રુતિ તથા સ્મૃતિથી વિરુદ્ધ હોવાથી પ્રધ્વંસાભાવ પણ અંગીકાર કરવા યોગ્ય નથી. વળી નૈયાયિકોએ અત્યંતાભાવને તથા અન્યોન્યાભાવને ઉત્પત્તિ તથા વિનાશથી રહિત નિત્યરૂપે જે માન્યો છે, તે કહેવું પણ ખોટું છે. કારણ કે एकमेवाद्वितीयं ब्रह्म આ શ્રુતિ બ્રહ્મને સર્વ દ્વૈત પ્રપંચથી રહિત કહે છે. વળી नेह नानास्ति किंचन આ શ્રુતિ બ્રહ્મમાં સર્વ દ્વૈત પ્રપંચનો નિષેધ કરે છે. વળી अतोऽन्यदार्तम् આ શ્રુતિ બ્રહ્મથી ભિન્ન સર્વ પ્રપંચને મિથ્યા

કહે છે. જો કદાપિ અત્યંતાભાવને તથા અન્યોન્યાભાવને નિત્ય માનીએ તો સર્વ શ્રુતિઓનો વિરોધ થશે. માટે આ બેઉ અભાવને અનિત્ય માનવા જોઇએ. વળી અભાવની સાથે ચક્ષુ આદિ ઇન્દ્રિયનો કોઇ પણ પ્રકારે સંબંધ બની શકતો નથી, આ વાત પૂર્વે નિરૂપણ કરી આવ્યા છીએ. માટે भूतले घटो नास्ति આ પ્રત્યક્ષ પ્રતીતિવડે નિત્ય સ્વરૂપ અત્યંતાભાવની સિદ્ધિ સંભવતી નથી. વળી घटःपटो न ઇત્યાદિ પ્રતીતિ અન્યોન્યાભાવનો વિષય કરતી નથી. પણ ઘટ તથા પટ આ બેઉના અભેદનો જે અત્યંતાભાવ છે, તેને જ પ્રતીતિ વિષયરૂપે કરે છે. માટે ઉક્ત પ્રતીતિથી અન્યોન્યાભાવની સિદ્ધિ થતી નથી. વળી આ ભેદરૂપ અન્યોન્યાભાવનું ખંડન વિસ્તારથી પ્રથમ પરિચ્છેદમાં કરી આવ્યા છીએ. આ રીતે પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ તથા અન્યોન્યાભાવ, આ ત્રણે અભાવનું અનિરૂપણ થવે એક અત્યંતાભાવ જ માનવો જોઇએ. આ અત્યંતાભાવ પારમાર્થિક તથા વ્યાવહારિક, એવા ભેદવડે બે પ્રકારનો છે. તેમાં नेह नानाऽस्ति किंचन આ શ્રુતિમાં પ્રત્યક્ અભિન્ન બ્રહ્મની બાબતમાં જણાવવામાં આવેલ જીવ, ઇશ્વર તથા જગતરૂપ દ્વૈત પ્રપંચનો જે અત્યંતાભાવ છે, તે અત્યંતાભાવ પારમાર્થિક કહેવાય છે.

શિષ્યઃ—આ અત્યંતાભાવમાં પારમાર્થિકપણું સંભવતું નથી. કારણકે પ્રતિયોગીની સત્તાને અધીન અભાવની સત્તા છે. વળી પ્રપંચરૂપ પ્રતિયોગી કલ્પિત છે. માટે પ્રપંચનો અત્યંતાભાવ પણ કલ્પિત જ થશે. વળી પ્રપંચના અત્યંતાભાવને જો પારમાર્થિક માનશો તો બ્રહ્મને અદ્વિતીયરૂપે કહેનારી एकमेवाद्वितीयं ब्रह्म આદિ શ્રુતિમાં વિરોધ આવશે.

ગુરુઃ—કલ્પિત વસ્તુનો અભાવ અધિષ્ઠાનરૂપ જ હોય છે. પણ અધિષ્ઠાનથી ભિન્ન હોતો નથી. માટે કલ્પિત પ્રપંચનો અત્યંતાભાવ પણ અધિષ્ઠાન બ્રહ્મરૂપ જ છે. પણ

અધિષ્ઠાનથી ભિન્ન નથી. વળી અધિષ્ઠાન બ્રહ્મનું પારમાર્થિકપણું શ્રુતિ તથા સ્મૃતિવડે સિદ્ધ છે. માટે અધિષ્ઠાનરૂપતાને લીધે અત્યંતાભાવમાં પણ પારમાર્થિકપણું સંભવે છે. આ અત્યંતાભાવ અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન નથી, માટે અદ્વૈતનો બોધ કરનારી શ્રુતિનો પણ વિરોધ થતો નથી.

શિષ્યઃ—અત્યંતાભાવને જો તમે અધિષ્ઠાનરૂપે માનશો તો અધિષ્ઠાનથી અનુપલબ્ધિરૂપ પ્રમાણવડે જ્ઞાન સંભવતું નથી. માટે આપના મત પ્રમાણે અનુપલબ્ધિ પ્રમાણ સ્વીકારવું વ્યર્થ થશે.

ગુરુઃ—ભૂતળ આદિમાં ઘટઆદિનો જે અત્યંતાભાવ છે, તે અત્યંતાભાવને અમે અધિષ્ઠાનરૂપે માનતા નથી. પણ વ્યાવહારિક ઘટ આદિનો વ્યાવહારિક અત્યંતાભાવ અધિષ્ઠાનથી ભિન્ન જ હોય છે. આ વ્યાવહારિક અત્યંતાભાવના જ્ઞાન માટે પૂર્વે અનુપલબ્ધિ પ્રમાણનો અમે સ્વીકાર કર્યો છે. માટે અનુપલબ્ધિ પ્રમાણનો સ્વીકાર વ્યર્થ નથી. વળી કેટલાએક ગ્રંથકારો તો એમ કહે છે કે, नेह नानास्ति किंचन આ શ્રુતિમાં નિરૂપણ કરાયેલ બ્રહ્મમાં પ્રપંચનો પારમાર્થિકરૂપે જે અત્યંતાભાવ છે, તે અત્યંતાભાવ અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન જ છે, પણ અધિષ્ઠાન સ્વરૂપે નથી. માટે ભાવ તથા અભાવની એકતા સંભવતી નથી. વળી एकमेवाद्वितीयं ब्रह्म આ શ્રુતિનું તાત્પર્ય અદ્વૈતમાં છે. અર્થાત્ બ્રહ્મથી ભિન્ન બીજો કોઈ પદાર્થ નથી. માટે બ્રહ્મથી ભિન્ન અત્યંતાભાવ વિદ્યમાન હોવા છતાં અદ્વૈતરૂપ શ્રુતિનો વિરોધ થતો નથી. આ મત યોગ્ય નથી. કારણ કે एकमेवाद्वितीयं ब्रह्म આ શ્રુતિ બ્રહ્મને, ભાવ તથા અભાવરૂપ સર્વ દ્વૈત પ્રપંચથી રહિતરૂપે કહે છે. આ શ્રુતિનો સંકોચ કરી કેવળ ભાવાદ્વૈતપણું માનવામાં કોઈ પણ પ્રમાણ નથી. વળી પ્રપંચના અત્યંતાભાવને જો અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન માનીએ તો

અત્યંતાભાવમાં પારમાર્થિકપણું સંભવશે નહિ. માટે અધિષ્ઠાનથી ભિન્ન અભાવ પ્રતિયોગીની સત્તાના સમાન સત્તાવાળારૂપે છે. વળી પ્રપંચરૂપ પ્રતિયોગી કલ્પિત છે. માટે કલ્પિત પ્રપંચનો અત્યંતાભાવ પણ કલ્પિત થશે. માટે આ પક્ષ યોગ્ય નથી.

## વ્યાવહારિક અત્યંતાભાવનું નિરૂપણ.

ભૂતળ આદિમાં ઘટ આદિનો જે અત્યંતાભાવ છે, કે જેનો भूतले घटो नास्ति ઇત્યાદિ પ્રતીતિ વિષય કરે છે, તે અત્યંતાભાવ વ્યાવહારિક અત્યંતાભાવરૂપે કહેવાય છે. આ વ્યાવહારિક અત્યંતાભાવનું પૂર્વોક્ત યોગ્યાનુપલબ્ધિવડે ગ્રહણ થાય છે. વળી જમીનપર ઘટના અભેદનો જે અત્યંતાભાવ છે, તે અત્યંતાભાવને નૈયાયિકો भूतले घटो न જમીનપર ઘટ નથી, આ પ્રતીતિના વિષયરૂપ ભેદ કહે છે તથા અન્યોન્યાભાવ કહે છે. માટે ભેદરૂપ અન્યોન્યાભાવ અત્યંતાભાવથી ભિન્ન નથી, પણ શ્રુતિના યથાર્થ તાત્પર્ય જ્ઞાનથી રહિત નૈયાયિકોએ જીવ ઇશ્વરનો જે ભેદ માન્યો છે તથા ભૂતળઆદિમાં ઘટાદિનો અત્યંતાભાવ જે માન્યો છે, તે સર્વ અભાવ અનિત્ય હોય છે. કોઈપણ અભાવ નિત્ય હોતો નથી. કારણ કે બ્રહ્મથી ભિન્ન ભાવ અભાવરૂપ જેટલું જગત્ છે, તે સર્વ જગત્ અવિદ્યાના કાર્યરૂપે છે. વળી तत्त्वमसि આદિ મહાવાકયજન્ય બ્રહ્માત્મસાક્ષાત્કારવડે અવિદ્યાનો નાશ થઇ જાય છે. આ અવિદ્યાનો નાશ થઇ જવાથી અવિદ્યાના કાર્યરૂપ પ્રપંચનો પણ નાશ થઇ જાય છે. આ રીતે સર્વ અનાત્મ પ્રપંચ આત્મજ્ઞાનવડે નિવૃત્ત થાય છે. આથી અભાવનું અનિત્યપણું સિદ્ધ થાય છે. વળી કેટલાએક ગ્રંથકારો ન્યાય શાસ્ત્રકારોની બુદ્ધિને અનુસરી આ અભાવને પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અત્યંતાભાવ તથા અન્યોન્યાભાવ, એવા ભેદવડે ચાર પ્રકારનો માને છે.

## ચાર પ્રકારના અભાવનું લક્ષણ.

પોતાની ઉત્પત્તિ પૂર્વે કાર્યનો પોતાના ઉપાદાન કારણમાં જે અભાવ, તેનું નામ પ્રાગભાવ છે. જેમ ઘટ આદિ કાર્યનો પોતાની ઉત્પત્તિ પૂર્વે મૃત્તિકાદિ કારણમાં પ્રાગભાવ છે. અર્થાત્ જે અભાવ અનાદિ હોય છે તથા પોતાના પ્રતિયોગીનો ઉત્પન્ન કરનાર હોય છે, તે અભાવ પ્રાગભાવ કહેવાય છે. અથવા તો જે અભાવ અનાદિ તથા નાશવાન્ હોય, તે અભાવ પ્રાગભાવ કહેવાય છે. વળી ઉત્પન્ન થયેલા કાર્યનો પોતાના ઉપાદાન કારણમાં જે અભાવ, તે અભાવ પ્રધ્વંસાભાવ કહેવાય છે. જેમકે મોગરી આદિના પ્રહાર પછી કપાલ આદિ કારણમાં ઘટ આદિ કાર્યનો પ્રધ્વંસાભાવ છે. વળી પોતાના પ્રતિયોગીના અસમાનાધિકારણરૂપે જે અભાવ છે, તે અભાવ અત્યંતાભાવ કહેવાય છે. જેમકે ભૂતળ આદિમાં ઘટ આદિનો અત્યંતાભાવ છે. આ અત્યંતાભાવ પોતાના પ્રતિયોગીના અધિકરણથી ભિન્ન અધિકરણમાં રહે છે. વળી જે અભાવ પોતાના પ્રતિયોગીના સમાનાધિકરણરૂપે હોય અથવા જે અભાવનું તાદાત્મ્ય પ્રતિયોગીરૂપે હોય છે, તે અભાવ અન્યોન્યાભાવ કહેવાય છે. આ અન્યોન્યાભાવને ભેદરૂપે પણ કહે છે. જેમકે ભૂતળ આદિમાં ઘટનો અન્યોન્યાભાવરૂપ ભેદ છે. આ અન્યોન્યાભાવ ભૂતળમાં ઘટના વિદ્યમાન સમયે જ રહે છે. માટે અન્યોન્યાભાવ પ્રતિયોગી સમાનાધિકરણરૂપે કહેવાય છે. આ પ્રાગભાવાદિ સર્વ અભાવો માયાના કાર્યરૂપ હોવાથી અનિત્ય છે. માટે અત્યંતાભાવ તથા અન્યોન્યાભાવ આ બેઉ અભાવ નિત્ય છે. તેમ જ પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવ આ બે અભાવ અનિત્ય છે. આ રીતની નૈયાયિકનું કહેવું અયુક્ત છે. કારણ કે સર્વ પ્રપંચનો નિષેધ કરનારી શ્રુતિથી તે વિરોધવાળું છે. આ રીતે અભાવ પ્રમાનું નિરૂપણ છે. આ રીતે પૂર્વે

નિરૂપણ કરેલ પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, શાબ્દ, અર્થાપત્તિ તથા અભાવ પ્રમા, આ છ પ્રકારની પ્રમા છે. આ સર્વ પ્રમાવડે આવરણશક્તિ સહિત અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. આમાં પણ અનુમિતિ આદિ પરોક્ષ પ્રમાવડે અસત્વાપાદક આવરણ શક્તિવિશિષ્ટ અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. તેમ જ અપરોક્ષ પ્રમાવડે અભાવાપાદક આવરણ શક્તિવિશિષ્ટ અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. આ આવરણ શક્તિવિશિષ્ટ અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી ઘટ આદિ વિષયનું ભાન થાય છે. આ રીતે तत्त्वमसि આદિ મહા વાક્યજન્ય अहं ब्रह्मास्मि આ રીતની અપરોક્ષ પ્રમાવડે બ્રહ્મના આવરણરૂપ મૂલાજ્ઞાનની નિવૃત્તિ થવા પછી અધિકારી પુરુષને બ્રહ્મનો સાક્ષાત્કાર સંભવે છે. માટે આ પરિચ્છેદમાં પ્રમાનું નિરૂપણ સાર્થક છે.

**इति श्री चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरानुवादे तत्त्वानुसंधाने द्वितीयपरिच्छेदः समाप्तः**



# તૃતીય પરિચ્છેદ.

## અપ્રમા વૃત્તિનું નિરૂપણ.

શિષ્યઃ– 'હું બ્રહ્મ રૂપે છું,' આ પ્રમાવૃત્તિ અજ્ઞાનની નિવૃત્તિવડે અધિકારી પુરુષને બ્રહ્મભાવની પ્રાપ્તિ કરે છે. માટે આ ગ્રંથમાં પ્રમાવૃત્તિનું નિરૂપણ કરવું ઉચિત છે. વળી અપ્રમાવૃત્તિથી અધિકારી પુરુષનું કાંઇપણ પ્રયોજન સિદ્ધ થતું નથી. માટે આ ગ્રંથમાં અપ્રમાવૃત્તિનું નિરૂપણ કરવું નિષ્ફળ છે.

ગુરુઃ–પ્રતિબંધથી રહિત થયેલ પ્રમાને જ અજ્ઞાનનું નિવર્તકપણું હોય છે. માટે પ્રતિબંધ તથા પ્રતિબંધની નિવૃત્તિનો ઉપાય, બેઉ અધિકારી પુરુષે અવશ્ય જાણવા જોઇએ. અસંભાવના તથા વિપરીત ભાવના, આ બે પ્રતિબંધ કહેવાય છે. શ્રવણ, મનન તથા નિદિધ્યાસન, આ ત્રણ પ્રતિબંધની નિવૃત્તિના ઉપાયરૂપે છે. પરાશર મુનિએ પણ કહ્યું છે કે, અસંભાવના તથા વિપરીત ભાવના, આ બેઉ આત્મજ્ઞાનના પ્રતિબંધરૂપે છે. જેમકે 'भावनाविपरीताया याचासंभावना शुक । कुरुते प्रतिबंधं सा तत्त्वज्ञानस्य ना परम् અર્થ:–હે શુક! વિપરીત ભાવના તથા અસંભાવના આ બેઉ આત્મજ્ઞાનનો પ્રતિબંધ કરે છે, પણ બીજું કોઇ પ્રતિબંધ કરતું નથી.' માટે અધિકારી પુરુષે શ્રવણાદિવડે પ્રતિબંધની નિવૃત્તિ અવશ્ય કરવી જોઇએ. વળી શ્રવણાદિ જે આત્મજ્ઞાનના સાધનરૂપે છે, તે પણ પ્રતિબંધની નિવૃત્તિદ્વારા જ છે, પણ સાક્ષાત્ નથી. વળી પ્રતિબંધરૂપ અસંભાવના તથા વિપરીતભાવના અપ્રમાજ્ઞાનના અંતર્ભૂત છે. માટે અપ્રમાવૃત્તિ અવશ્ય નિરૂપણ કરવા યોગ્ય છે. આ

અભિપ્રાયથી આ ત્રીજા પરિચ્છેદમાં અપ્રમાવૃત્તિનું વિસ્તારથી નિરૂપણ કર્યું છે. "प्रमाभिन्नज्ञानं अप्रमा અર્થ:–દ્વિતીય પરિચ્છેદમાં કહી આવેલ પ્રમાથી જે ભિન્નજ્ઞાન, તે અપ્રમા કહેવાય છે." જેમકે છીપમાં આ રૂપું છે, ઈત્યાદિ જ્ઞાન પ્રમાજ્ઞાનથી ભિન્ન હોવાથી અપ્રમારૂપે કહેવાય છે. અહીં ज्ञानं अप्रमा એટલું જ માત્ર જો અપ્રમાનું લક્ષણ કરત તથા તે લક્ષણમાં प्रमा भिन्नं આ પદ નહિ કહેત તો પ્રમાજ્ઞાનમાં આ લક્ષણની અતિવ્યાપ્તિ થા. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે, આ લક્ષણમાં प्रमा भिन्नं એવા પદનું નિરૂપણ કર્યું છે. વળી પ્રમા જ્ઞાનમાં પ્રમાથી ભિન્નપણું નથી, માટે પ્રમા જ્ઞાનમાં ઉક્ત લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. વળી प्रमा भिन्नं अप्रमा એટલુંજ માત્ર જો અપ્રમાનું લક્ષણ કરત તથા તે લક્ષણમાં ज्ञानं આ પદનું નિરૂપણ નહિ કરત તો પ્રમા જ્ઞાનથી ભિન્ન ઘટ આદિમાં આ લક્ષણની અતિવ્યાપ્તિ થાત. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે આ લક્ષણમાં ज्ञानं એવું પદ કહેલું છે. વળી ઘટ આદિમાં જ્ઞાનરૂપતા નથી. માટે ઘટ આદિમાં અપ્રમાના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી.

## અપ્રમાવૃત્તિના વિભાગનું વર્ણન.

આ અપ્રમાવૃત્તિ સ્મૃતિ તથા અનુભૂતિ એવા ભેદવડે બે પ્રકારની છે. તેમાં 'संस्कारमात्रजन्यं ज्ञानं स्मृति. અર્થ:–સંસ્કાર માત્રવડે ઉત્પન્ન થયેલ જે જ્ઞાન છે, તે સ્મૃતિ કહેવાય છે.' જેમકે આ મારી મા છે, તથા આ મારો પિતા છે, ઈત્યાદિ જ્ઞાન સંસ્કાર માત્રથી ઉત્પન્ન થયેલું હોવાથી સ્મૃતિ કહેવાય છે. આ લક્ષણમાં 'માત્ર' એ શબ્દનું નિરૂપણ નહિ કરત તો તે 'આ દેવદત્ત છે' એવા પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષમાં સ્મૃતિના લક્ષણની અતિવ્યાપ્તિ થાત, જેથી પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ પણ સંસ્કારજન્ય થાય છે. આ અતિવ્યાપ્તિ દોષની

નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં 'માત્ર' એવા શબ્દનું નિરૂપણ કર્યું છે. તેમાં પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ કેવળ સંસ્કારજન્ય હોતું નથી, પણ સંસ્કારની સાથે થયેલ ઇન્દ્રિયજન્ય હોય છે. તેથી માત્ર શબ્દ કહેવાવડે પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષમાં આ લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. વળી આ લક્ષણમાં ज्ञानं એવો શબ્દ નહી કહેતે તો સંસ્કારરૂપ :પ્રતિયોગીજન્ય જે સંસ્કારનો ધ્વંસ છે, તેમાં આ લક્ષણની અતિવ્યાપ્તિ થાત. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે ज्ञानं એવો શબ્દ કહેલ છે. વળી ધ્વંસમાં જ્ઞાનરૂપતા નથી, માટે ધ્વંસમાં સ્મૃતિના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. સાર એ છે કે, સંસ્કાર, વેગ, ભાવના તથા સ્થિતિસ્થાપક, એવા ભેદવડે ત્રણ પ્રકારનો છે. વળી જે સંસ્કાર ક્રિયા-જન્ય હોય તથા અન્ય ક્રિયાનો ઉત્પન્ન કરનાર હોય, તે સંસ્કાર વેગ કહેવાય છે. આ વેગ નામનો સંસ્કાર બાણ-આદિમાં રહે છે. વળી જે સંસ્કાર અનુભવજ્ઞાનજન્ય હોય તથા સ્મૃતિજ્ઞાનનો ઉત્પન્ન કરનાર હોય, તે સંસ્કાર ભાવના કહેવાય છે. આ ભાવના નામનો સંસ્કાર વેદાંત સિદ્ધાંત પ્રમાણે અંતઃકરણમાં જ રહે છે. વળી નૈયાયિકના મત પ્રમાણે આ સંસ્કાર આત્મામાં રહે છે, જેથી વેદાંતીઓને અ-ભિમત અહંકારને નૈયાયિક આત્મારૂપે માને છે. અન્યથા કરેલ વસ્તુની પૂર્વની માફક સ્થિતિ કરાવનાર જે સંસ્કાર, તે સ્થિતિ-સ્થાપક કહેવાય છે. આ સ્થિતિસ્થાપક નામનો સંસ્કાર ધનુષ તથા શાખા આદિમાં રહે છે. તેમાં વેગ તથા સ્થિતિ-સ્થાપક, આ બે સંસ્કાર જો કે ક્રિયાના ઉત્પન્ન કરનારા છે, છતાં ભાવનારૂપ સંસ્કારને જ્ઞાનનું ઉત્પન્ન કરવાપણું હોય છે. માટે સ્મૃતિના લક્ષણમાં સંસ્કાર શબ્દવડે ભાવના નામનો સંસ્કાર કહેલો છે. માટે કહેવાયલી સ્મૃતિનું લક્ષણ સંભવે છે.

## સ્મૃતિના વિભાગનું નિરૂપણ.

વળી સ્મૃતિ યથાર્થ તથા અયથાર્થ એવા ભેદવડે બે પ્રકારની છે. તેમાં યથાર્થ અનુભવજન્ય સંસ્કારથી ઉત્પન્ન થયલી જે સ્મૃતિ, તે યથાર્થ સ્મૃતિ કહેવાય છે. તેમ જ અયથાર્થ અનુભવજન્ય સંસ્કારથી ઉત્પન્ન થયેલ જે સ્મૃતિ, તે અયથાર્થ સ્મૃતિ કહેવાય છે. આ અયથાર્થ સ્મૃતિ પણ અનાત્મસ્મૃતિ તથા આત્મસ્મૃતિ, એવા ભેદવડે બે પ્રકારની છે. તેમાં वाचारंभणं विकारो नामधेयम् । अतोन्यदार्तम्, मायामात्रमिदं द्वैतम् ઇત્યાદિ શ્રુતિવડે તથા પૂર્વોક્ત અનુમાનવડે પ્રપંચનું મિથ્યાપણું સિદ્ધ છે. આ મિથ્યા પ્રપંચમાં સત્યપણાનો જે અનુભવ, તે ભ્રમરૂપ છે. આ અયથાર્થ અનુભવજન્ય સંસ્કારથી ઉત્પન્ન થયલી પ્રપંચના સત્યપણાની જે સ્મૃતિ, તે અયથાર્થ અનાત્મ સ્મૃતિ કહેવાય છે. અહંકારથી માંડી સ્થૂલ દેહપર્યંત સર્વ અનાત્મ પદાર્થ આત્મભાવથી રહિત છે. માટે અહંકારઆદિમાં જે આત્મબુદ્ધિ, તે અયથાર્થ અનુભવ છે. આ અયથાર્થ અનુભવજન્ય સંસ્કારથી ઉત્પન્ન થયેલી અહંકાર આદિમાં આત્મભાવની જે સ્મૃતિ, તે સ્મૃતિ અયથાર્થ આત્મસ્મૃતિ કહેવાય છે. અથવા તો વાસ્તવિક રીતે કર્તાપણાથી રહિત આત્મામાં કર્તૃત્વ બુદ્ધિરૂપ અયથાર્થ અનુભવજન્ય સંસ્કારથી ઉત્પન્ન થયેલ કર્તાપણાની જે સ્મૃતિ, તે અયથાર્થ આત્મસ્મૃતિ કહેવાય છે.

શિષ્યઃ—સ્વપ્નમાં જે પદાર્થનું જ્ઞાન થાય છે, તે પણ અયથાર્થ સ્મૃતિરૂપ જ છે. માટે સ્વપ્નના જ્ઞાનને આ સ્થળે કેમ ગ્રહણ કરતા નથી?

ગુરુઃ—સ્વપ્નનું જ્ઞાન સ્મૃતિરૂપ નથી, પણ અનુભવરૂપજ છે. કારણ કે સ્વપ્નનું જ્ઞાન જો સ્મૃતિરૂપ હોત તો સ્વપ્નમાં લોકને હું રથયુક્ત છું, આ રીતનું રથ આદિ પદાર્થનું જ્ઞાન થાત, પરંતુ એવું જ્ઞાન થતું નથી, પણ

હું રથ જોઉં છું, આ રીતનો અનુભવ જ સ્વપ્નરૂપે થાય છે. માટે સ્વપ્નનું જ્ઞાન અનુભવરૂપજ છે, પણ સ્મૃતિરૂપ નથી. આ અર્થનું નિરૂપણ આગળ કરવામાં આવશે. આ રીતે સ્મૃતિનું નિરૂપણ છે.

## અનુભૂતિનું નિરૂપણ.

કહ્યું છે કે, ' स्मृतिभिन्नं ज्ञानं अनुभूतिः અર્થઃ–પૂર્વોક્ત સ્મૃતિજ્ઞાનથી ભિન્ન જે જ્ઞાન, તે અનુભૂતિ કહેવાય છે.' આ અનુભૂતિને અનુભવ પણ કહે છે. જેમકે આ ઘટ છે, આ રૂપું છે, ઈત્યાદિ જ્ઞાન, સ્મૃતિજ્ઞાનથી ભિન્ન હોવાથી અનુભવરૂપ છે. તેમાં ज्ञानं अनुभूतिः એટલુંજ માત્ર જો અનુભવનું લક્ષણ કરત, તો સ્મૃતિજ્ઞાનમાં અનુભવના લક્ષણની અતિવ્યાપ્તિ થાત. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં स्मृतिभिन्नं એવું પદ નિરૂપણ કર્યું છે. વળી स्मृतिभिन्नं अनुभूतिः એટલુંજ માત્ર જો અનુભવનું લક્ષણ કરત તો સ્મૃતિજ્ઞાનથી ભિન્ન ઘટાદિમાં તે લક્ષણની અતિવ્યાપ્તિ થાત. આ અતિવ્યાપ્તિ દોષની નિવૃત્તિ કરવા માટે તે લક્ષણમાં 'જ્ઞાન" એ પદનું નિરૂપણ કર્યું છે.

## અનુભૂતિના વિભાગનું વર્ણન.

અનુભૂતિ પણ યથાર્થ તથા અયથાર્થ એવા ભેદવડે બે પ્રકારની છે. અબાધિત અર્થનો વિષય કરનારી જે પ્રમા, તેનું નામ યથાર્થ અનુભૂતિ છે. આ પ્રમારૂપ યથાર્થ અનુભૂતિનું નિરૂપણ બીજા પરિચ્છેદમાં વિસ્તારથી કરી આવ્યા છૈએ. માટે અહી તેનું નિરૂપણ કરવાની જરૂર નથી.

## . અયથાર્થ અનુભૂતિનું નિરૂપણ.

તેમાં 'बाधितार्थविषयानुभूतिः अयथार्थानुभूतिः અર્થઃ–વિષયના અભાવની પ્રમાનું નામ બાધ છે. બાધનો જે વિષય હોય તે બાધિત કહેવાય. આ બાધિત અર્થ જેનો વિષય

હોય તે અનુભૂતિ અયથાર્થ અનુભૂતિ કહેવાય છે. જેમકે આ રૂપું નથી, આ બાધ જ્ઞાનનો વિષય હોવાથી બાધિત છીપ તથા રૂપું આદિનો વિષય કરનારી આ રૂપું છે ઇત્યાદિ અનુભૂતિ અયથાર્થ અનુભૂતિ કહેવાય છે. પ્રમાજ્ઞાનમાં અયથાર્થ અનુભૂતિના લક્ષણની અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે આ લક્ષણમાં बाधितार्थविषय એવા પદનું નિરૂપણ કર્યું છે. વળી બાધિત અર્થનો વિષય કરનારી અયથાર્થ સ્મૃતિમાં આ લક્ષણની અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે તેમાં અનુભૂતિ એવા પદનું નિરૂપણ કર્યું છે. આ યથાર્થ અનુભૂતિ પણ સંશય તથા નિશ્ચય એવા ભેદવડે બે પ્રકારની છે. તેમાં ‘एकस्मिन्धर्मिणि भासमानविरुद्धनानाकोटिकज्ञानं संशयः અર્થ:—એક જ ધર્મીમાં ભાસમાન પરસ્પર વિરુદ્ધ અનેક કોટિઓના વિષયનું કરનારું જે જ્ઞાન, તે સંશય કહેવાય છે.’ જેમકે स्थाणुर्वा पुरुषो वा આ એક જ્ઞાન જ સ્થાણુરૂપ ધર્મીમાં અથવા પુરુષરૂપ ધર્મીમાં સ્થાણુત્વ તથા પુરુષત્વરૂપ વિરુદ્ધ અનેક કોટિનો વિષય કરે છે, માટે આ જ્ઞાન સંશય કહેવાય છે. વળી સંશય પણ પ્રમાણસંશય તથા પ્રમેયસંશય, એવા ભેદવડે બે પ્રકારનો હોય છે. તેમાં પ્રમાણમાં જે અસંભાવના, તેનું નામ પ્રમાણસંશય છે. વળી પ્રમેયમાં જે અસંભાવના, તેનું નામ પ્રમેયસંશય છે. તેમાં પ્રમાણસંશય પણ પ્રમાસંશય તથા કરણસંશય, એવા ભેદવડે બે પ્રકારનું છે. તેમાં પ્રમાણજન્ય પ્રમા જ્ઞાનમાં જે સંશય, તેનું નામ પ્રમાસંશય છે. તેમજ પ્રમાણના સ્વરૂપમાં જે સંશય, તેનું નામ કરણસંશય છે. પૂર્વે નહી જોયલા સ્થળમાં રહેલ જળની સાથે ચક્ષુ ઇન્દ્રિયનો સંબંધ થવા પછી મનુષ્યને આ જળ છે, આ રીતનું પ્રમાજ્ઞાન થાય છે. પણ મનુષ્યે તે સ્થળમાં પૂર્વે કદી જળ જોયલું ન હોવાથી મનુષ્યને જળજ્ઞાનમાં આ જ્ઞાન પ્રમારૂપ છે કે નથી, આ રીતનો જળ જ્ઞાનના પ્રમાત્વનો તથા પ્રમા-

ત્વના અભાવનો વિષય કરનાર સંશય ઉત્પન્ન થાય છે. આ સંશય પ્રમાસંશય કહેવાય છે. આ પ્રમાસંશય પ્રમાજ્ઞાનના પ્રમાત્વના નિશ્ચયથી જ નિવૃત્ત થાય છે. તેમાં 'तद्वति तत्प्रकारत्वं प्रमात्वम् અર્થઃ–જ્ઞાનનિષ્ઠ ધર્મવાળી વસ્તુમાં જે ધર્મ વિષયપણું, તે પ્રમાપણું છે.' જેમકે આ ઘટ છે એવા જ્ઞાનમાં ઘટત્વ ધર્મવાળા ઘટમાં જે ઘટત્વ ધર્મ વિષયપણું છે, તે પ્રમાપણું છે. આ પ્રમાપણાને પ્રામાણ્ય પણ કહે છે. આ પ્રમા જ્ઞાનનિષ્ઠ પ્રમાપણું નૈયાયિકના મત પ્રમાણે પરતઃગ્રાહ્ય છે. વળી મીમાંસકના મત પ્રમાણ તેમ જ વેદાંત સિદ્ધાંતના મત પ્રમાણે પ્રમાપણું સ્વતઃગ્રાહ્ય છે. પ્રમાપણાની સ્વતઃગ્રાહ્યતામાં મીમાંસકોના અનેક મત છે. આ મીમાંસકનો મત તેમ જ નૈયાયિકનો મત ગ્રંથના વિસ્તારભયથી લખ્યો નથી.

## પ્રમાપણાની સ્વતઃગ્રાહ્યતાનું નિરૂપણ.

તેમાં 'यावत्स्वाश्रयग्राहकग्राह्यत्वं स्वतो ग्राह्यत्वम् અર્થઃ–પ્રમાત્વ ધર્મના આશ્રયરૂપ જે પ્રમાજ્ઞાન છે, તે પ્રમાજ્ઞાનના ગ્રાહકવડે પ્રમાત્મામાં જે ગ્રાહ્યપણું છે, તે જ પ્રમાત્વમાં સ્વતઃગ્રાહ્યપણું છે.' જેમકે પ્રમાત્વ ધર્મના આશ્રયરૂપ ' આ ઘટ છે ' એવા વૃત્તિજ્ઞાનને ગ્રહણ કરનાર સાક્ષી ચૈતન્ય છે. આ સાક્ષી ચૈતન્યે વૃત્તિજ્ઞાનની માફક તેનું પ્રમાપણું ગ્રહણ કરેલ છે. આ જ પ્રમાપણામાં સ્વતઃગ્રાહ્યપણું છે.

શિષ્યઃ–જેમ પ્રમાજ્ઞાનનું પ્રમાપણું સ્વતઃ ગ્રાહ્ય હોય છે, તેમ આ રૂપું છે, ઇત્યાદિ પ્રમાજ્ઞાનનું અપ્રમાપણું સ્વતઃ ગ્રાહ્ય કેમ ન થાય ?

ગુરુઃ–આ પ્રમાપણાનો ધર્મ પરતઃગ્રાહ્ય હોય છે, પણ સ્વતઃગ્રાહ્ય હોતો નથી. તેમાં 'तदभाववति तत्प्रकारकत्वं अप्रमात्वम् અર્થઃ–જ્ઞાનમાં ધર્મના અભાવવાળી વસ્તુમાં, તેના ધર્મનું વિષયપણું, એ અપ્રમાપણું છે. જેમકે આ રૂપું

છે, આ જ્ઞાનમાં વાસ્તવિક રીતે રૂપાના અભાવવાળી છીપમાં જે રૂપાનું વિષયપણું, તે અપ્રમાપણું છે. આ અપ્રમાપણાનો ઘડનાર છીપમાં રૂપાનો જે અભાવ, તે અભાવને વૃત્તિજ્ઞાન વિષય કરતું નથી. માટે રૂપાપણાના અભાવથી ઘડાયલ અપ્રમાપણાને સાક્ષી ચૈતન્ય ગ્રહણ કરી શકતું નથી. પણ સાક્ષી ચૈતન્ય કેવળ અપ્રમાત્વ ધર્મના આશ્રયરૂપ જ્ઞાન માત્રનું જ ગ્રહણ કરે છે. જો કદાપિ વૃત્તિજ્ઞાનના અવિષય રૂપ અર્થને પણ સાક્ષી પ્રકાશ કરતો હોય તો ઘટ આદિ આકાર વૃત્તિના સમયમાં પટ આદિનો પણ સાક્ષી ચૈતન્ય-વડે પ્રકાશ થવો જોઇએ. માટે પ્રમાત્વની માફક અપ્રમાત્વ સ્વતઃગ્રાહ્ય નથી. પણ પરતઃગ્રાહ્ય છે. તેમાં 'स्वाश्रयग्राहकातिरिक्त-सामग्री ग्राह्यत्वं परतो ग्राह्यत्वम्' અર્થઃ—પ્રમાત્વ ધર્મના આશ્રય-રૂપ જે અપ્રમાજ્ઞાન છે, તેના ગ્રાહકરૂપ સામગ્રીથી ભિન્ન સામગ્રીવડે જે ગ્રાહ્યત્વ છે, તે જ અપ્રમાપણામાં પરતઃગ્રાહ્યતા છે. જેમ અપ્રમાત્વ ધર્મના આશ્રયરૂપ 'આ રૂપું છે' એવું અપ્રમા જ્ઞાન છે, તે અપ્રમા જ્ઞાનનો ગ્રાહક સાક્ષી ચૈતન્ય છે. આ સાક્ષી ચૈતન્ય અપ્રમાત્વ ધર્મનું ગ્રહણ કરતો નથી. પણ સાક્ષી ચૈતન્યથી ભિન્ન જે અનુમાનરૂપ સામગ્રી છે, તેવડે અપ્રમાત્વ ધર્મનું ગ્રહણ થાય છે. આ જ અપ્રમાત્વમાં પરતઃગ્રાહ્યત્વ છે.

## અનુમાનનો પ્રકાર.

મનુષ્યની ઈષ્ટ સાધનના જ્ઞાન પછી પ્રવૃતિ થાય છે. આ પ્રવૃત્તિ સંવાદી પ્રવૃત્તિ તથા વિસંવાદી પ્રવૃત્તિ એવા ભેદ-વડે બે પ્રકારની છે. તેમાં સફલ પ્રવૃત્તિનું નામ સંવાદી પ્રવૃત્તિ છે તથા નિષ્ફળ પ્રવૃત્તિનું નામ વિસંવાદી પ્રવૃત્તિ છે. આ વિસંવાદી પ્રવૃત્તિથી અપ્રમાત્વનું અનુમાન થાય છે. આ અનુમાન નીચે પ્રમાણે છેઃ—'शुक्तौ रजतं ज्ञानं अप्रमा विसंवादि प्रवृत्तिजनकत्वात् यन्नैवं तन्नैवं यथा प्रमा' અર્થઃ—છીપમાં આ રૂપું છે,

એવું જ્ઞાન અપ્રમારૂપ છે. કારણકે તે નિષ્ફળ પ્રવૃત્તિને ઉત્પન્ન કરે છે. જે જે જ્ઞાન અપ્રમારૂપ નથી હોતું, તે તે જ્ઞાન નિષ્ફળ પ્રવૃત્તિનું ઉત્પન્ન કરનાર નથી. જેમકે પ્રમાજ્ઞાન છે.' આ રીતના અનુમાનવડે મનુષ્ય રૂપાના જ્ઞાનમાં અપ્રમાત્વનો નિશ્ચય કરે છે. આ જ અપ્રમાત્વમાં પરતઃગ્રાહ્યતા છે. વળી જેમ પ્રમાત્વના જ્ઞાનમાં સ્વતઃપણું છે, તેમ પ્રમાત્વની ઉત્પત્તિમાં પણ સ્વતઃપણું છે. અહીં જ્ઞાનની ઉત્પત્તિથી સામાન્ય સામગ્રીવડે જે જન્યતા, તે પ્રમાત્વની ઉત્પત્તિમાં સ્વતઃપણું છે. આ રીતે અપ્રમાત્વના જ્ઞાનમાં જેમ પરતઃપણું છે, તેમ અપ્રમાત્વની ઉત્પત્તિમાં પણ પરતઃપણું છે. જ્ઞાનની ઉત્પત્તિની સામાન્ય સામગ્રીથી ભિન્ન દોષનું જે ઉત્પન્ન કરવાપણું, તે અપ્રમાત્વની ઉત્પત્તિમાં પરતઃપણું છે.

શિષ્યઃ—પૂર્વે કહેલ રીત પ્રમાણે પ્રમાત્વની ઉત્પત્તિમાં તથા જ્ઞાનમાં જો સ્વતઃપણું માનશો તો પૂર્વના અદૃષ્ટ સ્થળમાં આ જળ છે, આ રીતના જ્ઞાન પછી મનુષ્યને જળનું જ્ઞાન, પ્રમારૂપે છે કે નથી, આ રીતનો સંશય થવો જોઇએ નહિ. કારણ કે આપના મત પ્રમાણે જ્ઞાનનું પ્રમાપણું સાક્ષી ચૈતન્યથી નિશ્ચય કરાયલું છે. પણ નિશ્ચિત અર્થમાં સંશય થતો નથી.

ગુરુઃ—આ સ્થળે સંશયને ઉત્પન્ન કરનાર દોષથી ઘડાયલા સંશયની સામગ્રી પ્રમાત્વ ગ્રાહક સામગ્રીથી બળવાન્ છે. માટે જળના જ્ઞાનમાં પ્રમાપણાનો નિશ્ચય થવાથી પ્રમાપણાનો સંશય સંભવે છે. આ રીતે સ્વતઃગ્રાહ્ય પ્રમાપણાના નિશ્ચયવડે પ્રમાના સંશયની નિવૃત્તિ બની શકે છે.

## કરણસંશય તથા તેની નિવૃત્તિનો ઉપાય.

આમાં તત્ત્વમસિ આદિ વેદાંત વાક્ય, અદ્વિતીય બ્રહ્મમાં પ્રમાણરૂપે છે, અથવા નથી, આ રીતની વેદાંત વાક્યરૂપ પ્રમાણમાં જે અસંભાવના, તેનું નામ કરણસંશય છે. આ કરણ સંશયની નિવૃત્તિ બ્રહ્મવેત્તા ગુરુના મુખથી વેદાંતશાસ્ત્રના શ્રવણથી નિવૃત્ત થાય છે. આ શ્રવણનું સ્વરૂપ દ્વિતીય પરિચ્છેદમાં નિરૂપણ કરી આવ્યા છીએ. માટે તેનું અહી ફરી નિરૂપણ કર્યું નથી. આ ઉક્ત શ્રવણ શારીરક મીમાંસાના પ્રથમ અધ્યાયના પઠનવડે સિદ્ધ થાય છે. આ રીતે પ્રમાણગત સંશયનું નિરૂપણ છે.

## પ્રમેયગત સંશય તથા તેની નિવૃત્તિનો ઉપાય.

પ્રમાણજન્ય જ્ઞાનના વિષયનું નામ પ્રમેય છે. આ પ્રમેયમાં જે સંશય, તે પ્રમેય સંશય કહેવાય છે. પ્રમેયગત સંશય પણ અનાત્મગત સંશય તથા આત્મગત સંશય, એવા ભેદવડે બે પ્રકારનો છે. અનાત્મરૂપ સ્થાણુ આદિમાં મનુષ્યને સ્થાણુ છે કે પુરુષ છે, આ રીતનો સંશય અનાત્મગત સંશય કહેવાય છે. આ અનાત્મગત સંશય સાધારણ ધર્મના દર્શનથી ઉત્પન્ન થાય છે. જેમકે સ્થાણુનો તથા પુરુષનો સાધારણ ધર્મ, જે સાડાત્રણ હાથ પરિમાણનું ઉંચાપણું છે, તેના દર્શનથી આ સંશય ઉત્પન્ન થાય છે. વળી સ્થાણુ આદિના અસાધારણ ધર્મના જ્ઞાનરૂપ વિશેષ દર્શનથી ઉક્ત સંશયની નિવૃત્તિ થાય છે. અહી સ્થાણુપણાનો નિશ્ચય કરાવનાર વાંકાપણું તથા ખડબચડા આદિપણું સ્થાણુના સાધારણ ધર્મ છે. વળી પુરુષપણાનો નિશ્ચય કરાવનાર હસ્ત, પાદ, શિર આદિ અવયવ પુરુષના અસાધારણ ધર્મરૂપે છે. આ અસાધારણ ધર્મના જ્ઞાનથી ઉક્ત સંશયની નિવૃત્તિ થઈ જાય છે. વળી મનુષ્યને પોતાના

આત્મામાં જે સંશય થાય, તે આત્મગત સંશય કહેવાય છે. આ આત્મગત સંશય વિપ્રતિપત્તિવાળો હોવાથી અનેક પ્રકારનો છે. અહીં પરસ્પર વિરુદ્ધ અર્થનાં પ્રતિપાદક વાદીઓનાં અનેક વચનનું નામ વિપ્રતિપત્તિ છે. આ વિપ્રતિપત્તિનું વર્ણન શ્રીભગવાન્ ભાષ્યકારે નીચે પ્રમાણે કર્યું છેઃ—ચૈતન્યવિશિષ્ટ સ્થૂલ દેહ આત્મા છે, આ રીતે પ્રાકૃત જીવ તથા લોકાયતિકો માને છે. વળી ચક્ષુ આદિ ઇન્દ્રિયો જ આત્મા છે, એમ કેટલાક માને છે. વળી મન જ આત્મા છે, એમ કેટલાક માને છે. ક્ષણિક વિજ્ઞાન આત્મા છે, એમ કેટલાક માને છે. આત્મા શૂન્યરૂપે છે, એમ કેટલાક માને છે. વળી દેહ ઇન્દ્રિય આદિથી ભિન્ન કર્તારૂપે તથા ભોક્તારૂપે આત્મા છે, એમ કેટલાક માને છે. આત્મા કેવળ ભોક્તા છે, પણ કર્તા નથી, એમ કેટલાક માને છે. વળી કર્તા ભોક્તાથી ભિન્ન સર્વજ્ઞરૂપે તથા સર્વ શક્તિમાન્‌રૂપે ઈશ્વર જ આત્મા છે, આમ કેટલાએક માને છે. આત્મા ઉપાધિના સંબંધથી કર્તા તથા ભોક્તારૂપે છતાં વાસ્તવિક રીતે સિદ્ધ છે, એમ કેટલાએક માને છે. વળી પૂર્વોક્તવાદી દેહાદિરૂપ આત્માની સિદ્ધિ માટે યથાયોગ્ય યુક્તિ તથા પ્રમાણ આદિનું નિરૂપણ કરે છે. આ રીતે પરસ્પર વિરુદ્ધ અર્થના પ્રતિપાદકરૂપ વાદીઓના વચનરૂપ પ્રતિપત્તિથી મનુષ્યને આત્માનો સંશય અનેક પ્રકારે થાય છે. આ આત્મા જો કે એક તથા અદ્વિતીયરૂપે છે, છતાં ઉપાધિના ભેદવડે તે પરમાત્મા તથા જીવાત્મા એમ બે પ્રકારનો કહેવાય છે. તેમાં તત્ત્વમસિ આદિ મહાવાક્યમાં રહેલ તત્પદના અર્થરૂપ માયા ઉપહિત બ્રહ્મનું નામ પરમાત્મા છે તથા ત્વંપદના અર્થરૂપ શરીર ઉપહિત ચૈતન્યનું નામ જીવાત્મા છે. આ બેમાં પ્રથમ તત્પદાર્થરૂપ પરમાત્મામાં અનેકપ્રકારનો સંશય જોવામાં આવે છે. જેમકે આ બ્રહ્મ શું અદ્વિતીય અથવા તો દ્વિતીયરૂપે છે? વળી તે બ્રહ્મ અદ્વિતીયરૂપે થઈ આનંદ ગુણવાળો છે

અથવા શું આનંદ સ્વરૂપે છે? બ્રહ્મ શું જ્ઞાન ગુણવાળો છે અથવા જ્ઞાનસ્વરૂપે છે? બ્રહ્મ સત્તા જાતિવાળો છે અથવા સત્તાસ્વરૂપે છે? વળી બ્રહ્મ સગુણ છે કે નિર્ગુણ છે, ઇત્યાદિ અનેક પ્રકારના સંશયો મનુષ્યને તત્પદાર્થરૂપ બ્રહ્મમાં થાય છે.

## ત્વંપદાર્થ જીવાત્મામાં સંશય.

આ આત્મા દેહ તથા ઇન્દ્રિય આદિથી ભિન્ન છે કે નથી? તે દેહ તથા ઇન્દ્રિય આદિથી ભિન્ન છતાં કર્તારૂપે છે કે અકર્તારૂપે છે? અકર્તારૂપે છતાં શું તે ચિદ્રૂપે છે કે અચિદ્રૂપે છે? ચિદ્રૂપે છતાં તે આનંદરૂપે છે કે નથી? આનંદરૂપે છે છતાં તે પરિણામીરૂપે છે કે કૂટસ્થરૂપે છે? વળી કૂટસ્થ છતાં આ આત્મા સત્તા જાતિવાળો છે કે સત્તારૂપે છે? ઇત્યાદિ અનેક પ્રકારના સંશય મનુષ્યને તત્ત્વંપદાર્થરૂપ જીવાત્મામાં થાય છે. આ જીવાત્મા સત્, ચિત્ તથા આનંદસ્વરૂપે છતાં તેની પરમાત્મા સાથે એકતા છે કે નહિ?

## મોક્ષના સાધનમાં સંશય.

જીવ તથા બ્રહ્મની એકતા છતાં એકતાનું જ્ઞાન મોક્ષના સાધનરૂપે છે કે નથી? જ્ઞાન મોક્ષના સાધનરૂપે છતાં તે જ્ઞાન કર્મયુક્ત મોક્ષના સાધનરૂપે છે કે કેવળ જ્ઞાન મોક્ષના સાધનરૂપે છે? ઇત્યાદિ સર્વ સંશય આત્મગત સંશય કહેવાય છે. આ સર્વ આત્મગત સંશયની નિવૃત્તિ તર્કરૂપી મનનવડે થાય છે. તેમાં કહ્યું છે કે, 'अनिष्टप्रसंजकः तर्कः અર્થઃ—જે યુક્તિ પ્રતિવાદીના અનિષ્ટની સિદ્ધિ કરે, તે યુક્તિ તર્ક કહેવાય છે.' અર્થાત્ વ્યાપ્યના આરોપણથી વ્યાપકની જે પ્રાપ્તિ, તેનું નામ તર્ક છે. અહીં વ્યાપ્તિના આશ્રયનું નામ વ્યાપ્ય છે તથા વ્યાપ્તિના કરનારાનું નામ વ્યાપક છે. આ વ્યાપ્તિના સ્વરૂપનું દ્વિતીય

પરિચ્છેદમાં આપણે નિરૂપણ કરી આવ્યા છીએ. જેમકે પર્વતપર ધૂમાડો જોવા છતાં પ્રતિવાદી પર્વતપર અગ્નિ માનતો નથી. આ રીતનું પ્રતિવાદીનું જે માનવું, તે તર્ક છે. વળી ધૂમ તથા વહ્નિનો કાર્ય કારણભાવ લોકપ્રસિદ્ધ છે. વળી કારણ વિના કાર્ય હોતું નથી, આ વાત પણ લોકપ્રસિદ્ધ છે. માટે પર્વતમાં જો વહ્નિ ન હોય તો વહ્નિના કાર્યરૂપ ધૂમ પણ હોવો જોઈએ નહિ. પર્વતમાં ધૂમનો અભાવ પ્રતિવાદીને અનિષ્ટ છે. આ પ્રતિવાદીના અનિષ્ટની સિદ્ધિ ઉક્ત તર્કથી થાય છે. આ ઉક્ત તર્કમાં વહ્નિના અભાવરૂપ વ્યાપ્યના આરોપણવડે ધૂમાભાવરૂપ વ્યાપકનું આપાદન કર્યું છે. માટે આ ઉક્ત લક્ષણ આ પ્રસિદ્ધ તર્કમાં સંભવે છે. આજ પ્રમાણે હવે પછી કહેવામાં આવતા તર્કમાં પણ ઉક્ત લક્ષણનો સમાસ જાણી લેવો.

## આત્મસંશયના નાશરૂપ તર્ક.

તર્કમાં પણ પ્રથમ તત્પદાર્થરૂપ પરમાત્માના અદ્વિતીયપણાના સાધકરૂપ તર્કનું નિરૂપણ તું સાંભળ. જો કદાપિ આકાશ આદિ પ્રપંચ સત્ય હોય તો બ્રહ્મને અદ્વિતીયરૂપે કહેનારી एकमेवाद्वितीयं ब्रह्म આ શ્રુતિનો વિરોધ થશે. અર્થાત્ સદ્વિતીય બ્રહ્મને અદ્વિતીય બ્રહ્મરૂપે કહેનારી શ્રુતિ મિથ્યા વાદીરૂપ હોવાથી અપ્રમાણરૂપ થશે. પણ શ્રુતિની અપ્રમાણતા આસ્તિક વાદીને ઈષ્ટ નથી. માટે પ્રપંચને મિથ્યા માનવો જોઈએ. પ્રપંચ મિથ્યા થવે અદ્વૈત શ્રુતિમાં વિરોધ આવશે નહિ.

શિષ્યઃ—બ્રહ્મને જો અદ્વિતીયરૂપે માનીએ તો ભેદનું પ્રતિપાદન કરનારી શ્રુતિમાં વિરોધ આવશે. આ શ્રુતિના વિરોધથી અદ્વૈત શ્રુતિ અદ્વૈતના પ્રતિપાદકરૂપે નથી, પણ કોઈ અન્ય અર્થના પ્રતિપાદકરૂપે છે. માટે પ્રપંચની સત્યતા માનવામાં અદ્વૈત શ્રુતિમાં વિરોધ આવતો નથી.

ગુરુઃ—અધિકારી પુરુષને જે અર્થ ઇષ્ટ ફળના હેતુરૂપ હોય છે તથા પ્રત્યક્ષાદિ પ્રમાણવડે અજ્ઞાત હોય છે, તે અર્થમાં જ શ્રુતિનું તાત્પર્ય છે. અહીં અદ્વૈત પ્રત્યક્ષાદિ પ્રમાણવડે અજ્ઞાત છે. વળી અદ્વૈત બ્રહ્મજ્ઞાનથી અધિકારી મનુષ્યને ब्रह्मविद् ब्रह्मैव भवति, तरति शोकमात्मवित् ઇત્યાદિ શ્રુતિમાં મોક્ષરૂપ નિરતિશય પુરુષાર્થની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે. માટે શ્રુતિનું તાત્પર્ય અદ્વૈતમાં જ સંભવે છે. અન્ય કોઇ અર્થમાં તાત્પર્ય સંભવતું નથી. વળી દ્વૈતરૂપ ભેદ તો પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જ્ઞાત છે તથા ભેદના જ્ઞાનથી કોઈ ઇષ્ટ ફળની પ્રાપ્તિ થતી નથી. પણ उदरमंतरं कुरुतेऽथ तस्य भयं भवति. मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ઈત્યાદિ શ્રુતિમાં ભેદદર્શન પુરુષને અનર્થની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે. વળી अथ योऽन्यां देवतामुपास्तेऽन्यो सा वन्योहमस्मीति न स वेद यथा पशुः આ શ્રુતિમાં ભેદદર્શી પુરુષને પશુની તુલ્યતા કહીને ભેદની નિંદા કરી છે. માટે ભેદમાં શ્રુતિનું તાત્પર્ય સંભવતું નથી. જો કદાપિ શ્રુતિ ભેદનું જ નિરૂપણ કરશે તો પ્રત્યક્ષભેદની અનુવાદકતાવડે શ્રુતિમાં અપ્રમાણતા પ્રાપ્ત થશે. આથી સિદ્ધ થાય છે કે, ફળયુક્ત અજ્ઞાત અર્થનો બોધ કરનારી અદ્વૈત શ્રુતિ પ્રબળ છે; તથા ફળશૂન્ય જ્ઞાનરૂપ અર્થનો બોધ કરનારી ભેદ શ્રુતિ દુર્બળ છે. લોક રિવાજ પ્રમાણે પણ પ્રબળવડે દુર્બળનો બાધ થાય છે. પણ દુર્બળવડે પ્રબળનો બાધ થતો નથી. માટે ભેદશ્રુતિના વિરોધથી અદ્વૈત શ્રુતિમાં અન્યપરતા સંભવતી નથી. પણ અદ્વૈત શ્રુતિના વિરોધવડે ભેદ શ્રુતિમાં અન્યપરતા સંભવે છે. માટે અદ્વૈત શ્રુતિના વિરોધથી પ્રપંચમાં સત્યપણું સંભવતું નથી. આ રીતે બ્રહ્મના અદ્વિતીયપણાને સાધનાર તર્કવડે બ્રહ્મ અદ્વિતીયરૂપે છે કે નહિ, આ રીતના સંશયની નિવૃત્તિ થાય છે.

## પરમાત્મા આનંદરૂપે.

પરમાત્મા જો કદાપિ આનંદરૂપે ન હોય તો પરમાત્માની પ્રાપ્તિને પુરુષાર્થરૂપતા થશે નહિ. માટે આનંદની પ્રાપ્તિ જ પુરુષાર્થરૂપે હોય છે. જો પરમાત્માની પ્રાપ્તિને અપુરુષાર્થરૂપે માનશો તો પરમાત્માની પ્રાપ્તિને પુરુષાર્થરૂપે કહેનાર आत्मलाभान्नपरं विद्यते, पुरुषान्नपरं किंचित् सा काष्ठा सा परा गतिः ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વચનનો વિરોધ આવશે. પણ શ્રુતિનો વિરોધ સર્વને અનિષ્ટ છે. માટે પરમાત્માને આનંદરૂપે માનવો જોઇએ. આ રીતના તર્કથી પરમાત્મા આનંદરૂપે છે અથવા નથી, આ રીતના સંશયની નિવૃત્તિ થાય છે.

## પરમાત્મા ચૈતન્યરૂપે.

પરમાત્મા જો કદાપિ ચૈતન્યરૂપે ન હોય તો ઘટ આદિની માફક સૂર્ય તથા ચંદ્ર આદિ જગતના પ્રકાશકરૂપે થશે નહિ. વળી પરમાત્માને જો જગતના પ્રકાશકરૂપે નહિ માનશો તો પરમાત્માને સૂર્ય ચંદ્ર આદિ સર્વ જગતના પ્રકાશકરૂપે કહેનારી तस्य भासा सर्वमिदं विभाति. तच्छुभ्रं ज्योतिषां ज्योतिः, ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિમાં વિરોધ આવશે. શ્રુતિ તથા સ્મૃતિના વચનનો વિરોધ સર્વને અનિષ્ટ છે, માટે પરમાત્માને ચૈતન્યરૂપે માનવા જોઇએ. આ રીતના તર્કવડે પરમાત્મા ચૈતન્યરૂપે છે અથવા નથી, આ રીતના સંશયની નિવૃત્તિ થાય છે.

## પરમાત્માનો નિર્ગુણ ભાવ.

આ પરમાત્મા જો કદાપિ સગુણરૂપે હોય તો પરમાત્માના નિર્વિશેષ સ્વરૂપને કહેનારી अस्थूलमनण्वह्रस्वमदीर्घम ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના સર્વ વચનનો વિરોધ પ્રાપ્ત થશે. આ શ્રુતિ તથા સ્મૃતિનો વિરોધ સર્વને અનિષ્ટ છે.

માટે પરમાત્માને નિર્ગુણ માનવા જોઇએ. આ રીતના તર્કથી પરમાત્મા સગુણ છે કે નિર્ગુણ છે, આ રીતના સંશયની નિવૃત્તિ થાય છે.

## ત્વંપદાર્થ આત્મા આનંદરૂપે.

આ આત્મા જો કદાપિ આનંદરૂપે ન હોય તો કોઇપણ જીવ પોતાના સ્વાર્થ માટે પ્રવૃત્ત થશે નહિ. પણ સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ પોતાના સ્વાર્થ માટે જોવામાં આવે છે. આ લોકપ્રસિદ્ધિમાં વિરોધ પ્રાપ્ત થશે. વળી યાજ્ઞવલ્ક્ય મુનિએ મૈત્રેયીને કહ્યું છે કે, न वा अरे पत्युः कामाय पतिः प्रियः भवति आत्मनस्तु कामाय पतिः प्रियो भवति આ શ્રુતિથી પતિ જાયા આદિ સર્વ પદાર્થ પોતાના આત્મા માટે પ્રિય કહ્યા છે. આ શ્રુતિના વચનને પણ વિરોધ પ્રાપ્ત થશે. માટે આત્માને આનંદરૂપે માનવો જોઇએ. આ રીતના તર્કથી આત્મા આનંદરૂપે છે અથવા નથી, આ રીતના સંશયની નિવૃત્તિ થાય છે.

## આત્મા ચૈતન્યરૂપે.

આ આત્મા જો કદાપિ ચૈતન્યરૂપે ન હોય તો ઘટાદિની માફક જડતાવડે સાવયવ હોવાથી અનાત્મારૂપે થશે. આથી પ્રકાશક ચૈતન્યના અભાવથી જગતમાં અંધતા પ્રાપ્ત થશે. વળી આત્માને ચૈતન્યરૂપે કહેનારી योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यंतज्ज्योतिः पुरुषः । अत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति, क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વચનનો વિરોધ પ્રાપ્ત થશે. આ શ્રુતિ તથા સ્મૃતિનો વિરોધ સર્વને અનિષ્ટ છે. માટે આત્માને ચૈતન્યરૂપે માનવો જોઇએ. આ રીતના તર્કથી આત્મા ચૈતન્યરૂપ છે અથવા નથી, આ રીતના સંશયની નિવૃત્તિ થાય છે.

## આત્માનું અકર્તાપણું.

આ આત્મા જો કદાપિ કર્તા હોય તો વિકારીપણાથી પરિણામી થવાને લીધે અનિત્ય થશે. જો આત્માને અનિત્ય માનશો તો આત્માને નિત્ય કહેનારી अविनाशी वा अरेऽयमात्मा। नित्यः सर्वगतः स्थाणुः ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વચનનો વિરોધ પ્રાપ્ત થશે. આ શ્રુતિ તથા સ્મૃતિના વચનનો વિરોધ સર્વને અનિષ્ટ છે. માટે આત્માને અકર્તારૂપે માનવો જોઇએ. આ રીતના તર્કથી આત્મા કર્તારૂપે છે અથવા અકર્તારૂપે છે, આ રીતના સંશયની નિવૃત્તિ થાય છે.

## તત્ત્વંપદાર્થનો અભેદ.

તત્પદાર્થરૂપ પરમાત્માનો જો કદાપિ ત્વંપદાર્થરૂપ જીવાત્માથી ભિન્ન હોય તો ઘટ આદિની માફક અનાત્મ ભાવવડે અનિત્ય થશે. પરમાત્માને જો અનિત્ય માનીએ તો પરમાત્માને નિત્યરૂપે કહેનારી શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ તથા પુરાણ આદિ સર્વ વચનને વિરોધ પ્રાપ્ત થશે. વળી જીવ તથા બ્રહ્મનો ભેદ માનીએ તો જીવ તથા બ્રહ્મના અભેદનું નિરૂપણ કરનારી શ્રુતિ તથા સ્મૃતિના સર્વ વચનનો વિરોધ પ્રાપ્ત થશે. આ શ્રુતિ તથા સ્મૃતિ આદિનો વિરોધ સર્વને અનિષ્ટ છે. માટે પરમાત્મા આ જીવાત્માથી અભિન્ન માનવો જોઇએ. આ રીતના તર્કથી પરમાત્મા જીવાત્માથી ભિન્ન છે કે નથી, આ રીતના સંશયની નિવૃત્તિ થાય છે.

## કેવળ જ્ઞાનમાં મોક્ષની સાધનતા.

જો કદાપિ કર્મમિશ્રિત જ્ઞાન મોક્ષના સાધનરૂપે હોય તો સ્વર્ગ આદિની માફક કર્મજન્ય થવાથી મોક્ષને અનિત્યપણું પ્રાપ્ત થશે. વળી મોક્ષને જો અનિત્ય માનીએ તો મુક્ત પુરુષને ફરી સંસારની પ્રાપ્તિ થશે. આથી મુક્ત

પુરુષને ફરી સંસારની પ્રાપ્તિનો નિષેધ કરનારી न स पुनरावर्तते, यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વચનને વિરોધ પ્રાપ્ત થશે. વળી કેવળ જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિને નિરૂપણ કરનારી ज्ञानादेव तु कैवल्यम् । नान्यः पंथा विद्यतेऽयनाय । ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વચનનો વિરોધ આવશે. આ શ્રુતિ તથા સ્મૃતિના વચનનો વિરોધ સર્વ આસ્તિકને અનિષ્ટ છે. માટે કર્મમિશ્રિત જ્ઞાન મોક્ષના સાધનરૂપે નથી. પણ હું બ્રહ્મરૂપે છું, આ રીતનું અભેદ જ્ઞાન જ મોક્ષના સાધનરૂપે માનવું જોઇએ. આ રીતના તર્કથી કર્મમિશ્રિત જ્ઞાન મોક્ષના સાધનરૂપે છે, અથવા કેવળ જ્ઞાન મોક્ષના સાધનરૂપે છે, આ રીતના સંશયની નિવૃત્તિ થાય છે. આ પ્રમાણે શ્રુતિથી કહેવાયલા તર્કરૂપ મનનવડે પૂર્વોક્ત આત્મગત સંશય નિવૃત્ત થાય છે. આ તર્કરૂપ મનનનું લક્ષણ દ્વિતીય પરિચ્છેદમાં નિરૂપણ કરી આવ્યા છૈએ, તે અહી જાણી લેવું. આ મનન શારીરક મીમાંસાના દ્વિતીય અધ્યાયના પઠનવડે સિદ્ધ થાય છે. વળી પૂર્વે અયથાર્થ અનુભવ સંશય તથા નિશ્ચય એવા ભેદવડે બે પ્રકારનો કહ્યો હતો. તેમાં પ્રથમ સંશયનું નિરૂપણ અહી સૂધી કર્યું.

## નિશ્ચયનું નિરૂપણ.

કહ્યું છે કે 'संशयविरोधज्ञानं निश्चयः અર્થ:—પૂર્વોક્ત સંશયના વિરોધીરૂપે જે જ્ઞાન છે, તે નિશ્ચય કહેવાય છે.' મનુષ્યને જે પદાર્થમાં નિશ્ચય થાય છે, તે પદાર્થમાં સંશય હોતો નથી. માટે નિશ્ચયમાં સંશયનું વિરોધીપણું સ્પષ્ટ છે. આ નિશ્ચય પણ યથાર્થ તથા અયથાર્થ, એવા ભેદવડે બે પ્રકારનો છે. 'अविसंवादिज्ञानं यथार्थनिश्चयः અર્થ—ફળમાં પર્યવસાનવાળું જે જ્ઞાન, તેનું નામ યથાર્થ નિશ્ચય છે.' અર્થાત્ જે વસ્તુના નિશ્ચય પછી પ્રવૃત્ત થયેલા પુરુષને તે વસ્તુની પ્રાપ્તિ

થાય છે, તે નિશ્ચય યથાર્થ નિશ્ચય કહેવાય છે. આ યથાર્થ નિશ્ચયનું નિરૂપણ દ્વિતીય પરિચ્છેદમાં પ્રમારૂપે કરી આવ્યા છીએ. તેમજ તૃતીય પરિચ્છેદમાં પૂર્વે આપણે યથાર્થ સ્મૃતિરૂપે તેનું નિરૂપણ કરી આવ્યા છીએ અર્થાત્ યથાર્થ અનુભવનું તથા યથાર્થ સ્મૃતિનું નામ યથાર્થ નિશ્ચય છે. વળી 'विसंवादि ज्ञानं अयथार्थनिश्चयः અર્થ:–ફળથી રહિત જે જ્ઞાન, તેનું નામ અયથાર્થ નિશ્ચય છે.' અર્થાત્ જે વસ્તુના નિશ્ચય પછી પ્રવૃત્ત થયલા પુરુષને તે વસ્તુની પ્રાપ્તિ ન થાય, આ રીતનો નિશ્ચય અયથાર્થ નિશ્ચય કહેવાય છે. અયથાર્થ નિશ્ચય પણ તર્ક તથા વિપર્યય એવા ભેદવડે બે પ્રકારનો છે. તેમાં તર્કનું લક્ષણ તથા ઉદાહરણ આ પરિચ્છેદમાં પૂર્વે નિરૂપણ કરી આવ્યા છૈએ. માટે અહી તેનું નિરૂપણ કરતા નથી. વહ્નિવાળા તથા ધૂમવાળા પર્વતમાં વહ્નિના અભાવનો તથા ધૂમના અભાવનો વિષય કરનાર જે તર્ક, જેમકે આ પર્વતપર વહ્નિ નથી તેમ ધૂમ પણ નથી, તે અયથાર્થ નિશ્ચયરૂપે કહેવાય છે.

## વિપર્યયનું નિરૂપણ.

કહ્યુ છે કે, 'मिथ्या ज्ञानं विपर्ययः અર્થ:–જે જ્ઞાન મિથ્યા હોય, તે જ્ઞાન વિપર્યય કહેવાય છે.' જેમકે છીપમાં આ રૂપું છે, એવું જ્ઞાન તથા રજ્જુમાં આ સર્પ છે, એવું જ્ઞાન મિથ્યા જ્ઞાન હોવાથી વિપર્યય કહેવાય છે.

## મિથ્યાજ્ઞાનનું લક્ષણ.

શિષ્ય:–આ જ્ઞાનમાં મિથ્યાપણું શું છે? શું બાધ્યત્વનું નામ મિથ્યાપણું છે કે નિર્વિષયત્વનું નામ મિથ્યાપણું છે? કોઇ પણ જ્ઞાનનો પોતાના સ્વરૂપે કરી બાધ થતો નથી. માટે બાધ્યત્વનું નામ મિથ્યાપણું છે, એ પ્રથમ પક્ષ સંભવતો નથી. વળી કોઇ પણ જ્ઞાન નિર્વિષય હોતું નથી. માટે બીજો પક્ષ પણ સંભવતો નથી.

ગુરુઃ–મિથ્યાજ્ઞાનનું લક્ષણ હું કહું તે સાંભળ. કહ્યું છે કે, 'अतस्मिंस्तद्बुद्धिः मिथ्याज्ञानम् અર્થઃ–અર્થથી રહિત વસ્તુમાં અર્થની જે બુદ્ધિ, તેનું નામ મિથ્યાજ્ઞાન છે.' તેમાં જો કે જ્ઞાનના સ્વરૂપથી બાધ હોતો નથી, છતાં વિષયના બાધથી જ્ઞાનનો બાધ કહેવાય છે. આ બાધ્યપણું, એ જ જ્ઞાનમાં મિથ્યાપણું છે. આ વિપર્યયરૂપ ભ્રમ પણ નિરૂપાધિક ભ્રમ તથા સોપાધિક ભ્રમ, એવા ભેદવડે બે પ્રકારનો છે. જે ભ્રમ અધિષ્ઠાનના જ્ઞાનથી નિવૃત્ત થઈ જાય છે, તે ભ્રમ નિરૂપાધિક ભ્રમ કહેવાય છે. વળી જે ભ્રમ અધિષ્ઠાનના જ્ઞાન થવા છતાં નિવૃત્ત થતો નથી, તે ભ્રમ સોપાધિક ભ્રમ કહેવાય છે. વળી નિરૂપાધિક ભ્રમ બાહ્ય તથા આંતર એવા ભેદવડે બે પ્રકારનો હોય છે. તેમાં છીપ તથા રજ્જુ આદિમાં, આ રૂપું છે, આ સર્પ છે, ઇત્યાદિ જે ભ્રમજ્ઞાન થાય છે, તે ભ્રમજ્ઞાન બાહ્ય નિરૂપાધિક ભ્રમ કહેવાય છે. વળી હું અજ્ઞાની છું, બ્રહ્મને જાણુતો નથી, આ રીતનો જે ભ્રમ, તે આંતર નિરૂપાધિક ભ્રમ કહેવાય છે. છીપ તથા રજ્જુ આદિના અધિષ્ઠાનના જ્ઞાનથી આ રૂપું છે, આ સર્પ છે, ઈત્યાદિ ભ્રમની નિવૃત્તિ થઈ જાય છે. વળી આત્મારૂપ અધિષ્ઠાનના જ્ઞાનથી હું અજ્ઞ છું, આ રીતના ભ્રમની નિવૃત્તિ થઈ જાય છે. માટે ઉક્ત ભ્રમમાં નિરૂપાધિક ભ્રમરૂપતા સંભવે છે. આ જ રીતે સોપાધિક ભ્રમ પણ બાહ્ય તથા આંતર એવા ભેદવડે બે પ્રકારનો છે. રક્તગુણથી રહિત શુકલ સ્ફટિકમાં રક્ત વર્ણવાળા જપા કુસુમ આદિ દ્રવ્યની સમીપતા થવે 'આ રક્ત સ્ફટિક છે' આ રીતનો જે ભ્રમ થાય છે, તે ભ્રમ બાહ્ય સોપાધિક ભ્રમ કહેવાય છે. તેમાં આ સ્ફટિક શુકલ છે, પણ રક્ત નથી, આ રીતનું સ્ફટિકરૂપ અધિષ્ઠાનનું જ્ઞાન થવે જ્યાં સૂધી જપા કુસુમ આદિ ઉપાધિની નિવૃત્તિ નથી થતી, ત્યાં સૂધી આ સ્ફટિક રક્ત છે, આ રીતના ભ્રમમાં સોપાધિક

ભ્રમરૂપતા સંભવે છે. આ રીતે તત્ત્વવેત્તા પુરુષને આકાશ આદિ પ્રપંચનો જે અનુભવ થાય છે, તે પણ બાહ્ય સોપાધિક ભ્રમ કહેવાય છે.

શિષ્યઃ–રક્ત સ્ફટિક છે, આ ભ્રમમાં જપા કુસુમ આદિ ઉપાધિ વિદ્યમાન છે, માટે ભ્રમમાં સોપાધિકપણું સંભવે છે. પણ પ્રપંચમાં કોઇ ઉપાધિ જોવામાં આવતી નથી, માટે પ્રપંચ ભ્રમમાં સોપાધિકપણું સંભવતું નથી.

ગુરુઃ–પ્રપંચ ભ્રમમાં પણ પ્રારબ્ધ કર્મસહિત વિક્ષેપ શક્તિવાળું અજ્ઞાન જ ઉપાધિરૂપે છે. કારણ કે હું બ્રહ્મરૂપે છું, આ રીતના અધિષ્ઠાન બ્રહ્મના જ્ઞાનવડે આવરણ શક્તિવાળું અજ્ઞાન નિવૃત્ત થવે, વિક્ષેપ શક્તિવાળા અજ્ઞાનને લીધે પ્રારબ્ધ કર્મના નાશપર્યંત તત્ત્વવેત્તા પુરુષને પણ આકાશાદિ પ્રપંચનો અનુભવ થાય છે. માટે આ સ્ફટિક રક્ત છે, એવા ભ્રમની માફક પ્રપંચ ભ્રમને પણ સોપાધિકપણું સંભવે છે. વળી હું કર્તા છું, હું ભોક્તા છું, આ રીતની આત્મામાં જે કર્તૃત્વ તથા ભોક્તૃત્વ બુદ્ધિ છે, તે બુદ્ધિ આંતર સોપાધિક ભ્રમરૂપે કહેવાય છે. આ ભ્રમમાં અંતઃકરણ જ ઉપાધિરૂપે જાણવું. કારણ કે આત્મા વાસ્તવિક રીતે અસંગ તથા નિર્વિકાર છે. આવા આત્મામાં સ્વરૂપે કરી કર્તૃત્વ તથા ભોક્તૃત્વ સંભવતું નથી. પણ અંતઃકરણમાં રહેલ કર્તૃત્વ તથા ભોક્તૃત્વ આદિ ધર્મ અવિવેકને લીધે આત્મામાં આરોપણ કરાય છે. માટે હું કર્તા, હું ભોક્તા ઇત્યાદિ બુદ્ધિમાં સોપાધિક ભ્રમરૂપતા સંભવે છે. આ રીતે સ્વપ્નમાં રથ આદિ પદાર્થનું જે જ્ઞાન થાય છે, તે જ્ઞાન પણ આંતર સોપાધિક ભ્રમરૂપ જ છે, પણ સ્મૃતિરૂપ નથી. કારણ કે સ્વપ્નનું જ્ઞાન જો કદાપિ સ્મૃતિરૂપ હોય તો હું રથયુક્ત છું, આ રીતનું જ્ઞાન થાત. પણ સ્વપ્નમાં હું રથવાળો છું, આ

રીતનું જ્ઞાન થતું નથી. વળી આ રથ છે, હું આ રથને જોઉં છું, આ રીતનું જ્ઞાન થાય છે. માટે સ્વપ્નનું જ્ઞાન સોપાધિક ભ્રમરૂપ અયથાર્થ અનુભવ છે, પણ સ્મૃતિરૂપ નથી. માટે સ્વપ્નને અયથાર્થ સ્મૃતિરૂપે માનનારા તાર્કિકોનો મત ખોટો છે.

શિષ્યઃ—જો સ્વપ્નના જ્ઞાનને તમે સ્મૃતિરૂપે નહિ માનશો, પણ અનુભવરૂપે માનશો તો અનુભવના વિષયરૂપ રથ આદિ પદાર્થની પણ ઉત્પત્તિ માનવી પડશે. વળી સ્વપ્નમાં રથ આદિની ઉત્પત્તિ સંભવતી નથી. કારણ કે જાગ્રતાવસ્થામાં જેટલા દેશમાં તથા જેટલો સમય રથ આદિની ઉત્પત્તિ હોય છે, તે દેશ તથા કાળ સ્વપ્નમાં નથી. વળી રથ આદિની ઉત્પત્તિમાં લાકડું, સુથાર આદિ જે સામગ્રી જોઈએ, તે સ્વપ્નમાં નથી. વળી કારણ સામગ્રી વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી. માટે સ્વપ્નમાં રથ આદિની ઉત્પત્તિ સંભવતી નથી. માટે સ્વપ્નમાં રથ આદિનું જ્ઞાન સ્મૃતિરૂપે માનવું જોઈએ. વળી સ્વપ્નનું જ્ઞાન નિદ્રા દોષ-જન્ય છે, જેથી હું રથવાળો છું, એવા જ્ઞાનને બદલે આ રથ છે, આ રીતનો ભ્રમ થાય છે.

ગુરુઃ—ખાણ આદિમાં રહેલ વ્યાવહારિક રૂપાની સામગ્રીથી પ્રાતિભાસિક રૂપાની ઉત્પત્તિની સામગ્રી જેમ વિલક્ષણ જ હોય છે, તેમ જાગ્રત અવસ્થાના રથ આદિની ઉત્પાદક સામગ્રીથી સ્વપ્નના રથ આદિની ઉત્પાદક સામગ્રી વિલક્ષણ જ હોય છે. આ વિલક્ષણ સામગ્રી નીચે પ્રમાણે છેઃ—જાગ્રત અવસ્થામાં સુખ દુઃખાદિરૂપ ભોગને જોવાવાળાં પુણ્ય તથા પાપરૂપ કર્મની નિવૃત્તિ થવે તથા સ્વપ્નનો ભોગ આવવા-વાળા કર્મનો ઉદ્ભવ થવે, તેમ જ ચક્ષુ આદિ ઇન્દ્રિયનો લય થવે જાગ્રતના રથ આદિ સર્વ વિષયની સંસ્કારરૂપે જે વાસના છે તથા ઇન્દ્રિય આદિની સંસ્કારરૂપે જે વાસના

છે, તે સર્વ વાસનાઓના આશ્રયરૂપ તથા નિદ્રાના દોષવાળું જે અંતઃકરણ છે, તે અંતઃકરણ સ્વપ્ન અવસ્થામાં રથાદિ વિષયાકાર પરિણામને પ્રાપ્ત થાય છે. તેમ જ રથાદિના ગ્રાહકરૂપ ચક્ષુ આદિ ઇન્દ્રિયાકાર પરિણામને પામે છે તથા રથાદિ વિષયાકાર વૃત્તિરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે. આ રીતે જાગ્રતના રથાદિ સામગ્રીથી સ્વપ્નના પ્રાતિભાસિક રથ આદિની સામગ્રી વિલક્ષણ જ હોય છે.

શિષ્યઃ—જેમ જાગ્રત અવસ્થામાં પ્રમાતા, પ્રમાણ તથા પ્રમેયરૂપ વ્યવહાર હોય છે. માટે સ્વપ્નના પદાર્થને પ્રાતિભાસિકરૂપે કહેવા સંભવતા નથી.

ગુરુઃ—જાગ્રતના પદાર્થ ભૂતના કાર્યરૂપે હોવાથી ચિરકાળ પર્યંત રહેનારા છે, પણ સ્વપ્નના રથ આદિ પદાર્થ વાસનાવિશિષ્ટ અંતઃકરણના પરિણામરૂપે હોવાથી વાસનામય છે. આ કારણથી જ સ્વપ્નના પદાર્થ અલ્પ કાળ પર્યંત સ્થાયી છે. આ રીતે સ્વપ્નના પદાર્થમાં જાગ્રતના પદાર્થથી વિલક્ષણપણું હોવાથી પ્રાતિભાસિકપણું સંભવે છે. વળી જેમ છીપમાં રૂપાનું જ્ઞાન દોષજન્ય છે, તેમ સ્વપ્નના પદાર્થનું જ્ઞાન પણ નિન્દ્રારૂપ દોષજન્ય છે. માટે જ્ઞાનમાં ભ્રમરૂપતા સંભવે છે.

શિષ્યઃ—જાગ્રત અવસ્થામાં સૂર્યાદિ જ્યોતિના પ્રકાશવડે સહકારી ચક્ષુ આદિ ઇન્દ્રિય વિદ્યમાન છે. માટે ઇન્દ્રિયોવડે રૂપાદિ પદાર્થનું જ્ઞાન સંભવે છે. વળી સ્વપ્ન અવસ્થામાં ચક્ષુ આદિ ઇન્દ્રિયનો અભાવ હોય છે, માટે સ્વપ્નમાં રૂપાદિ પદાર્થનો અનુભવ કેવી રીતે સંભવે?

ગુરુઃ—સ્વપ્નમાં વાસનાવિશિષ્ટ જે અંતઃકરણ વિષય ઇન્દ્રિયાદિરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે, તે અંતઃકરણ ઉપહિત સાક્ષી ચૈતન્ય સ્વપ્નના રથ આદિ પદાર્થનો પ્રકાશ કરે છે.

શિષ્યઃ–સ્વપ્નમાં સાક્ષી પોતે કોઇ બીજા સાક્ષીવડે પ્રકાશિત થઇ રથ આદિનો પ્રકાશ કરે છે અથવા શું અપ્રકાશિત થઇ પ્રકાશ કરે છે? તેમાં જો પ્રથમ પક્ષ અંગીકાર કરશું તો અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. કારણ કે પ્રથમ સાક્ષીની માફક બીજો સાક્ષી પણ કોઇ ત્રીજા સાક્ષીવડે થઈ પ્રકાશિત થઈ પ્રકાશ કરશે. તેમ ત્રીજો સાક્ષી પણ કોઇ ચોથા સાક્ષીવડે પ્રકાશિત થઇ પ્રકાશ કરશે. આ રીતે પૂર્વ પૂર્વ સાક્ષીના પ્રકાશ માટે ઉત્તરોત્તર સાક્ષીનો અંગીકાર કરવાથી અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. વળી જો બીજો પક્ષ અંગીકાર કરશું તો નહિ જણાયલો હોવાથી અર્થાત્ જડરૂપે થયેલ સાક્ષી, સ્વપ્નના પદાર્થને કેવી રીતે પ્રકાશશે?

ગુરુઃ–સાક્ષી ચૈતન્ય સ્વયં પ્રકાશ છે, અર્થાત્ પોતેજ પોતાવડે પ્રકાશમાન છે. માટે સાક્ષીમાં પૂર્વોક્ત અનવસ્થા તથા જડતા પ્રાપ્ત થતી નથી. આવો પ્રકાશરૂપ સાક્ષીજ સ્વપ્નના પદાર્થનો પ્રકાશ કરે છે. માટે સ્વપ્ન અવસ્થામાં સાક્ષી ચૈતન્યનું સ્વપ્રકાશપણું જાણવું સુગમ હોય છે.

શિષ્યઃ–'येन सूर्यस्तपति तेजसेद्धः। तमेवभांतमनुभाति सर्वम्। तस्या भासा सर्वमिदं विभाति। न तत्र सूर्योभाति न चन्द्रतारकम्' અર્થઃ– જે પરબ્રહ્મથી તેજવડે પ્રકાશ પામેલ સૂર્ય પ્રકાશે છે. આ પરબ્રહ્મના પ્રકાશવાથી સર્વ પ્રકાશે છે. તેમના તેજવડે આ સર્વ પ્રકાશને પામે છે. આ બ્રહ્મમાં સૂર્યનો પ્રકાશ હોતો નથી, તેમજ ચંદ્ર કે તારાનો પ્રકાશ હોતો નથી." ઈત્યાદિ શ્રુતિઓએ સાક્ષી ચૈતન્યને સૂર્ય ચંદ્ર આદિ સર્વ જગતના પ્રકાશરૂપે કહ્યો છે. વળી સૂર્ય ચંદ્ર આદિ જ્યોતિનું અપ્રકાશપણું કહ્યું છે. એજ સાક્ષી ચૈતન્યમાં સ્વપ્રકાશપણું છે. માટે સાક્ષી ચૈતન્યનું સ્વપ્રકાશપણું જાગ્રત અવસ્થામાં નિર્ણિત જ છે. પણ જાગ્રત

અવસ્થાને છોડી દઇ સ્વપ્ન અવસ્થામાં સાક્ષી ચૈતન્યનું સ્વપ્રકાશપણું કહેવું અનુચિત છે.

ગુરુઃ–જો કે વિવેકી પુરુષને જાગ્રત અવસ્થામાં પણ સાક્ષીનું સ્વપ્રકાશપણું સુવિજ્ઞેય છે, છતાં અવિવેકી પુરુષોને જાગ્રત અવસ્થામાં સાક્ષીનું સ્વપ્રકાશપણું દુર્વિજ્ઞેય જ છે. કારણ કે જાગ્રત અવસ્થામાં મનુષ્યના ગમન આગમન આદિ વ્યવહાર સૂર્યરૂપી જ્યોતિવડે થાય છે. વળી સૂર્યરૂપ જ્યોતિનો અભાવ થવે ચંદ્રરૂપ જ્યોતિવડે વ્યવહાર થાય છે. વળી ચંદ્રરૂપ જ્યોતિનો અભાવ થવે અગ્નિરૂપ જ્યોતિવડે વ્યવહાર થાય છે. વળી અગ્નિરૂપ જ્યોતિનો અભાવ થવે ગાઢ અંધકારમાં શબ્દરૂપ જ્યોતિવડે વ્યવહાર થાય છે. આ રીતે જાગ્રત અવસ્થામાં વ્યવહારના સાધકરૂપ સૂર્યાદિરૂપ અનેક જ્યોતિ મળવાથી સાક્ષી ચૈતન્યરૂપ જ્યોતિ છે. માટે જાગ્રત અવસ્થામાં અવિવેકી પુરુષને સાક્ષી ચૈતન્યના સ્વપ્રકાશપણાનો નિર્ણય થઇ શકતો નથી. વળી સ્વપ્ન અવસ્થામાં જાગ્રત અવસ્થાની માફક સર્વ વ્યવહાર થાય છે. વળી જે જે વ્યવહાર થાય છે, તે તે કોઈ જ્યોતિવડે સાધ્ય હોય છે. માટે સ્વપ્નના વ્યવહારના સાધકરૂપે કોઈ જ્યોતિ અવશ્ય માનવું જોઇએ. જો કે સ્વાનમાં અંતઃકરણ તથા અજ્ઞાન વિદ્યમાન છે, છતાં અંતઃકરણ વિષયાદિ આકાર પરિણામને પામે છે, માટે અંતઃકરણનું જ્યોતિપણું સંભવતું નથી. વળી અજ્ઞાન તમની માફક પ્રકાશકના વિરોધીરૂપે છે, માટે અજ્ઞાનનું જ્યોતિપણું સંભવતું નથી. છેવટમાં સાક્ષી ચૈતન્યરૂપ જ્યોતિ જ સ્વપ્ન વ્યવહારના સાધકરૂપે સિદ્ધ થાય છે. આ રીતે અવિવેકી પુરુષને સ્વપ્ન અવસ્થામાં સાક્ષી ચૈતન્યના સ્વપ્રકાશપણાનો નિર્ણય થઇ શકે છે. માટે સ્વપ્ન અવસ્થામાં સાક્ષી ચૈતન્યનું સ્વપ્રકાશપણું સુવિજ્ઞેય છે, એમ કહેવું સંભવે છે. આ અભિપ્રાયને લઇ 'अत्रायं पुरुषः स्वयज्योतिर्भवति સ્વપ્નમાં આ પુરુષ સ્વયંજ્યોતિરૂપે થાય છે." આ

બૃહદારણ્યકની શ્રુતિમાં સ્વપ્ન અવસ્થા જ સાક્ષી આત્મા સ્વયંજ્યોતિરૂપે કહ્યો છે. અહીં સ્વયંજ્યોતિ, સ્વપ્રકાશ, સ્વયંપ્રકાશમાન, આ ત્રણે શબ્દનો એક જ અર્થ જાણવો. આ સાક્ષીનું લક્ષણ દ્વિતીય પરિચ્છેદમાં કહી આવ્યા છીએ.

## સાક્ષી ચૈતન્યનું સ્વપ્રકાશપણું.

કહ્યું કે "चैतन्याविषयत्वं स्वप्रकाशत्वम् અર્થ:—ઇન્દ્રિયજન્ય વૃત્તિમાં પ્રતિબિંબિત જે ચૈતન્ય છે, તેનું નામ ફળ ચૈતન્ય છે. આ ફળ ચૈતન્યનું જે અવિષયપણું, તે જ સાક્ષી ચૈતન્યમાં સ્વપ્રકાશપણું છે.' અથવા તો 'अवेद्यत्वे सति अपरोक्षव्यवहारयोग्यत्वं स्वप्रकाशत्वम् અર્થ:—ફળ ચૈતન્યના અવિષયરૂપ થઈ અપરોક્ષ વ્યવહારનું જે યોગ્યપણું, તે સાક્ષી ચૈતન્યમાં સ્વપ્રકાશપણું છે.' અહીં અપરોક્ષ વ્યવહારવડે પ્રમાણજન્ય વૃત્તિનું ગ્રહણ કરવું. તેમાં અપરોક્ષ વ્યવહારના યોગ્ય ઘટ આદિમાં આ લક્ષણની અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે अवेद्यत्वे सति આ પદનું નિરૂપણ કર્યું છે. વળી ઘટ આદિમાં ફળ ચૈતન્યનું અવિષયરૂપ અવેદ્યપણું નથી. અવેદ્ય ધર્માધર્મમાં આ લક્ષણની અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે अपरोक्षव्यवहारयोग्यत्वम् એવા પદનું નિરૂપણ કર્યું છે. આ અપરોક્ષ વ્યવહાર યોગ્યત્વ ધર્માધર્મમાં નથી, માટે અહીં અતિવ્યાપ્તિ થતી નથી.

શિષ્ય:—જો કે સ્વપ્રકાશ સાક્ષીવડે સ્વપ્નના પદાર્થનો પ્રકાશ થાઓ, પણ રથ આદિ પદાર્થ સ્વપ્નમાં નવીન જ ઉત્પન્ન થાય છે. આમાં શું પ્રમાણ છે?

ગુરુ:—સાક્ષાત્ વેદની શ્રુતિ જ આ અર્થમાં પ્રમાણરૂપે છે. કહ્યું છે કે, 'न तत्र रथा न रथयोगा न पंथानो भवंति अथ रथान्रथयोगान् पथः सृजति અર્થ:—જાગ્રત અવસ્થામાં જે વ્યાવહારિક રથ છે, તથા તે રથમાં જોડાવાવાળા જે અશ્વો છે તથા તે

અશ્વને ચાલવા યોગ્ય જે માર્ગ છે, તે સર્વનો સ્વપ્નમાં અભાવ છે. તો પણ સ્વપ્નમાં રથને, અશ્વને તથા માર્ગને ઉત્પન્ન કરે છે.” આ શ્રુતિ સ્વપ્નમાં જાગ્રતના રથ આદિના અભાવનું તથા પ્રાતિભાસિક રથ આદિની ઉત્પતિનું નિરૂપણ કરે છે. માટે રથ આદિનો વિષય કરનારું સ્વપ્નનું જ્ઞાન અનુભવરૂપે છે, પણ સ્મૃતિરૂપે નથી.

શિષ્યઃ- આ રીતે સ્વપ્નના જ્ઞાનને જો આપ અનુભવરૂપે માનશો તો સ્વપ્નના રથ આદિ પદાર્થની જાગ્રતમાં પણ અનુવૃત્તિ થવી જોઇએ. કારણકે જે પદાર્થ જે અધિષ્ઠાનમાં કલ્પિત હોય છે, તે અધિષ્ઠાનના જ્ઞાનથી જ પદાર્થનો નાશ હોય છે. વળી સ્વપ્નના પદાર્થ બ્રહ્મ ચૈતન્યમાં કલ્પિત છે. માટે બ્રહ્મ ચૈતન્યના સાક્ષાત્કારવડે સ્વપ્ન પદાર્થનો નાશ થશે. વળી અધિષ્ઠાન બ્રહ્મનો સાક્ષાત્કાર મનુષ્યને નથી. તેમજ અધિષ્ઠાન સાક્ષાત્કારથી ભિન્ન બીજું કોઈ સ્વપ્નના પદાર્થનું નિવર્તક નથી. માટે જાગ્રત અવસ્થામાં સ્વપ્નના પદાર્થની અનુવૃત્તિ અવશ્ય થવી જોઇએ. જો કદાપિ આ અર્થમાં ઈષ્ટાપત્તિ કરશો તો સર્વ લોકના અનુભવનો વિરોધ થશે. અર્થાત્ સર્વ લોક સ્વપ્નના પદાર્થનો જાગ્રતમાં અભાવજ માને છે. માટે સ્વપ્નના જ્ઞાનમાં અનુભવરૂપતા સંભવતી નથી.

ગુરૂઃ- કાર્યનો નાશ બે પ્રકારનો હોય છે. એક બાધરૂપે હોય છે તથા એક લયરૂપે હોય છે. અધિષ્ઠાનના વાસ્તવ સ્વરૂપના સાક્ષાત્કારવડે જે કાર્યનો પોતાના ઉપાદાન કારણરૂપ અજ્ઞાન સહિત નાશ છે તેનું નામ બાધ છે. જેમકે છીપરૂપ અધિષ્ઠાનના સાક્ષાત્કારવડે રૂપારૂપી કાર્યનો પોતાના ઉપાદાન કારણરૂપ અજ્ઞાન સહિત નાશ થાય છે. આનું નામ બાધ છે. વળી ઉપાદાન કારણ અવિદ્યમાન થવા છતાં કાર્યનો જે તિરોભાવ માત્ર છે, તેનું નામ લય છે. સ્વપ્નના રથ આદિ પદાર્થ અંતઃ-

કરણ માયાદ્વારા શુદ્ધ ચૈતન્યમાં અધ્યસ્ત છે. વળી શુદ્ધ ચૈતન્યરૂપ અધિષ્ઠાનનો સાક્ષાત્કાર મનુષ્યને જાગ્રત કાળમાં નથી. માટે છીપ તથા રૂપાની માફક સ્વપ્ન પદાર્થનો બાધરૂપ નાશ હોતો નથી. પણ સ્વપ્ન પૂર્વોક્ત રીત પ્રમાણે સોપાધિક ભ્રમરૂપે છે. માટે જેમ જપાકુસુમાદિરૂપ ઉપાધિની નિવૃત્તિથી સ્ફટિકમાં લોહિતની નિવૃત્તિ થાય છે, તેમ ઉપાધિની નિવૃત્તિથી સ્વપ્ન પદાર્થની પણ નિવૃત્તિ સંભવે છે. માટે જાગ્રત અવસ્થામાં સ્વપ્નના પદાર્થની અનુવૃત્તિ સંભવતી નથી. તેમાં જાગ્રતના સંસ્કાર, સ્વપ્નમાં ભોગ આપવાવાળાં કર્મ તથા નિદ્રાદોષ, આ ત્રણ વિશિષ્ટ અંતઃકરણ જ સ્વપ્નમાં ઉપાધિરૂપે છે. અંતઃકરણરૂપ ઉપાધિની નિવૃત્તિથી જાગ્રત અવસ્થામાં સ્વપ્નના પદાર્થ નિવૃત્તિ છે. જો કે જાગ્રતાવસ્થામાં અંતઃકરણસ્વરૂપે કરી વિદ્યમાન છે, છતાં જાગ્રતાવસ્થામાં અંતઃકરણ સ્વપ્નના ભોગને આપવાવાળાં કર્મરૂપી નિદ્રાદોષ વિશિષ્ટ નથી. તેમાં જે પદાર્થ પોતામાં રહેલ ધર્મનું પોતાના સંબંધીમાં આરોપણ કરે છે, તે પદાર્થ ઉપાધિ કહેવાય છે. જેમકે જપાકુસુમ પોતામાં રહેલ રક્તવર્ણનું પોતાના સંબંધી સ્ફટિકમાં આરોપણ કરે છે. માટે જપાકુસુમ ઉપાધિરૂપે કહેવાય છે. તેમ અંતઃકરણપણ પોતાના કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ ધર્મનું આરોપણ પોતાના સંબંધીરૂપ આત્મામાં કરે છે. માટે અંતઃકરણ પણ ઉપાધિરૂપે કહેવાય છે. આ રીતે સ્વપ્નનું જ્ઞાન સોપાધિક ભ્રમરૂપે હોવાથી તેમાં અનુભવરૂપતા સંભવે છે. કેટલાએક ગ્રંથકારો એમ કહે છે કે, સ્વપ્નનો અધ્યાસ સોપાધિક ભ્રમરૂપ નથી. પણ છીપ તથા રૂપાના ભ્રમની માફક નિરૂપાધિક ભ્રમરૂપ જ છે.

શિષ્યઃ— સ્વપ્નના અધ્યાસને નિરૂપાધિક ભ્રમરૂપે જો નહિ માનશો તો સ્વપ્ન પદાર્થની અનુવૃત્તિ જાગ્રતમાં પણ

થવી જોઇએ. કારણ કે નિરૂપાધિક ભ્રમની નિવૃત્તિ અધિષ્ઠાનના જ્ઞાનથી જ થાય છે. વળી સ્વપ્ન ભ્રમનું અધિષ્ઠાન બ્રહ્મચૈતન્ય છે. આ બ્રહ્મચૈતન્યનો મનુષ્યને જાગ્રતાવસ્થામાં સાક્ષાત્કાર નથી. માટે સ્વપ્નના પદાર્થનો જાગ્રતાવસ્થામાં બાધ થયો નહિ.

ગુરુઃ–જેમ રૂપાના ભ્રમનું અધિષ્ઠાનરૂપ છીપનો સાક્ષાત્કાર નહિ થવા છતાં, તેમ જ રૂપાના ભ્રમના ઉપાદાન કારણરૂપ અજ્ઞાન વિદ્યમાન હોવા છતાં રૂપાના ભ્રમની નિવૃત્તિ વિરોધી દંડ આદિ પદાર્થના જ્ઞાનવડે થઇ જાય છે, તેમ સ્વપ્નભ્રમના અધિષ્ઠાનરૂપ બ્રહ્મચૈતન્યનો સાક્ષાત્કાર નહિ થવા છતાં, વિરોધી જાગ્રતના જ્ઞાનવડે સ્વપ્નના પદાર્થની નિવૃત્તિ બની શકે છે. માટે સ્વપ્નપદાર્થની અનુવૃત્તિ જાગ્રતમાં હોતી નથી. તેથી રજત ભ્રમની માફક સ્વપ્નભ્રમ પણ નિરૂપાધિક ભ્રમરૂપ જ છે.

શિષ્યઃ–સ્વપ્ન ભ્રમને જો નિરૂપાધિક ભ્રમરૂપે માનશો તો બ્રહ્મવેત્તા જ્ઞાની પુરુષને સ્વપ્નભ્રમ થવો જોઇએ નહિ. કારણ કે સ્વપ્ન પદાર્થના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ ચૈતન્યના સાક્ષાત્કારવડે બ્રહ્મવેત્તા પુરુષનું સ્વપ્નભ્રમનું ઉપાદાન કારણરૂપ જ્ઞાન નિવૃત્ત થઇ ગયું છે.

ગુરુઃ–બ્રહ્મના સાક્ષાત્કારવડે અજ્ઞાન નિવૃત્ત થવા છતાં અજ્ઞાનના કાર્યરૂપ અંતઃકરણ આદિની નિવૃત્તિ પ્રારબ્ધ કર્મના નાશપર્યંત હોતી નથી. વળી પૂર્વોક્ત રીત પ્રમાણે સ્વપ્ન પદાર્થનું સાક્ષાત્ ઉપાદાન કારણ અંતઃકરણ જ છે. માટે પ્રારબ્ધના નાશપર્યંત બ્રહ્મવેત્તા પુરુષમાં પણ સ્વપ્નભ્રમ સંભવે છે. જો કદાપિ બ્રહ્મસાક્ષાત્કારવડે અજ્ઞાનની નિવૃત્તિ થવા પછી તત્ત્વવેત્તા પુરુષમાં સ્વપ્નભ્રમ નહિ માનશો તો તત્ત્વવેત્તા પુરુષને જાગ્રત અવસ્થામાં પણ શબ્દાદિ વિષયનો

અનુભવ નહિ થવો જોઇએ. વળી જાગ્રત અવસ્થામાં તત્ત્વવેત્તા પુરુષનો વ્યવહાર પ્રત્યક્ષ પ્રતીત થાય છે. માટે તત્ત્વવેત્તા પુરુષમાં સ્વપ્નભ્રમ પણ માનવો જોઇએ. પરંતુ તત્ત્વવેત્તા પુરુષ અજ્ઞાની પુરુષની માફક પોતાના સ્વરૂપમાં કોઇ વ્યવહાર માનતો નથી. આ પ્રમાણે નિરૂપાધિક તથા સોપાધિક એવા બે પ્રકારના વિપર્યનું નિરૂપણ કર્યું. હવે આ વિપર્યયનો અન્ય પ્રકારે જ વિભાગ થાય છે, તે તું સાંભળ. પૂર્વોક્ત ભ્રમરૂપ વિપર્યય બે પ્રકારનો હોય છે; એક અંતઃકરણની વૃત્તિરૂપ તથા બીજો અવિદ્યાની વૃત્તિરૂપ. તેમાં સ્વપ્નના પદાર્થનું જ્ઞાન, મનોરાજ્ય તથા નષ્ટ થયેલા પુત્રાદિનું પ્રત્યક્ષપણું, ઇત્યાદિ ભ્રમ અંતઃકરણની વૃત્તિરૂપે હોય છે. વળી છીપમાં રૂપાનું જ્ઞાન તથા રજ્જુમાં સર્પનું જ્ઞાન ઇત્યાદિ ભ્રમ અવિદ્યાની વૃત્તિરૂપે હોય છે. આ રીતે પૂર્વોક્ત સંશય પણ અવિદ્યાની વૃત્તિરૂપ જ છે.

## વિપર્યયની નિવૃત્તિનો ઉપાય.

હું અજ્ઞાનરૂપે છું, ઇત્યાદિ નિરૂપાધિક વિપર્યય નિદિધ્યાસનવડે નિવૃત્ત થાય છે. વળી સોપાધિ વિપર્યય તે તે ઉપાધિની નિવૃત્તિથી નિવૃત્ત થાય છે. બીજું આપણે વિપરીત ભાવનારૂપ વિપર્યયના નાશરૂપ નિદિધ્યાસનનું સ્વરૂપ બીજા પરિચ્છેદમાં નિરૂપણ કરી આવ્યા છૈએ. તે અહી પણ જાણી લેવું. આ નિદિધ્યાસન શારીરિક મીમાંસાના ત્રીજા અધ્યાયના પઠનવડે સિદ્ધ થાય છે. આ રીતે શ્રવણવડે પ્રમાણગત અસંભાવના નિવૃત્ત થવે, મનનવડે પ્રમેયગત અસંભાવના નિવૃત્ત થવે તથા નિદિધ્યાસનવડે વિપરીત ભાવના નિવૃત્ત થવે, અધિકારી પુરુષને તત્ત્વમસિ આદિ વાક્યથી હું બ્રહ્મરૂપે છું, આ રીતનું અપરોક્ષ જ્ઞાન થાય છે. આ અપરોક્ષજ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

શિષ્યઃ—શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવા છતાં કેટલાક પુરુષને બ્રહ્મ સાક્ષાત્કાર ઉત્પન્ન થતો નથી, આનું શું કારણ છે ?

ગુરુઃ—આત્મજ્ઞાનની ઉત્પત્તિમાં જેમ પૂર્વોક્ત અસંભાવના તથા વિપરીતભાવના પ્રતિબંધરૂપે હોય છે, તેમ ભૂત, ભાવી તથા વર્તમાન, આ ત્રણ પ્રકારનો બીજો પણ પ્રતિબંધ છે. આ પ્રતિબંધ જે પુરુષમાં રહેલ હોય છે, તે પુરુષને શ્રવણ આદિ કરવા છતાં આત્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી. જે પુરુષને આ પ્રતિબંધ નથી, તે પુરુષ જો વિચાર કરે તો તેને તત્ત્વમસિ વાક્યથી બ્રહ્મનો સાક્ષાત્કાર અવશ્ય થાય છે. આ વાત શ્રી વ્યાસ ભગવાને પણ બ્રહ્મસૂત્રમાં કહી છે. કહ્યું છે કે " ऐहिकमप्यप्रस्तुतप्रतिबंधे तद्दर्शनात् અર્થઃ—ફળ આપવા માટે સન્મુખ થયેલ જે કર્મવિશેષ છે, તેનું નામ પ્રસ્તુત પ્રતિબંધ છે. અથવા તો બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિનો વિરોધી જે વાસનાવિશેષ, તેનું નામ પ્રસ્તુત પ્રતિબંધ છે. આ પ્રસ્તુત પ્રતિબંધનો અભાવ થવે મનુષ્યને શ્રવણ મનનાદિથી આ જન્મમાં બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. વળી પ્રસ્તુત પ્રતિબંધ વિદ્યમાન થવે મનુષ્યને જન્માંતરમાં બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. જેમકે વામદેવ આદિને થયું છે." પ્રતિબંધયુક્ત પુરુષને આત્માની દુર્વિજ્ઞેયતાનું નિરૂપણ શ્રુતિ તથા સ્મૃતિમાં કર્યું છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'श्रवणायापि बहुभिर्यो न लभ्यः श्रुण्वंतोपि बहवो यं न विद्युः અર્થઃ—આ આત્મા અનેક પુરુષને શ્રવણ માટે પ્રાપ્ત થતો નથી. વળી અનેક મનુષ્યો આત્માનું શ્રવણ કરવા છતાં કોઇ એક પ્રતિબંધને લીધે સાક્ષાત્કાર કરી શકતા નથી.' વળી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "आश्चर्यवच्चैनमन्यः श्रुणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् અર્થઃ—આ આત્માનું શ્રવણ કેટલાક આશ્ચર્ય સરખું કરે છે. વળી કેટલાક એનું શ્રવણ કરવા છતાં જાણતા નથી."

## ભૂત, ભાવી તથા વર્તમાનનું સ્વરૂપ.

પૂર્વે અનુભવ કરેલ કોઇ પ્રિય વિષયના દૃઢ સંસ્કારને લીધે બ્રહ્મચિંતન સમયે ગમે તે કોઈ વિષયનું વારંવાર સ્મરણ, તેનું નામ ભૂતપ્રતિબંધ છે. આ ભૂતપ્રતિબંધ વિષય ઉપહિત બ્રહ્મના ચિંતનવડે નિવૃત્ત થાય છે. જ્યારે કોઈ એક સંન્યાસીને પૂર્વે ગૃહસ્થાશ્રમમાં અનુભવ કરેલ મહિષી આદિ પદાર્થનું વારંવાર સ્મરણ કરવાને લીધે આત્મજ્ઞાનનું શ્રવણ કરવા છતાં તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થયું નહિ, ત્યારે ગુરુએ તેની ભૂતપ્રતિબંધની નિવૃત્તિ કરવા માટે સંન્યાસીને મહિષી ઉપહિત બ્રહ્મના ચિંતનનો ઉપદેશ કર્યો. આ ચિંતનથી તે સંન્યાસીનો ભૂતપ્રતિબંધ નિવૃત્ત થયો. ત્યાર પછી તે સંન્યાસીને શ્રવણાદિથી આત્મજ્ઞાન થયું. આ રીતની વાત લોકપરંપરાથી ચાલી આવે છે. બીજું ભાવ પ્રતિબંધ, પ્રારબ્ધ કર્મનો શેષ તથા બ્રહ્મલોકની ઇચ્છા, એવા ભેદવડે બે પ્રકારનો છે. ભાવી પ્રતિબંધવાળા મનુષ્યને શ્રવણ આદિ કરવા છતાં આત્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી.

શિષ્ય:–પ્રારબ્ધ કર્મને જ્ઞાનના પ્રતિબંધકરૂપે જો માનશો તો કોઇ પણ પુરુષને બ્રહ્મનો સાક્ષાત્કાર થશે નહિ. માટે શરીરની સ્થિતિપર્યંત પ્રારબ્ધ કર્મ નાશ થતું નથી. વળી પ્રારબ્ધ કર્મરૂપ પ્રતિબંધને લીધે જ્યારે કોઇને પણ બ્રહ્મસાક્ષાત્કાર ન થાય ત્યારે બ્રહ્મસાક્ષાત્કારના શ્રવણાદિ સાધનનું વિધાન કરનારાં आत्मा वा अरे श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्य: આદિ શ્રુતિવચનો અપ્રમાણરૂપે થશે.

ગુરુ:–પ્રારબ્ધકર્મ બે પ્રકારનાં હોય છે; એક ફલાભિસંધિકૃત પ્રારબ્ધ તથા બીજું કેવળ પ્રારબ્ધ. અહીં અમુક કર્મવડે મને સ્વર્ગરૂપ ફળની પ્રાપ્તિ થાય, આ રીતની ફળની જે ઇચ્છા, તેનું નામ ફલાભિસંધિ છે. આ ફલાભિ-

સંધિથી કરેલ કર્મ તે ફલાભિસંધિકૃત છે તથા ફલાભિસંધિ વિના કરેલ કર્મ કેવળ પ્રારબ્ધ છે. તેમાં ફલાભિસંધિકૃત પ્રારબ્ધ કર્મનો નાશ, ફળના ભોગવડે થાય છે; પણ અન્ય કોઇ ઉપાયવડે તેનો નાશ થતો નથી. આ ફલાભિસંધિકૃત કર્મવાળા મનુષ્યને શ્રવણાદિ કરવા છતાં બ્રહ્મનો સાક્ષાત્કાર ઉત્પન્ન થતો નથી. કારણકે ઇચ્છાથી ઘડાયલી સામગ્રી સર્વત્ર પ્રબળ હોય છે. જેમકે બે વસ્તુના જ્ઞાનની સામગ્રીવાળા મનુષ્યને જે વસ્તુના જ્ઞાનની ઇચ્છા હોય છે, તે વસ્તુનું પ્રથમ જ્ઞાન થાય છે. પણ અન્ય વસ્તુનું જ્ઞાન થતું નથી. માટે ફળ ઇચ્છા સહિત પ્રારબ્ધ કર્મ પ્રબળ હોવાથી તે મનુષ્યને શ્રવણાદિ કરવા છતાં બ્રહ્મનો સાક્ષાત્કાર ઉત્પન્ન થતો નથી. પણ ફલાભિસંધિકૃત પ્રારબ્ધ કર્મના ફળના ભોગ પછી મનુષ્યને બ્રહ્મસાક્ષાત્કાર થાય છે.

## ફલાભિસંધિકૃત કર્મની પ્રબળતા.

શ્રુતિમાં કહ્યું છે કે, 'स यत्कामो भवति, तत्क्रतुर्भवति, यत्क्रतुर्भवति तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभिसंपद्यते અર્થ:—મનુષ્ય જે જે ફળની કામનાવાળો હોય છે, તે તે ફળના અનુકૂળ કર્મના સંકલ્પવાળો થાય છે. વળી જે કર્મના સંકલ્પવાળો થાય છે, તે તે કર્મને કરે છે. વળી જે જે કર્મને કરે છે, તે તે કર્મના અનુસાર તે તે સ્વર્ગાદિરૂપ ફળને પામે છે.' આ રીતનું ફલાભિસંધિકૃત પ્રારબ્ધ કર્મ ભાવી પ્રતિબંધકરૂપે કહેવાય છે. વળી ફળની ઇચ્છાથી રહિત જે કેવળ પ્રારબ્ધ કર્મ છે, તે પણ પુણ્ય તથા પાપ એવા ભેદવડે બે પ્રકારનાં છે. આ બેમાં કેવળ પુણ્ય પ્રારબ્ધ પાપની નિવૃત્તિદ્વારા મનુષ્યના તત્વજ્ઞાનના હેતુરૂપે હોય છે. શ્રુતિ તથા સ્મૃતિમાં કહ્યું છે કે, ' धर्मेण पापमपनुदति । ज्ञानमुत्पद्यते पुसां क्षयात्पापस्य कर्मणः । कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रवर्तते અર્થ:—મનુષ્યે ધર્મવડે પાપની નિવૃત્તિ કરવી, અધિકારી મનુષ્યને પાપ કર્મના નાશથી

જ આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે તથા પુણ્યકર્મવડે પાપાદિની નિવૃત્તિ થવા પછી મનુષ્યને શુદ્ધ અંતઃકરણમાં આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે.” ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વચનવડે પુણ્ય પ્રારબ્ધ પાપની નિવૃત્તિદ્વારા આત્મજ્ઞાનના કારણરૂપે સિદ્ધ થાય છે. વળી બીજું પાપપ્રારબ્ધ ફળાભિ સંધિકૃત હોય અથવા કેવળ ફળાભિસંધિથી રહિત હોય, એમ બે પ્રકારે પ્રારબ્ધ આત્મજ્ઞાનના પ્રતિબંધકરૂપે છે. પાપપ્રારબ્ધ કોઈ પ્રબળ પુણ્યકર્મવડે તિરોભાવને પ્રાપ્ત થઈ નિવૃત્ત થાય છે, નહિ તો જ્ઞાનની ઉત્પત્તિનો પ્રતિબંધ કરે છે. આથી સિદ્ધ થાય છે કે, પ્રારબ્ધ શેષરૂપ ભાવિપ્રતિબંધ જ્યાં સૂધી ફળના ભોગવડે નિવૃત્ત નથી થતું, ત્યાં સૂધી શ્રવણાદિ કરવા છતાં મનુષ્યને આત્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી. પણ જ્યારે ફળના ભોગવડે ભાવી પ્રતિબંધની નિવૃત્તિ થાય છે, ત્યારેં મનુષ્યને શ્રવણાદિના સાધનવડે આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે. આથી આત્મસાક્ષાત્કાર માટે શ્રવણાદિ સાધનનું વિધાન કરનારી શ્રુતિ અપ્રમાણરૂપે થતી નથી.

શિષ્યઃ—આ ભાવી પ્રતિબંધ કેટલા સમય પછી નિવૃત્ત થાય છે ?

ગુરુઃ—આ ભાવી પ્રતિબંધની નિવૃત્તિમાં કાળનો નિયમ નથી. પણ કોઈને તો એક જન્મવડે પ્રતિબંધ નિવૃત્ત થાય છે, કોઈને બે કે ત્રણ જન્મવડે નિવૃત્ત થાય છે. આ વાત અન્ય ગ્રંથમાં પણ કહી છે. કહ્યું છે કે, ‘आगामी प्रतिबंधो हि वामदेवे समीरितः। एकेन जन्मना क्षीणो भरतस्य त्रिजन्मभिः અર્થઃ—પૂર્વોક્ત પ્રારબ્ધ શેષરૂપ ભાવી પ્રતિબંધ વામદેવમાં તથા ભરતમાં થયું. તેમાં વામદેવનો પ્રતિબંધ એક જન્મવડે નિવૃત્ત થયો તથા ભરતનો ત્રણ જન્મવડે નિવૃત્ત થયો.’ માટે ભાવી પ્રતિબંધની નિવૃત્તિમાં કોઈ પણ કાળનો નિયમ નથી. આ વામદેવનો વૃત્તાંત આત્મપુરાણના

પ્રથમ અધ્યાયમાં વિસ્તારથી નિરૂપણ કરી આવ્યા છીએ. પૂર્વે આપણે ભાવી પ્રતિબંધ બે પ્રકારનો કહ્યો હતો; જેમકે પ્રારબ્ધશેષ તથા બ્રહ્મલોકની ઇચ્છા. આ બેમાંથી પ્રારબ્ધ શેષરૂપ પ્રતિબંધનું અહીં સૂધી નિરૂપણ કર્યું.

## બ્રહ્મલોકની ઇચ્છારૂપ ભાવી પ્રતિબંધ.

જે મનુષ્યને મનમાં બ્રહ્મલોકની પ્રાપ્તિની ઇચ્છા છે, તે મનુષ્ય શ્રવણાદિ કરતો છતાં આત્મજ્ઞાનને પ્રાપ્ત થતો નથી. માટે બ્રહ્મલોકની ઇચ્છા આત્મજ્ઞાનની ઉત્પત્તિમાં ભાવી પ્રતિબંધરૂપે છે. આ બાબત શ્રીવિદ્યારણ્ય સ્વામીએ પણ કહી છે. કહ્યું છે કે, ' ब्रह्मलोकाभिवांछायां सम्यक् सत्यां निरुध्यताम् । विचारयेद्य आत्मानं न तु साक्षात्करोत्ययम् અર્થઃ–જે મનુષ્યને બ્રહ્મલોકની પ્રાપ્તિની અત્યંત ઉત્કટ ઇચ્છા છે, તે પુરુષ ઇચ્છાને રોકી શ્રવણાદિને કરતો છતાં આત્મસાક્ષાત્કાર કરતો નથી.

શિષ્યઃ–બ્રહ્મલોકની પ્રાપ્તિના સાધનરૂપ ઉપાસના તે પુરુષે કરી નહિ, જેથી બ્રહ્મલોકપ્રતિ જાય. વળી તેણે જે શ્રવણાદિ કર્યાં છે, તેથી તે પુરુષને ઇચ્છારૂપ પ્રતિબંધને લીધે આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઇ નહિ. માટે તે મનુષ્ય બે ફળથી ભ્રષ્ટ થશે તેનો અધઃપાત થશે.

ગુરુઃ–મનુષ્ય મરણ પછી શ્રવણાદિના પ્રભાવથી બ્રહ્મલોકમાં જઇ નિર્ગુણ બ્રહ્મને હું બ્રહ્મરૂપે છું, આ રીતનો સાક્ષાત્કાર કરે છે. આ સાક્ષાત્કારથી વિદેહ કૈવલ્યરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે. આ વાત શ્રુતિમાં પણ નિરૂપણ કરી છે. કહ્યું છે કે, "वेदांतविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्वा ते ब्रह्मलोकेषु परांतकाले परामृतात्परिमुच्यंति सर्वे અર્થઃ–વેદાંતના શ્રવણજન્ય જ્ઞાનવડે સારી રીતે જેણે અદ્વિતીય બ્રહ્મરૂપ અર્થનો નિશ્ચય કર્યો છે તથા જેનું અંતઃકરણ શ્રુતિ તથા સ્મૃતિથી

વિહિત સર્વ કર્મના ત્યાગપૂર્વક જ્ઞાનાભ્યાસરૂપ યોગવડે શુદ્ધ થયું છે, એવો સંન્યાસી કોઇ પ્રતિબંધને લીધે બ્રહ્મસાક્ષાત્કારને નહિ કરે, છતાં શ્રવણાદિના પ્રભાવથી બ્રહ્મલોકમાં જઈ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. વળી બ્રહ્મલોકના અધિપતિ હિરણ્યગર્ભના અંત સમયે તે સંન્યાસી ઉત્પન્ન થયેલા બ્રહ્મસાક્ષાત્કારથી વિદેહ કૈવલ્યરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે." સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे। परस्यांते कृतात्मानः प्रविशन्ति परं पदम् અર્થ:-બ્રહ્મની પ્રાપ્તિ થયા પછી તે સર્વે આત્મોપલબ્ધિવાળા થાય છે તથા છેવટે પરમપદને તેઓ મેળવે છે." વળી ભગવાને ગીતામાં કહ્યું છે કે नहि कल्याणकृत्कश्चित् दुर्गतिं तात गच्छति માટે મનુષ્યનું શ્રવણાદિ નિષ્ફળ છે. પણ બ્રહ્મલોકની પ્રાપ્તિદ્વારા આત્મજ્ઞાનની ઉત્પત્તિવડે મોક્ષનાં સાધનરૂપે થાય છે.

## વર્તમાન પ્રતિબંધનું નિરૂપણ.

આ વર્તમાન પ્રતિબંધ વિષયાસક્તિ, બુદ્ધિમંદતા, કુતર્ક તથા વિપર્યય દુરાગ્રહ, એવા ભેદવડે ચાર પ્રકારનો છે. તેમાં શબ્દસ્પર્શાદિ વિષયમાં જે રાગ, તેનું નામ વિષયાસક્તિ છે. વળી શ્રવણ કરેલ અર્થનું ગ્રહણ કરવામાં તથા ધારણ કરવામાં બુદ્ધિની જે અકુશળતા, તેનું નામ બુદ્ધિમંદતા છે. વળી શ્રુતિથી વિરોધી જે તર્ક, તેનું નામ કુતર્ક છે. વળી વાસ્તવિક રીતે અકર્તારૂપ તથા અભોક્તારૂપ આત્માના કર્તાપણામાં તથા ભોક્તાપણામાં જે દુરાગ્રહ અર્થાત્ આત્મા કર્તાભોક્તા જ છે, આ રીતનું જે અભિમાન, તેનું નામ વિપર્યય દુરાગ્રહ છે. આ ચાર પ્રતિબંધમાંથી જો કોઈ પણ પ્રતિબંધ રહેલ હોય તો મનુષ્યને શ્રવણાદિ કરવા છતાં આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન થતો નથી. માટે આ ચાર, આત્મજ્ઞાનના વર્તમાન પ્રતિબંધકરૂપે કહેવાય છે. આ પ્રતિબંધની જ્યારે નિવૃત્તિ થાય ત્યારે મનુષ્યને શ્રવણાદિવડે આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે.

## ચાર પ્રતિબંધની નિવૃત્તિનો ઉપાય.

તેમાં શમ તથા દમ આદિવડે વિષયાસક્તિરૂપ પ્રતિબંધની નિવૃત્તિ થાય છે. વેદાંતના શ્રવણવડે બુદ્ધિમંદતારૂપ પ્રતિબંધની નિવૃત્તિ થાય છે. વળી મનનવડે કુતર્કરૂપ પ્રતિબંધની નિવૃત્તિ થાય છે તથા નિદિધ્યાસનવડે વિપર્યય દુરાગ્રહરૂપ પ્રતિબંધની નિવૃત્તિ થાય છે. શ્રી વિદ્યારણ્ય સ્વામીએ કહ્યું છે કે, 'प्रतिबंधो वर्तमानो विषयासक्तिलक्षणः । प्रज्ञामांद्यं कुतर्कश्च विपर्ययदुराग्रहः ॥ शमाद्यैः श्रवणाद्यैर्वा तत्रितैः त्रतत्रोः क्षयं ॥ नीतेऽस्मिन् प्रतिबंधे तु स्वस्य ब्रह्मत्व मश्नुते અર્થ:- વર્તમાન પ્રતિબંધ વિષયાસક્તિરૂપે, બુદ્ધિની મંદતારૂપે તથા કુતર્કરૂપે તથા વિપર્યયના દુરાગ્રહરૂપે છે. આ સર્વનો ક્ષય શમાદિ સાધનોવડે તેમ જ શ્રવણાદિ સાધનોવડે થાય છે. આ રીતે પ્રતિબંધની નિવૃત્તિ થવે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આપણે શ્રવણ, મનન તથા નિદિધ્યાસનના સ્વરૂપનું નિરૂપણ દ્વિતીય પરિચ્છેદમાં કરી આવ્યા છૈએ. તે અહીં પણ જાણી લેવું.

## શમ આદિનું સ્વરૂપ.

શમ, દમ, ઉપરતિ, તિતક્ષા, શ્રદ્ધા તથા સમાધાન, આ શમ આદિ ષટ્ સંપત્તિ કહેવાય છે. જેમ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન આ ત્રણ ઉક્ત પ્રતિબંધની નિવૃત્તિદ્વારા આત્મજ્ઞાનની ઉત્પત્તિમાં અંતરંગ સાધનરૂપે છે, તેમ શમ આદિ ષટ્ સંપત્તિ પણ ઉક્ત પ્રતિબંધની નિવૃત્તિદ્વારા અંતરંગ સાધનરૂપે છે. આંતરિક મનનો વિષયચિંતનવડે જે નિગ્રહ, તેનું નામ દમ છે. વળી વિધિપૂર્વક સર્વ કર્મનો સંન્યાસ, તેનું નામ ઉપરતિ છે. શીત, ઉષ્ણ, સુખ દુઃખ, માન, અપમાન, નિંદા, સ્તુતિ ઈત્યાદિ દ્વંદ્વ ધર્મનું જે

સહન કરવું, તેનું નામ તિતિક્ષા છે. વળી ગુરુનાં વેદાંત-વચનમાં જે વિશ્વાસ, તેનું નામ શ્રદ્ધા છે તથા શ્રવણાદિ કરવામાં ચિત્તની જે એકાગ્રતા, તેનું નામ સમાધાન છે. અહી વિજાતીય વૃત્તિનો તિરસ્કાર કરી લક્ષ્ય વસ્તુના વિષય-રૂપ સજાતીય વૃત્તિનો જે પ્રવાહ, તે ચિત્તની એકાગ્રતા જાણવી. વળી શમ આદિ ષટ્ સંપત્તિમાં આત્મજ્ઞાનનું અંતરંગ સાધનપણું શ્રુતિએ નિરૂપણ કરેલ છે. જેમકે કહ્યું છે કે, 'शांतो दांत उपरतास्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति અર્થ:-શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા તથા સમાધાન આ છ સંપત્તિવાળો પુરુષ પોતાના અંતઃકરણમાં આત્માનો સાક્ષાત્કાર કરે છે." આ જ અર્થનું નિરૂપણ શ્રી ભગવાને शमदमाद्युपेतः स्यात् આ સૂત્રથી નિરૂપણ કર્યું છે. માટે શ્રવણાદિની માફક શમ આદિ ષટ્સંપત્તિમાં આત્મજ્ઞાનની અંતરંગ સાધનતા સંભવે છે.

## આત્મજ્ઞાનનાં બહિરંગ સાધન.

સ્વર્ગાદિ ફળની ઇચ્છાથી રહિત થઇ કરવામાં આવેલ યજ્ઞદાનાદિ કર્મ આત્મજ્ઞાનના બહિરંગ સાધનરૂપે છે. કારણ કે નિષ્કામ યજ્ઞદાન આદિ કર્મથી મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ થાય છે. શુદ્ધ અંતઃકરણમાં આત્માને જાણવાની ઇચ્છારૂપ વિવિદિષા ઉત્પન્ન થાય છે. વિવિદિષા થવા પછી શ્રવણાદિવડે મનુષ્યને આત્મસાક્ષાત્કાર થાય છે. આ રીતની પરંપરાવડે યજ્ઞાદિ કર્મમાં આત્મજ્ઞાનની સાધનતા છે. માટે યજ્ઞદાનાદિમાં આત્મજ્ઞાનની બહિરંગ સાધનતા સંભવે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषांति यज्ञेन दानेन तपसा नाशकेन અર્થ:-અધિકારી બ્રાહ્મણ આત્માને વેદના વચનવડે, યજ્ઞવડે તથા દાનવડે જાણવાની ઇચ્છા કરે છે." આ શ્રુતિમાં વેદાનુવચન, એ શબ્દવડે વેદના અધ્યયનનું ગ્રહણ કરવું. યજ્ઞ શબ્દવડે અગ્નિહોત્રાદિ યજ્ઞનું ગ્રહણ કરવું. જ્ઞાન શબ્દવડે યજ્ઞથી બાહ્ય જ્ઞાનનું ગ્રહણ કરવું. વળી હિતકારી,

પરિમિત તથા પવિત્ર એવા અન્નનું ભોજન, આનું નામ તપ છે. આ કારણથી શ્રુતિમાં તપનું અનાશક એવું વિશેષણ નિરૂપણ કર્યું છે. જે તપ શરીરના નાશના હેતુરૂપ ન હોય, તે તપ અનાશક કહેવાય છે." કેટલાક ગ્રંથકારો तपसा नाशकेन આ શ્રુતિ વચનમાં अनाशकेन આ રીતનો પદચ્છેદ કરતા નથી, પણ नाशकेन આ રીતનો પદચ્છેદ કરી તેનો અર્થ નીચે પ્રમાણે કરે છેઃ-શરીરના નાશના હેતુરૂપ જે અનશનવ્રત છે, ગંગા યમુનાના સંગમરૂપ પ્રયાગમાં બુદ્ધિપૂર્વક શરીરનો જે ત્યાગ છે, તથા શરીરને ક્ષીણ કરનારાં કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ જે વ્રત છે, તેનું નામ તપ છે. આ કારણથીજ तपोनाशनात्परम् આ શ્રુતિ અનશન વ્રતને સર્વ તપથી ઉત્કૃષ્ટ તપ કહે છે. વળી પ્રયાગમાં બુદ્ધિપૂર્વક શરીરના ત્યાગ કરનારા પુરુષને વિવિદિષાદ્વારા બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિનું નિરૂપણ શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ તથા પુરાણમાં કર્યું છે, માટે શ્રુતિમાં રહેલ તપ શબ્દવડે અનશનાદિરૂપ તપનુંજ ગ્રહણ કરવું. વળી કેટલાએક ગ્રંથકારો એમ કહે છે કે, પ્રયાગ આદિમાં બુદ્ધિપૂર્વક મરણ શાસ્ત્રમાં કહ્યું છે, તે યથાર્થ છે. પણ કળિયુગથી ભિન્ન ત્રેતાદિયુગોમાં મરણ કહેલ છે. આ કળિયુગમાં તો બુદ્ધિપૂર્વક મરણ સર્વ પ્રકારે નિષિદ્ધ છે. જો મરણવિધાયક વચનની યુગભેદથી વ્યવસ્થા ન કરીએ તો તે વચન, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આ ત્રણ વર્ણથી ભિન્ન શૂદ્રાદિના મરણનું વિધાન કરે છે, પણ તે વચન ત્રૈવર્ણિક પુરુષના મરણનું વિધાન કરતું નથી. માટે ધર્મશાસ્ત્રમાં બ્રાહ્મણાદિને મરણાંતિક પ્રાયશ્ચિત્તનો નિષેધ કર્યો છે. પૂર્વોક્ત શ્રુતિમાં નિરૂપણ કરેલ વેદાધ્યયન, યજ્ઞ, દાન તથા તપરૂપ કર્મ એકઠું થવે વિવિદિષાના સાધનરૂપ થાય છે. આ પ્રમાણે કેટલાક ગ્રંથકારો માને છે. વળી કેટલાક ગ્રંથકારો યજ્ઞાદિ કર્મનો વિકલ્પ કરી વિવિદિષાના હેતુરૂપ માને છે; અર્થાત્

વેદાધ્યયનરૂપ કર્મવડે વિવિદિષા થાય છે તથા યજ્ઞદાનાદિ-રૂપ કર્મવડે પણ વિવિદિષા થાય છે.

શિષ્યઃ–પૂર્વોક્ત યજ્ઞદાનાદિ કર્મ સાક્ષાત્ મુક્તિના સાધનરૂપે સંભવે છે. માટે કર્મને વિવિદિષારૂપે કહેવું ખોટું છે.

ગુરુઃ–અવિદ્યાની નિવૃત્તિ તથા બ્રહ્મભાવની જે પ્રાપ્તિ, તેનું નામ મુક્તિ છે. આ મુક્તિ કેવળ આત્મજ્ઞાનવડે સંભવે છે. પણ કર્મવડે મુક્તિ સંભવતી નથી. કારણકે રૂપાના ભ્રમના કારણરૂપ છીપના અજ્ઞાનની નિવૃત્તિ છીપરૂપ અધિષ્ઠાનના સાક્ષાત્કારથી જ થાય છે. પણ અન્ય કોઈ ઉપાય વડે થતી નથી. વળી બ્રહ્માત્મભાવરૂપ મોક્ષ અનાદિ છે. માટે મોક્ષમાં કર્મવડે સાધ્યપણું સંભવતું નથી. આ વાત અન્ય શાસ્ત્રમાં પણ કહી છે. કહ્યું છે કે, “ भ्रांत्या प्रतीतः संसारो विवेकान्न तु कर्मभिः । न रज्ज्वारोपितः सर्पो घंटाघोषान्निवर्तते અર્થઃ–જેમ ભ્રાંતિવડે રજ્જુમાં આરોપણ કરાયેલ સર્પ રજ્જુરૂપ અધિષ્ઠાનના જ્ઞાનથી નિવૃત્ત થાય છે, પણ ઘંટાના અવાજ કે મંત્ર આદિથી નિવૃત્ત થતો નથી, તેમ આત્મામાં ભ્રાંતિથી આરોપિત થયેલ સંસાર અધિષ્ઠાન આત્માના સાક્ષાત્કારરૂપ વિવેકથી નિવૃત્ત થાય છે, પણ કર્મવડે સંસાર નિવૃત્ત થતો નથી.” વળી કહ્યું છે કે, “न कर्मणा न प्रजया न धनेन न त्यागे नैकेऽमृतत्वमानशुः । नास्त्याकृतः कृतेन અર્થઃ–કર્મવડે, પ્રજાવડે, ધનવડે તથા દાનવડે અમૃતત્વની પ્રાપ્તિ થતી નથી. તેમ જ નહિ કર્મ કરવાથી અથવા તો કર્મ કરવાથી અમૃતની પ્રાપ્તિ થતી નથી.” ઈત્યાદિ શ્રુતિમાં કર્મનો સાક્ષાત્ મોક્ષના સાધનરૂપે નિષેધ કર્યો છે. વળી “ज्ञानादेव तु कैवल्यं । नान्यः पंथा विद्यतेऽयनाय અર્થઃ–કૈવલ્ય મોક્ષ જ્ઞાનથી થાય છે. મોક્ષને માટે બીજો રસ્તો નથી.” ઈત્યાદિ શ્રુતિએ આત્મજ્ઞાનને જ સાક્ષાત્ મોક્ષના સાધનરૂપે

કહ્યું છે. આ કારણથી કર્મને સાક્ષાત્ મોક્ષની સાધનતા સંભવતી નથી. પણ કર્મનું પૂર્વોક્ત રીત પ્રમાણે અંતઃકરણની શુદ્ધિદ્વારા વિવિદિષાનું હેતુપણું સંભવે છે.

શિષ્યઃ—પૂર્વોક્ત શ્રુતિમાં નિરૂપણ કરેલ યજ્ઞાદિ કર્મ વિવિદિષાના હેતુરૂપે ભલે રહો, પણ યજ્ઞાદિ કર્મ નિત્ય, નૈમિત્તિક, કામ્ય તથા પ્રાયાશ્ચિત્ત, એવા ભેદવડે ચાર પ્રકારનું હોય છે. આ ચાર પ્રકારનાં યજ્ઞાદિ કર્મ વિવિદિષાના હેતુરૂપે છે, કે કેવળ નિત્યકર્મ વિવિદિષાના હેતુરૂપે છે?

ગુરુઃ—કેટલાએક ગ્રંથકારો એમ કહે છે કે, પૂર્વોક્ત શ્રુતિમાં વિવિદિષાના હેતુરૂપે કેવળ યજ્ઞાદિ કર્મમાત્ર જ છે. કર્મમાં નિત્યરૂપતા અથવા નૈમિત્તિકાદિ રૂપતા શ્રુતિમાં કહી નથી. માટે ફળની ઇચ્છાથી રહિત થઈ કરેલ નિત્ય, નૈમિત્તિક, કામ્ય તથા પ્રાયશ્ચિત્તરૂપ સર્વ યજ્ઞાદિ કર્મ અંતઃકરણની શુદ્ધિદ્વારા વિવિદિષાના હેતુરૂપે છે. તેમ જ સગુણ બ્રહ્મની ઉપાસના ચિત્તની એકાગ્રતાના હેતુરૂપે છે. આચાર્ય એમ કહે છે કે, 'काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः અર્થઃ—કામ્ય કર્મનો જે ત્યાગ, તે જ સંન્યાસ છે, એમ વિવેકીઓ કહે છે.' આ પ્રમાણે કામ્યકર્મના અનુષ્ઠાનના નિષેધવડે ફળની ઇચ્છાથી રહિત અગ્નિહોત્રાદિ નિત્યકર્મના અનુષ્ઠાનનું વિધાન કર્યું છે. આથી શ્રુતિમાં નિષ્કામ અગ્નિહોત્રાદિનું નિત્યકર્મ વિવિદિષાના હેતુરૂપે વિધાન કર્યું છે. પણ નૈમિત્તિક, કામ્ય અથવા પ્રાયશ્ચિત્તરૂપ કર્મનું વિધાન કર્યું નથી. વળી યજ્ઞાદિ કર્મમાં આત્મજ્ઞાનની બહિરંગ સાધનતા વ્યાસ ભગવાને પણ બ્રહ્મસૂત્રમાં કહી છે. કહ્યું છે કે, 'सर्वापेक्षा च यज्ञादि श्रुतेरश्वत् અર્થઃ—બ્રહ્મવિદ્યાને પોતાની ઉત્પત્તિમાં યજ્ઞાદિ કર્મની અપેક્ષા હોય છે. માટે પૂર્વોક્ત શ્રુતિમાં બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિના સંબંધમાં યજ્ઞાદિ કર્મની સાધનતાનું નિરૂપણ કર્યું છે. પરંતુ બ્રહ્મ-

વિદ્યા મોક્ષરૂપ ફળની ઉત્પત્તિમાં યજ્ઞાદિ કર્મની અપેક્ષા કરતી નથી. માટે મોક્ષરૂપ ફળમાં કર્મની યોગ્યતા નથી. વળી જે પદાર્થની જેમાં યોગ્યતા હોય, તે પદાર્થની તેમાં અપેક્ષા હોય છે. જેમકે ઘોડાની હળને ખેંચવામાં યોગ્યતા હોતી નથી, પણ રથને ખેંચવામાં જ યોગ્યતા છે. માટે ઘોડાને રથમાં જોડવામાં આવે છે, પણ હળમાં જોડવામાં આવતા નથી. તેમ યજ્ઞાદિ કર્મમાં મોક્ષની ઉત્પત્તિ કરવાની યોગ્યતા નથી. પણ ચિત્તની શુદ્ધિદ્વારા વિવિદિષાને ઉત્પન્ન કરી, બ્રહ્મવિદ્યાની ઉત્પત્તિ કરવાની યોગ્યતા છે. માટે યજ્ઞાદિ કર્મમાં આત્મજ્ઞાનની બહિરંગ સાધનતા સંભવે છે. આ પ્રમાણે અંતરંગ તથા બહિરંગ સાધનવડે સર્વ પ્રતિબંધથી રહિત થયેલા પુરુષનું ચિત્તદર્પણ મનન તથા નિદિધ્યાસનવડે સંસ્કારવાળું થાય છે. શુદ્ધ ચિત્ત થવાથી તત્ત્વમસિ આદિ મહાવાક્યનો વિચાર કરવામાં આવે છે. આ મહાવાક્યથી હું બ્રહ્મરૂપે છું, આ રીતનો અપ્રતિબદ્ધ સાક્ષાત્કાર થાય છે. તેમ જ આત્મસાક્ષાત્કારવડે અધિકારી પુરુષનું અજ્ઞાન નાશ પામે છે. વળી પૂર્વે અનેક જન્મમાં સંપાદન કરેલ પુણ્ય તથા પાપરૂપ સંચિત કર્મનો આત્મજ્ઞાનવડે નાશ થાય છે. આ આત્મજ્ઞાન થવા પછી આગામી કર્મનો વિદ્વાન્ મનુષ્યને આત્મજ્ઞાનના પ્રભાવથી સ્પર્શ થતો નથી. વળી પ્રારબ્ધકર્મથી વ્યાપ્ત અન્નપાનાદિ વિષયનો અનુભવ કરતો છતો, તે વિદ્વાન્ પુરુષ અખંડ, એક રસ તથા સચ્ચિદાનંદરૂપ બ્રહ્માત્મામાં સ્થિતિ કરી રહે છે. આ જ આત્મજ્ઞાનનું મોક્ષરૂપ ફળ છે.

શિષ્યઃ—આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થવા પછી વિદ્વાન્ પુરુષને વિષયનો જે અનુભવ આપે કહ્યો, તે સંભવશે નહિ. કારણ કે વિષયાનુભવના કારણરૂપ દેહાભિમાન વિદ્વાન્ પુરુષમાં નથી. વળી આપ જો એમ કહો કે, દેહા-

ભિમાનવિના જ પ્રારબ્ધ કર્મને લીધે વિદ્વાન્ પુરુષને વિષયાનુભવ સંભવે છે, આમ તમારૂં કહેવું સંભવતું નથી. કારણ કે લોકમાં દેહાભિમાન અન્વય તથા વ્યતિરેકવડે વિષયાનુભવના કારણરૂપે સિદ્ધ થાય છે. જાગ્રત તથા સ્વપ્ન અવસ્થામાં દેહાભિમાન હોવાથી વિષયાનુભવ હોય છે. પણ સુષુપ્તિમાં દેહાભિમાનનો અભાવ હોવાથી વિષયાનુભવ હોતો નથી. આ રીતના અન્વય તથા વ્યતિરેકવડે દેહાભિમાન વિષયાનુભવના સાધનરૂપે સિદ્ધ થાય છે. વળી દેહાભિમાનનો અભાવ થવે કેવળ પ્રારબ્ધ કર્મને લીધે જ્ઞાનવાન્ પુરુષને વિષયાનુભવ સંભવતો નથી. અર્થાત્ પ્રારબ્ધ કર્મ વિષયાનુભવના અદૃષ્ટ કારણરૂપે છે. તેમ જ દેહાભિમાન વિષયાનુભવના દૃષ્ટ કારણરૂપે છે. વળી અદૃષ્ટ કારણ સામગ્રી, દૃષ્ટ કારણની સામગ્રી વિના કોઈ પણ કાર્યને ઉત્પન્ન કરી શકતી નથી. વળી જો કોઇ કાર્યને ઉત્પન્ન કરતી હોય તો મૃત્તિકા, કુંભાર આદિ દૃષ્ટ સામગ્રી વિના અદૃષ્ટ સામગ્રીથી ઘટાદિ કાર્ય ઉત્પન્ન થવું જોઇએ. માટે દેહાભિમાનનો અભાવ થવે જ્ઞાનવાન્ પુરુષને કેવળ પ્રારબ્ધકર્મથી વિષયાનુભવ સંભવતો નથી. વળી દેહાભિમાન વિના જ જ્ઞાનવાન્ પુરુષનો વિષયાનુભવાદિ વ્યવહાર જો માનશો તો શ્રી ભાષ્યકારે तमेतमविद्याख्यमात्मानात्मनो रितरेतराध्यासं पुरस्कृत्य सर्वे प्रमाणप्रमेय व्यवहारा लौकिका वैदिकाश्च प्रवृत्ताः ઇત્યાદિ વચનથી સર્વ લૌકિક તથા વૈદિક વ્યવહારની પ્રવૃત્તિ અધ્યાસપૂર્વક નિરૂપણ કરી છે. આ ભાષ્ય વચનનો પણ વિરોધ આવશે. વળી 'व्यवहारः अध्यासपूर्वकः व्यवहारत्वात् અર્થ:—વ્યવહાર અધ્યાસવાળો છે, કારણ કે તે સંસારરૂપે છે.' આ અનુમાનથી સર્વ વ્યવહારમાં અધ્યાસની પૂર્વક્તા સિદ્ધ કરી છે. માટે આ અનુમાન પણ વ્યભિચારી થશે. માટે જ્ઞાનવાન્ પુરુષના વ્યવહારમાં વ્યવહારરૂપ હેતુ હોવા છતાં તે અધ્યાસપૂર્વકરૂપ સાધ્ય નથી. જો તમે એમ કહો કે, જ્ઞાનવાન્ પુરુષમાં

પણ બાધિતાનુવૃત્તિવડે દેહાભિમાન રહે છે. માટે જ્ઞાનવાનના વ્યવહારમાં અધ્યાસપૂર્વકરૂપે સાધ્ય રહેવાથી વ્યવહારરૂપ હેતુ વ્યભિચારી થતો નથી તથા ભાષ્યનું વચન પણ વિરોધવાળું થતું નથી. આ તમારૂં કહેવું સંભવતું નથી. કારણ કે જેમ છીપના સાક્ષાત્કારથી છીપના અજ્ઞાનની નિવૃત્તિ થાય છે; તેથી રૂપાના ભ્રમની નિવૃત્તિ થવે ફરી રૂપાના ભ્રમની અનુવૃત્તિ જોવામાં આવતી નથી. તેમ આત્મસાક્ષાત્કારવડે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે. તેથી દેહાભિમાન નિવૃત્ત થવે ફરી દેહાભિમાનની અનુવૃત્તિ કહેવી અત્યંત વિરુદ્ધ છે. જો કદાપિ આત્મજ્ઞાનવડે બાધિત દેહાભિમાનની ફરી અનુવૃત્તિ માનશો તો છીપના જ્ઞાનવડે બાધ પામેલ રૂપાના ભ્રમની પણ ફરી અનુવૃત્તિ થવી જોઇએ. જો એમ કહો કે, જેમ સોપાધિક ભ્રમ સ્થળમાં આ તો શ્વેત સ્ફટિક છે, આ રીતના અધિષ્ઠાનનો સાક્ષાત્કાર હોય છે, છતાં જપાકુસુમાદિરૂપ ઉપાધિ સમીપ હોવાથી આ સ્ફટિક રક્ત છે, આ રીતનો અનુભવ સર્વ જનને પ્રસિદ્ધ છે. તેમ અહીં પણ અધિષ્ઠાન આત્માના સાક્ષાત્કારવડે અજ્ઞાન નિવૃત્ત થવા છતાં ઉપાધિની સ્થિતિપર્યંત જ્ઞાનવાન્ પુરુષને દેહાભિમાન તથા દેહાભિમાનપૂર્વક વિષયાનુભવ સંભવે છે. આ તમારું કહેવું ખોટું છે. કારણકે જપા કુસુમની માફક કોઇ પણ ઉપાધિનું નિરૂપણ થઇ શકતું નથી. અર્થાત્ અજ્ઞાનને અથવા અજ્ઞાનના કાર્યને ઉપાધિરૂપે કહેવી પડશે. આ બેઉ ઉપાધિ આત્મ જ્ઞાનવડે નિવૃત્ત થઇ જાય છે. માટે આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થવે અજ્ઞાનનના કાર્યની પણ નિવૃત્તિ થાય છે. તેથી જ્ઞાનવાન્ પુરુષને પ્રારબ્ધ કર્મને લીધે વિષયનો અનુભવ કહેવો સર્વથા ખોટો છે.

ગુરુઃ—હું બ્રહ્મરૂપે છું, આ રીતના આત્મજ્ઞાનવડે જેનું અજ્ઞાન નિવૃત્ત થયું છે, એવા જ્ઞાનવાન્ પુરુષને પ્રારબ્ધ

કર્મને લીધે વિષયનો અનુભવ સંભવે છે. વળી વિષયાનુભવના કારણરૂપ દેહાભિમાન પણ જ્ઞાનવાન્ પુરુષમાં બાધિતાનુવૃત્તિવડે રહે છે.

શિષ્યઃ—દેહાભિમાનના કારણરૂપ અજ્ઞાન આત્મજ્ઞાનવડે નિવૃત્ત થઇ જાય છે. વળી ઉપાદાન કારણના નાશ થવા પછી કાર્યની અનુવૃત્તિ કદી પણ જોવામાં આવતી નથી. માટે જ્ઞાનવાનમાં દેહાભિમાનની અનુવૃત્તિ કહેવી ખોટી છે.

ગુરુઃ—ઉપાદાન કારણ નાશ થવા છતાં કાર્યની અનુવૃત્તિ જોવામાં આવે છે. જેમ નૈયાયિકના મત પ્રમાણે તંતુ આદિ ઉપાદાન કારણના નાશ પછી એક ક્ષણપર્યંત પટાદિ કાર્યની અનુવૃત્તિ અંગીકાર કરી છે, તેમ વેદાંત સિદ્ધાંત પ્રમાણે અજ્ઞાનરૂપ ઉપાદાન કારણના નાશ પછી દેહાભિમાનાદિરૂપ કાર્યની અનુવૃત્તિ સંભવે છે.

શિષ્યઃ—નૈયાયિકનો સિદ્ધાંત શ્રુતિ તથા સ્મૃતિ આદિ પ્રમાણથી રહિત છે. તે સિદ્ધાંતને આપ જો અંગીકાર કરશો તો આપના સિદ્ધાંત પ્રમાણે પણ અપ્રમાણતા થશે.

ગુરુઃ—અજ્ઞાનની નિવૃત્તિ પછી પણ જ્ઞાનવાન્ પુરુષમાં બાધિતાનુવૃત્તિવડે દેહાભિમાનાદિ રહે છે, આ અર્થને કેવળ નૈયાયિકના સિદ્ધાંત માત્રથીજ અમે સિદ્ધ કરતા નથી. પણ અમારા સિદ્ધાંતના સાધક શ્રુતિ, સ્મૃતિ, યુક્તિ તથા અનુભવ આદિ અનેક પ્રમાણ વિદ્યમાન છે. માટે નૈયાયિકના મતની માફક અમારા સિદ્ધાંતમાં અપ્રમાણતા થતી નથી.

શિષ્યઃ—જે પદાર્થ ઉપાદાન કારણનું નિવર્તક હોય છે, તે પદાર્થ તેના કાર્યનું પણ નિવર્તક હોય છે. જેમ અગ્નિ તંતુરૂપ ઉપાદાન કારણની નિવૃત્તિ કરતો છતો પટના કાર્યની પણ નિવૃત્તિ કરે છે, તેમ આત્મજ્ઞાન પણ અજ્ઞાનરૂપ ઉપા-

દાન કારણની નિવૃત્તિ કરતું છતું અજ્ઞાનના કાર્યની પણ અવશ્ય નિવૃત્તિ કરશે. વળી આ દેહાભિમાન પણ અજ્ઞાનનું કાર્ય છે, માટે દેહાભિમાન નિવૃત્ત થવે જ્ઞાનવાન્ પુરુષને વિષયાનુભવ સંભવતો નથી.

ગુરુઃ–જો કે આત્મજ્ઞાન અજ્ઞાનનું તથા અજ્ઞાનના કાર્યનું નિવર્તક છે, છતાં ધનુષમાંથી છૂટેલા બાણની માફક પોતાનું ફળ આપવામાં પ્રવૃત્ત થયાનું પ્રારબ્ધ કર્મ જ્ઞાન કરતાં પ્રબળ છે. માટે પ્રારબ્ધ અજ્ઞાનના કાર્યની નિવૃત્તિમાં પ્રતિબંધક હોય છે.

શિષ્યઃ–આત્મજ્ઞાન કરતાં પ્રારબ્ધ કર્મને પ્રબળ માનશો તો પ્રબળ પ્રારબ્ધ કર્મરૂપ પ્રતિબંધ કહેવા છતાં આત્મજ્ઞાનથી અજ્ઞાનની પણ નિવૃત્તિ થવી જોઇએ નહિ.

ગુરુઃ–આત્મજ્ઞાનમાં એક અંશ અજ્ઞાનના નિવર્તકરૂપે છે તથા બીજો અંશ અજ્ઞાનના કાર્યના નિવર્તકરૂપે છે. વળી અજ્ઞાન વિના પણ જ્ઞાનવાન્ પુરુષને પ્રારબ્ધ કર્મના ફળનો ભોગ બની શકે છે. માટે આત્મજ્ઞાનમાં અજ્ઞાનના નિવર્તકરૂપે જે અંશ છે, તેનું પ્રતિબંધક પ્રારબ્ધકર્મ હોય છે. અર્થાત્ પ્રારબ્ધકર્મ પોતાના ફળનો ભોગ આપવા માટે દેહ ઇન્દ્રિયાદિરૂપ કાર્યને નિવૃત્ત થવા દેતી નથી. માટે આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થવા છતાં જ્ઞાનવાન્ પુરુષને બાધિતાનુવૃત્તિવડે દેહાભિમાન હોય છે. તેથી પ્રારબ્ધ કર્મવડે પ્રાપ્ત કરેલ વિષયાનુભવ સંભવે છે. આ વાત શ્રીવ્યાસ ભગવાને પણ બ્રહ્મસૂત્રમાં કહી છે. કહ્યુ છે કે 'भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते અર્થઃ–આત્મજ્ઞાનવડે સંચિત કર્મનો નાશ થવે તથા આત્મજ્ઞાન પછી કરેલ આગામી કર્મનો સ્પર્શ નહી થવાથી બાકી રહેલ પ્રારબ્ધ કર્મની ભોગથી નિવૃત્તિ થવાવડે જ્ઞાનવાન્ પુરુષ નિર્વિશેષ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. અર્થાત્ વિદેહ કૈવલ્યરૂપ મોક્ષને પ્રાપ્ત થાય

થાય છે.' આ અર્થ વાર્તિકકારે કહ્યો છે. કહ્યું છે કે, 'शास्त्रार्थस्य समाप्तत्वान्मुक्तिः स्यात्तावतापिते । रागादयः संतुकामं न तद्भावोऽपराध्यते અર્થ:-વેદાંતશાસ્ત્રના અર્થરૂપ જીવબ્રહ્મના એકત્વરૂપ સાક્ષાત્કારવડે મનુષ્યને મુક્તિની પ્રાપ્તિ થાય છે. આવા જ્ઞાનવાન્ પુરુષમાં રાગ દ્વેષાદિ બાધિતાનુવૃત્તિવડે ભલે રહે, પણ રાગાદિ વિદ્યમાન હોવા છતાં જ્ઞાનવાન્ પુરુષને મુક્તિમાં જરા પણ હાનિ પહોંચતી નથી. વળી આ જ અર્થ સર્વ વેદાંત રહસ્યના જાણુવાવાળા શ્રી વિદ્યારણ્ય સ્વામીએ પણ કહ્યો છે. કહ્યું છે કે, 'अपेक्ष्य च चिदात्मानं पृथक पश्यन्नहंकृतिम् । इच्छंस्तु कोटिवस्तूनि न बाधोग्रंथिभेदतः ॥ ग्रंथिभेदेऽपि संभाव्या इच्छाः प्रारब्धदोषतः । बुद्ध्वापि पापबाहुल्यादसंतोषो यथातव અર્થ:-જે પુરુષ ચૈતન્યરૂપ આત્માને અહંકારાદિથી પૃથક્ જાણે છે, તથા અહંકારાદિકને ચૈતન્ય આત્માથી પૃથક્ જાણે છે, તે જ્ઞાનવાન્ પુરુષ, જો કદાપિ કરોડ વસ્તુની ઇચ્છા કરે, તો પણ અધ્યાસરૂપ ગ્રંથિના ભેદથી જ્ઞાનવાન્ પુરુષની જરા પણ હાનિ થતી નથી. વળી અધ્યાસરૂપ ગ્રંથિ નિવૃત્ત થવા છતાં જ્ઞાનવાન્ પુરુષમાં પ્રારબ્ધ દોષને લીધે ઇચ્છા સંભવે છે. જેવી રીતે અહંકારાદિથી આત્માને પૃથક્ જાણીને પણ પાપકર્મ પુષ્કળ હોવાથી તને અસંતોષ થયો છે." માટે જ્ઞાનવાન્ પુરુષને પણ પ્રારબ્ધ કર્મનું ફળ ભોગ માટે બાધિતાનુવૃત્તિવડે દેહાભિમાન તથા રાગદ્વેષાદિ સંભવે છે.

શિષ્ય:-વિદ્યારણ્ય સ્વામી આદિ આચાર્યોએ કયા સ્થળે જ્ઞાનવાન્ પુરુષમાં રાગ આદિનો નિષેધ કર્યો છે? કહ્યું છે કે, 'रागो लिंगमबोधस्य चित्तव्यायामभूमिषु । न चाध्यात्माभिमानोऽपि विदुषोऽस्त्यासुरत्वतः । विदुषोप्यासुरत्वं चेन्निष्फलं ब्रह्मदर्शनम् અર્થ:-મનુષ્યના ચિત્તમાં વિષયનો રાગ જ મનુષ્યના અજ્ઞાનને જણાવવાવાળું ચિહ્ન છે. અર્થાત્ રાગરૂપ લિંગવડેજ મનુષ્યના અજ્ઞાનનું અનુમાન થાય છે. વળી મનુષ્યમાં અભિમાન જ અસુરભાવની

પ્રાપ્તિ કરે છે. માટે વિદ્વાનને અધ્યાત્મ અભિમાન પણ હોતું નથી. જો કદાપિ અભિમાન કરવાથી વિદ્વાન્ મનુષ્યમાં અસુરભાવ થશે તો બ્રહ્મસાક્ષાત્કાર નિષ્ફળ થશે.'' ઇત્યાદિ વચનવડે જ્ઞાનવાન્ પુરુષમાં રાગાદિનો તથા દેહાભિમાનનો નિષેધ કર્યો છે. માટે જ્ઞાનવાનમાં રાગાદિ સંભવતા નથી.

ગુરુઃ—ઉક્ત વચનવડે આચાર્યોએ જ્ઞાનવાનમાં રાગ આદિનો જે નિષેધ કર્યો છે, તે દૃઢ અધ્યાસપૂર્વક રાગ આદિનો નિષેધ કર્યો છે. અર્થાત્ જેમ અજ્ઞાનીમાં આત્મા તથા અહંકાર આદિના દૃઢ અધ્યાસપૂર્વક રાગ આદિ હોય છે, તેમ જ્ઞાનવાનમાં દૃઢ અધ્યાસપૂર્વક રાગ આદિ થતા નથી. જો કદાપિ આ વચનનો એવો અભિપ્રાય ન માનીએ તો જ્ઞાનવાનમાં રાગાદિ કહેવાવાળાં પૂર્વોક્ત વચનની સાથે વિરોધ આવશે. વળી सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते આ વચનવડે ભગવાને સર્વ પ્રકારે જ્ઞાનવાનને જન્મભાવ નિરૂપણ કર્યો છે. આ ભગવાનના વચનનો પણ વિરોધ થશે. આ વિરોધની નિવૃત્તિ કરવા માટે રાગના નિષેધવાળા વચનનું તાત્પર્ય દૃઢ અધ્યાસપૂર્વક રાગ આદિના નિષેધમાં જ માનવું જોઇએ.

શિષ્યઃ—જ્યારે જ્ઞાનવાનમાં રાગ આદિ તમે અંગીકાર કર્યો ત્યારે જ્ઞાનવાનનું યથેષ્ટાચરણ પણ તમારે અંગીકાર કરવું પડશે. અહીં શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરી નિષિદ્ધ વિષયમાં જે પ્રવૃત્તિ, તેનું નામ યથેષ્ટાચરણ છે.

ગુરુઃ—જ્ઞાનવાન્ મનુષ્યનું યથેષ્ટાચરણ અમે અંગીકાર કરતા નથી. પણ પ્રારબ્ધ કર્મના ભોગમાં જ અનુકૂળ જે આભાસ માત્ર રાગદ્વેષાદિ છે, તેની અનુવૃત્તિ અમે જ્ઞાનવાનમાં અંગીકાર કરીએ છીએ. આ આભાસ માત્ર રાગદ્વેષની અનુવૃત્તિ આત્મજ્ઞાનની વિરોધી હોતી નથી. જો કદાપિ આભાસ માત્રરૂપ રાગદ્વેષાદિની અનુવૃત્તિ પણ આત્મજ્ઞાનના

વિરોધીરૂપે થતી હોય તો કોઈ પણ પુરુષને આત્મજ્ઞાન થશે નહિ. અન્ય શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, 'कादाचित्कं रागलेशं चिकित्सितुमशक्नुवन् । यो ब्रह्मनिष्ठां संद्वेष्टि कदास्यात्तत्व निश्चयः અર્થ:–ચિત્તમાં કદાચિત્ ઉત્પન્ન થયેલ જે લેશમાત્ર રાગ છે, તે રાગની નિવૃત્તિ કરવામાં અસમર્થવાળો જે પુરુષ બ્રહ્મનિષ્ઠામાં દ્વેષ કરે છે, તેને કોઇ કાળે પણ આત્માનો નિશ્ચય થતો નથી. માટે પ્રારબ્ધકર્મની સમાપ્તિપર્યંત જ્ઞાનવાનમાં દેહાભિમાન તથા રાગદ્વેષાદિ બાધિતાનુવૃત્તિવડે સિદ્ધ થાય છે.

શિષ્ય:–જ્ઞાનવાનમાં જો બાધિત દેહાભિમાનની અનુવૃત્તિ માનશો તો છીપના સાક્ષાત્કારવાળા પુરુષને બાધિત રૂપાના ભ્રમની ફરી અનુવૃત્તિ થવી જોઇએ.

ગુરુ:–છીપમાં જે રૂપાનો ભ્રમ છે, તે નિરૂપાધિક ભ્રમ છે. માટે છીપના જ્ઞાનને રૂપાના ભ્રમની નિવૃત્તિ કરવામાં કોઇ પ્રતિબંધક નથી. માટે છીપના જ્ઞાનવડે નિવૃત્ત થયલા રૂપાના ભ્રમની ફરી આવૃત્તિ થતી નથી. વળી દેહ અભિમાન આદિ તો સોપાધિક ભ્રમરૂપે છે. કેવળ પ્રારબ્ધકર્મજ ઉપાધિરૂપે છે. માટે આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થવા છતાં પ્રારબ્ધકર્મરૂપ ઉપાધિની સ્થિતિ પર્યંત જ્ઞાનવાનમાં બાધિનાવૃત્તિરૂપવડે દેહાભિમાનાદિની સ્થિતિ સંભવે છે. અથવા તો એમ માનવું કે, આત્મજ્ઞાનવડે અજ્ઞાન નિવૃત્ત થવા છતાં અજ્ઞાનનો લેશ માત્ર બાકી રહે છે. આ અજ્ઞાનના લેશને લેશાવિદ્યા કહે છે. આ અજ્ઞાનના લેશની અનુવૃત્તિવડે જ્ઞાનવાનને પ્રારબ્ધ કર્મનો ભોગ હોય છે. આ બાબત અન્ય શાસ્ત્રમાં પણ કહી છે. કહ્યું છે કે, 'द्वैतच्छाया रक्षणायास्ति लेशश्चास्मिन्नर्थे स्वानुभूतिः प्रमाणम् અર્થ:–આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થવે આભાસ માત્ર દ્વૈતનું રક્ષણ કરવા માટે અજ્ઞાનનો લેશ બાકી રહે છે. આ અર્થમાં પોતાનો અનુભવ જ પ્રમાણરૂપે છે.'

શિષ્યઃ—આપે પૂર્વે એમ કહ્યું કે, આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થવા છતાં તેનો લેશ બાકી રહે છે. આ અજ્ઞાનનો લેશ શુ છે ? શું અજ્ઞાનનો લેશ કોઇ અવયવનું નામ છે અથવા તો તે કોઇ શક્તિનું નામ છે ? તેમાં જો આપ પ્રથમ પક્ષ અંગીકાર કરશો તો તે સંભવશે નહિ. કારણકે વેદાંત સિદ્ધાંત પ્રમાણે અજ્ઞાનને નિરવયવ તથા સાવયવ અંગીકાર કર્યું નથી. પણ બેઉથી વિલક્ષણ અનિર્વચનીયરૂપે અંગીકાર કર્યું છે. જ્ઞાનને સાવયવ માની અજ્ઞાનના અવયવને લેશરૂપે જો માનીએ તો પણ આત્મજ્ઞાનવડે અજ્ઞાનરૂપ અવયવીની નિવૃત્તિ થવા પછી અવયવની અનુવૃત્તિ સંભવતી નથી. વળી અજ્ઞાનનો લેશ એ શક્તિ છે, એમ બીજો પક્ષ જો અંગીકાર કરશો તો તે પણ સંભવશે નહિ. કારણ કે આત્મજ્ઞાનવડે શક્તિવાળા અજ્ઞાનનો નાશ થવા પછી અજ્ઞાનરૂપ આશ્રયવિના શક્તિની સ્થિતિ સંભવતી નથી. માટે અજ્ઞાનના લેશની અનુવૃત્તિવડે જ્ઞાનવાનને પ્રારબ્ધકર્મનો ભોગ સંભવતો નથી.

ગુરુઃ—આત્મજ્ઞાનથી આવરણશક્તિની તથા તાદાત્મ્યરૂપ અધ્યાસની નિવૃત્તિ થઇ જાય છે. વળી વિક્ષેપ શક્તિવાળું અજ્ઞાન આત્મજ્ઞાનના પછી રહે છે. આ વિક્ષેપ શક્તિવાળા અજ્ઞાનને લેશ કહે છે. જેમ આવરણ શક્તિનો વિરોધ આત્મજ્ઞાનની સાથે છે, તેમ વિક્ષેપ શક્તિનો વિરોધ આત્મજ્ઞાનની સાથે નથી. માટે વિક્ષેપ શક્તિવાળા અજ્ઞાનની અનુવૃત્તિવડે જ્ઞાનવાનને પ્રારબ્ધ કર્મનો ભોગ સંભવે છે.

શિષ્યઃ—વિક્ષેપ શક્તિવાળા અજ્ઞાનવડે જ્ઞાનવાનને જેમ પ્રારબ્ધના ભોગની પ્રાપ્તિ થાય છે, તેમ જન્માંતરની પણ પ્રાપ્તિ થશે.

ગુરુઃ—જ્ઞાનવાનને જન્માંતરની પ્રાપ્તિનું કોઇ નિમિત્ત નથી. કારણ કે અજ્ઞાન પોતાના સ્વરૂપથી જન્મના હેતુરૂપે હોતું નથી. પણ ધર્મ તથા અધર્મ આ બેઉ જ મનુષ્યના જન્મના હેતુરૂપે હોય છે. આ ધર્માધર્મ પણ સંચિત રૂપેજ જન્મના હેતુરૂપે હોય છે. આ સંચિત ધર્મ તથા અધર્મની સ્થિતિનો હેતુ આવરણ શક્તિવાળું અજ્ઞાન છે. આ અજ્ઞાનની આત્મજ્ઞાનવડે નિવૃત્તિ થવે સંચિત કર્મ પણ નાશ થઇ જાય છે. વળી આત્મજ્ઞાન થવા પછી આગામી કર્મનો લેપ જ્ઞાનવાનને હોતો નથી. પણ પ્રારબ્ધ કર્મનો નાશ ભોગવડે થાય છે. આ રીતે શરીરના આરંભકરૂપ કારણના અભાવથી જ્ઞાનવાનને જન્માંતરની પ્રાપ્તિ સંભવતી નથી. જેમ અગ્નિવડે બળેલ વ્રીહિ, યવ આદિ બીજ જો કે તૃપ્તિના હેતુરૂપ થાય છે, પણ તે બીજ અંકુરના હેતુરૂપ નથી, તેમ વિક્ષેપ શક્તિવાળું અજ્ઞાન જ્ઞાનવાન્ મનુષ્યના પ્રારબ્ધ કર્મના ફળના ભોગમાં ઉપયોગી વિષય દર્શનના હેતુરૂપે હોય છે, પણ જન્માંતરના હેતુરૂપે નથી. વળી આત્મજ્ઞાનથી આવરણ શક્તિવાળા અજ્ઞાનની નિવૃત્તિ સમયે જે પ્રારબ્ધ કર્મ પોતાના ફળનો ભોગ આપવા માટે વિક્ષેપ શક્તિવાળા અજ્ઞાનના લેશનું રક્ષણ કરતું હતું, તે પ્રારબ્ધ કર્મરૂપ પ્રતિબંધકની નિવૃત્તિ થવા પછી અજ્ઞાનનો લેશ પણ પોતાની મેળે નિવૃત્ત થઇ જાય છે. પણ અજ્ઞાનના લેશની નિવૃત્તિ માટે ફરી આત્મજ્ઞાનની અપેક્ષા હોતી નથી. માટે અજ્ઞાનના લેશની સ્થિતિના પ્રયોજકરૂપ આવરણ શક્તિવાળું જે અજ્ઞાન હતું, તે પૂર્વેજ આત્મજ્ઞાનવડે નિવૃત્ત થઇ ગયું છે. માટે આત્મજ્ઞાનવડે અજ્ઞાન નિવૃત્ત થવા છતાં અજ્ઞાનના લેશની અનુવૃત્તિવડે જ્ઞાનવાનને પ્રારબ્ધ કર્મનો ભોગ સંભવે છે. આ સ્થળે નીચે પ્રમાણે જાણવું:—આત્માનું આવરણ તથા અહંકારાદિની સાથે આત્માનો તાદાત્મ્ય અધ્યાસ, આ બેઉ અજ્ઞાનવડે થયલા હોય છે.

માટે આત્મજ્ઞાનની ઉત્પત્તિવડે બેઉનો નાશ થઈ જાય છે. અર્થાત્ બેઉ નિરૂપાધિક ભ્રમરૂપ છે. માટે અધિષ્ઠાન આત્માના સાક્ષાત્કારવડે બેઉની નિવૃત્તિ સંભવે છે. વળી વિક્ષેપ, કર્મ સહિત અવિદ્યાથી થયલો છે. માટે બ્રહ્મવિદ્યાથી અવિદ્યાની નિવૃત્તિ થવે પ્રારબ્ધ કર્મના નાશ પર્યંત વિક્ષેપનો નાશ થતો નથી. કારણ કે વિક્ષેપ સોપાધિક ભ્રમરૂપે છે; તથા કર્મસહિત વિક્ષેપ શક્તિવાળું અજ્ઞાન ઉપાધિરૂપે છે. જે સમયે ફળના ભોગથી પ્રારબ્ધ કર્મનો નાશ થાય છે, તે સમયે વિક્ષેપ શક્તિવાળા અજ્ઞાનનો નાશ એની મેળે થાય છે. પણ તેની નિવૃત્તિ માટે જ્ઞાનની કે યોગની અપેક્ષા રહેતી નથી. જેમ તેલ તથા બત્તીનો નાશ થવા પછી દીપ પોતે પોતાની મેળે ઓલાઇ જાય છે, તેમ આત્મજ્ઞાનવડે આવરણ શકિતવાળું અજ્ઞાન નિવૃત્ત થાય છે, સંચિત કર્મ નિવૃત્ત થાય છે તથા ફળના ભોગવડે પ્રારબ્ધ કર્મ નિવૃત્ત થાય છે. આ સર્વનો ઉપર પ્રમાણે નાશ થવા પછી વિક્ષેપ શક્તિવાળું અજ્ઞાન એની પોતાની મેળે નિવૃત્ત થઇ જાય છે. આના જ સંબંધમાં બીજા ગ્રંથમાં કહ્યું છે કે, “अविद्यावृत्तितादात्म्ये विद्ययैव विनश्यतः। विक्षेपस्य स्वरूपं तु प्रारब्धक्षयमीक्षते

અર્થઃ–અવિદ્યાકૃત આવરણ તથા અહંકાર આદિની સાથે આત્માનો તાદાત્મ્ય અધ્યાસ, આ બેઉ હું બ્રહ્મરૂપે છું, આ રીતની વિદ્યાવડે નાશ પામે છે. વિક્ષેપનું સ્વરૂપ પ્રારબ્ધ કર્મના નાશને જ જોયા કરે છે અર્થાત્ પ્રારબ્ધ કર્મના નાશ પહેલાં વિક્ષેપનું સ્વરૂપ નાશ પામતું નથી. પણ પ્રારબ્ધ કર્મના નાશ પછી જ તેનો નાશ થાય છે. આથી સિદ્ધ થાય છે કે, જ્ઞાનવાનનો અનુભવ સ્ફટિકમાં રક્તનો ભ્રમ જેમ થાય છે, તેની માફક સોપાધિક ભ્રમરૂપે છે. માટે વિષયાનુભવ આત્મસાક્ષાત્કારનું વિરોધી નથી. માટે આત્મજ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થવા પછી પ્રારબ્ધ કર્મવડે પ્રાપ્ત કરાયલા અન્ન પાન આદિ વિષયનો અનુભવ કરનારો

જ્ઞાનવાન્ મનુષ્ય અખંડ, એક રસરૂપ તથા સત્ ચિદાનંદરૂપ બ્રહ્મસ્વરૂપે રહે છે. આ જ પૂર્વોક્ત આત્મજ્ઞાનનું ફળ સંભવે છે. આ જ ફળ શારીરક મીમાંસાના ચોથા અધ્યાયના પઠનથી સિદ્ધ થાય છે. અર્થાત્ શારીરક મીમાંસા શાસ્ત્રના પ્રથમ અધ્યાયના પઠન કરવાથી શ્રવણની સિદ્ધિ, બીજા અધ્યાયના પઠનથી મનનની સિદ્ધિ, ત્રીજા અધ્યાયના પઠનથી નિદિધ્યાસનની સિદ્ધિ તથા ચોથા અધ્યાયના પઠનથી આત્મસાક્ષાત્કારરૂપ ફળની સિદ્ધિ થાય છે. આ પ્રમાણે સાંપ્રદાયિક આચાર્યો માને છે. આ સર્વ બાબત ગુરુ શિષ્યના સંવાદરૂપે શારીરક મીમાંસાના, મારાથી કરાયેલા, અનુવાદમાં જોવી. કેટલાક ગ્રંથકારો એમ કહે છે કે, શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી ચારે અધ્યાયરૂપ સંપૂર્ણ શારીરક મીમાંસા શાસ્ત્રના પઠનનું નામ શ્રવણ છે. પઠન કરેલ શાસ્ત્રના અર્થનું યુક્તિવડે ચિંતન કરવું, તેનું નામ મનન છે. મનન કરેલ શાસ્ત્રના અર્થની પુનઃ પુનઃ ચિત્તમાં આવૃત્તિ કરવાનું નામ નિદિધ્યાસન છે. આ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન થવા પછી મનુષ્યને 'હું બ્રહ્મરૂપે છું,' આ રીતનો સાક્ષાત્કાર થાય છે.

શિષ્યઃ—ઉપનયનરૂપ સંસ્કારથી રહિત હોવાને લીધે વેદાંત શાસ્ત્રના અનધિકારી મૈત્રેયી આદિ સ્ત્રીને તથા વિદુર આદિ શૂદ્રને પણ શ્રુતિ, સ્મૃતિ તથા ઈતિહાસ પુરાણમાં આત્મજ્ઞાનની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું છે. વળી વેદાંત શાસ્ત્રના અધિકારી જનક, જડ ભરત આદિને પણ શારીરક મીમાંસા શાસ્ત્રના શ્રવણ આદિ વિના, કેવળ સિદ્ધ ગીતા આદિના શ્રવણ માત્રથી આત્મજ્ઞાનની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું છે. માટે સંપૂર્ણ શારીરક મીમાંસા શાસ્ત્રના પઠનથી શ્રવણ સિદ્ધ થાય છે, આ પૂર્વોક્ત નિયમ સંભવતો નથી.

ગુરુઃ—શુદ્ધ અંતઃકરણવાળા વ્યુત્પન્ન અથવા તો અવ્યુત્પન્ન મુખ્ય અધિકારીને જીવ તથા બ્રહ્મના એકત્વનું પ્રતિપાદન કરનારા એક જ શ્લોક માત્રથી અથવા તો અર્ધા શ્લોક માત્રથી બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે. અહી અમુક પદની શક્તિ અમુક અર્થમાં છે, વળી અમુક પદની લક્ષણા અમુક અર્થમાં છે, આ રીતે જે પુરુષને પદ તથા પદાથના શક્તિ તથા લક્ષણારૂપ સંગતિનું જ્ઞાન છે, તે પુરુષ વ્યત્પન્ન કહેવાય છે. વળી જે મનુષ્ય પદ તથા પદાર્થના સંગતિના જ્ઞાનથી રહિત છે, તે પુરુષ અવ્યુત્પન્ન કહેવાય છે. વળી જેણે સગુણ બ્રહ્મના સાક્ષાત્કારપર્યંત ઉપાસના કરી છે, એવો ઉપાસનાને પામેલો પુરુષ મુખ્ય અધિકારી કહેવાય છે. અથવા પૂર્વ જન્મમાં શ્રવણ મનન ' આદિ સામગ્રીવડે સંપન્ન તથા કોઇ પ્રતિબંધથી મનુષ્ય શરીરને પ્રાપ્ત થયલો પુરુષ મુખ્ય અધિકારી કહેવાય છે. આવા વ્યુત્પન્ન મુખ્ય અધિકારીને તથા અવ્યુત્પન્ન અધિકારીને આત્મજ્ઞાનની ઉત્પત્તિમાં સંપૂર્ણ શાસ્ત્રના શ્રવણ આદિની અપેક્ષા હોતી નથી. પણ વાક્ય માત્રના શ્રવણથી જ તેને આત્મસાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે.

શિષ્યઃ—પૂર્વોક્ત રીત પ્રમાણે વ્યુત્પન્ન મુખ્ય અધિકારીને આત્મસાક્ષાત્કાર ભલે ઉત્પન્ન થાય, પણ અવ્યુત્પન્ન મુખ્ય અધિકારીને વાક્ય માત્રથી બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિ સંભવતી નથી.

ગુરુઃ—શબ્દની શક્તિ અચિંત્ય છે. માટે અવ્યુત્પન્ન મુખ્ય અધિકારીને વાક્ય માત્રના શ્રવણથી જ બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિ બની શકે છે. જેમ નિદ્રામાં સૂતેલા પુરુષને સંગતિના જ્ઞાનનો અભાવ છતાં કોઈ બીજા મનુષ્યનું વાક્ય માત્ર સાંભળવાથી તે જાગૃત થાય છે, તેમ અવ્યુત્પન્ન મુખ્ય અધિકારીને વાક્ય માત્રના શ્રવણથી બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પ-

ત્તિમાં કોઇ પણુ બાધ કરતું નથી. અર્થાત્ જેમ નિદ્રામાંથી ઉઠેલા મનુષ્યને ઘટ આદિની સાથે ચક્ષુ આદિ ઇન્દ્રિયનો મેળાપ થવાથી 'આ ઘટ છે' આ રીતનો ચાક્ષુષ સાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે, તેમ પૂર્વે અનેક જન્મના પુણ્ય કર્મના પરિપાકથી પરમેશ્વરથી કૃપાને પામેલ શુદ્ધ અંતઃકરણુવાળા મનુષ્યને એક શ્લોકના શ્રવણુથી અથવા તો કેવળ એક વાક્યના જ શ્રવણુથી બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે. જેમ વિક્ષિપ્ત ચિત્તવાળા ઉન્મત્ત મનુષ્યને ઘટ આદિ પદાર્થની સાથે ચક્ષુ આદિ ઈન્દ્રિયનો સંબંધ થવા છતાં ઘટ આદિમાં વિપરીત વ્યવહાર જોવામાં આવે છે, તેમ સ્વસ્થ ચિત્તવાળા મનુષ્યને પણુ ઈન્દ્રિય અર્થનો મેળાપ થવા પછી વિપરીત વ્યવહાર થાય છે કે થશે, આ રીતની કલ્પતા કરવી નહિ. આ રીતે વિષયની પ્રાપ્તિની ઇચ્છાવાળા તથા રાજસ તેમ જ તામસ વૃત્તિવડે સ્થૂલ ચિત્તવાળા પંડિતને બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિનો અભાવ જોઈ, મુખ્ય અધિકારીને પણુ વાક્ય માત્રના શ્રવણુથી બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિમાં અસંભાવના કરવી તે ખોટી છે. માટે મુખ્ય અધિકારીને વાક્ય માત્રના શ્રવણુથી બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિમાં કોઈ પણુ બાધ કરી શકતું નથી.

શિષ્યઃ—જ્યારે પૂર્વોક્ત રીત પ્રમાણે મુખ્ય અધિકારીને વાક્ય માત્રનો શ્રવણુથી જ બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિ થાય છે ત્યારે શારીરક મીમાંસા આદિ શાસ્ત્ર અનુપયોગી થવાથી, તે નિષ્ફળ થશે.

ગુરુઃ—પૂર્વોક્ત મુખ્ય અધિકારીથી ભિન્ન અમુખ્ય અધિકારીના બાધ માટે જ શારીરક મીમાંસા આદિ શાસ્ત્રનો આરંભ છે. અર્થાત્ અમુખ્ય અધિકારીને વાક્ય માત્રના શ્રવણુથી બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી, પણુ શારીરક મીમાંસાદિ શાસ્ત્રના પઠનથી જ બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. માટે

અમુખ્ય અધિકારી માટે શારીરક મીમાંસા આદિ શાસ્ત્રનો આરંભ સફળ છે. આ જ રીતે મુખ્ય અધિકારીને એક શ્લોકવડે અથવા અડધા શ્લોકવડે બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. આ બાબત મહાભારતમાં શ્રી વ્યાસ ભગવાને પણ કહી છે. કહ્યું છે કે, 'आत्मानं विंदते यस्तु सर्वभूतगुहाशयम्। श्लोकेन यदि वार्धेन क्षीणं तस्य प्रयोजनं અર્થ:–દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત તથા સર્વ ભૂતોની બુદ્ધિના સાક્ષીરૂપ સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનો એક શ્લોકવડે અથવા અર્ધા શ્લોકવડે હું બ્રહ્મરૂપે છું, આ રીતનો જે અધિકારી મનુષ્ય સાક્ષાત્કાર કરે છે, તે જ્ઞાનવાન્ મનુષ્યનું સર્વ પ્રયોજન ક્ષીણ થાય છે.' અર્થાત્ મનુષ્ય લોકથી માંડી બ્રહ્મ લોક પર્યંત જેટલા આનંદ લોકને પ્રયોજનરૂપે પ્રસિદ્ધ છે, તે સર્વ આનંદ બ્રહ્માનંદના અંતર્ભુત છે. બ્રહ્માનંદની પ્રાપ્તિ થવે જ્ઞાનવાન્ મનુષ્યને કોઇ પણ લોકના આનંદની ઇચ્છા હોતી નથી. વળી આ જ અર્થ નૈષ્કર્મ્ય સિદ્ધિ નામના ગ્રંથમાં કહ્યો છે. જેમકે "वाक्यश्रवणमात्रेण पिशाचवदवाप्नुयात् વાક્યના શ્રવણ માત્રથી પિશાચની માફક આત્મજ્ઞાન મેળવવું જોઇએ."

શિષ્ય:–પૂર્વે આપે કહ્યું કે, અધિકારી બે પ્રકારના છે, વ્યુત્પન્ન તથા અવ્યુત્પન્ન. આ બેઉને વાક્ય માત્રના શ્રવણથી ઉત્પન્ન થયેલા બ્રહ્મસાક્ષાત્કાર પછી શું કંઇ પણ કર્તવ્ય રહે છે કે નથી રહેતું ?

ગુરુ:–આ બે પ્રકારના મુખ્ય અધિકારીમાં અવ્યુત્પન્ન મુખ્ય અધિકારીને બ્રહ્મસાક્ષાત્કાર થવા પછી બ્રહ્માકાર વૃત્તિના પ્રવાહરૂપ ધ્યાનનિષ્ઠા અપેક્ષિત છે. કારણકે અવ્યુત્પન્ન અધિકારીની બુદ્ધિ શાસ્ત્રમાં કુશળ હોતી નથી. પણ અન્ય પુરુષના ઉપદેશને અધીન છે. માટે અવ્યત્પન્ન મનુષ્યને વાક્ય માત્રના શ્રવણથી જો કે બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે, છતાં ભેદવાદી પુરુષના સંગના દોષને લીધે તે મનુષ્ય અસંભાવના તથા વિપરીત ભાવનાથી બંધાઈ જાય છે. આમ બંધાઈ જવાથી અજ્ઞાનની નિવૃત્તિ તથા પરમ પુરુષાર્થની

પ્રાપ્તિ થતી નથી. અવ્યુત્પન્ન મુખ્ય અધિકારી જો ધ્યાન-નિષ્ઠામાં રહે તો તેને ભેદવાદી મનુષ્યનો સંગ થશે નહિ. આમ સંગનો અભાવ થવે અસંભાવના તથા વિપરીત ભાવના તેને થશે નહિ. માટે પ્રતિબંધથી રહિત બ્રહ્મસાક્ષાત્કારવડે અવ્યુત્પન્ન મુખ્ય અધિકારીને બ્રહ્મસાક્ષાત્કાર થવા પછી ધ્યાનનિષ્ઠા અવશ્ય અપેક્ષિત છે. આ જ બાબતમાં ભગવદ્ગીતા વિશે શ્રી ભગવાને કહ્યું છે કે, 'अन्तेत्वेवमजानंतः श्रुत्वान्तेभ्य उपासते । तेपि चातितरंत्येव मृत्यु श्रुतिपरायणाः અર્થ:– જે મનુષ્ય શાસ્ત્રનો વિચાર કરવામાં કુશળ નથી, તે મનુષ્ય જો બીજા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી બ્રહ્મના સ્વરૂપનું શ્રવણ કરી બ્રહ્મનું નિરંતર ધ્યાન કરે છે તો શ્રવણપરાયણ મનુષ્ય બ્રહ્મસાક્ષાત્કારવડે અજ્ઞાનનો નાશ કરે છે.' વળી આજ અર્થ વિદ્યારણ્ય સ્વામીએ પણ ધ્યાનદીપમાં કહ્યો છે. જેમકે, ' अत्यंतबुद्धिमांद्याद्वा सामग्र्यावाप्यसंभवात् । यो विचारं न लभते ब्रह्मोपासीत सोऽनिशम् । मरणे ब्रह्मलोके वा तत्त्वं ज्ञात्वा विमुच्यते અર્થ:– બુદ્ધિની અત્યંત મંદતાને લીધે અથવા વિચારની સામગ્રીના અભાવથી જે મનુષ્ય બ્રહ્મના વિચારને પામતો નથી, તે મનુષ્યે નિરંતર નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન કરવું. આ રીતે ધ્યાન કરતો તે મનુષ્ય મરણ સમયે અથવા બ્રહ્મલોકમાં નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપનો સાક્ષાત્કાર કરી મોક્ષને પ્રાપ્ત થાય છે." વળી પતંજલિ ભગવાને પણ યોગસૂત્રમાં કહ્યું છે કે, 'ततः प्रत्यक् चेतनाधिगमोऽतरायाा भावश्च અર્થ:–પરમાત્માના ધ્યાનથી મનુષ્યને પ્રત્યક્ આત્માનો સાક્ષાત્કાર થાય છે. વળી આત્મસાક્ષાત્કારની ઉત્પત્તિમાં જેટલો પ્રતિબંધ હોય છે, તે સર્વ પ્રતિબંધની પણ નિવૃત્તિ ધ્યાનથી જ થાય છે." માટે અવ્યુત્પન્ન મુખ્ય અધિકારીને બ્રહ્મસાક્ષાત્કાર પછી ધ્યાનનિષ્ઠાની અપેક્ષા અવશ્ય છે, એમ સિદ્ધ થાય છે.

શિષ્ય:–પૂર્વોક્ત રીત પ્રમાણે અવ્યુત્પન્ન મુખ્ય અધિકારીને બ્રહ્મસાક્ષાત્કાર થવા પછી ધ્યાનનિષ્ઠાની અપેક્ષા

ભલે રહો, પણ જે અધિકારી શાસ્ત્રમાં વ્યુત્પન્ન છે, તેને તો ધ્યાનનિષ્ઠાની અપેક્ષા રહેશે નહિ.

ગુરુઃ—તું સર્વ વ્યુત્પન્ન અધિકારીને ધ્યાનનિષ્ઠાની અપેક્ષાનો અભાવ કહે છે કે કોઇક વ્યુત્પન્ન અધિકારીને ધ્યાનનિષ્ઠાની અપેક્ષાનો અભાવ કહે છે ? જો તું આમાંથી બીજો પક્ષ અંગીકાર કરશે તો તે મારે પણ માન્ય છે. પણ જો તું પ્રથમ પક્ષ અંગીકાર કરશે તો તે સંભવતો નથી. કારણ કે ન્યાય મીમાંસા આદિ અનેક શાસ્ત્રના વિચારવડે તથા પૂર્વ જન્મના પાપકર્મને લીધે, જે પંડિત મનુષ્ય સંશય તથા વિપરીત ભાવનાવડે ઘેરાયલો છે, તે વ્યુત્પન્ન પંડિતને વેદાંતનો વિચાર ઉત્પન્ન થવા છતાં બ્રહ્મસાક્ષાત્કાર અપ્રમાપણાની શંકાવડે દૂષિત જ થાય છે. આ કારણથી તે બ્રહ્મસાક્ષાત્કાર અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં સમર્થ થતો નથી. આવા વ્યુત્પન્ન પંડિતને સંશય તથા વિપરીત ભાવનારૂપ પ્રતિબંધની નિવૃત્તિ કરવા માટે ધ્યાનનિષ્ઠા અવશ્ય અપેક્ષિત છે. આ ધ્યાનનિષ્ઠાવડે સંશય તથા વિપરીત ભાવનારૂપ પ્રતિબંધની નિવૃત્તિ થવે, અપ્રતિબદ્ધ બ્રહ્મના સાક્ષાત્કારવડે તે વ્યુત્પન્ન પંડિતને મોક્ષરૂપ પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે. વળી જે વ્યુત્પન્ન અધિકારી, પરમેશ્વરની કૃપાવડે અસંભાવના તથા વિપરીત ભાવનાથી રહિત છે, તે વ્યુત્પન્ન અધિકારી મનુષ્યને બ્રહ્મસાક્ષાત્કાર થવા પછી ધ્યાનનિષ્ઠાની અપેક્ષા રહેતી નથી. ધ્યાન બ્રહ્મસાક્ષાત્કારના હેતુરૂપે છે, એમ વ્યાસ ભગવાને પણ બ્રહ્મસૂત્રમાં કહ્યું છે. જેમકે, 'अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् અર્થ:—અધિકારી મનુષ્ય ધ્યાનકાળે એકાગ્ર ચિત્તથી પોતાના આત્મસ્વરૂપથી બ્રહ્મસાક્ષાત્કાર કરે છે. માટે શ્રુતિમાં તથા સ્મૃતિમાં ધ્યાનથી જ બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે." શ્રુતિમાં કહ્યું છે કે,"ज्ञानप्रसादेन विशुद्धसत्वस्ततस्तु तं पश्यति निष्कलं ध्यायमानः । कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् અર્થ:—

શુદ્ધ અંતઃકરણવાળો મનુષ્ય નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન કરવાથી નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. વળી બાહ્યરૂપાદિ વિષયમાંથી નિવૃત્ત કરેલી ચક્ષુ આદિ ઇન્દ્રિયોવાળો કોઇ ધ્યાનનિષ્ઠ મનુષ્ય મોક્ષની ઇચ્છા કરતો છતાં પ્રત્યક્ આત્માનો સાક્ષાત્કાર કરે છે." સ્મૃતિમાં કહ્યું છે કે, "यं विनिद्रा नितश्वासाः संतुष्टाः संजितेन्द्रियाः । ज्योतिः पश्यंति युंजानास्तस्मै योगात्मने नमः અર્થ: નિદ્રાથી રહિત, પ્રાણાયામથી જિતેલા શ્વાસવાળો, યથાલાભ સંતુષ્ટ તથા ચક્ષુ આદિ ઇન્દ્રિયોને જિતનારો મનુષ્ય ધ્યાન યોગને કરતો છતો, પરમાત્માના જ્યોતિનો સાક્ષાત્કાર કરે છે. આ યોગરૂપ પરમાત્માને અમારા નમસ્કાર છે." બીજા ગ્રંથમાં પણ કહ્યું છે કે, 'बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीनचेत्। योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति અર્થ:-પુષ્કળ વ્યાકુળ ચિત્તવાળા મનુષ્યને જો કદાપિ વિચાર કરવાથી આત્મ જ્ઞાન ન થાય તો તે મનુષ્યને ધ્યાનરૂપ યોગ જ મુખ્ય સાધન છે. માટે મનુષ્યની બુદ્ધિના સંશય તથા વિપરીત ભાવનાદિ દોષની નિવૃત્તિ ધ્યાનવડે થાય છે.'

શિષ્ય:—પૂર્વોક્ત રીત પ્રમાણે સંશય તથા વિપરીત ભાવનાવાળો મનુષ્ય સંશય તથા વિપરીત ભાવનાની નિવૃત્તિ કરવા માટે ભલે ધ્યાન કરે, પણ જે જ્ઞાનવાન્ પંડિત, સંશય તથા વિપરીત ભાવનાથી રહિત છે, તે પણ ધ્યાન કરતો જોવામાં આવે છે. હું આપને પૂછું છું કે, જ્ઞાનવાન્ પંડિતે શા માટે ધ્યાન કરવું ?

ગુરુ:—સંશય તથા વિપરીત ભાવનાથી રહિત જ્ઞાનવાન્ પંડિત જ્યારે 'હું બ્રહ્મરૂપે છું' આ રીતની વૃત્તિના પ્રવાહરૂપ ધ્યાન કરે છે ત્યારે તેને બાહ્ય વિક્ષેપની નિવૃત્તિવડે બ્રહ્માનંદરૂપ દૃષ્ટ સુખવિશેષ થાય છે. આ દૃષ્ટ સુખ માટે જ જ્ઞાનવાન્ પુરુષ ધ્યાન કરે છે. પણ બીજું કાંઇ પ્રયોજન હોતું નથી. માટે સંશય તથા વિપરીત ભાવનારૂપ પ્રતિબંધની નિવૃત્તિ તથા આત્મસાક્ષાત્કાર બન્ને વિદ્વાનને પ્રથમજ મળેલ

હોય છે. અહીં છેવટમાં રહેલ ધ્યાનનું ફળ દૃષ્ટ સુખ છે. ભગવદ્ગીતામાં કહ્યું છે કે, "अनन्याश्चिंतयंतो मां ये जना: पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमवहाम्यहम् અર્થ:– હુંરૂપ પરમેશ્વરથી ભિન્ન માયિક પદાર્થમાં જેને રાગ નથી, તે અનન્ય કહેવાય છે. આવા અનન્યરૂપે થઈ હુંરૂપ પ્રત્યક્ અભિન્નરૂપ પરમાત્માનું ચિંતન કરનાર સાધન ચતુષ્ટય સંપન્ન અધિકારી પુરુષ હુંરૂપ નિર્ગુણ પરમાત્માનું ધ્યાન કરે છે. આવા મારારૂપ ધ્યાનપરાયણ તત્વવેત્તા પુરુષને હુંરૂપ પરમેશ્વર યોગની તથા ક્ષેમની પ્રાપ્તિ કરૂં છું." અહીં અપ્રાપ્ત અર્થની પ્રાપ્તિનું નામ યોગ છે તથા પ્રાપ્ત અર્થના પરિરક્ષણનું નામ ક્ષેમ છે.

શિષ્ય:–અખંડ એકરસ આનંદ રસરૂપ બ્રહ્માત્મામાં નિષ્ઠાવાળા જ્ઞાનવાનને કોઈ આનંદ નહિ મળેલો હોતો નથી. કારણકે મનુષ્ય લોકથી લઈ બ્રહ્મલોક પર્યંત સર્વ આનંદનો બ્રહ્માનંદમાં અંતર્ભાવ થાય છે. આ બ્રહ્માનંદ જ્ઞાનવાન્ પુરુષને પોતાના આત્મારૂપે કરી નિત્ય પ્રાપ્ત છે. આ બ્રહ્માનંદ ઉત્પત્તિ તથા નાશથી રહિત હોવાને લીધે તેનું રક્ષણ પણ સંભવતું નથી. અનિત્ય વસ્તુનુંજ રક્ષણ હોય છે. માટે જ્ઞાનવાનને હુંરૂપ પરમેશ્વર યોગક્ષેમની પ્રાપ્તિ કરૂં છું, આમ ભગવાનનું કહેવું ખોટું છે.

ગુરુ:–જો કે જ્ઞાનવાનને કોઇ અપ્રાપ્ત અંશ નથી, વળી બ્રહ્માનંદ તેને નિત્ય પ્રાપ્ત છે, માટે જ્ઞાનવાનનું યોગ ક્ષેમ નથી, છતાં અહીં યોગ ક્ષેમવડે એમ જાણવું કે, દેહાદિ સર્વ અનાત્મપદાર્થમાં આત્મબુદ્ધિનો ત્યાગ કરી જ્ઞાનવાનની બ્રહ્માનંદરૂપે જે સ્થિતિ, તેનું નામ યોગ છે. વળી પ્રબળ પ્રારબ્ધના યોગવડે બ્રહ્મનિષ્ઠામાંથી અચ્યુતિ, તેનું નામ ક્ષેમ છે. આ રીતનો યોગક્ષેમ જ્ઞાનવાન્ પુરુષમાં સંભવે છે. માટે योगक्षेमं वहाम्यहम् એ વચનવડે શ્રી ભગવાન્ ઉપર પ્રમાણેના

યોગક્ષેમનુંજ નિરૂપણ કરે છે. માટે ધ્યાન નિષ્ઠાવાન્ પુરુષને નિરંતર દૃષ્ટ સુખ પ્રાપ્ત થાય છે. આ રીતનો અર્થ ગીતાના વચનથી સિદ્ધ થાય છે. આ જ અર્થનું નિરૂપણ શ્રીભગવાને નીચલા શ્લોકમાં કર્યું છે. જેમકે "मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् । कथयतश्च मां नित्यं तुष्यंति च रमंति च અર્થ:-જેઓનું ચિત્ત મારે વિશે લાગેલું છે, જેની ઇન્દ્રિયો મારામાં જ રહેલ છે, મારું જ વારંવાર જ્ઞાન પ્રાપ્ત કરતા તથા મારી જ સ્તુતિ કરતા મનુષ્યો મારામાં સંતુષ્ટ રહે છે તથા મારામાં જ આસક્ત રહે છે."

શિષ્ય:-જેમ મુમુક્ષ જનને શ્રવણાદિની અવશ્ય કર્તવ્યતાનો બોધ કરનાર વિધિ છે, તેમ સંશય તથા વિપરીત ભાવનાથી રહિત જ્ઞાનવાન્ પુરુષને ધ્યાનની અવશ્ય કર્તવ્યતાનો બોધ કરનાર વિધિ કેમ ન હોય? અર્થાત્ જ્ઞાનવાન્ મનુષ્યે ધ્યાન અવશ્ય કરવું, આ રીતની વેદની આજ્ઞા કેમ ન હોય? વળી આપ એમ કહો કે, જ્ઞાનવાનને ધ્યાનનું વિધાન કરનારૂં કોઈ વેદવાકય નથી, તો તે તમારૂં કહેવું સંભવતું નથી. કારણકે કહ્યું છે કે, "तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः અર્થ:-ધૈર્યવાન્ બ્રાહ્મણે પરમાત્માનો સાક્ષાત્કાર કરી પછી તેનું ધ્યાન કરવું." આ શ્રુતિમાં જ્ઞાનવાનને પણ ધ્યાનનું વિધાન કર્યું છે. વળી જો આપ એમ કહો કે, ઉત્પન્ન થયેલ આત્મસાક્ષાત્કારવડે જ્ઞાનવાનને મોક્ષરૂપ પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે, માટે જ્ઞાન થવા પછી ધ્યાન કરવું નિષ્ફળ છે, એમ આપનું કહેવું સંભવતું નથી. કારણ કે હાલના સમયમાં બ્રહ્મસાક્ષાત્કાર હોવા છતાં ધ્યાનરહિત પુરુષને પૂર્વના અજ્ઞાન અવસ્થાની માફક સુખદુ:ખાદિરૂપ સંસારની પ્રતીતિ બની રહે છે. માટે બ્રહ્મસાક્ષાત્કાર માત્રથી મનુષ્યને મોક્ષરૂપ પુરુષાર્થની પ્રાપ્તિ થતી નથી. પણ તે મનુષ્ય જો બ્રહ્મવેત્તા ગુરુની સમીપ જઈ શ્રવણાદિથી બ્રહ્મનો

સાક્ષાત્કાર કરી, જીવન પર્યંત બ્રહ્મના ધ્યાનનો અભ્યાસ કરે છે, તો તે પુરુષને મોક્ષની પ્રાપ્તિ થાય છે. માટે મોક્ષની પ્રાપ્તિ માટે જ્ઞાનવાનને જીવન પર્યંત ધ્યાન અવશ્ય કર્તવ્ય છે. જો કદાપિ જ્ઞાનવાન ધ્યાનપરાયણુ થશે નહિ, તો યથેષ્ટાચરણુની પ્રાપ્તિવડે તેને નરકની પ્રાપ્તિ થશે. આ જ બાબત અન્ય ગ્રંથમાં પણ કહી છે. જેમકે निःसंगतामुक्तिपदं यतीनां संगादशेषाः प्रभवंति दोषाः । आरूढयोगोऽपि "निपात्यतेऽधः संगेन योगी किमुताल्पसिद्धः॥ અર્થ:–વિષયાસક્ત બહિર્મુખ મનુષ્યના સંગના ત્યાગનું નામ નિઃસંગતા છે. આ નિઃસંગતા સંન્યાસીને મુક્તિની પ્રાપ્તિના માર્ગરૂપે છે. આથી સંગને લીધે મનુષ્યને કામ આદિ અનેક દોષ ઉત્પન્ન થાય છે. આ દોષની પ્રાપ્તિથી જ્ઞાનવાનનું અધઃપતન થાય છે. તો પછી મુમુક્ષુજનની તો શી જ વાત!" માટે યથેષ્ટાચરણુની નિવૃત્તિ કરવા માટે સંશય તથા વિપરીત ભાવનાથી રહિત જ્ઞાનવાનને પણ જીવનપર્યંત બ્રહ્મનું ધ્યાન અવશ્ય કરવા યોગ્ય છે.

ગુરુઃ–સંશય તથા વિપરીત ભાવનાથી રહિત જ્ઞાનવાનને ધ્યાન કરવાનો વિધિ નથી. કારણકે જેને દૃઢ અભ્યાસપૂર્વક દેહાભિમાન હોય છે, તેને જ પોતાના આત્મામાં કર્તૃત્વ બુદ્ધિ હોય છે. આત્મામાં કર્તૃત્વ બુદ્ધિવાળો પુરુષ જ શાસ્ત્રના વિધિનિષેધનો અધિકારી છે. જેમકે અજ્ઞાની પુરુષ છે. પણ જ્ઞાનવાનને તો દેહાભિમાનના અભાવથી કર્તૃત્વ બુદ્ધિ હોતી નથી. માટે જ્ઞાનવાન્ શાસ્ત્રના વિધિ નિષેધનો અધિકારી નથી. અર્થાત્ દેહાભિમાન બે પ્રકારનું છે. એક કર્મજન્ય તથા બીજું ભ્રાંતિજન્ય. આમાં કર્મજન્ય દેહાભિમાન કર્મના નાશ પછી જ નિવૃત્ત થાય છે. પણ ભ્રાંતિજન્ય દેહાભિમાન અજ્ઞાનકાળમાં રહે છે. જ્યારે આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિથી ભ્રાંતિની નિવૃત્તિ થાય છે, ત્યારે ભ્રાંતિજન્ય દેહાભિમાનથી રહિત થવાથી કર્તૃત્વ બુદ્ધિથી રહિત જ્ઞાનવાન્ પુરુષમાંથી શાસ્ત્રવડે પ્રતિપાદન

કરાયલા સર્વ અધિકાર નિવૃત્ત થાય છે. તો પછી જ્ઞાનવાનને ધ્યાનનો વિધિ કેવી રીતે સંભવે ? અર્થાત્ નહિ જ સંભવશે. આજ અભિપ્રાયને લઇ વિદ્યારણ્ય સ્વામીએ પંચદશી નામના ગ્રંથમાં જ્ઞાનવાનનો અનુભવ કહ્યો છે. કહ્યું છે કે, "व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयंतु वा । येत्राधिकारिणो मर्त्या नाधिकारोऽक्रियत्वतः ॥ शृण्वंत्वज्ञाततत्त्वास्ते जानन्कस्माच्छृणोम्यहम् । मन्यंतां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥ विपर्यस्तो निदिध्यासेत्किं ध्यानमविपर्यये ॥ અર્થ:–જે પુરુષ કર્તૃત્વ બુદ્ધિવાળો હોવાથી અધિકારી છે, તે પુરુષે જ શાસ્ત્રનું વ્યાખ્યાન કરવું તથા વેદ ભણાવવા. વળી હું તો અક્રિય છું, માટે મને કોઈ અધિકાર નથી. વળી જેણે અભિન્ન બ્રહ્મને જાણ્યો નથી, તેણે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવું. તેમજ હું પ્રત્યક્ અભિન્ન બ્રહ્મને અપરોક્ષરૂપે જાણું છું, માટે હું શા માટે શ્રવણ કરૂં ? જે મનુષ્ય આત્મામાં સંશયવાળો છે. તેણે સંશયની નિવૃત્તિ કરવા માટે મનન કરવું. પણ જો હું સર્વ સંશયથી રહિત છું તો મારે શા માટે મનન કરવું જોઇએ ? તેમજ જે પુરુષ વિપરીત ભાવનાવાળો છે, તેણે વિપરીત ભાવનાની નિવૃત્તિ માટે નિદિધ્યાસન કરવું. પણ હું જો વિપરીત ભાવનાથી રહિત છું તો મારે ધ્યાન કરવાનું શું પ્રયોજન છે?"

શિષ્ય:–જ્ઞાનવાનને ધ્યાનની કર્તવ્યતા જો નહિ માનશો તો તો આત્મજ્ઞાન થવા પછી ધ્યાનનું વિધાન કરનારી तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः આ શ્રુતિ અપ્રમાણરૂપે થશે.

ગુરુ:–આ શ્રુતિ આત્માના અપરોક્ષ જ્ઞાન થવા પછી ધ્યાનનું વિધાન કરતી નથી, પણ વેદાંતના શ્રવણ માત્રજન્ય બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન થવા પછી બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ માટે નિદિધ્યાસનરૂપ ધ્યાનનું વિધાન કરે છે. માટે આ શ્રુતિ અપ્રમાણરૂપે નથી.

શિષ્યઃ–બ્રહ્મનો સાક્ષાત્કાર થવા પછી જ્ઞાનવાનને ધ્યાનની જો કર્તવ્યતા નહિ માનશો તો તેને ચિત્તની બહિર્મુખતાને લીધે યથેષ્ટાચરણની પ્રાપ્તિ થશે.

ગુરુઃ–જ્ઞાનવાન્ ભ્રાંતિજન્ય દેહાભિમાનથી રહિત છે. માટે યથેષ્ટાચરણમાં પ્રવૃત્ત થતો નથી. પણ દેહાભિમાન-વાળો પુરુષ જ યથેષ્ટાચરણમાં પ્રવૃત્ત થાય છે. અર્થાત્ જે મનુષ્ય મુમુક્ષુદશામાં પણ શમદમાદિવડે યથેષ્ટાચરણથી નિવૃત્ત થાય છે, તે જ્ઞાનદશામાં યથેષ્ટાચરણમાં કેવી રીતે પ્રવૃત્ત થશે? અર્થાત્ નહિ જ પ્રવૃત્ત થાય. વળી निःसंगता मुक्तिपदं यतीनां આ પૂર્વોક્ત વચન આત્મજ્ઞાનથી રહિત સાધક પુરુષના વિષયરૂપ છે. પણ તત્વવેત્તા પુરુષના વિ-ષયવાળું આ વચન નથી. માટે આ વચનથી ધ્યાનરહિત જ્ઞાનવાનનો અધઃપાત સિદ્ધ થતો નથી. વળી જ્ઞાનવાનને ધ્યાનનો વિધિ નથી. આજ બાબત વ્યાસ ભગ-વાને પણ બ્રહ્મસૂત્રમાં નિરૂપણ કરી છે કે, 'अनुज्ञापरिहारौ देहसंबंधाज्ज्योतिरादिवत् અર્થઃ–આ કાર્ય અવશ્ય કરવા યોગ્ય છે, આ રીતનો જે શાસ્ત્રકૃત વિધિ, તેનું નામ અનુજ્ઞા છે. કરવા યોગ્ય નથી, આ રીતના શાસ્ત્રમાં કહેવાયલા નિષેધનું નામ પરિહાર છે. આ અનુજ્ઞા તથા પરિહારરૂપ વિધિ તથા નિષેધ મનુષ્યને આત્મજ્ઞાન પૂર્વે દેહાભિમાનને લીધે પ્રાપ્ત થાય છે. પણ આત્મજ્ઞાન થવા પછી દેહાભિમાન નિવૃત્ત થાય છે, તેથી તે જ્ઞાનવાનને શાસ્ત્રકૃત વિધિ તથા નિષેધ પ્રાપ્ત થતાં નથી. જેમ સ્મશાનનો અગ્નિ ત્યાગ કરવામાં આવે છે તથા બીજા અગ્નિનો ઉપયોગ કરવામાં આવે છે, તેમજ જેમ મનુષ્યના શરીરનાં વિષ્ઠા મૂત્રનો ત્યાગ કરવામાં આવે છે તથા ગાયના શરીરનું વિષ્ઠામૂત્ર ગ્રહણ કરવામાં આવે છે, તેમ દેહાભિમાની અજ્ઞાની પુરુષને શાસ્ત્રકૃત વિધિ નિષેધ હોય છે, પણ દેહાભિમાનથી રહિત જ્ઞાનવાનને વિધિ નિષેધ હોતા નથી. વળી જ્ઞાનવાનને કંઇ પણ

કર્તવ્યરૂપે નથી. આ જ બાબત ગીતામાં ભગવાને કહ્યું છે કે,

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १ ॥**
**नैव तस्य कृतेनार्थो नाकृते नेह कश्चन ।**
**न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ २ ॥**

અર્થ:-જે આત્મરતિવાળો છે તેમજ જે આત્મતૃપ્ત છે તથા સંતુષ્ટ છે તેને કોઇ કાર્ય હોતું નથી. તેને કંઈ ન કરવાનું અથવા તો કરવાનું પ્રયોજન હોતું નથી. વળી સર્વ પ્રાણી માત્રની સાથે કોઇ રીતનો વ્યવહાર તેને સંભવતો નથી." તેમ જ પુરાણમાં પણ કહ્યું છે કે, ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः । नैवास्ति किंचित्कर्तव्यमस्ति चेन्नतत्त्ववित् અર્થ:-જે મનુષ્ય હું બ્રહ્મરૂપે છું, આ રીતના આત્મજ્ઞાનરૂપ અમૃતનું પાન કરી તૃપ્ત થયો છે. આ કારણથી જે કૃતકૃત્ય છે અર્થાત્ સંપાદન કરવા યોગ્ય વસ્તુને જેણે સંપાદન કરી છે, તેવા જ્ઞાનવાનને કંઇ પણ કર્તવ્ય નથી. પણ જેને કંઇ પણ કર્તવ્ય છે, તે મનુષ્ય જ્ઞાનવાન્ નથી." વળી ભગવાન્ ભાષ્યકારે પણ કહ્યું છે કે, 'अहं ब्रह्मास्मीत्येतदवासाना सर्वे विधयः सर्वाणि च शास्त्राणि विधिप्रतिषेधमोक्षपराणि અર્થ:-મનુષ્યને જ્યાં સૂધી હું બ્રહ્મરૂપે છું, આ રીતનો સાક્ષાત્કાર ઉત્પન્ન થયો નથી, ત્યાં સૂધી જ મનુષ્યને સર્વ વિધિ છે. તેમ જ ત્યાં સૂધી વિધિ, નિષેધ તથા મોક્ષ, આ ત્રણને પ્રતિપાદન કરવાવાળું શાસ્ત્ર પણ છે. પણ બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિ થવા પછી જ્ઞાનવાનને વિધિએ નથી, તેમ જ શાસ્ત્ર પણ નથી. કારણ કે દેહ તથા ઇન્દ્રિય આદિમાં આ તો હું છું તથા આ મારું છે, આ રીતના અભિમાનથી રહિત જે જ્ઞાનવાન્ પુરુષ છે, તેને પ્રમાણતાપણું સંભવતું નથી. વળી પ્રમાતા વિના પ્રમાણની પ્રવૃત્તિ હોતી નથી. માટે જ્ઞાનવાનને કંઇ

કર્તવ્ય નથી." તેમ જ બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરુષે પણ કહ્યું છે કે, "गौणमिथ्यात्मनो सत्वे पुत्रदेहादिबाधनात् । तत्सद्ब्रह्माहमस्मीति बोधे कार्यं कथं भवेत् અર્થ:-આત્મા ત્રણ પ્રકારનો છે:-એક ગૌણ, બીજો મિથ્યા, ત્રીજો આત્મા મુખ્ય કહેવાય છે. તેમાં પુત્ર ભાર્યા આદિ ગૌણ આત્મા છે. આ પાંચ કોશના અધિષ્ઠાનરૂપ સત્ ચિત્ તથા આનંદરૂપ સાક્ષી આત્મા મુખ્ય આત્મા કહેવાય છે. તેમાં ગૌણ આત્મા તથા મિથ્યા આત્મા આ બેમાં મિથ્યાપણાનો નિશ્ચય થવે મનુષ્યની પુત્ર તથા ભાર્યા આદિમાં તેમ જ અન્નમયાદિ પાંચ કોશમાં આત્મત્વ બુદ્ધિ નિવૃત્ત થઇ જાય છે. ત્યાર પછી સર્વના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદ એક રસરૂપ બ્રહ્મ હું છું, આ રીતનો સાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે. આ સાક્ષાત્કાર ઉત્પન્ન થવા પછી જ્ઞાનવાનને કંઇ પણ કર્તવ્ય રહેતું નથી." આજ અર્થનું નિરૂપણ एष नित्यो महिमा ब्राह्मणस्य न वर्द्धते कर्मणा नोकनीयान् । एतद्बुध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यश्च भारत ઇત્યાદિ અનેક શ્રુતિ તથા સ્મૃતિમાં કર્યું છે. માટે સંશય તથા વિપરીત ભાવનાથી રહિત જ્ઞાનવાનને કંઇપણ ધ્યાન આદિની કર્તવ્યતા નથી. પણ જ્ઞાનવાન્ જ્યારે ધ્યાનપરાયણ થાય છે ત્યારે તેને બ્રહ્માનંદરૂપ દૃષ્ટસુખ અધિક હોય છે. તેમ જ જ્યારે તે ધ્યાનપરાયણ નથી હોતો ત્યારે તેને બાહ્ય વ્યવહારના પુષ્કળપણાને લીધે કેવળ દૃષ્ટદુ:ખ માત્ર જ હોય છે, કાંઇ સંશય તથા વિપરીત ભાવનાની ઉત્પત્તિવડે મોક્ષનો પ્રતિબંધ હોતો નથી. કારણ કે અનેક કાળ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે બ્રહ્માત્મતત્ત્વનો નિશ્ચય કરવાવાળા હસ્તામલકની માફક અદ્વયાનંદ સ્વરૂપનો અનુભવ કરનાર જ્ઞાનવાનને પ્રારબ્ધ કર્મથી કંઇપણ બાહ્ય વ્યવહારવડે સંશય તથા વિપરીત ભાવનાદિ સંભવતા નથી. માટે પ્રારબ્ધકર્મને લીધે ખાનપાનાદિ વ્યવહાર કરવા છતાં જ્ઞાનવાન્ અવશ્ય મોક્ષને પ્રાપ્ત થાય છે. આ મોક્ષનો કોઇપણ

પ્રતિબંધ કરી શકતું નથી. વ્યાસ ભગવાને પણ બ્રહ્મસૂત્રમાં કહ્યું છે કે, "तन्निष्ठस्य मोक्षोपदेशात् અર્થ:-બ્રહ્માત્મામાં નિષ્ઠાવાળા જ્ઞાનવાન્ મનુષ્યને શ્રુતિ તથા સ્મૃતિમાં મોક્ષની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે." શ્રુતિમાં કહ્યું છે કે, 'तस्य तावदेव चिरं यावन्न विमोक्षेऽथ संपत्स्ये અર્થ:-જ્યાં સૂધી ભોગવડે પ્રારબ્ધકર્મથી રહિત જ્ઞાનવાન્ થયો નથી, ત્યાં સૂધી જ્ઞાનવાનને વિદેહ મોક્ષમાં વિલંબ છે. પણ પ્રારબ્ધકર્મની નિવૃત્તિ પછી જ્ઞાનવાન્ નિર્વિશેષ બ્રહ્મભાવરૂપ વિદેહ મોક્ષને અવશ્ય પ્રાપ્ત થાય છે.' સ્મૃતિમાં કહ્યું છે કે, "य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते અર્થ:-હે અર્જુન! જે મનુષ્ય દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત આનંદ સ્વરૂપ પરમાત્માને હું બ્રહ્મરૂપે છું, આ રીતે પોતાના આત્મારૂપે જાણે છે, તે વિદ્વાન્ સર્વ પ્રકારે રહેતો છતાં અર્થાત્ પ્રબળ પ્રારબ્ધકર્મને લીધે કદાપિ યથેષ્ટાચરણ કરે, છતાં ફરી જન્મને પ્રાપ્ત થતો નથી." પોતાના આ અભિપ્રાયને શ્રીભગવાને અઢારમા અધ્યાયમાં નીચે પ્રમાણે પ્રકટ કર્યો છે:- "यस्य नाहं कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते। हत्वापि स इमाँल्लोकान् न हन्ति न निबध्यते અર્થ:-હે અર્જુન! જે જ્ઞાનવાનને હું કર્મનો કર્તા છું, આ રીતની ભાવના નથી, તથા હું અમુક કર્મના ફળને ભોગવીશ, આ રીતે જે જ્ઞાનવાનની બુદ્ધિ કર્મના ફળમાં લેપાતી નથી, તે જ્ઞાનવાન્ જો કદાપિ સર્વ લોકનું ખૂન કરે, છતાં તે ખૂનની ક્રિયાનો કર્તા થતો નથી. તેમજ હનનથી ઉત્પન્ન થયેલ અનિષ્ટ ફળની સાથે તે સંબંધવાળો થતો નથી." વળી શેષ ભગવાને પણ કહ્યું છે કે, "हयमेधसहस्राण्यथ कुरुते ब्रह्मघातलक्षाणि परमार्थविन्न पुण्यै र्न च पापैः स्पृश्यते विमलः॥ અર્થ:-હું બ્રહ્મરૂપે છું, આ રીતના સાક્ષાત્કારવાળો તત્વવેત્તા પુરુષ જો કદાપિ હજાર અશ્વમેધ યજ્ઞ કરે છે, અથવા લક્ષ બ્રાહ્મણને મારે છે, છતાં તે તત્ત્વવેત્તા અશ્વમેધજન્ય પુણ્યવડે તથા બ્રહ્મહત્યાથી ઉત્પન્ન થયેલા પાપવડે લેપાતો

નથી. માટે તત્વવેત્તા વિમળ છે અર્થાત્ અવિદ્યાદિ મળથી રહિત છે." શ્રી વિદ્યારણ્ય સ્વામીએ કહ્યું છે કે, " पूर्णे बोधे हन्यौ द्वौ प्रतिबद्धौ यदातदा। मोक्षो विनिश्चितः किंतु दृष्टदुःखं न नश्यति અર્થ:-વૈરાગ્ય, બોધ, ઉપરતિ આ ત્રણમાંથી આત્મસાક્ષાત્કારરૂપ બોધ મનુષ્યને પૂર્ણ રીતે જ્યારે થાય છે, પણ કોઈ પાપરૂપી પ્રારબ્ધને લીધે વૈરાગ્ય તથા ઉપરતિ આ બન્ને પ્રતિબદ્ધ હોય છે ત્યારે તે મનુષ્યને જો કે મોક્ષ તો નિશ્ચયપૂર્વક થાય છે જ, પણ વૈરાગ્ય તથા ઉપરતિના અભાવને લીધે તે મનુષ્યનું દૃષ્ટ દુઃખ નિવૃત્ત થતું નથી." અર્થાત્ વૈરાગ્ય, બોધ તથા ઉપરતિ આ ત્રણ પરસ્પર સહાયક હોવાથી વિશેષે કરીને એકઠાં રહે છે, પણ કોઇ સ્થળે આ ત્રણનો વિયોગ પણ હોય છે. મહાન્ તપવાળો તથા પરમેશ્વરની કૃપાવાળો ઉત્તમ અધિકારી છે. તેનામાં આ ત્રણે એકઠાં રહે છે. વળી મધ્યમ અધિકારીમાં કોઇ પાપરૂપી પ્રારબ્ધને લીધે ત્રણેનો વિયોગ પણ હોય છે. આ વિયોગમાં ભેદ એટલો છે કે, જેને વૈરાગ્ય તથા ઉપરતિ આ બેઉ પૂર્ણ હોય છે તથા આત્મસાક્ષાત્કારરૂપ બોધ પ્રતિબદ્ધ હોય છે, તેને મોક્ષની પ્રાપ્તિ થતી નથી. પણ તપના બળને લીધે ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. વળી જેને બોધ પૂર્ણ છે, પણ કોઇ પાપરૂપી પ્રારબ્ધને લીધે વૈરાગ્ય તથા ઉપરતિ આ બેઉ પ્રતિબદ્ધ હોય છે, તેને મોક્ષ તો અવશ્ય થાય છે. પણ દૃષ્ટ દુઃખ નિવૃત્ત થતું નથી.

## વૈરાગ્યાદિનું સાધન, સ્વરૂપ, ફળ તથા પૂર્ણતા.

આ લોકના તથા પરલોકના વિષયમાં અતિશય અનિત્યતા આદિ દોષદૃષ્ટિ વૈરાગ્યના સાધનરૂપે છે. વળી આ લોક તથા પરલોકના વિષયના ત્યાગની ઈચ્છા, વૈરાગ્યના સ્વરૂપરૂપે છે. વિના પ્રયત્ન પ્રાપ્ત થયલા ભોગમાં ચિત્તની

દીનતા, એ વૈરાગ્યનું ફળ છે. સર્વ લોકથી ઉત્કૃષ્ટ બ્રહ્મ લોકને પણ તૃણની માફક તુચ્છ જાણવો, એ વૈરાગ્યની પૂર્ણતાનો અવધિ છે. વળી શ્રવણ, મનન તથા નિદિધ્યાસન આ ત્રણ બોધનાં સાધનરૂપે છે. મિથ્યા દેહાદિથી પ્રત્યક્ આત્માનું વિવેચન બોધના સ્વરૂપે છે. વળી અહંકાર આદિની સાથે આત્માના તાદાત્મ્ય અધ્યાસરૂપ ગ્રંથિનો ફરી ન ઉદય થવો, તે બોધના ફળરૂપે છે. જેમ અજ્ઞાની પુરુષને દેહમાં દૃઢ આત્મત્વ બુદ્ધિ હોય છે, તેમ પરમાત્મામાં દૃઢ આત્મબુદ્ધિ બોધની પૂર્ણતાના અવધિરૂપે છે. વળી યમ નિયમાદિ ઉપરતિના સાધનરૂપે છે. મનથી સર્વ વૃત્તિનો નિરોધ ઉપરતિના સ્વરૂપરૂપે છે. વળી લૌકિક તથા વૈદિક સર્વ વ્યવહારનો અભાવ ઉપરતિના ફળરૂપે છે. તેમ જ સુષુપ્તિની માફક સર્વ પદાર્થની વિસ્મૃતિ, ઉપરતિની પૂર્ણતાનો અવધિ છે. બીજું અસંભાવના તથા વિપરીત ભાવનાથી રહિતપણું, એ જ બ્રહ્મસાક્ષાત્કારરૂપ બોધની પૂર્ણતાનો અવધિ છે. આ બોધની પૂર્ણતાનો અવધિ વિષ્ણુપુરાણમાં પારાશર મુનિએ નીચે પ્રમાણે કહ્યો છે:—" अहं हरिः सर्वमिदं जनार्दनो नान्यत्ततः कारणकार्यजातम्। इदं मनो यस्य न तस्य भूयो भवोद्भवा द्वंद्वगदा भवंति અર્થ:—હું તથા આ સર્વ જગત્ પરમાત્મરૂપ જ છે, આ પરમાત્માથી ભિન્ન કોઈ કારણ તથા કાર્ય નથી, આ રીતની સર્વાત્મબુદ્ધિને પ્રાપ્ત થયેલા મનુષ્યને ફરી સંસારથી ઉત્પન્ન થયેલા શીત, ઉષ્ણ તથા અપમાન આદિ દ્વંદ્વરૂપ રોગો પ્રાપ્ત થતા નથી." વળી આ બોધની પૂર્ણતાનો અવધિ સ્કંદ પુરાણમાં રહેલ ભગવદ્ગીતામાં બ્રહ્માએ મહાદેવને નીચે પ્રમાણે કહ્યો છે:—"अहं हि सर्वम्न च किंचिदन्यन्निरूपणायामनिरूपणायाम। इयं हि वेदस्य पराहि निष्ठा मयानुभूतिश्च न संशयश्च અર્થ:—હું જ સર્વ જગત્‌રૂપ છું, મારાથી ભિન્ન કોઈપણ વસ્તુ નથી, આ રીતનો સર્વાત્મભાવ સર્વ વેદના પરમ તાત્પર્યરૂપે છે. મારો પણ આ રીતનો અનુભવ

છે. સર્વાત્મભાવમાં તમારે કદી પણ સંશય કરવો નહિ.” આ બોધની પૂર્ણતાનો અવધિ ઉપદેશ સાહસ્રી ગ્રંથમાં આચાર્યે નીચે પ્રમાણે કહ્યો છેઃ–“देहात्मज्ञानवज्ज्ञानं देहात्मज्ञान-बाधकम् । आत्मन्येव भवेद्यस्य स नेच्छन्नपि मुच्यते અર્થઃ–જેમ અજ્ઞાની મનુષ્યને પોતાના દેહમાં હું મનુષ્ય છું, આ રીતનું દૃઢ જ્ઞાન હોય છે, તેમ જેને પ્રત્યક્ આત્મામાં હું બ્રહ્મરૂપે છું, આ રીતના સંશય તથા વિપરીત ભાવનાથી રહિત દૃઢ જ્ઞાન થયું છે, જે જ્ઞાન દેહાત્મજ્ઞાનનું નાશ કરનારૂં છે, આવો જ્ઞાનવાળો મનુષ્ય મોક્ષની ઇચ્છા નહિ કરવા છતાં મોક્ષને પામે છે.” વળી બોધની પૂર્ણતાનો અવધિ શ્રી વિદ્યારણ્ય સ્વામીએ તૃપ્તિદીપમાં નીચે પ્રમાણે કહ્યો છે. “असंदिग्धा विपर्यस्त बोधो देहात्मनीक्ष्यते । तद्वदत्रेति निर्णेतुमयमित्य-भिधीयते અર્થઃ–લૌકિક મનુષ્યને પોતાના દેહરૂપ આત્મામાં જેમ સંશય તથા વિપરીત ભાવનાથી રહિત હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, આ રીતનું જ્ઞાન જોવામાં આવે છે, તેમ અધિકારીએ મુક્તિની સિદ્ધિ માટે પ્રત્યક્ આત્મામાં સંશય તથા વિપરીત ભાવનાથી રહિત હું બ્રહ્મરૂપે છું, આ રીતનો બોધ સંપાદન કરવો યોગ્ય છે, આ રીતનો નિર્ણય કરવા માટે જ શ્રુતિમાં अयं એવા પદનું નિરૂપણ કર્યું છે. આ શ્રુતિ સંબંધી આગળ ઉપર કહેવામાં આવશે. આ રીતે અનેક શ્રુતિ, સ્મૃતિ તથા આચાર્યના વચનરૂપ પ્રમાણવડે બોધની પૂર્ણતાનો અવધિ સિદ્ધ છે. આથી સિદ્ધ થાય છે કે, પૂર્વોક્ત વિવેકાદિ ચતુષ્ટય સાધનસંપન્ન મનુષ્યને શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે, હું બ્રહ્મ છું, આ રીતનો બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. આ બ્રહ્મસાક્ષાત્કારથી અવિદ્યાની નિવૃત્તિ તથા બ્રહ્મભાવરૂપ મુક્તિ થાય છે.

શિષ્યઃ–બ્રહ્મસાક્ષાત્કારથી મનુષ્યને અવિદ્યાની નિવૃત્તિ તથા બ્રહ્મભાવરૂપ મુક્તિ થાય છે, તેમાં શું પ્રમાણ છે?

ગુરુઃ—આ અર્થનું નિરૂપણુ સાક્ષાત્ વેદની શ્રુતિએ તથા સ્મૃતિએ કર્યું છે. શ્રુતિમાં કહ્યું છે કે, "तमेव विदित्वातिमृत्युमेति। तरति शोकमात्मवित्, ब्रह्मविद्ब्रह्मैव भवति, एवमेवैष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरूपसंपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते। स उत्तमः पुरुषः आत्मानं चेद्विजानीयादहमस्मीति पुरुषः किमिच्छन्कस्य कामाय शरीरमनु संज्वरेत्, यत्पूर्णानंदैकबोध स्तद्ब्रह्माहमस्मीति कृतकृत्यो भवति અર્થ:—અધિકારી મનુષ્ય પરમાત્માને હું બ્રહ્મરૂપે છું આ રીતનો સાક્ષાત્કાર કરી સંસારના કારણુરૂપ અજ્ઞાનરૂપી મૃત્યુનો નાશ કરે છે. વળી આત્માના સાક્ષાત્કારવાળો પુરુષ શોકને તરે છે અર્થાત્ સંસારના કારણુરૂપ અજ્ઞાનનો નાશ કરે છે. બ્રહ્મના સાક્ષાત્કારવાળો પુરુષ બ્રહ્મરૂપ જ થાય છે. આ સંપ્રસાદ નામનો જીવ વિચારવડે સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના અભિમાનનો ત્યાગ કરી, હું બ્રહ્મરૂપે છું, આ રીતે પરબ્રહ્મને પોતાના આત્મારૂપે જાણી પરબ્રહ્મરૂપ જ થાય છે. જે અધિકારી બ્રહ્મસાક્ષાત્કારવડે બ્રહ્મરૂપે થાય છે, તે અધિકારી ઉત્તમ તથા પુરુષરૂપે છે. બ્રહ્મસાક્ષાત્કારવડે અજ્ઞાનરૂપી તમથી નિવૃત્તિ પામેલ મનુષ્ય ઉત્તમ છે. અહી સર્વત્ર પૂર્ણરૂપે હોય, તેનું નામ પુરુષ કહેવાય છે. નિત્ય તથા અપરોક્ષરૂપ તેમ જ સર્વના સાક્ષીરૂપે પરમાત્મા હું જ છું, આ પ્રમાણે જ્યારે મનુષ્ય પ્રત્યક્ આત્માનો સાક્ષાત્કાર કરે છે ત્યારે તે જ્ઞાનવાન્ શેની ઇચ્છા કરવાવડે કોઇ પણ શરીરનો આશ્રય કરી દુઃખ પામે અર્થાત્ તે દુઃખનેપામશે નહિ. જે બ્રહ્મ અપરિચ્છિન્નરૂપે, આનંદરૂપે, એકરૂપે તથા બોધરૂપે છે, તે બ્રહ્મ હું છું, આ રીતના જ્ઞાનવાળો પુરુષ કૃતકૃતત્ય થાય છે." વળી ગીતામાં ભગવાને કહ્યું છે કે, 'एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यश्च भारत। ज्ञानीत्वात्मैव मे मतम् અર્થ:—હે અર્જુન! આ બ્રહ્માત્મ તત્વનો હું બ્રહ્મરૂપે છું, આ રીતનો સાક્ષાત્કાર કરી મનુષ્ય બુદ્ધિમાન્ થાય છે. તથા કૃતકૃત્ય થાય છે. જ્ઞાનવાન્ મનુષ્ય

હુંરૂપ પરમેશ્વરના આત્મારૂપજ છે. ” વળી શેષ ભગવાને પણ કહ્યું છે કે, वृक्षाग्राच्युतपादो यद्वदनिच्छन्नपि क्षितौ पतति तद्वद्गुणपुरुषज्ञोऽनिच्छन्नपि केवलीभवति અર્થ:-જેમ વૃક્ષપરથી પડેલો મનુષ્ય ભૂમિપર પડવાની નહિ ઇચ્છા કરવા છતાં ભૂમિપરજ પડે છે, તેમ આત્મસાક્ષાત્કારવાળો મનુષ્ય મોક્ષની ઈચ્છા નહિ કરતો છતાં અવશ્ય મોક્ષને પામે છે.” ઇત્યાદિ અનેક શ્રુતિ તથા સ્મૃતિનાં વચન બ્રહ્મના સાક્ષાત્કારથી અવિદ્યાની નિવૃત્તિ તથા બ્રહ્મભાવરૂપ મુક્તિની પ્રાપ્તિનું નિરૂપણ કરે છે. માટે વિચાર કરેલ તત્ત્વમસિ આદિ મહાવાકયથી ઉત્પન્ન થયેલ, હું બ્રહ્મરૂપે છું, આ રીતના સાક્ષાત્કારવડે તત્વવેત્તા મનુષ્યને નિત્ય, નિરતિશય, અખંડ, એકરસ તથા આનંદરૂપ બ્રહ્મભાવરૂપી મુક્તિની પ્રાપ્તિ થાય છે.

**इतिश्री चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जर-
भाषांतरे तत्त्वानुसंधाने तृतीयः परिच्छेदः
समाप्तः ॥**



# ચતુર્થ પરિચ્છેદ.

## વિદેહમુક્તિ તથા જીવન્મુક્તિનું નિરૂપણ.

શિષ્યઃ—આપે તૃતીય પરિચ્છેદના અંતમાં બ્રહ્મસાક્ષાત્કારથી મુક્તિની પ્રાપ્તિનું નિરૂપણુ કર્યું. પણુ તે મુક્તિ કેટલા પ્રકારની છે, તે મને જણાવશો.

ગુરુઃ—મુક્તિ બે પ્રકારની છે, એક જીવન્મુક્તિ તથા બીજી વિદેહમુક્તિ. કેટલાક ગ્રંથકારો જીવન્મુક્તિને સ્વીકારતા નથી, પણ એક વિદેહમુક્તિને જ માને છે. તેઓના મતનું ખંડન કરવા માટે પ્રથમ તેઓના મતનું હું નિરૂપણ કરું છું તે તું સાંભળ. તેઓ કહે છે કે, બ્રહ્મસાક્ષાત્કારથી વિદ્વાનને એક વિદેહમુક્તિ જ થાય છે, પણ જીવન્મુક્તિ થતી નથી. કારણુ કે જીવન્મુક્તિમાં કાંઇ પ્રમાણુ નથી. વળી જીવન્મુક્તિનું કાંઈ લક્ષણુ પણુ સંભવતું નથી. જીવન્મુક્તિનો કોઈ અધિકારી સંભવતો નથી. તેમ જીવન્મુક્તિનું કાંઇ ફળરૂપ પ્રયોજન પણુ સંભવતું નથી. વળી લક્ષણુ તથા પ્રમાણુ આદિથી વસ્તુની સિદ્ધિ થાય છે. આ લક્ષણુ તથા પ્રમાણુ આદિનો અભાવ હોવાથી જીવન્મુક્તિ સ્વીકારવી યોગ્ય નથી.

## જીવન્મુક્તિમાં પ્રમાણુનો અભાવ.

આ જીવન્મુક્તિમાં કોઇ પણુ શ્રુતિ તથા સ્મૃતિનું પ્રમાણુ નથી.

શિષ્યઃ—विमुक्तश्च विमुच्यते, स जीवन्मुक्त उच्यते, स्थितप्रज्ञस्तदोच्यते ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિનાં વચનજ જીવન્મુક્તિમાં પ્રમાણુરૂપે છે. માટે જીવન્મુક્તિમાં પ્રમાણુનો અભાવ કહેવો ખોટો છે.

ગુરુઃ–શ્રુતિ તથા સ્મૃતિનું તાત્પર્ય બ્રહ્મવિદ્યાની સ્તુતિવડે બ્રહ્મમાં જ છે. પણ જીવન્મુક્તિમાં તાત્પર્ય નથી, માટે આ વચનથી જીવન્મુક્તિની સિદ્ધિ થઇ શકે નહિ.

## જીવન્મુક્તિમાં લક્ષણનો અભાવ.

લક્ષણના અભાવથી જીવનમુક્તિના અભાવની સિદ્ધિ થાય છે. જેમકે અજ્ઞાનની નિવૃત્તિનું નામ શું જીવન્મુક્તિ છે, બ્રહ્મના ભાવનું નામ જીવન્મુક્તિ છે અથવા શું જીવત્ અવસ્થામાં કર્તૃત્વ ભોક્તૃત્વ આદિરૂપ બંધની નિવૃત્તિનું નામ જીવનમુક્તિ છે. તેમાં પ્રથમ લક્ષણ અથવા દ્વિતીય લક્ષણ જો અંગીકાર કરશો તો તે સંભવશે નહિ. માટે વિદેહમુક્તિમાં પણ અજ્ઞાનની નિવૃત્તિ તથા બ્રહ્મભાવ વિદ્યમાન જ છે. પણ વિદેહમુક્તિમાં આ બેઉ લક્ષણની અતિવ્યાપ્તિ થશે. વળી અતિવ્યાપ્તિના દોષવાળું લક્ષણ પોતાના લક્ષ્ય અર્થની સિદ્ધિ કરી શકતું નથી. માટે પ્રથમ તથા બીજા લક્ષણથી જીવન્મુક્તિની સિદ્ધિ થઇ શકતી નથી. જો ત્રીજું લક્ષણ અંગીકાર કરશો તો તે પણ સંભવશે નહિ. કારણ કે જીવન્ અવસ્થામાં ભોગ આપવાવાળું પ્રારબ્ધકર્મ હોય તો કર્તૃત્વાદિ બંધની નિવૃત્તિ સંભવતી નથી. માટે ત્રીજું લક્ષણ પણ અસંભવરૂપ દોષવાળું હોવાથી જીવન્મુક્તિની સિદ્ધિ કરી શકતું નથી. વળી જીવત્ અવસ્થામાં કર્તૃત્વાદિબંધ સાક્ષી ચૈતન્યથી નિવૃત્ત થાય અથવા અહંકારથી નિવૃત્ત થાય. તેમાં પ્રથમ પક્ષ જો સ્વીકારશો તો તે સંભવશે નહિ. કારણ કે સાક્ષી ચૈતન્યમાં વાસ્તવિક રીતે બંધ નથી. પણ અંતઃકરણના તાદાત્મ્ય અધ્યાસની નિવૃત્તિ થાય છે ત્યારે આરોપિત બંધ નિવૃત્ત થઈ જાય છે. માટે સાક્ષીથી બંધની નિવૃત્તિ કરવા માટે જીવન્મુક્તિ સંપાદન કરવી વ્યર્થ છે. વળી જો બીજો પક્ષ અંગીકાર કરશો તો તે પણ સંભવશે નહિ. કારણ કે ભોગ આપવાવાળાં પ્રારબ્ધ

કર્મો વિદ્યમાન હોવા છતાં અહંકારમાં રહેલ સ્વાભાવિક બંધની નિવૃત્તિ સંભવતી નથી. અર્થાત્ જે ધર્મીનો જે સ્વાભાવિક ધર્મ હોય, તે સ્વાભાવિક ધર્મ ધર્મી રહેવા છતાં નિવૃત્ત થતો નથી. જેમકે અગ્નિનો ઉષ્ણત્વધર્મ તથા જળનો દ્રવત્વધર્મ અગ્નિ તથા જળરૂપ ધર્મી રહેવા છતાં નિવૃત્ત થતો નથી. તેમ અહંકારનો સ્વાભાવિક ધર્મરૂપ કર્તૃત્વાદિ બંધ પણ અહંકારરૂપ ધર્મી રહેવા છતાં નિવૃત્ત થશે નહિ.

શિષ્યઃ—અહંકારગત કર્તૃત્વાદિબંધનો જો કે સ્વરૂપે કરી નાશ થતો નથી, છતાં યોગાભ્યાસવડે તે બંધનો અભિભવ થાય છે.

ગુરુઃ—જેમ આત્મજ્ઞાનથી પ્રારબ્ધકર્મ પ્રબળ હોય છે, તેમ યોગાભ્યાસ કરતાં પ્રારબ્ધકર્મ પ્રબળ છે. વળી પ્રારબ્ધ કર્મનો ભોગ કર્તૃત્વાદિ અભિમાન વિના સંભવતો નથી. માટે પ્રબળ પ્રારબ્ધકર્મ રહેવા છતાં યોગાભ્યાસ કર્તૃત્વાદિ બંધનો અભિભવ કરી શકશે નહિ. માટે જીવત્ અવસ્થામાં કર્તૃત્વાદિ બંધની નિવૃત્તિનું નામ જીવન્મુક્તિ છે, એમ જીવન્મુક્તિનું લક્ષણ સંભવતું નથી.

## જીવન્મુકિતમાં સાધનનો અભાવ.

જીવન્મુક્તિ માનવાવાળાને પૂછવું કે, જીવન્મુક્તિનું સાધન આત્મજ્ઞાન કે યોગ છે? તેમાં પ્રથમ પક્ષ માનશો તો તે સંભવશે નહિ. કારણ કે આત્મજ્ઞાન વિદેહમુક્તિનું જ સાધન છે. વળી ज्ञानादेव तु कैवल्यम् ઇત્યાદિ શ્રુતિમાં આત્મજ્ઞાનથી મુક્તિની પ્રાપ્તિ નિરૂપણ કરી છે. પણ કાંઇ જીવન્મુકિતની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું નથી. માટે આત્મ-જ્ઞાન વિદેહમુકિતનું જ સાધન છે. તેમ બીજો પક્ષ પણ સંભવશે નહિ. કારણ કે જેમ શ્રવણાદિ આત્મજ્ઞાનના

સાધનરૂપે છે, તેમ યોગ પણ આત્મજ્ઞાનના સાધનરૂપે છે. માટે યોગમાં જીવન્મુકિતની સાધનતા સંભવતી નથી.

## જીવન્મુકિતમાં અધિકારીના અભાવ.

જીવન્મુકિતમાં મુમુક્ષુને અધિકારીપણું સંભવતું નથી. પણ જ્ઞાનવાનને જીવન્મુકિતનો અધિકારી કહેવો પડશે, તે પણ સંભવશે નહિ. કારણ કે ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः । नैवास्ति किंचित्कर्तव्य मस्तिचेन्न स तत्त्ववित् , तस्य कार्यं न विद्यते ઇત્યાદિ વચનથી જ્ઞાનવાનની કર્તવ્યતાનો નિષેધ કર્યો છે. જો જ્ઞાનવાનને જીવન્મુક્તિનો અધિકારી માનશો તો જ્ઞાનવાનને જીવન્મુક્તિના સાધનની કર્તવ્યતા અવશ્ય થશે. આથી ઉકત વચનનો વિરોધ આવશે. વળી દેહાભિમાનવાળો પુરુષ જ કર્તારૂપે હોય છે. પણ જ્ઞાનવાન્ પુરુષ દેહાભિમાનથી રહિત છે. માટે તે કર્તાપણાથી રહિત છે. આમ કર્તાપણાનો અભાવ થવે જ્ઞાનવાન્ પુરુષની જીવન્મુક્તિના સાધનમાં પ્રવૃત્તિ સંભવતી નથી. માટે જ્ઞાનવાનને જીવન્મુક્તિમાં અધિકાર સંભવતો નથી. વળી અધિકાર વિના જીવન્મુક્તિના સાધનનો અભ્યાસ પણ સંભવતો નથી.

## જીવન્મુકિતમાં ફળરૂપ પ્રયોજનનો અભાવ.

જીવન્મુક્તિ માનવાવાળાને પૂછવું કે, જીવન્મુકિતનું પ્રયોજન શું છે? અર્થાત્ પ્રયોજન વિના મંદ પુરુષની પ્રવૃત્તિ હોતી નથી. બુદ્ધિમાન્ પુરુષની પણ પ્રયોજન વિના કેવી રીતે પ્રવૃત્તિ થાય? માટે જીવન્મુકિતના સંપાદનમાં પુરુષની પ્રવૃત્તિ માટે જીવન્મુકિતનું કાંઈ પ્રયોજન અવશ્ય કહેવું જોઇએ. ઉત્પન્ન થયેલ આત્મજ્ઞાનનું રક્ષણ શું જીવન્મુકિતના પ્રયોજન રૂપે છે, દુઃખનો નાશ પ્રયોજનરૂપે છે કે સ્વરૂપ સુખનો આવિર્ભાવ પ્રયોજનરૂપે છે? તેમાં પ્રથમ પક્ષ જો અંગીકાર

કરશો તો તે સંભવશે નહિ. કારણ કે અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં સમર્થ તત્ત્વમસિ આદિ પ્રમાણજન્ય આત્મજ્ઞાનનો કોઈ બાધ કરનાર નથી. કોઈ બાધ કરનાર હોય તો જ તેના રક્ષણની આવશ્યકતા છે. માટે જ્ઞાનનું રક્ષણ નિરૂપણ થઈ શકતું નથી. માટે દુઃખનો નાશ તથા સુખનો આવિર્ભાવ, આ બેઉ જીવન્મુક્તિના પ્રયોજનરૂપે નથી. માટે બેઉ આત્મજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. જે વસ્તુ જે સાધનથી પ્રાપ્ત થાય, તે વસ્તુ તેના સાધનનું ફળ છે, પણ અન્ય સાધનનું ફળ નથી. માટે દુઃખનો નાશ તથા સુખનો આવિર્ભાવ, બેઉ આત્મજ્ઞાનના ફળરૂપે છે. પણ જીવન્મુક્તિના ફળરૂપે નથી. આ રીતે પ્રમાણ, સ્વરૂપલક્ષણ, સાધન, અધિકારી તથા પ્રયોજન, આ પાંચનો અભાવ હોવાથી જીવન્મુક્તિનો સ્વીકાર નિરર્થક છે. માટે આત્મજ્ઞાનથી એક વિદેહમુક્તિ જ થાય છે, પણ જીવન્મુક્તિ થતી નથી. આ પ્રમાણે કેટલાએક ગ્રંથકારો જીવન્મુક્તિનું ખંડન કરી, એક વિદેહમુક્તિનો જ સ્વીકાર કરે છે. આ લોકના મતનું ખંડન કરવા માટે પ્રથમ મુક્તિ કેટલા પ્રકારની છે, તે જાણવી જોઇએ. મુક્તિ બે પ્રકારની છે, એક વિદેહમુક્તિ તથા બીજી જીવન્મુક્તિ. જો કે જીવન્મુક્તિ પછી વિદેહમુક્તિ થાય છે, માટે પ્રથમ જીવન્મુક્તિનું જ નિરૂપણ કરવું ઉચિત છે. છતાં જીવન્મુક્તિ વિવાદગ્રસ્ત છે. માટે તેનું નિરૂપણ અતિવિસ્તારથી થાય છે. પણ વિદેહ મુક્તિમાં કોઇનો વિવાદ નથી, જેથી તેનું નિરૂપણ થોડામાં થઇ શકે એમ છે. માટે સૂચિકટાહ ન્યાયવડે પ્રથમ વિદેહ મુક્તિનું નિરૂપણ કરવું યોગ્ય છે. હું બ્રહ્મરૂપે છું, આ રીતે જ્ઞાનવાળા પુરુષના ભોગવડે પ્રારબ્ધ કર્મનો નાશ થવે વર્તમાન શરીરના નાશનું નામ વિદેહ મુક્તિ છે. આ વિદેહમુક્તિ વ્યાસ ભગવાને પણ બ્રહ્મસૂત્રમાં નીચે પ્રમાણે નિરૂપણ કરી છેઃ–'भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते અર્થઃ–જ્ઞાનવાનનાં સુખ તથા દુઃખના અનુભવરૂપ ભોગથી

પુણ્ય તથા પાપરૂપ પ્રારબ્ધકર્મનો નાશ થાય છે.' આમ થવાથી શરીરના નાશ પછી તે મનુષ્ય અખંડ, એકરસરૂપ, આનંદરૂપે તથા બ્રહ્માત્મરૂપે રહે છે. પણ ફરી જન્મને પામતો નથી. કારણ કે જ્ઞાનવાનનો આત્મજ્ઞાનવડે અજ્ઞાનનો તથા સંચિત કર્મનો નાશ થઇ જાય છે. વળી આત્મજ્ઞાનના પ્રભાવથી જ્ઞાનવાનને આગામી પુણ્ય પાપરૂપ કર્મનો સ્પર્શ થતો નથી. બીજું પ્રતિબંધરૂપ પ્રારબ્ધ કર્મનો ભોગવડે નાશ થવા પછી વાસના સહિત વિક્ષેપ શક્તિવાળું અજ્ઞાન પણ નાશ થઈ જાય છે. માટે જન્મની પ્રાપ્તિ કરવાવાળાં સંચિત કર્માદિ કારણનો અભાવ થવે જ્ઞાનવાન્ ફરી જન્મને પામતો નથી. પણ વર્તમાન શરીરના નાશ પછી જ્ઞાનવાન્ નિર્વિશેષ બ્રહ્મરૂપજ થાય છે. આ વિદેહમુક્તિનું સ્વરૂપ तस्य तावदेव चिरं यावन्नविमोक्ष्येऽथ संपत्स्ये ઇત્યાદિ શ્રુતિમાં નિરૂપણ કર્યું છે. માટે વિદેહમુક્તિ, શ્રુતિ તથા સૂત્રના પ્રમાણવડે સિદ્ધ છે.

શિષ્યઃ—જેને અનેક જન્મની પ્રાપ્તિ કરવાવાળું પ્રારબ્ધ કર્મ રહેલું હોય છે, તેને પ્રથમ જન્મમાં આત્મજ્ઞાન ઉત્પન્ન થવે બીજો જન્મ થાય છે, અથવા શું નથી થતો ? તેમાં પ્રથમ પક્ષ જો અંગીકાર કરશો તો જ્ઞાનમાં પાક્ષિકપણું થશે. અર્થાત્ આત્મજ્ઞાનને નિયમવડે જન્મનિવૃત્તિનું હેતુપણું થશે નહિ. વળી જો બીજો પક્ષ માનશો તો ना भुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ઇત્યાદિ વચનનો વિરોધ પ્રાપ્ત થશે.

ગુરુઃ—આના સંબંધમાં કેટલાક ગ્રંથકારો તો એમ કહે છે કે, "यावदधिकारमवस्थीतिराधकीरकाणां અર્થ:— સૃષ્ટિના આદિકાળમાં જગતનો વ્યવહાર ચલાવવા માટે સ્થાપન કરેલ દેવતાદિ અધિકારી પુરુષને જ્યાં સૂધી પોતાની સ્થિતિ હોય છે, ત્યાં સૂધી અધિકાર હોય છે." મધ્યમાં કોઈ વરદાન અથવા શાપને લીધે અધિકારીને

જન્માંતરની પ્રાપ્તિ થાય છે, છતાં આત્મજ્ઞાનનો બાધ થતો નથી તથા અધિકારની સમાપ્તિ સમયે તેને મોક્ષ પણ અવશ્ય થાય છે. આ રીતે જે મનુષ્યનું પ્રારબ્ધ કર્મ અનેક જન્મ આપવાવાળું છે, તે મનુષ્યને પ્રથમ જન્મમાં તત્ત્વમસિ આદિ મહાવાક્યના પ્રમાણ બળથી આત્મસાક્ષાત્કારની ઉત્પત્તિ થાય છે. ત્યાર પછી પ્રબળ પ્રારબ્ધ કર્મને લીધે જન્માંતરની પ્રાપ્તિ થાય છે. છતાં તેને જ્ઞાનનો બોધ થતો નથી. માટે પ્રારબ્ધ કર્મનું ફળ આત્મજ્ઞાનનું વિરોધી હોતું નથી. જો કદાપિ પ્રારબ્ધ કર્મનું ફળ આત્મજ્ઞાનનું વિરોધી થતું હોય તો દેવતા આદિ અધિકારી પુરુષના આત્મજ્ઞાનનો બાધ પ્રારબ્ધ કર્મના ફળવડે થવો જોઇએ. પણ મનુષ્યને આત્મસાક્ષાત્કારથી બ્રહ્મભાવરૂપ મોક્ષ અવશ્ય પ્રાપ્ત થાય છે. માટે આત્મજ્ઞાનનું પાક્ષિકપણું હોતું નથી. તેમજ ना भुक्तं क्षीयते कर्म આ વચનનો પણ વિરોધ થતો નથી. કેટલાક ગ્રંથકારો નીચે પ્રમાણે કહે છે:–'यस्तु विज्ञानवान् भवत्यमनस्कः सदा शुचिः। स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते। य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह। सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते' અર્થ:–જે વિજ્ઞાન યુક્ત હોય છે, તે મનઃ કામનાથી રહિત તથા પવિત્ર થાય છે. તેને પરમપદની પ્રાપ્તિ થાય છે, તેની ફરી ઉત્પત્તિ થતી નથી, જે મનુષ્ય ગુણ સહ વર્તમાન પ્રકૃતિને તથા પુરૂષને આ પ્રમાણે જાણે છે, તેની સ્થિતિ છતાં તેનો પુનર્જન્મ થતો નથી. ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિઓએ જ્ઞાનવાન્ પુરુષના જન્મનો નિષેધ કર્યો છે. માટે જે પુરુષનું પ્રારબ્ધ અનેક જન્મના હેતુરૂપ હોય છે, તે પુરુષને પ્રથમ જન્મમાં શ્રવણાદિથી આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે. વસિષ્ઠ ભગવાને પણ નીચે પ્રમાણે કહ્યું છે:–'यस्येदं जन्म पाश्चात्यं तमाश्वेव महामते। विशंति विद्या विमला मुक्तावेणुमिवोत्तमम्' અર્થ:–હે મહામતિવાળા રામ! જેમ ઉત્તમ જાતિવાળા વેણુમાં મોતી પ્રવેશ કરે છે, તેમ જે પુરુષના અત્યંત

જન્મ થાય છે, તે પુરુષમાં જ નિર્મળ બ્રહ્મવિદ્યા પ્રવેશ કરે છે.' માટે બેઉ પક્ષમાં ભોગવડે પ્રારબ્ધ કર્મનો નાશ થવે તથા દેહનો પાત થવે જ્ઞાનવાન્ બ્રહ્માત્મરૂપે કરી સ્થિત થાય છે. વળી કેટલાએક વિદેહમુક્તિનું સ્વરૂપ નીચે પ્રમાણે કહે છેઃ–ભાવી શરીરનું અનારંભપણું વિદેહમુક્તિરૂપે છે. આ વિદેહમુક્તિ જ્ઞાનની ઉત્પત્તિને સમકાલીન હોય છે. અર્થાત્ મનુષ્યને જે સમયે આત્મજ્ઞાન થાય છે, તે સમયે વિદેહમુક્તિ થાય છે. કારણકે આત્મજ્ઞાનવડે સંચિત કર્મ નિવૃત્ત થવે તેનો નાશ થઈ જાય છે. વળી સંચિત કર્મજ ભાવી શરીરનું આરંભક હોય છે. માટે મનુષ્યને આત્મજ્ઞાનની ઉત્પત્તિ સમયે ભાવી શરીરના અનારંભકરૂપે વિદેહમુક્તિ હોય છે. આ વાત અન્ય ગ્રંથમાં પણ કહી છે. કહ્યું છે કે, "तीर्थे श्वपचगृहे वा नष्टस्मृतिरपि त्यजन्देहम् । ज्ञानसमकालमुक्तः कैवल्यं याति हतशोकः અર્થઃ–કાશી આદિ તીર્થમાં અથવા ચંડાલના ગૃહમાં શરીરનો ત્યાગ થાય તેમજ સન્નિપાત આદિ દોષને લીધે બ્રહ્માત્મ સ્મૃતિથી રહિત થાય, છતાં જ્ઞાનવાન્ મનુષ્ય કૈવલ્ય મોક્ષને પામે છે. માટે તત્ત્વવેત્તા આત્મજ્ઞાન યુક્ત થાય ત્યારથી જ મુક્ત તથા સર્વ શોકથી રહિત છે."

## જીવન્મુક્તનું નિરૂપણ.

પ્રથમ હું જીવન્મુક્તિનું લક્ષણ કહું તે સાંભળ. શ્રવણાદિથી ઉત્પન્ન થયેલા બ્રહ્મસાક્ષાત્કારવાળા વિદ્વત્સંન્યાસીને જીવત્ અવસ્થામાં કર્તૃત્વ તથા ભોક્તૃત્વ આદિરૂપ સર્વ પ્રતીતિની નિવૃત્તિનું નામ જીવન્મુક્તિ છે.

શિષ્યઃ–જીવન્મુક્તિનું આ લક્ષણ સંભવશે નહિ. કારણકે ભોગ આપવાવાળા પ્રારબ્ધ કર્મ રહેવાથી જ્ઞાનવાનને કર્તૃત્વાદિ બંધની પ્રતીતિ અવશ્ય થશે. માટે કર્તૃત્વ તથા ભોક્તૃત્વની બુદ્ધિવિના પ્રારબ્ધ કર્મના ફળનો ભોગ સંભવતો નથી. જો કે કર્તૃત્વાદિ બંધ સાક્ષી આત્માથી જ્ઞાનવડે

નિવૃત્ત થઇ ગયો છે, છતાં જળમાં રહેલ દ્રવત્વ ધર્મની માફક તથા અગ્નિમાં રહેલ ઉષ્ણત્વ ધર્મની માફક અંતઃકરણના સ્વાભાવિક ધર્મરૂપ કર્તૃત્વાદિ બંધ અંતઃકરણમાંથી નિવૃત્ત થવા અશક્ય છે. માટે કર્તૃત્વાદિ સર્વબંધપ્રતીતિની નિવૃત્તિનું નામ જીવન્મુક્તિ છે, એ લક્ષણ સંભવતું નથી.

ગુરુઃ—જેમ તત્ત્વજ્ઞાન કરતાં પ્રારબ્ધ કર્મ પ્રબળ હોય છે, તેમ પ્રારબ્ધ કર્મ કરતાં યોગાભ્યાસ પ્રબળ છે. માટે યોગાભ્યાસવડે જો કે પ્રારબ્ધ ભોગને અનુકૂલ કર્તત્વાદિ બંધપ્રતીતિની આત્યંતિક નિવૃત્તિ થતી નથી, છતાં યોગાભ્યાસવડે કર્તત્વાદિ બંધપ્રતીતિનો અભિભવ અવશ્ય થાય છે. માટે પૂર્વોક્ત જીવન્મુક્તિનું લક્ષણ સંભવે છે. જો કદાપિ પ્રારબ્ધ કર્મ કરતાં યોગાભ્યાસને પ્રબળ ન માનીએ તો પુરુષપ્રયત્ન વ્યર્થ થશે. પુરુષ પ્રયત્ન વ્યર્થ થવાથી ચિકિત્સા શાસ્ત્રથી લઇ મોક્ષ શાસ્ત્ર પર્યંત સર્વ શાસ્ત્રનો આરંભ નિષ્ફળ થશે.

શિષ્યઃ—યોગાભ્યાસથી પ્રારબ્ધ કર્મનો જો પ્રતિબંધ માનશો તો नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि આ વચનને વિરોધ આવશે.

ગુરુઃ—પ્રારબ્ધ કર્મના વિરોધી યોગાભ્યાસાદિ ન હોવા છતાં ઉક્ત વચન સાર્થક થાય છે. અર્થાત્ જે પ્રારબ્ધ કર્મને કોઇ યોગાભ્યાસાદિ પ્રતિબંધ નથી, તે પ્રારબ્ધ કર્મ ભોગ વિના નિવૃત્ત થતું નથી. જો કદાપિ કોઇ ઉપાયવડે પ્રારબ્ધ કર્મનો પ્રતિબંધ ન થતો હોય તો પ્રારબ્ધ કર્મમાં અત્યંત ભક્તિવાળા વાદીને શાસ્ત્રના વચનનો વિરોધ આવશે. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે, "जन्मांतरकृतं पापं व्याधिरूपेण बाधते । तच्छांति रौषधै र्दानैर्जपहोमार्चनादिभि : અર્થઃ— મનુષ્યે પૂર્વ જન્મમાં કરવામાં આવેલ પાપ કર્મ આ જન્મમાં જ્વર આદિ વ્યાધિરૂપે કરી દુઃખની

પ્રાપ્તિ કરે છે, આની શાંતિ, ઓષધિવડે, દાનવડે તથા જપ, હોમ અર્ચન આદિવડે થાય છે." ઈત્યાદિ વચનથી પ્રારબ્ધ કર્મની શાંતિ માટે ઓષધાદિ ઉપાય નિરૂપણ કર્યા છે. આ સર્વ વચનને વિરોધ આવશે. માટે યોગાભ્યાસવડે પ્રારબ્ધ કર્મનો અભિભવ સંભવે છે. વળી પ્રારબ્ધ કર્મની અપેક્ષાથી યોગાભ્યાસાદિ શાસ્ત્રીય પ્રયત્નની પ્રબળતા વસિષ્ઠ ભગવાને પણ નીચે પ્રમાણે કહી છે– " आबाल्यादलमभ्यस्त : शास्त्रसत्संग मादिभि : । गुणैः पुरुषयत्नेन सोऽर्थः संप्राप्यते हितः अर्थः–પુરુષ પ્રયત્ન બે પ્રકારના છેઃ– એક અશાસ્ત્રીય તથા બીજો શાસ્ત્રીય. તેમાં શ્રુતિ તથા સ્મૃતિરૂપ શાસ્ત્રવડે નિષિદ્ધ પ્રયત્ન અશાસ્ત્રીય પ્રયત્ન છે. જેમકે ચોરી તથા હિંસા આદિ પ્રયત્ન છે. વળી શ્રુતિ તથા સ્મૃતિરૂપ શાસ્ત્રો વિધાન કરેલ પ્રયત્ન શાસ્ત્રીય પ્રયત્ન છે. જેમકે યજ્ઞ દાન આદિ પ્રયત્ન છે. પુરુષ અશાસ્ત્રીય પ્રયત્નવડે નરકને પામે છે. વળી બાલ્યાવસ્થાથી માંડી અભ્યાસ કરેલો, તથા અધ્યાત્મ શાસ્ત્ર, સત્સમાગમ શાંતિ, તથા દાંતિ આદિ ગુણયુક્ત મનુષ્ય બીજા શાસ્ત્રીય પુરુષ પ્રયત્નવડે મોક્ષરૂપ પરમ પુરુષાર્થને પામે છે." આજ અર્થ उच्छास्त्रं शास्त्रितं चेति पौरुषं द्विविधं स्मृतम । तत्रोच्छास्त्रमनर्थाय परमार्थाय शास्त्रितम् આ શ્લોકથી નિરૂપણ કર્યો છે. માટે યોગાભ્યાસરૂપ શાસ્ત્રીય પ્રયત્નવડે પ્રારબ્ધ કર્મનો અભિભવ સંભવે છે. માટે પૂર્વોક્ત કર્તૃત્વાદિ બંધપ્રતીતિની નિવૃત્તિ-રૂપ જીવન્મુક્તિનું લક્ષણ નિર્દોષ છે.

## જીવન્મુક્તિના અધિકારીનું નિરૂપણ.

શ્રવણાદિવડે બ્રહ્મ સાક્ષાત્કારવાળો, ચિત્તની વિશ્રાંતિ-વાળો વિદ્વત્સંન્યાસી જીવન્મુક્તિનો અધિકારી છે. અર્થાત્ જીવન્મુક્તિની પ્રાપ્તિ માટે વિદ્વત્સંન્યાસી મનોનાશ તથા વાસનાક્ષયને કરવાવાળો છે.

શિષ્યઃ—બ્રહ્મસાક્ષાત્કારવડે નિવૃત્ત થયેલા અજ્ઞાનવાળા તથા દેહાભિમાનવાળા વિદ્વત્સંન્યાસીને કોઈ કાર્યનું કર્તાપણું સંભવતું નથી. વળી કર્તાપણાવિના વિદ્વત્સંન્યાસીને જીવન્મુક્તિનું અધિકારીપણું કેવી રીતે સંભવશે? અર્થાત્ નહિજ સંભવશે.

ગુરુઃ—આત્મજ્ઞાનવડે આવરણ શક્તિવાળા અજ્ઞાનનો નાશ થવા છતાં પ્રારબ્ધ કર્મને લીધે વિક્ષેપ શક્તિવાળા અજ્ઞાનના લેશની સ્થિતિ સર્વ ગ્રંથકારોએ સ્વીકારી છે. આ વાત તૃતીય પરિચ્છેદમાં વિસ્તારથી નિરૂપણ કરી આવ્યા છીએ, માટે વિદ્વાન્ પુરૂષને પણ બાધિતાનુવૃત્તિવડે દેહાભિમાન તથા કર્તાપણું બની શકે છે. આથી વિદ્વાનને જીવન્મુક્તિનું અધિકારીપણું સંભવે છે.

શિષ્યઃ—ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः। नैवास्ति किंचि कर्तव्य मस्ति चेन्न स तत्ववित्। तस्य कार्यं न विद्यतें ઇત્યાદિ સ્મૃતિના વચનવડે કૃતકૃત્ય રૂપ જ્ઞાનવાનની સર્વ કર્તવ્યતાનો નિષેધ કર્યો છે. જો આપ જ્ઞાનવાન્ પુરૂષને પણ જીવન્મુક્તિ માટે મનોનાશ તથા વાસનાક્ષયરૂપ સાધનની કર્તવ્યતા માનશો તો પૂર્વોક્ત વચનને વિરોધ આવશે.

ગુરુઃ—જ્ઞાનવાન્ બે પ્રકારના છે. એક કૃતોપાસ્તિરૂપ છે તથા બીજો અકૃતોપાસ્તિરૂપ છે. જે પુરૂષે આત્મસાક્ષાત્કાર પૂર્વે સગુણ બ્રહ્મના સાક્ષાત્કાર પર્યંત ઉપાસના કરી છે, તે જ્ઞાનવાન્ કૃતોપાસ્તિ કહેવાય છે. જેણે આ ઉપાસના કરી નથી, તે જ્ઞાનવાન્ અકૃતોપાસ્તિ છે. વળી કૃતોપાસ્તિ જ્ઞાનવાનને જ્ઞાનપછી જીવન્મુક્તિ માટે કંઇપણ કર્તવ્ય હોતું નથી. માટે કૃતોપાસ્તિ જ્ઞાનવાનનો મનોનાશ તથા વાસનાક્ષય પૂર્વ સિદ્ધ છે. માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિકાળે કૃતોપાસ્તિ પુરૂષને કર્તવ્યતાનો નિષેધ કરનારાં જે શ્રુતિ તથા સ્મૃતિનાં વચનો કહેલ છે, તે વચન પણ કૃતોપાસ્તિ જ્ઞાનવાન્ પુરુષને

સર્વ કર્તવ્યતાનો નિષેધ કરે છે. વળી લૌકિક તથા વૈદિક વ્યાપારવડે ચિત્તની વિશ્રાંતિ રહિત અકૃતોપાસ્તિરૂપ જે જ્ઞાનવાન્ છે, તેને જ્ઞાન પછી જીવન્મુક્તિ માટે મનોનાશ તથા વાસનાક્ષયની કર્તવ્યતા હોવાથી નિરંકુશ રીતે કૃતકૃત્ય-પણું નથી. માટે અકૃતોપાસ્તિરૂપ જ્ઞાનવાનને જીવન્મુક્તિ માટે મનોનાશ તથા વાસનાક્ષય અવશ્ય કર્તવ્ય છે.

શિષ્ય:–ચિત્તવિશ્રાંતિથી રહિત અકૃતોપાસ્તિરૂપ પુરુષને આત્મજ્ઞાન ઉત્પન્ન થશે નહિ.

ગુરુ:–જ્ઞાન પ્રમાણુ તથા વસ્તુ એને અધીન હોય છે. માટે તે સર્વને સાધારણુ છે. જેમ ઘટ આદિ વસ્તુની સાથે ચક્ષુઆદિ પ્રમાણુનો સંબંધ થવે સર્વ મનુષ્યને આ ઘડો છે, એવું સમાન જ્ઞાન થાય છે, તેમ તત્ત્વમસિ આદિ મહાવાક્યના શ્રવણુથી હું બ્રહ્મરૂપે છું, આ રીતનું જ્ઞાન કૃતોપાસિત નામના તેમજ અકૃતોપાસ્તિ નામના સર્વ અધિકારીને સરખું છે. જો કદાપિ એમ ન માનીએ તો યાજ્ઞવલ્કય, કહોલ, જનક, અજાત શત્રુ ઈત્યાદિ ગૃહસ્થને આત્મજ્ઞાન થવું જોઇએ નહિ. જો આ અર્થમાં ઈષ્ટાપત્તિ કરશો તો યાજ્ઞવલ્કયાદિના દૃષ્ટાંતવડે આપણુ સરખા પુરુ-ષમાં કોઇપણુ પુરુષની જ્ઞાનના શ્રવણુાદિ સાધનમાં પ્રવૃત્તિ થશે નહિ. અર્થાત્ જ્યારે યાજ્ઞવલ્કય આદિ મહાન્ પુરુષને પણુ શ્રવણુાદિવડે આત્મજ્ઞાનની ઉત્પત્તિ ન થઈ તો પછી આપણુ સરખાને જ્ઞાનની ઉત્પત્તિ કેવી રીતે થશે ? આ રીતની અસંભાવનાવડે કોઇપણુ પુરુષની શ્રવણુાદિમાં પ્રવૃત્તિ થશે નહિ. માટે એમ સિદ્ધ થાય છે કે, શ્રવણુાદિથી ઉત્પન્ન થયેલ બ્રહ્મસાક્ષાત્કારવાળો તથા ચિત્તની વિશ્રાંતિની ઇચ્છા-વાળો વિદ્વત્સંન્યાસી જીવન્મુક્તિનો અધિકારી છે. માટે અધિકારીના અભાવથી જીવન્મુક્તિનો અભાવ કહેવો મિથ્યા છે.

# જીવન્મુક્તિમાં પ્રમાણનું નિરૂપણ.

જીવન્મુક્તિમાં શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ તથા પુરાણ આ ચારનાં વચન પ્રમાણરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "विमुक्तश्च विमुच्यते અર્થ:–મુક્ત થયલો છતાં મુક્તિને પામે છે." જો કે મનુષ્ય આત્મજ્ઞાન પૂર્વે મુમુક્ષુ દશામાં રાગદ્વેષાદિથી મુક્ત છે. માટે शांतोदांत ઇત્યાદિ શ્રુતિમાં શમ દમાદિ સાધનયુક્ત પુરુષને શ્રવણાદિનો અધિકારી કહ્યો છે. છતાં આત્મજ્ઞાન પૂર્વે રાગદ્વેષાદિથી છૂટકો યત્નથી થાય છે. માટે જ્ઞાનવાનમાં આભાસરૂપ રાગદ્વેષાદિ સંભવતાં નથી. તેથી જ્ઞાનસમયે રાગ તથા દ્વેષ આદિથી છૂટકો સ્વતઃસિદ્ધ હોય છે. આ અભિપ્રાયને લઇ જીવન્મુક્ત મનુષ્યને શ્રુતિમાં વિમુક્ત કહ્યો છે. આવો વિમુક્ત જીવન્મુક્ત પુરુષ ભોગવડે પ્રારબ્ધ કર્મનો નાશ થવે, આ શરીરના નાશ પછી ભાવી બંધથી વિશેષે કરી મુક્ત થાય છે. આ શ્રુતિમાં તત્વજ્ઞાન પછી જીવન્મુક્તિને વિદેહમુક્તિથી વિલક્ષણ નિરૂપણ કરી છે. તેમજ तद्यथाऽहि निर्ल्वयनी वल्मीके मृताप्रत्यस्ता शयीत एवमेवेदं शरीर शेते अथायमशरीरोऽमृत: प्राणो ब्रह्मैव तेज एव ઇત્યાદિ શ્રુતિમાં જીવન્મુક્તિનું નિરૂપણ કર્યું છે. માટે જીવન્મુક્તિ શ્રુતિપ્રમાણથી સિદ્ધ છે. વસિષ્ઠ ભગવાને જીવન્મુક્તિનું નિરૂપણ નીચે પ્રમાણે કર્યું છે:–"यो जागर्ति सुषुप्तिस्थो यस्य जाग्रन्न विद्यते। यस्य निर्वासनो बोध: स जीवन्मुक्त उच्यते અર્થ:–જે બ્રહ્મવેત્તા પુરુષ ઇન્દ્રિયનો લય થવા છતાં જાગે છે અર્થાત્ જાગ્રત અવસ્થાનો અનુભવ કરે છે, તેમજ જાગ્રત અવસ્થામાં પણ ચક્ષુ આદિ ઇન્દ્રિયવડે રૂપ આદિ વિષયને ગ્રહણ કરતો નથી. માટે બ્રહ્મવેત્તા પુરુષ જાગ્રત અવસ્થામાં રહેલ છતાં સુષુપ્તિમાં રહેલ કહેવાય છે. માટે ઇન્દ્રિયવડે અર્થના જ્ઞાનરૂપ જાગ્રત જે બ્રહ્મવેત્તાને રહેલ નથી, તેમ જ જે બ્રહ્મવેત્તાનો પોતાના અખંડ એક રસરૂપ આનંદનો અનુભવ શુભ તથા અશુભ

વાસનાઓથી રહિત છે, તે બ્રહ્મવેત્તા જીવન્મુક્ત કહેવાય છે." વળી ગીતાના બીજા અધ્યાયમાં શ્રી ભગવાને પણ જીવન્મુક્ત પુરુષનું નિરૂપણ સ્થિત પ્રજ્ઞારૂપે નીચે પ્રમાણે કર્યું છે:- प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् आत्मन्येवात्मनातुष्टः स्थितप्रज्ञस्तदोच्यते અર્થ:-હે અર્જુન ! જે અવસ્થામાં વિદ્વાન્ મનુષ્ય મનમાં રહેલ સર્વ કામનાનો ત્યાગ કરે છે, તથા અખંડ એક રસરૂપ આનંદસ્વરૂપ પ્રત્યક્ આત્મામાં યોગાભ્યાસથી વશ કરેલ મનવડે પોતાના સ્વરૂપાનંદનો અનુભવ કરતો છતાં સંતુષ્ટ થાય છે, તે સમયે વિદ્વાન્ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે." જેની હું બ્રહ્મરૂપે છું, આ રીતની પ્રજ્ઞા ચલાયમાન થતી નથી તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. અર્થાત્ પ્રજ્ઞા બે પ્રકારની છે:-એક સ્થિર પ્રજ્ઞા તથા બીજી અસ્થિર પ્રજ્ઞા. વળી જન્માંતરના પુણ્યસમૂહના પરિપાકથી આકાશમાંથી પડેલ ફૂલની માફક તત્ત્વમસિ આદિ મહાવાક્યના શ્રવણ માત્રવડે મનુષ્યને જીવ તથા બ્રહ્મના એકત્વનો વિષય કરનારું હું બ્રહ્મરૂપે છું, આ રીતનું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ્ઞાનનું, વ્યવહારના પુષ્કળપણાને લીધે તથા વિષયનું આસક્તિને લીધે વિસ્મરણ થાય છે. માટે તે જ્ઞાન અસ્થિર પ્રજ્ઞારૂપે કહેવાય છે. યોગાભ્યાસવડે વશ કરેલ ચિત્તવાળા મનુષ્યની બુદ્ધિ, જ્યારે પરપુરુષમાં આસકત સ્ત્રીની બુદ્ધિની માફક નિરંતર બ્રહ્માત્મ તત્ત્વનું ચિંતન કરે છે, પણ અન્ય વસ્તુનું ચિંતન કરતી નથી, તે બુદ્ધિ સ્થિર પ્રજ્ઞારૂપે કહેવાય છે. આ જ અભિપ્રાયને લઇ વસિષ્ઠ ભગવાને પણ કહ્યું છે કે,

**"परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि ।**
**तदेवास्वादयत्यंतः परसंगरसायनम् ॥ १ ॥**
**एवं तत्त्वे परे शुद्धे धीरो विश्रांतिमागतः ।**
**तदेवास्वादयत्यंतर्बहिर्व्यवहरन्नपि ॥ २ ॥**

અર્થ:-પરપુરુષમાં આસકત નારી બાહ્યથી ગૃહના સર્વ કાર્યને કરતી છતી અંતર ચિત્તમાં પરપુરુષના સંગથી

ઉત્પન્ન થયેલા સુખનું ચિંતન કરે છે. આ પ્રમાણે જે જ્ઞાનેવાન્ શુદ્ધ પરમાત્મામાં વિશ્રાંતિને પામ્યો છે, તે જ્ઞાનવાન્ બાહ્યથી લૌકિક વ્યવહારને કરતો છતો આંતર ચિત્તમાં પરમાત્મ તત્વનું નિરંતર ચિંતન કરે છે.” વળી જીવન્મુક્ત પુરુષનું જ નિરૂપણ ગીતાના બારમા અધ્યાયમાં ભગવાને ભગવદ્ ભક્તના નામવડે કર્યું છે. જેમકે,

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १ ॥**
**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः।**
**मय्यर्पितमनोबुद्धिर्योमद्भक्त : स मे प्रियः ॥ २ ॥**

અર્થઃ-જે મનુષ્ય સર્વ ભૂત માત્રના દ્વેષથી રહિત છે, મૈત્રી તથા કરુણાવાળો છે, અહંમમ અભિમાનથી રહિત છે, સમાન સુખદુઃખવાળો છે, ક્ષમાવાળો, સર્વદા સંતુષ્ટ, મનના નિગ્રહવાળો, તથા દૃઢ નિશ્ચયવાળો છે, તેમજ પરમાત્મામાં જેણે મન તથા બુદ્ધિ અર્પણ કર્યાં છે, એવો જે પરમેશ્વરનો ભક્ત છે તે હું પરમેશ્વરને અત્યંત પ્રિય છે.”

શિષ્યઃ–ગીતામાં ભગવાને નિરૂપણ કરેલો અદ્વેષ્ટાદિ ગુણો સાધક મુમુક્ષુમાં પણ શાંતોદાંત ઇત્યાદિ શ્રુતિપ્રમાણથી સિદ્ધ છે, માટે સાધક મુમુક્ષુ કરતાં જીવન્મુક્તમાં કાંઈ વિશેષતા સિદ્ધ થતી નથી.

ગુરુઃ–સાધકમાં અદ્વેષ્ટાદિ ગુણ પ્રયત્નસાધ્ય છે તથા જીવન્મુક્તમાં અદ્વેષ્ટાદિ ગુણ સ્વભાવસિદ્ધ છે, માટે સાધક મુમુક્ષુ કરતાં જીવન્મુક્તમાં વિશેષતા સંભવે છે. અન્ય ગ્રંથમાં પણ કહ્યું છે કે, उत्पन्नात्मैक्यबोधस्य त्वद्वेष्टृत्वादयो गुणाः। “अयत्नतो भवंत्यस्य न तु साधनरूपिणः અર્થઃ–હું બ્રહ્મરૂપે છું, આ રીતના બોધવાળા મનુષ્યને અદ્વેષ્ટત્વાદિ ગુણ પ્રયત્ન વિના હોય છે. પણ મુમુક્ષુની માફક સાધનરૂપે હોતા નથી.” વળી ગીતાના ચૌદમા અધ્યાયમાં ભગવાને કહ્યું છે કે,

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ १ ॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥ २ ॥
सम दुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचन : ।
तुल्यप्रियाप्रियो धीर स्तुल्य निंदात्मसंस्तुति ॥ ३ ॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयो : ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ ४ ॥

અર્થ:–શ્રી ભગવાન્ બોલ્યા;–હે પાંડવ! સારી રીતે પ્રવૃત્ત થયલા પ્રકાશનો, પ્રવૃત્તિનો તથા મોહનો જે પુરુષ કોઇ સમયે પણ દ્વેષ કરતો નથી, તેમ જ નિવૃત્ત થયેલાને ઇચ્છતો નથી, તે પુરુષ ગુણાતીત કહેવાય છે. (૧) જે ઉદાસીનની પેઠે રહ્યો છે, ગુણોથી ચલાયમાન થતો નથી, ને ગુણો જ પરસ્પર વર્તે છે, એવી રીતના નિશ્ચયવડે જે સ્થિત થાય છે, તથા વ્યાપાર કરતો નથી, તે પુરુષ ગુણાતીત કહેવાય છે. (૨) દુઃખ સુખ જેને સમાન છે એવો, સ્વસ્વરૂપમાં સ્થિતિવાળો, માટીનું ઢેપું, પથ્થર અને સોનું જેને સમાન છે એવો, ને પોતાની નિંદા તથા સ્તુતિ જેને તુલ્ય છે, એવો ધીર પુરુષ ગુણાતીત કહેવાય છે. (૩) માન અને અપમાનમાં સમાન, મિત્ર અને શત્રુના પક્ષમાં સમાન તથા જેણે સર્વ આરંભનો પરિત્યાગ કર્યો છે એવો ગુણાતીત કહેવાય છે. (૪) આ ચાર શ્લોકવડે જીવન્મુક્તિનું ગુણાતીતરૂપે નિરૂપણ કર્યું છે. વળી જીવન્મુક્ત પુરુષનું બ્રાહ્મણરૂપે નિરૂપણ મહાભારતમાં વ્યાસ ભગવાને નીચે પ્રમાણે કર્યું છે:–

"निराशिषमनारंभं निर्नमस्कारमस्तुतिम् । अक्षीणं क्षीणकर्माणं तं देवा ब्राह्मणं विदुः અર્થ:–જે મનુષ્ય ઇષ્ટ વસ્તુની પ્રાર્થનાથી રહિત છે, સર્વ આરંભથી રહિત છે, નમસ્કારથી રહિત છે, પોતાની તથા પરની સ્તુતિ તથા નિંદાથી રહિત છે, વિના પ્રયત્નથી પ્રાપ્ત થયેલ વસ્તુમાં પણ દીનતાથી રહિત છે, તેમ જ સર્વ

લૌકિક તથા વૈદિક કર્મ જેનાં નિવૃત્ત થઇ ગયાં છે, તે તત્ત્વવેત્તા મનુષ્યને દેવો બ્રાહ્મણરૂપે કહે છે." આ જીવન્મુક્ત મનુષ્યને જ સ્કંદપુરાણમાં અતિવર્ણાશ્રમીરૂપે નિરૂપણ કર્યો છે. જેમકે, "यथा स्वप्नप्रपंचोयं मयि मायाविजृंभितः । एवं जाग्रत्प्रपंचोऽपि मयि मायाविजृंभितः । इति यो वेद वेदांतैःसोऽति वर्णाश्रमीभवेत् અર્થ:—જેમ પ્રત્યક્ આત્મામાં સ્વપ્ન પ્રપંચ માયાવડે કલ્પિત છે, તેમ જાગ્રત પ્રપંચ પણ મારામાં માયાવડે કલ્પિત છે. આ રીતે જે મનુષ્ય વેદાંત વચનવડે સર્વ પ્રપંચ કલ્પનાના અધિષ્ઠાનરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે તત્ત્વવેત્તા અતિ વર્ણાશ્રમી કહેવાય છે." આ રીતે જીવન્મુક્તિમાં શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ તથા પુરાણ આ ચારેનાં અનેક વચનો પ્રમાણરૂપે છે. માટે વિદેહમુક્તિની માફક જીવન્મુક્તિ પણ અવશ્ય અંગીકાર કરવી જોઇએ.

## જીવન્મુક્તિના સાધનનું નિરૂપણ.

જીવન્મુક્તિ તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય તથા મનોનાશ આ ત્રણના અભ્યાસથી સિદ્ધ થાય છે. માટે ત્રણે જીવન્મુક્તિના સાધનરૂપે છે. આ તત્વજ્ઞાનાદિ ત્રણ અભ્યાસ પણ એકજ સમયે કરવા છતાં જીવન્મુક્તિના હેતુરૂપ થાય છે. માટે ત્રણેનો પરસ્પર કાર્ય કારણભાવ અન્વય તથા વ્યતિરેકવડે સિદ્ધ છે. તેમાં પ્રથમ તત્ત્વજ્ઞાન તથા વાસનાક્ષય આ બેનો પરસ્પર કાર્ય કારણભાવ નીચે પ્રમાણે છે:—આ દૃશ્યમાન સર્વ પ્રપંચ મિથ્યા છે. વળી અદ્વિતીય આત્મા પારમાર્થિકરૂપે છે. માટે આત્મા સર્વરૂપે છે. આત્માથી ભિન્ન કોઇપણ વસ્તુ નથી. આ રીતના તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ થવે વિષયના અભાવથી રાગદ્વેષાદિરૂપ વાસનાનો ક્ષય થઇ જાય છે. તત્ત્વજ્ઞાનનો અભાવ થવે વિષયોમાં સત્યપણું નિવૃત્ત થતું નથી. માટે ઉત્તરોત્તર રાગ દ્વેષાદિરૂપ વાસનાનો પ્રવાહ બની રહે છે. આ રીતના અન્વય તથા વ્યતિરેકવડે તત્ત્વ-

જ્ઞાનમાં વાસનાક્ષય કારણરૂપે છે, એમ સિદ્ધ થાય છે. આ રીતે વાસનાક્ષય તત્વજ્ઞાનના કારણરૂપે છે. વિવેકવડે, દોષ જોવાથી, મૈત્રી તથા કરુણા આદિ વિરોધી વાસનાવડે જ્યારે મનુષ્યની રાગદ્વેષાદિરૂપ વાસનાનો ક્ષય થાય છે, ત્યારે જ મનુષ્યને શ્રુતિ તથા આચાર્યની કૃપાથી નિર્મળ મનમાં તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે. વાસનાક્ષયનો અભાવ થવે મન રાગદ્વેષાદિવડે દૂષિત થાય છે. દૂષિત મનવાળા મનુષ્યને શમ તથા દમ આદિ સાધન સંપત્તિના અભાવથી શ્રવણાદિ સંભવશે નહિ. આથી તત્વજ્ઞાન ઉત્પન્ન થશે નહિ. આ રીતના અન્વય તથા વ્યતિરેકવડે વાસનાક્ષય તત્વજ્ઞાનના કારણરૂપે સિદ્ધ થાય છે.

## તત્વજ્ઞાન તથા મનોનાશ કાર્યે કારણરૂપે.

તત્વજ્ઞાન થવે મનુષ્યને પ્રપંચના મિથ્યાપણાનો નિશ્ચય થાય છે. આ મિથ્યાત્વના નિશ્ચયથી છીપ તથા રૂપાની માફક પ્રપંચનો બાધ થાય છે. વળી બાધિત પ્રપંચમાં મન પ્રવૃત્ત થતું નથી. વળી સત્યસ્વરૂપે નિશ્ચય કરાયલો આત્મા મનના વિષયરૂપ નથી. માટે આત્મામાં પણ મન પ્રવૃત્ત થઇ શકતું નથી. આ રીતે આંતર તથા બાહ્ય પ્રવૃત્તિથી રહિત થયેલ મનનો કાષ્ઠથી રહિત વહ્નિની માફક પોતાની મેળે લય થઇ જાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "यथा निरंधनो वह्निः स्वयोनावुपशाम्यति । तद्वद्वृत्तिक्षयाच्चित्तं स्वयोनावुपशाम्यति અર્થ:—જેમ કાષ્ઠ આદિરૂપ લાકડાથી રહિત થયલો અગ્નિ પોતાના સામાન્ય તેજરૂપ કારણમાં લય થાય છે, તેમ આંતર્બાહ્ય સર્વ વૃત્તિઓના નાશથી ચિત્ત પણ પોતાના અધિષ્ઠાનરૂપ કારણમાં લય થાય છે. આનું નામ જ મનોનાશ છે."

વળી તત્ત્વજ્ઞાનનો અભાવ થવે પ્રપંચમાં સત્યપણું નિવૃત્ત થતું નથી. આથી પદાર્થાકાર વૃત્તિવડે વૃદ્ધિને પામેલ

મન અત્યંત સ્થૂલ થાય છે. આવી સ્થૂલતાને પ્રાપ્ત થયેલા મનનો નાશ થતો નથી. આ રીતના અન્વય તથા વ્યતિરેકવડે તત્વજ્ઞાન મનોનાશના કારણરૂપે સિદ્ધ થાય છે. આ રીતે મનોનાશ તત્વજ્ઞાનના કારણરૂપે છે. મનનો નાશ થવે સર્વ દ્વૈત વૃત્તિઓની નિવૃત્તિ થવાથી સર્વ ઉપાધિથી રહિત મનુષ્યને શ્રુતિ તથા આચાર્યની કૃપાથી બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. પણ મનોનાશનો અભાવ થવે વિક્ષિપ્ત ચિત્તવાળા મનુષ્યને બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી. આ રીતના અન્વય તથા વ્યતિરેકવડે મનોનાશમાં તત્વજ્ઞાનનું કારણપણું સિદ્ધ થાય છે.

## વાસનાક્ષય તથા મનોનાશ કાર્ય કારણરૂપે.

વાસનાક્ષયનો અભાવ થવે રાગદ્વેષાદિવડે સ્થૂલ ભાવને પામેલું ચિત્ત વિષયના સન્મુખરૂપે થઈ, તે તે વિષયના આકારરૂપ પરિણામને પામે છે. આ વિષયાકાર થયેલા મનનો કદાપિ નાશ થતો નથી. વળી વાસનાનો ક્ષય થવે વૃત્તિઓની ઉત્પત્તિ થતી નથી. માટે વાસના જ વૃત્તિઓની ઉત્પત્તિના બીજરૂપે છે. બીજનો નાશ થવાથી અંકુરની ઉત્પત્તિ થતી નથી. તેથી મનનો નાશ થાય છે. આ રીતના અન્વય તથા વ્યતિરેકવડે વાસનાક્ષય મનોનાશના કારણરૂપે સિદ્ધ થાય છે. આ રીતે મનોનાશ વાસનાક્ષયના કારણરૂપે છે. વળી મનનો નાશ થવે કોઈ પણ પ્રકારની વૃત્તિ ઉત્પન્ન થતી નથી. તેથી સર્વ વાસનાનો ક્ષય થાય છે. વળી મનોનાશનો અભાવ થવે પ્રારબ્ધ કર્મને લીધે વિષયભોગમાં પ્રવૃત્ત થયેલા ચિત્તમાં રાગ આદિ અનેક વાસના ઉત્પન્ન થાય છે. અર્થાત્ જેમ ઘૃતાદિ હવિષવડે અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ વિષયના ભોગવડે રાગાદિ વાસના વૃદ્ધિને પામે છે. આ રીતના અન્વય વ્યતિરેકવડે મનોનાશ વાસનાક્ષયના કારણરૂપે સિદ્ધ થાય છે. આ પ્રમાણે તત્વજ્ઞાન, વાસનાક્ષય તથા મનોનાશ, આ ત્રણેનો

પરસ્પર કાર્ય કારણ ભાવ હોવાથી ત્રણેનો એક સમયે જ અભ્યાસ કરવો યોગ્ય છે. આ અભ્યાસથી મનુષ્યને જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે. આ વાત વસિષ્ઠ ભગવાને પણ નીચે પ્રમાણે કહી છે. “ वासनाक्षयविज्ञानमनोनाशा महामत्ते । समकालं चिराभ्यस्ता भवंति फलदायिनः અર્થ:-હે મહામતિ રામ! વાસનાક્ષય, તત્વજ્ઞાન તથા મનોનાશ આ ત્રણે એકઠાં જ અનેક સમયપર્યંત અભ્યાસ કરવાથી મનુષ્યને જીવન્મુક્તિરૂપ ફળની પ્રાપ્તિ કરે છે.”

શિષ્ય:-વિવેકાદિ સાધન ચતુષ્ટયની પ્રાપ્તિ પછી તત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે વિવિદિષા સંન્યાસવડે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરનારા મનુષ્યને તત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે. વળી તત્વજ્ઞાન થવા પછી જીવન્મુક્તિની પ્રાપ્તિ માટે વિદ્વત્સંન્યાસીને તત્વજ્ઞાન, વાસનાક્ષય તથા મનોનાશ આ ત્રણનો અભ્યાસ કરવો પડે છે. આ ત્રણેનો અભ્યાસ કરનારાને જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે. આ રીતનો અર્થ પૂર્વના કહેવાથી સિદ્ધ થાય છે. શ્રવણ તથા મનનાદિ પછી તત્ત્વમસિ આદિ પ્રમાણજન્ય તત્વજ્ઞાનનો અભ્યાસ કેવી રીતે થાય છે? પ્રથમ તો જ્ઞાનવાનને તત્વજ્ઞાનની કર્તવ્યતા જ સંભવતી નથી. કારણ કે તત્વજ્ઞાન મહા વાકયરૂપ પ્રમાણના ફળરૂપ હોવાથી પૂર્વથી સિદ્ધ જ છે. બીજું અસિદ્ધ વસ્તુની જ કર્તવ્યતા હોય છે. પણ સિદ્ધ વસ્તુની કર્તવ્યતા હોતી નથી. વળી જ્ઞાન વિષયરૂપ વસ્તુને અધીન છે, માટે જ્ઞાન કરવાને, ન કરવા અથવા ભિન્ન કરવા કોઇ સમર્થ નથી. માટે જ્ઞાનની કર્તવ્યતા સંભવતી નથી. આ રીતે જ્ઞાનવાન્ પુરુષને જ્ઞાનના સાધનરૂપ શ્રવણાદિની કર્તવ્યતા યોગ્ય નથી. માટે ફળરૂપ જ્ઞાન ઉત્પન્ન થવે શ્રવણાદિનું અનુષ્ઠાન વ્યર્થ જ છે. માટે ઉત્પન્ન થયેલા તત્વજ્ઞાનનો અભ્યાસ નિરૂપણ થઇ શકતો નથી.

ગુરુઃ-હું બ્રહ્મરૂપે છું, આ રીતે શ્રવણાદિથી ઉત્પન્ન થયેલ જ્ઞાન તત્વજ્ઞાન છે. આ તત્વજ્ઞાનનો અભ્યાસ કહેવાય છે. કોઇ પણ પ્રકારે બ્રહ્માત્મતત્વનું વારંવાર જે ચિંતન કરવું અર્થાત્ વેદાંત શાસ્ત્રના શ્રવણવડે, નિરૂપણવડે, પુસ્તકના અવલોકનવડે અથવા પઠનપાઠનવડે બ્રહ્માત્મતત્વનું જે વારંવાર અનુસંધાન, એ જ તત્વજ્ઞાનનો અભ્યાસ જાણવો. આ તત્વજ્ઞાનના અભ્યાસનું સ્વરૂપ અન્ય ગ્રંથમાં પણ નીચે પ્રમાણે કહ્યું છે:- 'तच्चिंतनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् । एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः' અર્થઃ-જીવ બ્રહ્મના એકત્વરૂપ તત્વનું વારંવાર ચિંતન, અધિકારી મુમુક્ષુને તત્વનું નિરૂપણ તથા પોતાના સમાન વિદ્વાન્ પુરુષ સાથે મળી તત્વનું પરસ્પર બોધન ઇત્યાદિ કોઇ પ્રકારે બ્રહ્માત્મતત્વની ચિંતનપરાયણતાને વિદ્વાનો બ્રહ્માભ્યાસરૂપે કહે છે.

## બ્રહ્મવિદ્યાનો અધિકારી તથા અનધિકારી.

શિષ્યઃ-કોઇ પણ પ્રકારે બ્રહ્માત્મતત્વના ચિંતનને બ્રહ્માભ્યાસ જો કહેશો તો અનધિકારી પુરુષમાં બ્રહ્માત્મતત્વનો ઉપદેશ બ્રહ્માભ્યાસરૂપે થવો જોઇએ.

ગુરુઃ-જે પુરુષ વિવેકાદિ ચતુષ્ટય સાધન સંપન્ન છે, નમ્રતાવાળો છે, શિષ્યભાવ યુક્ત છે, ગુરૂ ઇશ્વરમાં ભક્તિવાળો છે, તથા ગુરુ અને વેદાંતના વાકયમાં વિશ્વાસવાળો છે, તે પુરુષ જ બ્રહ્મવિદ્યાનો અધિકારી છે. આવા અધિકારી મનુષ્યને તત્વવેત્તા પુરુષે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો. આવો અધિકારી પુરુષ જ બ્રહ્મવિદ્યાના શ્રવણાદિથી આત્મજ્ઞાનને તથા મોક્ષને પામે છે. આજ અર્થનું નિરૂપણ નીચલી શ્રુતિમાં કર્યું છે:-"तस्मै स विद्वानुपसन्नाय प्राहेति सम्यक् प्रशांतचित्ताय शमान्विताय येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्यां तस्मै मृदितकषायाय तमसः पारं दर्शयति भगवान् सनत्कुमारः અર્થઃ-જેનું ચિત્ત સારી રીતે શાંત છે, જે શમ

ગુણયુક્ત છે, એવા અધિકારી મનુષ્યને ગુરૂ ઉપદેશ કરે છે. ભગવાન્ સનત્કુમાર અજ્ઞાનના પારરૂપ બ્રહ્મવિદ્યાનો આવા પાપથી રહિત પુરૂષને ઉપદેશ કરે છે, કે જે બ્રહ્મ વિદ્યાથી અક્ષર તથા સત્યરૂપ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.”

આજ અર્થનું નિરૂપણ ગીતામાં નીચે પ્રમાણે કર્યું છેઃ- य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति । भक्तिं मयी परां कृत्वा मामेवष्यत्यसंशयः અર્થઃ-આ પરમ ગુહ્યનો ઉપદેશ જે કોઇ મારા ભક્તને કરશે, તે મારા વિશે પરમ ભક્તિને પામી ખરેખર તેનો લય મારે વિશે થશે.” न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः । भाविता न च मे तस्मा दन्यः प्रियतरो भुवि ॥ અર્થઃ-આનાથી વધારે મારૂં પ્રિય કરનાર કોઇ નથી. માટે આના કરતાં વધારે પ્રિય પૃથ્વીપર થનાર પણ નથી.” જે પુરુષ અધિકારીના લક્ષણથી રહિત છે, તે અનધિકારી કહેવાય છે. આવા અનધિકારીને તત્ત્વવેત્તા પુરુષે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો નહિ. આવો અનધિકારી પુરુષ બ્રહ્મવિદ્યાનું શ્રવણ કરતો છતાં આત્મજ્ઞાનને તેમ જ મોક્ષને પ્રાપ્ત થતો નથી. શ્રુતિમાં પણ કહ્યું છે કે, “वेदांते परमं गुह्यं पुराकल्पे प्रचोदितम् । नाप्रशांताय दातव्यं ना पुत्रायाशिष्याय वै पुनः ॥ અર્થઃ-પ્રથમ કલ્પમાં કહેવાયલું તથા વેદાંતમાં પરમ ગુહ્ય એવું આ તત્વ અપ્રશાંત ચિત્તવાળાને, પુત્રના ધર્મથી રહિતને તેમજ શિષ્યભાવથી રહિત મનુષ્યને કહેવું નહિ.” વળી ગીતામાં કહ્યું છે કે, “इदं ते नातपस्काय नाभक्ताय कदाचन। न चाशुश्रूषवे वाच्यं न च मांयोऽभ्यसूयति અર્થઃ-તપથી રહિત, ભક્તિથી રહિત, શ્રવણાદિથી રહિત મનુષ્યને આ મારૂં પરમગુહ્ય તત્વ કહેવું નહિ. તેમ જ જે મારાપર દ્વેષ કરે છે તેને પણ કહેવું નહિ.” વળી બીજી સ્મૃતિમાં પણ કહ્યું છે કે, “अशिष्यायाविरक्ताय यत्किंचिदुपदिश्यते तत्प्रयात्यपवित्रत्वं गोक्षीरं श्वदतौ यथा અર્થઃ-જે મનુષ્ય શિષ્ય ભાવથી રહિત તથા વૈરાગ્યથી રહિત છે, એવા અનધિકારી પુરુષને જે કોઇ ઉપદેશ કરે છે તે ઉપદેશ અપવિત્ર

ભાવને પામે છે. જેમકે કુતરાની ચામડીપર રહેલ દુધ ગાયનું હોય, છતાં તે અપવિત્રતાને પામે છે." તેમ જ બીજી સ્મૃતિમાં કહ્યું છે કે, " नापृष्टः कस्यचिद्ब्रूयान्न चान्यायेन पृच्छतः । जानन्नपि च मेधावी जडवल्लोकमाचरेत् અર્થઃ-વિદ્વાન્ મનુષ્યે પ્રશ્ન કર્યા વિના કોઇને પણ ઉપદેશ કરવો નહિ તથા અન્યાયથી પૂછનારા મનુષ્યને પણ ઉપદેશ કરવો નહિ. પણ સર્વ અર્થને જાણતો છતો વિદ્વાન્ લોકમાં જડની માફક વિચરે છે." માટે અધિકારી મનુષ્યને બ્રહ્માત્મતત્વનો ઉપદેશ બ્રહ્માભ્યાસરૂપે કહેવાય છે. પણ અનધિકારી મનુષ્યને બ્રહ્માત્મતત્વનો ઉપદેશ બ્રહ્માભ્યાસરૂપે કહેવાતો નથી.

શિષ્યઃ-તત્વજ્ઞાનની પહેલાં પણ મુમુક્ષુને વાસનાના ક્ષયનો અભ્યાસ તથા મનોનાશનો અભ્યાસ અપેક્ષિત જ છે. કારણકે વિષયમાં આસક્ત ચિત્તવાળો, શમ દમાદિથી રહિત તથા એકાગ્રતાથી રહિત મનુષ્યને તત્વજ્ઞાન ઉત્પન્ન થતું નથી. માટે તત્વજ્ઞાન પૂર્વે વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ અવશ્ય કરવો જોઇએ. જ્યારે આત્મજ્ઞાનની પહેલાં વાસનાક્ષય તથા મનોનાશ સિદ્ધ થાય ત્યારે આત્મજ્ઞાનની પછી જીવન્મુક્તિ માટે વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ કરવાનું કાંઇપણ પ્રયોજન નથી. માટે પ્રથમ સિદ્ધ એવા વાસનાક્ષય તથા મનોનાશના અભ્યાસથી જ તત્વવેત્તા મનુષ્યને જીવન્મુક્તિની પ્રાપ્તિ થશે.

ગુરુઃ-જો કે તત્વજ્ઞાન પહેલાં તત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ અપેક્ષિત છે, છતાં તત્વજ્ઞાન પૂર્વે વિવિદિષા સંન્યાસીને વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ ગૌણ છે. વળી શ્રવણ તથા મનનાદિનો અભ્યાસ પ્રધાનરૂપે હોય છે. કારણ કે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન, આ ત્રણ તત્ત્વમસિ

આદિ વેદાંત વાક્યના વિચારરૂપે હોવાથી આત્મજ્ઞાનના અંતરંગ સાધનરૂપે છે. વળી વાસનાક્ષય તથા મનોનાશ અંતઃકરણના શોધકરૂપે હોવાથી શ્રવણાદિના સહકારીરૂપે છે. માટે તત્વજ્ઞાન પૂર્વે કોઇપણ રીતે વાસનાક્ષય તથા મનોનાશના અભ્યાસવડે નિરંતર શ્રવણ તથા મનન આદિને કરનારો વિવિદિષા સંન્યાસી આત્મજ્ઞાનને પામે છે. વળી વિદ્વત્સંન્યાસીને તત્વજ્ઞાનનો અભ્યાસ ગૌણ હોય છે તથા વાસનાક્ષય અને મનોનાશનો અભ્યાસ પ્રધાનરૂપે હોય છે. કારણ કે તત્વજ્ઞાનની ઉત્પત્તિ પૂર્વે વેદાંત શ્રવણાદિના અભ્યાસનું તેને પ્રયોજન હોય છે. પણ તત્વજ્ઞાનની ઉત્પત્તિ પછી શ્રવણાદિના અભ્યાસનું કાંઈપણ પ્રયોજન હોતું નથી. વળી પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત કરેલ વિષય ભોગના સમયે જ વાસનાનો અભિભવ કરવા માટે કંઇએક શ્રવણાદિનો અભ્યાસ અપેક્ષિત હોય છે. માટે વિદ્વત્સંન્યાસીને તત્વજ્ઞાનનો અભ્યાસ ગૌણ હોય છે. વળી વિદ્વત્સંન્યાસીએ તત્વજ્ઞાન પહેલાં વાસનાક્ષય તથા મનોનાશનો દૃઢ અભ્યાસ કર્યો નથી. માટે તેના ચિત્તની વિશ્રાંતિ થતી નથી. બીજું ચિત્તની વિશ્રાંતિ વિના દૃષ્ટ દુઃખની નિવૃત્તિ થતી નથી. માટે ચિત્તની વિશ્રાંતિ માટે વિદ્વત્સંન્યાસીને આત્મજ્ઞાન થવા પછી વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ અવશ્ય અપેક્ષિત છે. માટે વિદ્વત્સંન્યાસીને વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ પ્રધાનરૂપે છે. આ અભ્યાસથી જ વિદ્વત્સંન્યાસીને જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે.

શિષ્યઃ—ચતુષ્ટય સાધનસંપન્ન અધિકારી મનુષ્યને શ્રવણ તથા મનન આદિવડે અસંભાવના તથા વિપરીત ભાવનારૂપ પ્રતિબંધની નિવૃત્તિ થાય છે તથા તેમ થવા પછી તત્ત્વમસિ આદિ મહાવાક્યથી, હું બ્રહ્મરૂપે છું, આ રીતનું અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ અપરોક્ષજ્ઞાન-

વડે અજ્ઞાનકૃત આવરણની નિવૃત્તિ થઈ બ્રહ્માનંદરૂપ પરમપુરુષાર્થની પ્રાપ્તિ થાય છે. આ પરમપુરુષાર્થની પ્રાપ્તિ થવા પછી બીજું કાંઈ પણ કર્તવ્ય બાકી રહેતું નથી. તેમજ तस्य कार्यं न विद्यते ઈત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિનાં વચનમાં પણ જ્ઞાનવાનને કોઇપણ પ્રકારના કર્તવ્યનો નિષેધ કર્યો છે. જો આપ એમ કહો કે ચિત્તની વિશ્રાંતિ માટે તત્વવેત્તા પુરુષને પણ વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ બાકી કર્તવ્ય છે, એમ સંભવશે નહિ. કારણકે મહાવાક્યજન્ય અપરોક્ષ જ્ઞાનના વિષયરૂપ નિત્ય નિરતિશય બ્રહ્માનંદમાં લાગેલા મનવાળા મનુષ્યની તુચ્છ વિષયમાં પ્રવૃત્તિ સંભવતી નથી, માટે જ્ઞાનવાનને ચિત્તની વિશ્રાંતિ સ્વભાવસિદ્ધ છે. તાત્પર્ય એ કે, જેમ સાર્વભૌમ રાજ્યના આનંદનો અનુભવ કરનાર ચક્રવર્તી રાજા એક ગામના અધિપતિના તુચ્છ સુખની ઈચ્છા કરતો નથી, તેમ અખંડ, એકરસરૂપ બ્રહ્માનંદનો અનુભવ કરનાર જ્ઞાનવાન્ મનુષ્યનું ચિત્ત તુચ્છ વિષયસુખની ઇચ્છા કરશે નહિ. માટે જ્ઞાનવાનને ચિત્તની વિશ્રાંતિ સ્વભાવ સિદ્ધ છે. પણ ચિત્તની વિશ્રાંતિ માટે જ્ઞાનવાનને કાંઈપણ કર્તવ્ય નથી. માટે તત્વજ્ઞાન થવા પછી વાસનાક્ષય તથા મનોનાશના અભ્યાસની કર્તવ્યતાનો નિયમ કરવો વ્યર્થ છે.

ગુરુઃ—વેદાંતશાસ્ત્રના અધિકારી બે પ્રકારના છેઃ—એક મુખ્ય અધિકારી તથા બીજો અમુખ્ય અધિકારી. તેમાં જે મનુષ્ય સગુણ બ્રહ્મના સાક્ષાત્કાર પર્યંત ઉપાસના કરી પરમેશ્વરની કૃપાથી વિષયમાં દોષ દૃષ્ટિવડે વિવેક વૈરાગ્યાદિ સાધન સંપન્ન થઇ શ્રવણાદિમાં પ્રવૃત્ત થાય છે, તે મનુષ્ય મુખ્ય અધિકારી કહેવાય છે. આવા મુખ્ય અધિકારીને એકવાર શ્રવણાદિવડે જીવન્મુક્તિમાં પર્યવસાનવાળું તત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે. અર્થાત્ મુખ્ય અધિકારીને તત્વજ્ઞાનના

સમયેજ જીવન્મુક્તિ હોય છે. માટે મુખ્ય અધિકારીને તત્વજ્ઞાનની પૂર્વે ઉપાસનાવડે ચિત્તની એકાગ્રતારૂપ ચિત્તની વિશ્રાંતિ સિદ્ધ છે. આવા કૃતોપાસ્તિરૂપ મુખ્ય અધિકારીને તત્વજ્ઞાન થવા પછી વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ અપેક્ષિત નથી. વળી પૂર્વોક્ત શ્રુતિ તથા સ્મૃતિનાં વચન પણ મુખ્ય અધિકારીને તત્વજ્ઞાન થવા પછી કર્તવ્યતાનો નિષેધ કરે છે. તેમ જ સગુણની ઉપાસનાથી રહિત હાલના જે મનુષ્યો વિવેકાદિ સાધન સંપન્ન થઇ બ્રહ્મ જિજ્ઞાસાથી શ્રવણાદિમાં પ્રવૃત્ત થાય છે, તે અકૃતો-પાસ્તિરૂપ પુરુષ અમુખ્ય અધિકારી કહેવાય છે. આવા અમુખ્ય અધિકારીને શ્રવણાદિવડે તત્વ સાક્ષાત્કાર અવશ્ય ઉત્પન્ન થાય છે. પણ જ્ઞાનની પહેલાં તેણે વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ સારી રીતે કર્યો નથી, માટે તે મનુષ્યના ચિત્તની વિશ્રાંતિ થતી નથી. વળી અમુખ્ય અધિકારી પુરુષને શ્રવણાદિથી ઉત્પન્ન થયેલ બ્રહ્મસાક્ષાત્કાર મહાવાક્યરૂપ પ્રમાણજન્ય હોવાથી તથા બ્રહ્માત્મરૂપ વિષયના અબાધથી પ્રમારૂપે પણ છે. તેમ જ અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં યોગ્ય પણ છે. પણ વાયુવાળા પ્રદેશમાં રહેલ દીવાની માફક પ્રારબ્ધ કર્મ સંપાદિત ભોગની વાસ-નાથી કંપાયમાન થવાને લીધે સાક્ષાત્કાર કદાપિ અસંભાવના તથા અપરીત ભાવનારૂપ પ્રતિબંધના સંભવથી અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં સમર્થ થતો નથી. માટે અકૃતોપાસિતરૂપ અમુખ્ય અધિકારીને સંભાવિત પ્રતિબંધની નિવૃત્તિ કરવા માટે તત્વજ્ઞાન થવા પછી વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ અવશ્ય કરવા યોગ્ય છે. આ અભિપ્રાયથી વ્યાસ ભગવાને નીચે પ્રમાણે બ્રહ્મસૂત્રમાં અમુખ્ય અધિકારીને અભ્યાસની આવૃત્તિનું નિરૂપણ કર્યું છે. આથી એમ સિદ્ધ થાય છે કે, પૂર્વોક્ત મુખ્ય અધિકારીને તત્વજ્ઞાન થવા પછી વાસનાક્ષય તથા મનોનાશના અભ્યાસની અપેક્ષા નહિ હોવા

છતાં અમુખ્ય અધિકારીને તત્વજ્ઞાન થવા પછી ચિત્તની વિશ્રાંતિ માટે વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ અવશ્ય અપેક્ષિત છે.

શિષ્યઃ–જ્યારે મનુષ્યને વાસનાના સ્વરૂપનું જ્ઞાન થાય ત્યારે વાસનાનો ક્ષય કરવામાં મનુષ્યની પ્રવૃત્તિ સંભવે, પણ વાસનાના જ્ઞાન વિના વાસનાની નિવૃત્તિ કરવામાં મનુષ્યની પ્રવૃત્તિ સંભવતી નથી.

ગુરુઃ–વાસનાનું સાધારણ લક્ષણ, વાસનાનો વિભાગ, વાસનાનું ફળ તથા તે તે વાસનાનું વિશેષ લક્ષણ શ્રી વસિષ્ઠ ભગવાને નીચે પ્રમાણે કહ્યું છેઃ— "दृढभावनया त्यक्तपूर्वापरविचारणम् । यदादानं पदार्थस्य वासना सा प्रकीर्तिता અર્થઃ—જે દૃઢ ભાવનાથી પૂર્વ તથા અપરના વિચાર વિના જ પદાર્થનું ગ્રહણ થાય છે અર્થાત્ મારી ભાષા સર્વ ભાષા કરતાં સારી, મારો દેશ સર્વ દેશ કરતાં સારો, મારું કુળ સર્વ કરતાં ઉત્તમ, તથા મારા પુત્ર આદિ સર્વ કરતાં સારા ઇત્યાદિ અભિનિવેશ જે ભાવનાવડે થાય છે, તે ભાવનાને વિદ્વાન્ વાસનારૂપે કહે છે."

## વાસનાનો વિભાગ તથા ફળવર્ણન.

કહ્યું છે કે "वासना द्विविधा प्रोक्ता शुद्धा च मलिना तथा । मलिना जन्मनो हेतुः शुद्धो जन्मविनाशिनी અર્થઃ–વાસના બે પ્રકારની છેઃ–એક શુદ્ધ વાસના તથા બીજી મલિન વાસના. તેમાં મલિન વાસના મનુષ્યના જન્મના કારણરૂપે છે તથા શુદ્ધ વાસના જન્મની નિવૃત્તિના કારણરૂપે છે." વળી મલિન વાસનાનું સ્વરૂપ નીચે પ્રમાણે છેઃ–"अज्ञानसुघनाकारघनाहंकारशालिनी । पुनर्जन्मकरी प्रोक्ता मलिना वासना बुधैः અર્થઃ–બ્રહ્મના સ્વરૂપના આવરકરૂપ અજ્ઞાનવડે ઘનીભૂત આકારવાળા ઘન અહંકાર સહિત વાસનાને વિદ્વાનો મલિન વાસના કહે છે. આ મલિન વાસના જ મનુષ્યને પુનર્જન્મની પ્રાપ્તિ કરે છે."

અહીં ભ્રાંતિજ્ઞાનની પરંપરા અહંકારના ઘનાકારરૂપે છે. આ અહંકારનું ઘનાકારપણું શ્રી ભગવાને ગીતાના સોળમા અધ્યાયમાં આસુર સંપતના નિરૂપણપ્રસંગે નીચે પ્રમાણે નિરૂપણ કર્યું છેઃ—"इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् । इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि । ईश्वरोहमहंभोगी सिद्धोहं बलवान् सुखी ॥ आढ्योऽभिजनवानस्मि कोन्योऽस्ति सदृशो मया । यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ અર્થઃ—મને અમુકની પ્રાપ્તિ થઈ, મને અમુક મનોરથ પ્રાપ્ત થયો, આ મારું છે, મને ફરી ધનની પ્રાપ્તિ થશે, મેં આ શત્રુને માર્યો, હું બીજાઓને મારીશ, હું પ્રભુરૂપે છું, હું ભોગી, સિદ્ધ, બળવાન્ તથા સુખી છું, હું ભરપૂર, માણુસવાળો છું, મારા સરખો અન્ય કોણુ છે ? હું યજન કરીશ, હું દાન કરીશ, હું સુખી થઈશ. આ રીતે મનુષ્યો જ્ઞાનથી મોહ પામેલ છે."

## શુદ્ધ વાસનાનું સ્વરૂપલક્ષણ.

કહ્યું છે કે, 'पुनर्जन्मांकुरं त्यक्त्वा स्थितं संभ्रष्टबीजवत् । देहार्थे ध्रीयते ज्ञातज्ञेयाशुद्धेतिचोच्यते અર્થઃ—જે વાસના જન્મના મૂળનો નાશ કરી દગ્ધ બીજની માફક દેહની સ્થિતિ માટે રહેલ છે, તથા જે વાસનાથી અખંડ, એકરસરૂપ, તથા આનંદરૂપ વસ્તુ જાણુવામાં આવે છે, તે વાસના શુદ્ધ વાસના કહેવાય છે.'

## મલિન વાસનાના વિભાગ.

જન્મની પ્રાપ્તિ કરનારી મલિન વાસના જો કે અનંત છે, છતાં સ્મૃતિમાં મલિન વાસના સંક્ષેપે ત્રણુ પ્રકારની કહી છે. કહ્યું છે કે, 'लोकवासनया जंतोर्देहवासनयापि च । शास्त्रवासनया ज्ञानं यथा वन्नैव जायते અર્થઃ—મલિન વાસના ત્રણુ પ્રકારની છે. જેમકે લોકવાસના, શાસ્ત્રવાસના તથા દેહવાસના. આ ત્રણુ વાસનામાંથી કોઈપણુ વાસના જેને હોય, તેને વાસનારૂપ પ્રતિબંધને લીધે આત્માનું યથાર્થ જ્ઞાન ઉત્પન્ન થતું નથી.'

# લોકવાસનાનું નિરૂપણ.

જે આચરણ ધારણ કરવાથી સર્વ લોક મારી સ્તુતિ કરે, કોઇપણ મારી નિંદા ન કરે, આવા આચરણને હું ધારણ કરું, આ રીતનો જે અભિનિવેશ, તેનું નામ લોકવાસના છે. આ લોકવાસના સો જન્મવડે પણ સંપાદન કરવા અશક્ય છે. કારણકે સર્વ દૂષણથી રહિત, સર્વ ગુણયુક્ત તથા નમસ્કાર સ્મરણાદિવડે સર્વ પુરુષાર્થની પ્રાપ્તિ કરનારા રામ કૃષ્ણ આદિ ઈશ્વરની પણ સર્વ લોક સ્તુતિ કરતા નથી, પણ કેટલાક શ્રેષ્ઠ પુરુષો સ્તુતિ કરે છે તથા કેટલાએક નીચ પુરુષો નિંદા પણ કરે છે. જ્યારે રામ કૃષ્ણ આદિ ઈશ્વરોની સર્વ લોક સ્તુતિ કરતા નથી ત્યારે આપણ સરખા જીવોની સર્વ લોક સ્તુતિ કેવી રીતે કરશે, અર્થાત્ નહિ જ કરે. માટે લોકવાસના સંપાદન કરવી અશક્ય છે. તેથી અધિકારીએ લોકવાસનાનો ત્યાગ કરી પોતાના હિતને મેળવવું. આ જ બાબત અન્ય ગ્રંથમાં પણ કહી છે. જેમકે, "विद्यते न खलु कश्चिदुपायः सर्वलोकपरितोषकरो यः। सर्वथा स्वहितमाचरणीयं किं करिष्यति जनो बहुजल्पः अર્થ:-જે ઉપાયવડે સર્વ લોક સ્તુતિ કરે, એવો કોઇ ઉપાય લોકશાસ્ત્રમાં નથી. માટે અધિકારીએ લોકવાસનાનો ત્યાગ કરી સર્વ પ્રકારે પોતાનું હિત મેળવવું. પણ લોકની નિંદા તથા સ્તુતિ તરફ નજર કરવી નહિ. આ લોકનિંદા તથા સ્તુતિવડે કંઈપણ હાનિ કે લાભ કરી શકતા નથી." ભર્તૃહરિએ પણ કહ્યું છે કે, "निंदन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्। अद्यैव वा मरणमस्तु युगान्तरे वा न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः અર્થ:- નીતિમાં કુશળ પુરુષ નિંદા કરો અથવા સ્તુતિ કરો, લક્ષ્મી પ્રાપ્ત થાઓ અથવા ચાલી જાઓ. આજે મરણ થાઓ અથવા યુગાંતરમાં થાઓ. પણ ધૈર્યવાન્ વિવેકી પુરુષ શાસ્ત્રવિહિત માર્ગથી એક પદ માત્ર પણ ચલાયમાન થતા નથી; અર્થાત્ લોકવડે કરા-

ચલી નિંદા તથા સ્તુતિ આદિની ઉપેક્ષા કરી, વિવેકી મનુષ્ય પોતાનું હિત સંપાદન કરે છે.” વળી લોકવાસનામાં અભિનિવેશવાળા મનુષ્યને આત્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી. આના સંબંધમાં કહ્યું છે કે, ‘न लोकचित्तग्रहणे रतस्य न भोजनाच्छादनतत्परस्य । न शब्दशास्त्राभिरतस्य मोक्षो न चातिरम्यावसथ प्रियस्य અર્થ:—જે મનુષ્ય સર્વ પ્રકારે લોકનાં ચિત્ત રંજન કરવામાં પ્રીતિવાળો છે, જે મનુષ્ય ભોજન તથા કપડાં લત્તાં પહેરવામાં તત્પર છે, જે પુરુષ વ્યાકરણાદિ અનાત્મ શાસ્ત્રમાં અભિનિવેશવાળા છે તથા જે મનુષ્ય અત્યંત રમણીય ગૃહમાં પ્રીતિવાળો છે, તેને મોક્ષ પ્રાપ્ત થતો નથી.” માટે મોક્ષની ઇચ્છાવાળાએ લોકવાસનાનો સર્વ રીતે ત્યાગ કરવો.

## શાસ્ત્રવાસનાનું નિરૂપણ.

શાસ્ત્રના તાત્પર્યને નહિ ગ્રહણ કરી શાસ્ત્રના અધ્યયનની જે વાસના, તે શાસ્ત્રવાસના છે. આ શાસ્ત્રવાસના ત્રણ પ્રકારની છે, જેમકે પાઠવાસના, અર્થવાસના તથા અનુષ્ઠાનવાસના. પૂર્ણ આયુષ્યપર્યંત વેદશાસ્ત્રના પાઠનું અધ્યયન કરતા રહેવું, પણ શાસ્ત્રના તાત્પર્યને ન જાણવું, તેનું નામ પાઠવાસના છે. આવી પાઠવાસના ભરદ્વાજ મુનિને થઇ હતી. તેણે આયુષ્યના ત્રણ વિભાગ સૂધી અર્થાત્ ૭૫ વર્ષ સૂધી વેદના પાઠનું અધ્યયન કર્યું હતું. ત્યાર પછી અતિ જીર્ણ વૃદ્ધ અવસ્થાને પામ્યા. આવા ભરદ્વાજને જોઇ દેવરાજ ઇન્દ્ર તેમની સમીપ આવી કહેવા લાગ્યા; “હે ભરદ્વાજ ! જો કદાપિ હું આપને આયુષ્યનો ચોથો ભાગ આપું તો ચોથા ભાગના આયુષ્યવડે તમે શું સંપાદન કરશો ?” આવાં ઇન્દ્રનાં વચનને સાંભળી ભરદ્વાજ ઋષિ આયુષ્યના ચોથા ભાગમાં પણ હું વેદના પાઠનું અધ્યયન કરીશ, આ રીતે કહેવા લાગ્યા. ત્યાર પછી ઇન્દ્ર ભરદ્વાજની પાઠવાસનાને નિવૃત્ત કરવા માટે ભરદ્વાજને વેદોને પર્વતરૂપે દેખાડવા લાગ્યા.

આ વેદરૂપી પર્વતમાંથી એકએક મુઠ્ઠી લઇ ઇન્દ્ર ભરદ્વાજને કહેવા લાગ્યા; "હે ભરદ્વાજ! અત્યાર સૂધી આપે આ મુઠ્ઠીમાત્ર વેદનું અધ્યયન કર્યું છે. આ પર્વતરૂપ વેદ બાકી અધ્યયન કરવો રહે છે." આવાં ઇન્દ્રનાં વચનને સાંભળી ભરદ્વાજ પાઠવાસનાથી નિવૃત્ત થયા. ત્યાર પછી ભરદ્વાજને ઇન્દ્ર બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવા લાગ્યા. આ બાબત તૈત્તિરીય શ્રુતિમાં ભરદ્વાજોપાખ્યાનમાં પ્રસિદ્ધ છે. વળી વેદશાસ્ત્રના તાત્પર્યને ન જાણી, સમગ્ર આયુષ્યપર્યંત વેદશાસ્ત્રના અર્થનું અધ્યયન કરી જવું, આનું નામ અર્થવાસના છે. આ અર્થવાસના પણ પાઠવાસનાની માફક દુઃખે કરી સંપાદન કરવા યોગ્ય હોવાથી મલિન વાસનારૂપે છે. આથી વિદ્વાન્ પુરુષોએ કહ્યું છે કે, अनंतशास्त्रं बहु वेदितव्यमल्पश्च कालो बहवश्च विघ्नाः । यत्सारभूतं तदुपासितव्यं हंसो यथाक्षीरमिवांबुमिश्रम्॥ अधीत्य चतुरो वेदान् धर्मशास्त्राण्यनेकशः। यस्तु ब्रह्म न जानाति दर्वीपाकरसं यथा ॥ અર્થઃ-શાસ્ત્ર અનંત છે. તેમ જ શાસ્ત્ર પ્રતિપાદિત પદાર્થ પણ અનંત છે. આ પદાર્થ અલ્પકાળમાં જાણી શકાતા નથી. વળી મનુષ્યનું આયુષ્ય અત્યંત અલ્પ છે. આ અલ્પ આયુષ્યમાં પણ રોગ આદિ અનેક વિઘ્ન પ્રાપ્ત થાય છે. આવા વિઘ્નયુક્ત અલ્પ આયુષ્યવડે સર્વ શાસ્ત્રનો અર્થ જાણવો અશક્ય છે. માટે જેમ હંસ પક્ષી જલ મિશ્રિત ક્ષીરમાંથી ક્ષીર માત્રને જ ગ્રહણ કરે છે, તેમ અધિકારી પુરુષે પણ સર્વ શાસ્ત્રના સારભૂત બ્રહ્માત્મભૂત અર્થ ગ્રહણ કરવો યોગ્ય છે. જે મનુષ્ય ચારે વેદનું અધ્યયન કરે છે તથા અનેક ધર્મશાસ્ત્રના અર્થનું અધ્યયન કરે છે, પણ હું બ્રહ્મરૂપે છું, આ રીતે બ્રહ્મને જાણતો નથી, તે મનુષ્ય કડછીના સમાન છે. અર્થાત્ કડછી જેમ અનેક પ્રકારનાં શાકોમાં ફરે છે, છતાં શાકના સ્વાદને તે જાણતી નથી." શ્રુતિ તથા સ્મૃતિરૂપ શાસ્ત્રમાં વિધાન કરેલ કર્મના અનુષ્ઠાનમાં જ સમગ્ર આયુષ્ય વીતાડવું, આનું નામ અનુષ્ઠાનવાસના છેઃ આ અનુષ્ઠાનવાસના નિદાઘને થઈ હતી.

ઋભુ નામના મુનિએ વારંવાર ઉપદેશ કરવા છતાં નિદાઘે અનુષ્ઠાનની વાસનાથી બ્રહ્માત્મ તત્વને જાણ્યું નહિ. ત્રીજીવાર ઋભુના ઉપદેશથી ઘણી જ મહેનતે સર્વ અનુષ્ઠાનનો ત્યાગ કરી તેને બ્રહ્માત્મનો સાક્ષાત્કાર થયો. આ વાત વિષ્ણુપુરાણમાં વિસ્તારથી નિરૂપણ કરી છે, માટે પૂર્વોક્ત ત્રણ પ્રકારની વાસના આત્મજ્ઞાનના-પ્રતિબંધકરૂપે છે.

## દેહવાસનાનું નિરૂપણ.

આ ભૌતિક સ્થૂલ શરીરમાં જે અભિનિવેશ, તેનું નામ દેહવાસના છે. આ દેહવાસના બે પ્રકારની છે:-એક દેહવિષયક તથા બીજી દેહ સંબંધી ગુણવિષયક. તેમાં 'હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું,' આ રીતની વાસના દેહવિષયક વાસના કહેવાય છે. વળી દેહ સંબંધી વાસના શાસ્ત્રીય તથા લૌકિક એવા ભેદવડે બે પ્રકારની છે. તેમાં શાસ્ત્રીય વાસના પણ ગુણાધાન પ્રયુક્ત તથા દોષ નિવૃત્તયુક્ત, એવા ભેદવડે બે પ્રકારની છે. શાસ્ત્રવિહિત ગંગાસ્નાન આદિવડે દેહમાં સદ્‌ગુણના ધારણની જે વાસના, તે ગુણાધાન પ્રયુક્ત કહેવાય છે. વળી શૌચ આચમનાદિવડે દેહથી દોષની નિવૃત્તિ કરવાની જે વાસના, તે દોષનિવૃત્તિ પ્રયુક્ત કહેવાય છે. આ રીતે લૌકિક વાસના પણ બે પ્રકારની છે. તેમાં તેલ, પાન તથા મરીના ભક્ષણ આદિથી દેહમાં સૌંદર્યાદિ ગુણને ધારણ કરવાની વાસના, તે પ્રથમ વાસના છે. વળી મળને ટાળવા ઔષધ તથા જળ આદિવડે દેહમાંથી મળને નિવૃત્ત કરવાની જે વાસના, તે બીજી વાસના છે. આ સર્વ દેહવાસના જ્ઞાનના પ્રતિબંધકરૂપે હોવાથી તથા જન્માંતરના હેતુરૂપે હોવાથી મલિન વાસનારૂપજ છે. વળી લોકવાસના, શાસ્ત્રવાસના તથા દેહવાસના, આ ત્રણે વાસનાથી ભિન્ન જ્ઞાનના પ્રતિબંધકરૂપ મલિન વાસનાનું નિરૂપણ શ્રી ભગવાને સોળમા અધ્યાયમાં કર્યું છે. જેમકે, दंभो दर्पोऽभिमा-

नश्च क्रोधः पारुष्यमेव च । ઇત્યાદિ વચનવડે દંભ તથા દર્પ આદિ આસુર સંપતનું નિરૂપણ કર્યું છે. આ રીતે સ્ત્રી પુત્રાદિ વિષયની જે અભિલાષા, તે પણ મલિન વાસના છે. આ સર્વ મલિન વાસના, જ્ઞાનના પ્રતિબંધકરૂપે હોવાથી, મુમુક્ષુ જને નિવૃત્ત કરવા યોગ્ય છે.

શિષ્યઃ—આ મલિન વાસનાની નિવૃત્તિ કેવા ઉપાયથી થાય છે ?

ગુરુઃ—આ મલિન વાસના પૂર્વોક્ત રીતે અનેક પ્રકારની છે. માટે વસિષ્ઠ આદિ મુનિઓએ વાસનાની નિવૃત્તિના ઉપાય પણ અનેક પ્રકારના કહ્યા છે. તેમાં નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક, વિષયમાં દોષનું દર્શન, મહાત્મા જનનો સત્સંગ, વિષયી જનના સંગનો પરિત્યાગ તથા મૈત્રી કરુણા આદિ વિરોધી વાસનાની ઉત્પત્તિ ઇત્યાદિ ઉપાયથી મલિન વાસનાની નિવૃત્તિ થાય છે. માટે વિવેક આદિ ઉપાયવડે પોતાના અંતઃકરણમાં મલિન વાસનાની ઉત્પત્તિ ન થવા દેવી, એ જ વાસનાક્ષયનો અભ્યાસ છે. કહ્યું છે કે, "दृश्या संभववोधेन रागद्वेषादितानवे । रतिर्नवोदिता यासु बोधाभ्यासं विदुः परम अर्थः—આ દૃશ્યમાન સર્વ પ્રપંચ અધિષ્ઠાન આત્માથી ભિન્નરૂપે કરી વાસ્તવિક નથી. આ રીતના દૃશ્યપ્રપંચના અસંભવના બોધવડે પ્રપંચરૂપ વિષયના અભાવથી રાગદ્વેષાદિ વાસના નિવૃત્ત થયે, મનુષ્યની પોતાના સ્વરૂપાનંદના અનુભવમાં જે દૃઢ પ્રીતિ ઉત્પન્ન થાય છે, તેને વિદ્વાન્ મનુષ્યો વાસનાક્ષયના અભ્યાસરૂપે કહે છે." બીજું મલિન વાસનાની નિવૃત્તિના ઉપાયો નીચે પ્રમાણે છેઃ—"असंगव्यवहारित्वाद्भव-भावनवर्जनात् । शरीरनाशदर्शित्वा द्वासना न प्रवर्तते अर्थः—હું અસંગરૂપે છું, આ રીતના વૃત્તિના પ્રવાહરૂપ વ્યવહારને નિરંતર કરવાથી મનુષ્યમાં બીજી વાસના પ્રવૃત્ત થતી નથી. તેમજ પ્રપંચના સ્મરણના પરિત્યાગથી પણ બીજી વાસના પ્રવૃત્ત થતી નથી. વળી નિરંતર પોતાના શરીરના મરણના દર્શનથી

પણ બીજી રાગાદિરૂપ વાસના પ્રવૃત્ત થતી નથી.” પોતાના મરણના દર્શનથી રાગાદિરૂપ વાસના નથી થતી, એના સંબંધમાં નીચે પ્રમાણે કહ્યું છે:–“मस्तकस्थायिनं मृत्युं यदि पश्येदयं जनः । आहारोऽपि न रोचेत किमुतान्या विभूतयः અર્થ:–પોતાના મસ્તકપર રહેલ મૃત્યુને જો મનુષ્ય જોતો હોય તો તેને ભોજન પણ પ્રિય લાગતું નથી. તો પછી અન્ય વિભૂતિઓ કેવી રીતે પ્રિય લાગશે? અર્થાત્ નહિ જ લાગે.”

## સંસારમાં દોષ.

કહ્યું છે કે, “दुःखं जन्मजरादुःखं दुःखं मृत्युः पुनः पुनः । संसारमंडलं दुःखं पच्यंते यत्र जंतवः અર્થ:–જન્મ, જરા તથા વારંવાર મરણ દુઃખરૂપે છે. બીજું તો શું કહેવું? આ સર્વ સંસારમંડળ દુઃખરૂપજ છે. આ સંસાર મંડળમાં સર્વ અજ્ઞાની જીવ વારંવાર જન્મ મરણાદિને પામે છે. આ રીતે આત્માથી ભિન્ન સર્વ જગતને દુઃખરૂપે કરી ચિંતન કરનારા પુરુષની રાગદ્વેષાદિરૂપ સર્વ મલિન વાસના નિવૃત્ત થાય છે.” વળી વિષયલંપટ પુરુષના સંગનો ત્યાગ મલિન વાસનાની નિવૃત્તિદ્વારા મનુષ્યના મોક્ષના સાનધરૂપે હોય છે. આ વાત વિષ્ણુપુરાણમાં પણ નિરૂપણ કરી છે. જેમકે, निःसंगता मुक्तिपदं यतीनां संगादशेषाः प्रभवंति दोषाः । आरूढयोगोऽपि निपात्यतेऽधः संगेन योगी किमुताल्पसिद्धिः અર્થ:-વિષયાસક્ત પુરુષના સંગના ત્યાગરૂપ નિઃસંગતા સંન્યાસીને મુક્તિની પ્રાપ્તિના માર્ગરૂપે છે. માટે વિષયાસક્ત પુરુષના સંગના દોષથી મનુષ્યમાં રાગદ્વેષાદિ સર્વ પ્રાપ્ત થાય છે. આ મલિન વાસનારૂપી દોષથી યોગારુઢ પુરુષનું પણ અધઃપતન થાય છે. વળી યોગારુઢ થવાની ઇચ્છાવાળા મનુષ્યનું અધઃપતન તો પછી કેમ ન થાય?” તત્વવેત્તાએ સર્વ રીતે વિષયલંપટ પુરુષના સંગથી રહિત થવું, આ વાત અન્ય ગ્રંથમાં પણ કહી છે. કહ્યું છે કે, “तस्माच्चरेत वै योगी सतां धर्ममगर्हयन् । जना यथावमन्येरन् गच्छेयुर्नैव

संगतिम्॥ અર્થ:-તત્ત્વવેત્તા મનુષ્યે, શ્રેષ્ઠ પુરુષનો ધર્મ દૂષિત ન થાય, એ રીતે લોકમાં વિચરવું, કે જેથી વિષયાસક્ત લોક અપમાન કરે, તો પણ સંગતિને પ્રાપ્ત થાય નહિ." તેમ જ ભારતમાં પણ કહ્યું છે કે, "अहेरिवगणाद्भीतः सन्मानान्नरकादिव। कुणपादिवचस्त्रीभ्यस्तं देवा ब्राह्मणं विदुः અર્થ:-જેમ દેહાભિમાની પુરુષ સર્પથી ભયને પામે છે, તેમ વિદ્વાન્ સન્માનથી ભયને પામે છે. જેમ લોક મૃત શરીરથી ભયને પામે છે, તેમ જે પુરુષ સ્ત્રીને જોઇ ભયને પામે છે, તે વિદ્વાનને દેવો બ્રાહ્મણ કહે છે, અર્થાત્ જીવન્મુક્ત કહે છે." ભાગવતમાં કહ્યું છે કે, "संगं त्यजेत मिथुनव्रतिनां मुमुक्षुः सर्वात्मना न विसृजेद्बहिरिंद्रियाणि। एकश्चरन्रहसि चित्तमनं न ईशे युंजीत तद्व्रतिषु साधुषु चेत्प्रसंगः॥ स्त्रीणां तत्संगिनां संगं त्यक्त्वा दूरत आत्मवान्॥ क्षमी विविक्तआसीनश्चिंतयेन्मामतंद्रितः અર્થ:-મુમુક્ષુ જને વિષયાસક્ત સ્ત્રી પુરુષના સંગનો સર્વ રીતે ત્યાગ કરવો. તેમજ ચક્ષુ આદિ અગીઆર ઇન્દ્રિયોને બાહ્ય રુપાદિ વિષયમાં પ્રવૃત્ત કરવી નહિ. કારણ કે ઇન્દ્રિયોને વિષયમાં પ્રવૃત્ત કરવાથી નરકની પ્રાપ્તિ થાય છે. વળી મુમુક્ષુજને એકાદ પ્રદેશમાં એકાકી રહી અપરિચ્છિન્ન ઈશ્વરમાં ચિત્તને જોડવું અર્થાત્ નિરંતર બ્રહ્મનું ધ્યાન કરવું. ચિત્ત જો કદાપિ પોતાના ચંચળ સ્વભાવનો લીધે પરબ્રહ્મમાં ન રહી શકે, તો પરબ્રહ્મમાં પ્રીતિવાળા મહાત્માનો સંગ કરવો. વળી મુમુક્ષુજને સ્ત્રીના તથા સ્ત્રી આસક્ત પુરુષના સંગનો દૂરથી ત્યાગ કરી એકાંત દેશમાં રહી હુંરૂપ પરમેશ્વરનું હું બ્રહ્મરૂપે છું, આ રીતે ધ્યાન કરવું." ધ્યાનનું ફળ સ્મૃતિમાં નીચે પ્રમાણે કહ્યું છે:-"अहमस्मि परं ब्रह्म वासुदेवाख्यमव्ययः। इति यस्य स्थिरा बुद्धिः स मुक्तो नात्र संशयः અર્થ:-વાસુદેવ એવા નામવાળો તથા ઉત્પત્તિ તથા વિનાશથી રહિત પરબ્રહ્મરૂપે હું છું, આ રીતની સ્થિર બુદ્ધિવાળો પુરુષ મુક્ત જ છે, આમાં કોઈ

રીતનો સંશય નથી.” બ્રહ્મધ્યાનનું ફળ વિષ્ણુ પુરાણમાં યમરાજે મૃત્યુને નીચે પ્રમાણે કહ્યું છેઃ-“ सकलमिदमहं च वासुदेवः परमपुमान् परमेश्वरः स एकः । इति मतिरचला भवत्यनंते हृदयगते व्रजतान्विहाय दूरात् અર્થ:-આ સર્વ જગત્ તથા હું વાસુદેવરૂપે છીએ. આ વાસુદેવ પરમ પુરુષરૂપે, પરમેશ્વરરૂપે, એકરૂપે તથા અદ્વિતીયરૂપે છે. આ રીતની જે મનુષ્યની અચળ બુદ્ધિ હૃદયપ્રદેશમાં રહેલ પરમાત્માવિશે થાય છે, હે મૃત્યુ ! તે પુરુષનો તારે દૂરથી પરિત્યાગ કરી ચાલ્યા જવું અર્થાત્ પરબ્રહ્મના ધ્યાનપરાયણ પુરુષને ફરી મૃત્યુની પ્રાપ્તિ થતી નથી.” આથી સિદ્ધ થાય છે કે, જે પુરુષ વિષયાસક્ત સ્ત્રી-પુરુષના સંગનો ત્યાગ કરી બ્રહ્મનું ચિંતન કરે છે, તે પુરુષની સર્વ મલિન વાસના નિવૃત્ત થાય છે.

## સત્સંગ મોક્ષના સાધનરૂપે.

કહ્યું છે કે, “ महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्तमोद्वारं योषितां संगिसंगम् । महांतस्ते समचित्ताः प्रशांताः विमन्यवः सुहृदः साधवो ये અર્થ:-વિદ્વાન્ પુરુષ મોટા પુરુષની સેવાને મુક્તિના સાધનરૂપે કહે છે. વળી સ્ત્રીના સંગી પુરુષના સંગને નરકની પ્રાપ્તિના સાધનરૂપે કહે છે. જે પુરુષ સમચિત્ત છે, અર્થાત્ સમબ્રહ્મમાં ચિત્તવાળો છે, અથવા તો જેનું ચિત્ત શત્રુ તથા મિત્રમાં સરખું છે, જે પુરુષ અત્યંત શાંત સ્વભાવવાળો છે, ક્રોધથી રહિત છે, સુહૃદરૂપે છે અર્થાત્ અનુપકારીપર પણ ઉપકાર છે, વળી સાધુ છે અર્થાત્ શમદમવડે સંપન્ન છે, આવા ગુણવાળો પુરુષ મહત્પુરુષ કહેવાય છે. આવા મહત્ પુરુષનો શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક સંગ મલિન વાસનાની નિવૃત્તિદ્વારા મોક્ષના સાધનરૂપે હોય છે.” વળી સ્ત્રી તથા તેનો સંગ કરનારના સંગમાં નરકની સાધનતા શાસ્ત્રમાં કહી છે. જેમકે, “योषिद्धिरण्याभरणांबरादि द्रव्येषु मायारचितेषु मूढः । प्रलोभितात्मा ह्युपभोगबुद्ध्या पतंगवन्नश्यति नष्टदृष्टिः ॥

અર્થઃ—સ્ત્રી, સુવર્ણ, આભૂષણ, વસ્ત્ર ઈત્યાદિ માયારચિત પદાર્થમાં ઉપભોગને લીધે લોભને પ્રાપ્ત થયેલા મનવાળા અવિવેકી પુરુષોનો તે પદાર્થોથી પતંગની માફક નાશ થાય છે. આથી તે પુરુષ વિવેકદૃષ્ટિથી રહિત છે."

## મલિન વાસનાની નિવૃત્તિનો ઉપાય.

મૈત્રી આદિ વાસનાઓ મલિન વાસનાના વિરોધીરૂપે કહી છે. ભગવાન્ પતંજલિએ યોગસૂત્રમાં કહ્યું છે કે, मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् અર્થઃ—મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા, આ ચાર પ્રકારની શુભ વાસના છે. તેમાં સુખી પ્રાણીમાં આ સર્વ મારાં જ છે, આ રીતની ભાવના મૈત્રીરૂપે છે. જેમ મને દુઃખ ન થાય, તેમ સર્વ પ્રાણીને દુઃખ ન થાય, આ રીતની ભાવનાનું નામ કરુણા છે. પુણ્યવાન્ પુરુષને જોઇ પ્રસન્ન થવું, તેનું નામ મુદિતા છે. પાપી પુરુષથી ઉદાસીન રહેવું, તેનું નામ ઉપેક્ષા છે. આ રીતની મૈત્રીઆદિ ચાર ભાવનાવાળા મનુષ્યની રાગ, દ્વેષ, મદ, માત્સર્ય આદિ સર્વ મલિનવાસના નિવૃત્ત થાય છે. આથી તે પુરુષનું ચિત્ત શુદ્ધ થાયછે." ગીતાના સોળમા અધ્યાયમાં ભગવાને કહ્યું છે કે, अभयं सत्वसंशुद्धिः ज्ञानयोगव्यवस्थितिः । दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ अहिंसासत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनं दया भूतेष्वलोलुप्त्वम् मार्दवं ह्रीरचापलम् ॥ तेजः क्षमाधृतिः शौचमद्रोहो नातिमानिता । भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ અર્થઃ—અભય, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગ એ બેઉને વિષે સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચાડી ન ખાવી, ભૂતદયા, ઇન્દ્રિયોનું લલુતાથી રહિતપણું, નમ્રતા, લજ્જા, ચપળતાથી રહિતપણું, હે ભારત! તેજ, ક્ષમા, ધારણા, પવિત્રતા, અદ્રોહ, આપવડાઈથી રહિતતા, એ દૈવી સંપત્તિમાં જન્મેલાને પ્રાપ્ત થાય છે."આ ત્રણ શ્લોકથી દૈવી સંપતનું નિરૂપણ કર્યું છે. આ દૈવી સંપતરૂપ વિરોધી

વાસનાના અભ્યાસવડે દંભ દર્પ આદિ આસુરી સંપતરૂપ મલિનવાસના નિવૃત્ત થઇ જાય છે. આ રીતે ગીતાના તેરમા અધ્યાયમાં કહ્યું છે કે, "अमानित्वमदंभित्वमहिंसा क्षांति रार्जवम्। आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ इन्द्रियार्थेषु वैराग्य मनहंकार एव च। जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी । विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ अध्यात्मज्ञाननित्यत्वं तत्वज्ञानार्थदर्शनम् । एतज्ज्ञानमितिप्रोक्तमज्ञानं यदतोन्यथा ॥ અર્થ:—અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, નિષ્કપટતા, આચાર્યની ભક્તિ, સ્વચ્છતા, ધૈર્ય તથા ચિત્તનો ઇન્દ્રિય સહિત નિગ્રહ, વિષયોમાં વૈરાગ્ય, નિરભિમાનતા, અને જન્મમરણ, ઘડપણ અને રોગો વિશે દુ:ખરૂપી દોષનો વારંવાર વિચાર, પુત્ર, પત્ની, ઘર ઇત્યાદિ પદાર્થોમાં આસક્તિથી રહિતપણું, તથા સંગરહિતપણું, ઇચ્છિત અને અનિચ્છિત પદાર્થોની પ્રાપ્તિમાં હંમેશાં ચિત્તની સમાનતા, અનન્ય યોગથી મારે વિશે અવ્યભિચારિણી ભક્તિ, એકાંત દેશનું સેવન, જનસમાજમાં અપ્રીતિ, અધ્યાત્મ જ્ઞાનમાં નિરંતર નિષ્ઠા, તત્વજ્ઞાનના મોક્ષરૂપી અર્થનું અવલોકન, આને જ્ઞાન કહ્યું છે. એથી જે ઉલટું તે અજ્ઞાન". ઇત્યાદિ પાંચ શ્લોકવડે અમાનિત્વ અદંભિત્વ આદિ જ્ઞાનના સાધનનું નિરૂપણ કર્યું છે. આ જ્ઞાનના સાધનના અભ્યાસવડે ભ્રાંતિ જ્ઞાનના સાધનરૂપ માન તથા દંભ આદિ નિવૃત્ત થઇ જાય છે. આ રીતે વિદ્વત્સંન્યાસી જ્યારે સંકલ્પપૂર્વક મૈત્રી આદિ અશુભ વાસનાઓને, દૈવી સંપતને તથા અમાનિત્વાદિ ધર્મને અભ્યાસવડે મેળવે છે ત્યારે સૂર્યનો ઉદય થવે જેમ તમ નિવૃત્ત થાય છે, તેમ વિદ્વત્સંન્યાસીની પૂર્વોક્ત સર્વ મલિનવાસના નિવૃત્ત થાય છે. ત્યાર પછી વિદ્વત્સંન્યાસીએ અજિહ્વાદિ છ ધર્મને અભ્યાસવડે સંપાદન કરવા. આ અજિહ્વાદિ ધર્મ સ્મૃતિમાં

નીચે પ્રમાણે કહ્યા છેઃ-" अजिह्वः षंडकः पंगुरंधो बधिर एव च ॥ मुग्धश्च मुच्यते भिक्षुः षड्भिरेतैर्न संशयः અર્થઃ-અજિહ્વ, ષંડક, પંગુ, અંધ, બધિર તથા મુગ્ધ, આ છ ધર્મનું સેવન કરવાથી સંન્યાસી જીવન્મુક્તિને પ્રાપ્ત થાય છે. માટે સંન્યાસીએ છ ધર્મ અવશ્ય સંપાદન કરવા."

## અજિહ્વાદિ છ ધર્મનું લક્ષણ.

અજિહ્વાનું લક્ષણઃ-"इदमिष्टमिदं नेति योऽश्नन्नपि न सज्जते । हितं सत्यं मितं वक्ति तमजिह्वं प्रचक्षते અર્થઃ-જે સંન્યાસી અન્નાદિનું ભક્ષણ કરે છે, છતાં આ અન્ન સ્વાદિષ્ઠ છે, આ અન્ન સ્વાદિષ્ઠ નથી, આ રીતનું બોલતો નથી, પણ હિતકારી, સત્ય, પ્રમિત વચનનો ઉચ્ચાર કરે છે, તે સંન્યાસી અજિહ્વ કહેવાય છે. ષંડકનું લક્ષણઃ-'अद्य जातां यथा नारी तथा षोडशवार्षिकीम् । शतवर्षां च यो दृष्ट्वा निर्विकारः स षंडकः અર્થઃ-જેમ તરતની જન્મેલી સ્ત્રીને જોઇ તથા શો વર્ષની અતિ વૃદ્ધ સ્ત્રીને જોઈ કામવિકાર ઉત્પન્ન થતો નથી, તેમ જે સંન્યાસી સોળ વર્ષની યુવાન્ સ્ત્રીને જોઈ કામરૂપ વિકારથી રહિત હોય છે, તે સંન્યાસી ષંડક કહેવાય છે." અહીં નપુંસકનું નામ ષંડક છે. પંગુનું લક્ષણઃ-'भिक्षार्थमटनं यस्य विण्मूत्रकरणाय च । योजनी न परं याति सर्वथा पंगुरेव सः અર્થઃ-જે સંન્યાસીનું ગમન ભિક્ષાને માટે થાય છે, વિષ્ઠા મૂત્રનો ત્યાગ કરવા માટે ગમન થાય છે, પણ અન્ય કોઈ પ્રયોજન માટે ગમન થતું નથી, તેમજ જે સંન્યાસી એક યોજનથી અધિક માર્ગ ચાલતો નથી, તે સંન્યાસી પંગુ કહેવાય છે." અંધનું લક્ષણઃ-"तिष्ठतो व्रजतो वापि यस्य चक्षुर्न दूरगम् । चतुर्युगां भुवं त्यक्त्वा परिव्राट् सोंऽध उच्यते અર્થઃ- જે સંન્યાસીની ચક્ષુ ઇન્દ્રિય, બેઠો હોય કે ચાલતો હોય, છતાં ચાર યુગ ભૂમિને છોડી દૂર જતી નથી, તે સંન્યાસી અંધ કહેવાય છે. ચાર યુગ જમીન એટલે સોળ હાથ જમીન

જાણવી." બધિરનું લક્ષણ:-"हिताहितं मनोरामं वचः शोकावहं च यत्। श्रुत्वापि न शृणोति यो बधिरः स प्रकीर्तितः અર્થ:-જે સંન્યાસી હર્ષની પ્રાપ્તિ કરનારાં અનુકૂળ વચનને સાંભળવા છતાં ન સાંભળ્યાં હોય એમ કરે છે, અર્થાત્ હર્ષ કે શોકને પામતો નથી, તે સંન્યાસી બધિર કહેવાય છે." મુગ્ધનું લક્ષણ:- "सान्निध्ये विषयाणां च समर्थोऽविकलेन्द्रियः। सुप्तवद्वर्तते नित्यं स भिक्षुर्मुग्ध उच्यते અર્થ:-વિષય સમીપ હોવા છતાં જે સંન્યાસી સમર્થ છતાં તથા સર્વ ઇન્દ્રિયોથી મુક્ત છતાં વિષયોમાં પ્રવૃત્ત થતો નથી, પણ સુષુપ્ત પુરુષની માફક વિષયથી ઉપરામ રહે છે, તે સંન્યાસી મુગ્ધ કહેવાય છે." આ રીતે અજિહ્વાદિ છ ધર્મના અભ્યાસવડે પાછળથી સંન્યાસીએ ચિન્માત્ર વાસનાનો અભ્યાસ કરવો. જેમકે આ નામ રુપાત્મક સર્વ જગત્ ચૈતન્યમાં કલ્પિત હોવાથી સ્વતઃ સત્તા સ્ફુરણથી રહિત છે, માટે અધિષ્ઠાન ચૈતન્યના સત્તા સ્ફુરણપૂર્વક જ જગતનું સત્તાસ્ફુરણ થાય છે. આ રીતે જગતમાં નામ તથા રૂપ આ બેઉ અંશને મિથ્યાત્વના નિશ્ચયથી ઉપેક્ષા કરી સર્વત્ર પરિપૂર્ણરૂપે, અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપે તેમ જ અધિષ્ઠાન ચૈતન્યરૂપે હું છું, આ રીતની જે નિરંતર ભાવના, તેનું નામ ચિન્માત્ર વાસના છે. આ ચિન્માત્ર વાસના પણ બે પ્રકારની છે. એક કર્તા, કર્મ તથા કરણ, આ ત્રણ ત્રિપુટિના સ્મરણપૂર્વક ચિન્માત્રવાસના, તથા બીજી આ ત્રિપુટિના સ્મરણથી રહિત કેવળ ચિન્માત્રવાસના. આ સર્વ જગતને હું મારા મનવડે ચિન્માત્રરૂપે જાણું છું, આ રીતની જે ભાવના, તે ત્રિપુટિપૂર્વક ચિન્માત્ર વાસના છે. આ ચિન્માત્ર વાસનાનો સંપ્રજ્ઞાત સમાધિ કોટિમાં અંતર્ભાવ છે; અર્થાત્ આ પ્રથમ ચિન્માત્ર વાસનાને યોગશાસ્ત્રવાળા સંપ્રજ્ઞાત સમાધિ કહે છે. વળી કર્તા, કર્મ તથા કરણ આ ત્રણ ત્રિપુટિના સ્મરણથી રહિત હું ચિન્માત્રરૂપે છું, આ રીતની જે ભાવના, તે કેવળ ચિન્માત્ર વાસના કહેવાય છે.

આ કેવળ ચિન્માત્ર વાસનાનો અંતર્ભાવ અસંપ્રજ્ઞાત સમાધિ કોટિમાં છે. આ સર્વ જગત્ ચિન્માત્રરૂપે છે, આ રીતે શુકે બળિને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો છેઃ-"चिदिहास्तीह चिन्मात्रं सर्वंचिन्मयमेव तत । चित्वं चिदहमेते च लोकाश्चिदिति संग्रह: અર્થઃ-હે રાજન્! આ સર્વ જગતમાં ચૈતન્ય જ અધિષ્ઠાન-રૂપે વ્યાપી રહ્યો છે. માટે આ સર્વ જગત ચૈતન્ય માત્ર જ છે. તું પણ ચૈતન્યરૂપે છે, હું પણ ચૈતન્યરૂપે છું તથા આ સર્વ લોક ચૈતન્યરૂપ જ છે." આ રીતે ચિન્માત્ર વાસનાનો દૃઢ અભ્યાસ કરવાથી પૂર્વોક્ત સર્વ મલિન વાસના નિવૃત્ત થાય છે. આ જ વાસનાક્ષયનો અભ્યાસ છે.

## મનનું સ્વરૂપ.

લાખ તથા સુવર્ણ આદિની માફક સાવયવ તથા કામાદિ વૃત્તિરૂપે પરિણામવાળું અંતઃકરણ મનનરૂપે હોવાથી મન કહેવાય છે. આ મન સત્વ, રજ તથા તમ આ ત્રણ પ્રકારના ગુણરૂપે છે. કારણકે સત્વ, રજ તથા તમ, આ ત્રણ ગુણના યથાક્રમે સુખ, દુઃખ તથા મોહ, આ ત્રણ ધર્મ છે. આ ત્રણ ધર્મો મનનો આશ્રય કરવાથી પ્રતીત થાય છે. માટે મનમાં સત્વાદિ ત્રિગુણરૂપતા સિદ્ધ થાય છે. આ મન રાજસ તથા તામસ વૃત્તિવડે બુદ્ધિને પ્રાપ્ત થવાથી અતિ સ્થૂલ હોય છે. આ સ્થૂલ મન આત્માનો સાક્ષાત્કાર કરવા યોગ્ય નથી. કારણ કે આત્મા દુર્વિજ્ઞેય હોવાથી અતિ સૂક્ષ્મ છે. આવા સૂક્ષ્મ આત્માનો સ્થૂલ મનવડે સાક્ષાત્કાર સંભવતો નથી. જેમ જાડી સોયવડે સૂક્ષ્મ વસ્ત્ર સીવાઈ શકાતું નથી, પણ સૂક્ષ્મ સોયવડે સૂક્ષ્મ વસ્ત્રનું સીવવું સંભવે છે, તેમ સૂક્ષ્મ મનવડે સૂક્ષ્મ આત્માનો સાક્ષાત્કાર સંભવે છે. વળી दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः આ શ્રુતિમાં આત્માનો સાક્ષાત્કાર અતિ સૂક્ષ્મ બુદ્ધિથી થાય છે, એમ કહ્યું છે. માટે આત્માના સાક્ષાત્કાર માટે મનની સૂક્ષ્મતા

અવશ્ય અપેક્ષિત છે. આ મનની સૂક્ષ્મતા રાજસ તથા તામસવૃત્તિના નિરોધવડે સિદ્ધ થાય છે. માટે વૃત્તિના નિરોધવડે મનની સૂક્ષ્મતાનું સંપાદન, એજ મનોનાશ છે. અર્થાત્ મનોનાશ બે પ્રકારનો છે, જેમકે અરૂપનાશ તથા સરૂપનાશ. મનના ફરી ઉત્થાપનથી રહિત જે સ્વરૂપે કરી નાશ છે, તેને અરૂપનાશ કહે છે. સ્વરૂપે કરી મન હોવા છતાં ઉપાયવડે મનની વૃત્તિઓનો જે નાશ, તેને સ્વરૂપનાશ કહે છે. આમાં મનના અરૂપ નાશવડે તત્વવેત્તાને વિદેહ મુક્તિની પ્રાપ્તિ થાય છે. તેમ જ મનના સરૂપનાશવડે જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે. માટે અહી મનોનાશવડે સરૂપનાશ જ જાણવું.

શિષ્યઃ–રાજસ તથા તામસ વૃત્તિઓના નિરોધવડે મનની સૂક્ષ્મતાને મેળવવી, એ જ મનોનાશ છે, એમ આપે કહ્યું. પણ આ વૃત્તિઓનો નિરોધ કેવા ઉપાયથી થાય છે?

ગુરુઃ–વૃત્તિના નિરોધનો ઉપાય વસિષ્ઠ ભગવાને ચાર પ્રકારનો કહ્યો છે. જેમકે, "अध्यात्मविद्याधिगमः साधुसंगम एव च। वासनासंपरित्यागः प्राणस्पंदनिरोधनम्॥ एतास्तु युक्तयः पुष्टाः संति चित्तजये किल" અર્થઃ–અધ્યાત્મ વિદ્યાધિગમ, સાધુસંગમ, વાસનાસંપરિત્યાગ તથા પ્રાણસ્પંદનો નિરોધ, આ ચાર પ્રકારના ઉપાય ચિત્તનો જય કરવામાં પ્રબળ કારણ છે." આમાં પ્રત્યક્ આત્માને બ્રહ્મરૂપે કહેનારી વિદ્યા અધ્યાત્મ વિદ્યા છે. આ અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિનું નામ અધ્યાત્મ વિદ્યાધિગમ છે. આ પણ ચિત્તના જયનું સાધન છે. કારણ કે નામ રૂપાત્મક સર્વ જગત્ મિથ્યા છે, હું જ સર્વત્ર પરિપૂર્ણ પરમાનંદ એક રસરૂપે છું, મારાથી ભિન્ન કોઇ પણ કારણ અથવા કાર્ય નથી તથા હું જ સર્વરૂપે છું, આ રીતની અધ્યાત્મવિદ્યા પ્રાપ્ત થવે તત્વવેત્તા મનુષ્ય સર્વ દશ્ય પ્રપંચને મિથ્યારૂપે કરી જાણે છે. માટે વિદ્વાન્

પુરુષનું મન દૃશ્ય પ્રપંચમાં પ્રવૃત્ત થતું નથી. વળી આત્મા મન તથા વાણીનો અવિષય છે. માટે આત્મામાં પણ મન પ્રવૃત્ત થતું નથી. આ રીતે અંતરબાહ્ય પ્રવૃત્તિથી રહિત થયેલ મન સર્વ વૃત્તિઓના અનુદયથી કાષ્ઠથી રહિત અગ્નિની માફક પોતાના અધિષ્ઠાનરૂપ કારણમાં લય થાય છે. માટે અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ, એ મનોનાશમાં મુખ્ય કારણ છે. વળી જે પુરુષ બુદ્ધિની મંદતાથી અધ્યાત્મવિદ્યાને સંપાદન કરવા અસમર્થ છે, તે પુરુષને બીજો ઉપાય સાધુસંગમ છે. કારણ કે મહાત્મા પુરુષ અધિકારી પુરુષને વારંવાર પ્રત્યક્ આત્માની બ્રહ્મરૂપતાનું તથા જગતના મિથ્યાપણાનું સ્મરણ કરાવે છે તથા તે રીતનો ઉપદેશ કરે છે. આથી અધિકારી મનુષ્યને અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ થઈ મનોનાશ થાય છે. માટે સાધુસંગમ અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિદ્વારા મનોનાશનો ઉપાય છે. વળી જે મનુષ્ય વિદ્યામદ, ધનમદ, કુળનો મદ, આચારમદ ઈત્યાદિ મદવડે યુક્ત થઈ સાધુનો સંગ કરી શકતો નથી, તેવા મનુષ્યને મનના નિરોધનો ઉપાય વાસનાસંપરિત્યાગ છે. વિવેકવડે મદ આદિ મલિનવાસનાની નિવૃત્તિનું નામ વાસનાસંપરિત્યાગ છે.

## વિદ્યામદનું સ્વરૂપ તથા વિવેકનું સ્વરૂપ.

આ ભૂમિ લોકમાં હું જ પંડિત છું, મારાથી બીજો કોઈ પણ પંડિત નથી, જે પંડિત કહાવે છે તે કંઇ જાણતા નથી. આ રીતનું માનસ અભિમાન વિદ્યામદ કહેવાય છે. આ વિદ્યામદની નિવૃત્તિ નીચે પ્રમાણેના વિવેકથી થાય છે:—પંડિતપણાનું અભિમાનવાળા બાલાકિ તથા શાકલ્ય આદિ જે અનેક થયા છે, તેઓનો પણ અજાતશત્રુ તથા યાજ્ઞવલ્ક્ય આદિ વિદ્વાન્ પુરુષોએ પરાભવ કર્યો છે. મનુષ્યથી માંડી દક્ષિણામૂર્તિ પર્યંત તારતમ્યપણાથી વિદ્યાનું ઉત્કર્ષપણું છે, એમ જોવામાં આવે છે. સર્વના

આદિ ગુરુ જે શ્રી દક્ષિણામૂર્તિ સદાશિવ છે, તેમાં જ નિરતિશય વિદ્યાનું ઉત્કર્ષપણું છે. બીજા પંડિતોમાં અતિશય-વિદ્યાનું ઉત્કર્ષપણું છે, માટે મારા કરતાં કોઈ અધિક પંડિત મારો પરાભવ કરશે, આ રીતનો નિરંતર વિચાર કરવાથી વિદ્યામદ નિવૃત્ત થઇ જાય છે. વળી હું જ ધન-વાન્ છું, મારા સમાન કોઈ ધનવાન્ નથી, આ રીતનું જે માનસઅભિમાન, તેનું નામ ધનમદ છે. ધનમદની નિવૃત્તિ નીચે પ્રમાણેના વિવેકથી થાય છેઃ—જે વ્યવહાર લક્ષાધિપતિ કરે છે, તે વ્યવહાર અલક્ષાધિપતિથી થઈ શકતો નથી. માટે લક્ષાધિપતિવડે અલક્ષાધિપતિનો પરાભવ થાય છે. આ જ રીતે કોટિપતિથી લક્ષાધિપતિનો પરાભવ થાય છે. મારી શું ગણત્રી છે? મારાથી અધિક કુબેર સરખા અનેક ધનવાન્ છે. આ રીતનું નિરંતર ચિંતન કરવાથી ધનમદ નિવૃત્ત થઈ જાય છે. મારું કુળ સર્વ કરતાં શ્રેષ્ઠ છે, આ રીતનું જે અભિમાન, તે કુલમદ કહેવાય છે. મારો આચાર સર્વ કરતાં શ્રેષ્ઠ છે, આ રીતનું અભિમાન, તે આચારમદ છે. આ બેઉ મદોની નિવૃત્તિ યથાયોગ્ય વિવેકવડે થાય છે. આ રીતે વિવેકથી જે પુરુષ વિદ્યામદ આદિ મલિન વાસનાઓની નિવૃત્તિ કરે છે, તે પુરુષનો સાધસંગમા-દિની પ્રાપ્તિવડે મનોનાશ સિદ્ધ થાય છે. માટે વાસના-પરિત્યાગ મનોનાશનો ઉપાય છે. વળી મલિનવાસનાની અતિ પ્રબળતાથી જે પુરુષ વિવેકવડે વાસનાનો પરિત્યાગ કરવામાં સમર્થ થઈ શકતો નથી, તે પુરુષ માટે શાસ્ત્રમાં પ્રાણસ્પંદના નિરોધરૂપ ઉપાય નિરૂપણ કર્યો છે; અર્થાત્ મનુષ્યે પ્રાણના નિરોધવડે મનોનાશ સિદ્ધ કરવો.



# પ્રાણના નિરોધનો ઉપાય.

કહ્યું છે કે, 'प्राणायामदृढाभ्यासाद्युक्त्या च गुरुदत्तया। आसनाशनयोगेन प्राणस्पंदो निरुध्यते अर્થ:—યોગાભ્યાસ કરનારા ગુરુએ પ્રાપ્ત કરેલ યુક્તિવડે પ્રાણાયામના દૃઢ અભ્યાસથી, આસનના યોગથી તથા અશનના યોગવડે પ્રાણની ગતિનો નિરોધ થાય છે." પ્રથમ પ્રાણાયામનો પ્રકાર નીચે પ્રમાણે છે:—આ પ્રાણાયામ પૂરક, રેચક તથા કુંભક, એવા ભેદવડે ત્રણ પ્રકારનો છે. વામ નાસિકાથી બહારના વાયુને અંદર પૂરવો, તેનું નામ પૂરક છે. અંદરના વાયુને દક્ષિણ નાસિકાવડે બહાર કાઢવો, તેનું નામ રેચક છે. પ્રાણવાયુને રોકવો, તેનું નામ કુંભક છે. આ કુંભક પણ આંતર તથા બાહ્ય, એવા ભેદવડે બે પ્રકારનો છે. પૂરણ કરેલ વાયુને હૃદય પ્રદેશમાં રોકવો, તેનું નામ આંતરકુંભક છે. રેચન કરેલ પ્રાણવાયુને શરીરની બહારના પ્રદેશમાં રોકવો, તેનું નામ બાહ્ય કુંભક છે. ષોડશ માત્રાઓથી પૂરક કરવો, બત્રીસ માત્રાવડે રેચક કરવો તથા ચોસઠ માત્રાથી કુંભક કરવો, અર્થાત્ પૂરકથી બેગણો રેચક કરવો, રેચકથી બેગણો કુંભક કરવો. અહી માત્રાનો અર્થ કાળનું પરિમાણ છે. આ રીતના પ્રાણાયામના અભ્યાસથી પ્રાણની ગતિનો નિરોધ થાય છે. પ્રાણના નિરોધથી મનોનાશ થાય છે. પ્રાણાયામને પ્રાણનિરોધ દ્વારા મનોનાશની ઉપાયતાનું નિરૂપણ શ્રુતિમાં નીચે પ્રમાણે કર્યું છે:—યોગી બે પ્રકારનો છે. એક દૈવી સંપતરૂપ શુભ વાસનાવાળો યોગી તથા બીજો દૈવી સંપતથી રહિત આસુરી સંપતરૂપ મલિનવાસનાવાળો યોગી. પ્રથમના યોગીને માટે શ્રુતિમાં નીચલા મંત્રવડે નિરંતર બ્રહ્મના ચિંતનરૂપ રાજયોગનો ઉપદેશ કર્યો છે:—'त्रिभिरुन्नतं स्थाप्य समं शरीरं हृदींद्रियाणि मनसा सन्निवेश्य। ब्रह्मोडुपेन प्रतरेत विद्वान् स्रोतांसि सर्वाणि भयावहानि અર્થ:—વિદ્વાન્ યોગી પુરુષે એકાંત પ્રદેશમાં

પવિત્ર આસન ઉપર પોતાના શરીરને કટિગ્રીવા આદિ પ્રદેશને સરખા રાખી તથા પોતાના હૃદયમાં મન સહિત સર્વ ઇન્દ્રિયોનો નિરોધ કરી, હું બ્રહ્મરૂપે છું, આ રીતનું નિરંતર ચિંતન કરવું. બ્રહ્મચિંતનરૂપ નૌકાવડે વિદ્વાન્ યોગીએ ભયની પ્રાપ્તિ કરનારા માયારૂપ નદીના પ્રવાહને તરવો." બીજા યોગીને શ્રુતિએ બીજા મંત્રવડે પ્રાણ નિરોધના ઉપાયરૂપે હઠ યોગનો ઉપદેશ કર્યો છે. આ મંત્ર નીચે પ્રમાણે છેઃ—'प्राणान्प्रपीड्येह सुयुक्तचेष्टः क्षीणे प्राणे नासिकयो- न्प्रच्छ्वसीत । दुष्टाश्वयुक्तमिव वाहमेनं विद्वान्मनो धारयेदप्रमत्तः અર્થઃ—આહાર તથા વિહાર આદિ ચેષ્ટાવાળા યોગીએ પૂરક, કુંભક તથા રેચકનો ક્રમવડે પ્રાણાયામ કરી પ્રાણની ગતિનો નિરોધ કરવો. ત્યાર પછી જેમ પ્રમાદથી રહિત સારથિ પુરુષ દુષ્ટ અશ્વવાળા રથને બળાત્કારે શ્રેષ્ઠ માર્ગપર ચલાવે છે, તેમ પ્રમાદથી રહિત વિદ્વાન્ યોગીએ દુષ્ટ ઇન્દ્રિયવાળા મનને વિષયમાંથી નિવૃત્ત કરી, આનંદ એકરસરૂપ બ્રહ્મમાં ધારણ કરવું. અર્થાત્ બ્રહ્મમાં એકાગ્ર ચિત્તવાળા થવું."

## આસનયોગનું નિરૂપણ.

આસનયોગનું સ્વરૂપ, આસનયોગનું સાધન તથા આસનયોગનું ફળ, આ ત્રણ પતંજલિ ભગવાને યથાક્રમે નીચલા ત્રણ સૂત્રવડે નિરૂપણ કર્યાં છેઃ—" स्थिरसुखमासनम् । प्रयत्नशैथिल्यानंतसमापत्तिभ्याम् । ततो द्वंद्वानभिघातः અર્થઃ—ચલાયમાનતાથી રહિત તથા સુખની પ્રાપ્તિ કરનારું આસન યોગના અંગભૂત આસન કહેવાય છે. આ આસન પ્રયત્ન શૈથિલ્ય તથા અનંત સમાપત્તિ, આ બે સાધનથી સિદ્ધ થાય છે. અહીં લૌકિક તથા વૈદિક કર્મના ત્યાગનું નામ પ્રયત્ન-શૈથિલ્ય છે. લૌકિક તથા વૈદિક કર્મમાં પ્રવર્તમાન પુરુષનું આસન સ્થિર થઇ શકતું નથી. માટે લૌકિક તથા વૈદિક

કર્મનો ત્યાગ, આસનના સાધનરૂપે છે. વળી જે અનંત ભગવાન્ પોતાની સહસ્રફણાવડે પૃથ્વીને ધારણ કરી રહે છે તે અનંત ભગવાન્‌રૂપે હું છું, આ રીતના ચિંતનનું નામ અનંત સમાપત્તિ છે. આ અનંત્ સમાપત્તિવડે આસનના પ્રતિબંધક દુરિતનો નાશ થાય છે. આ આસનનો જપ કરવાથી યોગીનું શીત તથા ઉષ્ણ આદિ દ્વંદ્વવડે તાડન થતું નથી. અર્થાત્ શીત ઉષ્ણ આદિ દ્વંદ્વની નિવૃત્તિ, એ જ આસનયોગનું ફળ છે.”

## અશનયોગનું નિરૂપણ.

કહ્યું છે કે, ‘द्वौ भागौ पूरयेदन्नैस्तोयेनैकं प्रपूरयेत्। मारुतस्य प्रचारार्थं चतुर्थमवशेषयेत् અર્થ:–યોગાભ્યાસ કરનારા પુરુષે પોતાના ઉપરના બે ભાગને અન્નવડે પૂરવા તથા એક ભાગ જળથી પૂરવો. તેમ જ પ્રાણ વાયુના સુખપૂર્વક સંચારમાટે એક ભાગ ખાલી રાખવો.” આ રીતે પ્રાણાયામ, આસનયોગ તથા અશનયોગ, આ ત્રણવડે પ્રાણની ગતિનો નિરોધ થાય છે. પ્રાણનો નિરોધ થવે સર્વ ચિત્તની વૃત્તિનો નિરોધ થાય છે. કારણકે ચિત્તની વૃત્તિનો ઉદય, પ્રાણની ગતિને અધીન છે. અર્થાત્ જે પદાર્થ જે વસ્તુને અધીન હોય, તે પદાર્થ તે વસ્તુના નિરોધવડે નિરુદ્ધ થાય છે. જેમકે તંતુને અધીન હોવાથી તંતુનો નિરોધ થવે પટનો નિરોધ થાય છે. જેમ બાહ્ય ઇન્દ્રિયો ચિત્તને અધીન હોવાથી ચિત્તનો નિરોધ થવે નિરુદ્ધ થાય છે, તેમ ચિત્તની વૃત્તિઓ પ્રાણની ગતિને અધીન હોવાથી પ્રાણનો નિરોધ થવે નિરુદ્ધ થાય છે. ત્યાર પછી સ્વભાવથી જ આત્મા તથા અનાત્માકારરૂપ અંતઃકરણ અનાત્માકાર વૃત્તિનો નિરોધ થવે એક આત્માકારરૂપજ થાય છે. આ રીતે ચિત્તની વૃત્તિનો નિરોધ, મનોનાશ કહેવાય છે. મનોનાશ પ્રાપ્ત થવે, વિદ્વાન્ મનુષ્યને આત્મૈકાકાર મનવડે આનંદૈકરસ અપરિચ્છિન્નરૂપ પ્રત્યક્ આત્માનો અનુભવ

થાય છે. પૂર્વના આચાર્યોએ આના સંબંધમાં નીચે પ્રમાણે કહ્યું છે:—"आत्मानात्माकार स्वभावतोऽवस्थितं सदाचित्तं आत्मैकाकारतया तिरस्कृतानात्मदृष्टिं विदधीत અર્થ:—સ્વાભાવિક રીતે ચિત્ત આત્માકાર તથા અનાત્માકારરૂપે રહેલ છે. તેમાં આત્મૈકાકારવડે અનાત્મદૃષ્ટિનો ત્યાગ થવે ચિત્ત આત્માકાર થાય છે." આ વૃત્તિના નિરોધને પાતંજલ શાસ્ત્રવાળા યોગ એવા નામથી નિરૂપણ કરે છે. પતંજલિનું સૂત્ર છે કે, "योगश्चित्तवृत्तिनिरोधः અર્થ:—ચિત્તની સર્વ વૃત્તિના નિરોધનું નામ યોગ છે." તેમાં પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ આ પાંચ પ્રકારની ચિત્તની વૃત્તિઓ છે. તેમાં પ્રમાણજન્ય પ્રમાજ્ઞાન પ્રમાણવૃત્તિરૂપે છે. યોગશાસ્ત્રમાં પ્રત્યક્ષ, અનુમાન તથા શબ્દ આ ત્રણ પ્રમાણ માન્યાં છે. માટે તેના મત પ્રમાણે પ્રમાવૃત્તિ ત્રણ પ્રકારની છે. વળી વેદાંત સિદ્ધાંત પ્રમાણે પ્રમાણને છ પ્રકારે માન્યું છે. જેમકે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ. માટે વેદાંત સિદ્ધાંત પ્રમાણે પ્રમાવૃત્તિ પણ છ પ્રકારની હોય છે. આ છ પ્રકારની પ્રમાવૃત્તિનું નિરૂપણ દ્વિતીય પરિચ્છેદમાં કર્યું છે. મિથ્યાજ્ઞાનનું નામ વિપર્યય છે, સંશયનું નામ વિકલ્પ છે તથા સંસ્કારજન્ય જ્ઞાનનું નામ સ્મૃતિ છે. આ ત્રણનું સ્વરૂપ તૃતીય પરિચ્છેદમાં વિસ્તારથી કર્યું છે. વળી તામસી વૃત્તિનું નામ નિદ્રા છે. આ પાંચ પ્રકારની વૃત્તિના નિરોધનું નામ યોગ છે. અથવા તો પૂર્વે નિરૂપણ કરેલ મૈત્રી કરુણાદિ દૈવી વૃત્તિઓ તથા દંભદર્પાદિ આસુરી વૃત્તિઓ, આ સર્વ વૃત્તિના નિરોધનું નામ યોગ છે.

શિષ્ય:—વૃત્તિના નિરોધનું સાધન શું છે?

ગુરુ:—પતંજલિ ભગવાને કહ્યું છે કે, अभ्यासवैराग्याभ्यां तन्निरोधः આ સૂત્રવડે અભ્યાસ તથા વૈરાગ્ય આ બેને વૃત્તિના

નિરોધનું સાધન કહ્યું છે. શ્રીભગવાને ગીતામાં અભ્યાસ તથા વૈરાગ્યને મનના નિગ્રહના સાધનરૂપે નીચે પ્રમાણે કહ્યા છેઃ—"असंशयं महाबाहो मनोदुर्निग्रहं चलं। अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते અર્થઃ—હે મહાબાહુ! ખરેખર મન ચલિત તથા દુઃખે કરી નિગ્રહ કરવા યોગ્ય છે. હે અર્જુન! વૈરાગ્ય તથા અભ્યાસવડે મનનો નિરોધ કરવો". વળી જે વસ્તુમાં દોષદૃષ્ટિથી વૈરાગ્ય થાય, તે વસ્તુમાં મનની પ્રવૃત્તિ થતી નથી. માટે વૈરાગ્યમાં મનના નિગ્રહનું સાધનપણું છે. વૈરાગ્યનું સ્વરૂપ બીજા પરિચ્છેદમાં કહ્યું છે. વળી અભ્યાસ યોગમાં અંતરંગ સાધનરૂપે છે. આ અંતરંગ સાધનની સિદ્ધિ બહિરંગ સાધનવિના સંભવતી નથી. માટે ઉપાય સહિત બહિરંગ સાધનના નિરૂપણવડે અભ્યાસનું નિરૂપણ કરવા માટે પ્રથમ ફળરૂપ વૃત્તિના નિરોધના વિભાગનું વર્ણન કરવામાં આવે છે. આ ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ બે પ્રકારનો છે. એક સંપ્રજ્ઞાત સમાધિરૂપ નિરોધ તથા બીજો અસંપ્રજ્ઞાત સમાધિરૂપ નિરોધ. તેમાં કર્તા, કર્મ તથા કરણ, આ ત્રણ ત્રિપુટિના અનુસંધાનથી રહિત એક લક્ષ્ય વસ્તુવિષયક જે સજાતીય વૃત્તિનો પ્રવાહ, તેનું નામ સંપ્રજ્ઞાત સમાધિ છે. આ સંપ્રજ્ઞાત સમાધિના અંગરૂપ સમાધિમાં ત્રિપુટિના અનુસંધાનપૂર્વક સજાતીય વૃત્તિઓનો પ્રવાહ થાય છે. આ અંગસમાધિમાં સંપ્રજ્ઞાત સમાધિના લક્ષણની અતિવ્યાપ્તિની નિવૃત્તિ કરવા માટે ત્રિપુટિના અનુસંધાનથી રહિતપણું કહ્યું છે. આ સંપ્રજ્ઞાત સમાધિનું સ્વરૂપ બીજા ગ્રંથમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—'त्रिलाप्य विकृतिं कृत्स्नां संभवव्यत्ययक्रमात्। परिशिष्टं तु चिन्मात्रं सदानंदं विचिंतयेत् ॥ १ ॥ ब्रह्माकारमनोवृत्तिप्रवाहोऽहंकृतिं विना। संप्रज्ञातः समाधिः स्यात् ध्यानाभ्यासप्रकर्षजः॥२॥ અર્થઃ—ચેતનમાં અધ્યસ્ત અજ્ઞાન તથા અજ્ઞાનના કાર્યરૂપ પ્રપંચનો ઉત્પત્તિના ક્રમવડે તથા વિપરીત ક્રમવડે, સ્થૂલ સૂક્ષ્માદિના ક્રમે

કરી તથા ચિદાત્મામાં લય કરી અર્થાત્ ચિદાત્માથી આ પ્રપંચ ભિન્ન છે, આ રીતના નિશ્ચયવડે બાકી રહેલ સદાનંદરૂપ ચિન્માત્રને ગુરુથી ઉપદેશાયલા મહાવાક્યવડે અભેદરૂપે ચિંતન કરવું. અર્થાત્ હું સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ જ છું, આ રીતનું ચિંતન કરવું. (૧) ત્રિપુટિના અનુસંધાનરૂપ અહંકૃતિવિના હું બ્રહ્મરૂપે છું, આ રીતની મનની વૃત્તિનો પ્રવાહ સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. આ સંપ્રજ્ઞાત સમાધિ ધ્યાનાભ્યાસના પ્રકર્ષથી ઉત્પન્ન થાય છે. (૨)"

## યોગના આઠ સંયોગનું વર્ણન.

તેમાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ, આ આઠ સંપ્રજ્ઞાત સમાધિનાં અંગ છે. તેમાં પણ યમાદિ પાંચ સંપ્રજ્ઞાત સમાધિનાં બહિરંગ સાધન છે તથા ધારણાદિ ત્રણ અંતરંગ સાધનરૂપે છે. યમનું વર્ણનઃ– અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, આ ભેદથી યમ પાંચ પ્રકારનો કહેવાય છે. તેમાં શરીર, મન, વાણી આ ત્રણવડે કોઇ પણ પ્રાણીને પીડા ન કરવી, આનું નામ હિંસા છે. યથાર્થ વચનનો ઉચ્ચાર, આનું નામ સત્ય છે. બળાત્કારે કરી અથવા છળ કપટથી પારકા ધન આદિનું નહિ હરણ કરવું, તેનું નામ અસ્તેય છે. વળી શરીરયાત્રામાં ઉપયોગી પદાર્થથી અધિક પદાર્થના સંગ્રહનું નામ અપરિગ્રહ છે. આઠ અંગના મૈથુનથી રહિતપણાનું નામ બ્રહ્મચર્ય છે. આ અષ્ટાંગ મૈથુનનું સ્વરૂપ શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ–"स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणं। संकल्पोऽध्यवसायश्च क्रियानिवृत्तिरेवच ॥ एतन्मैथुनमष्टांगं प्रवदंति मनीषिणः। विपरीतब्रह्मचर्यमनुष्ठेयं मुमुक्षुभिः (२) सत्संगसन्निधित्यागदोषदर्शनो भवेत् અર્થઃ–સ્મરણ, કીર્તન, કેલિ, પ્રેક્ષણ, ગુહ્યભાષણ, સંકલ્પ, અધ્યવસાય, ક્રિયાનિવૃત્તિ, આ આઠનું નામ અષ્ટાંગ મૈથુન છે. તેમાં

ભોગ્ય બુદ્ધિવડે સ્ત્રીઓનું ચિત્તમાં ચિંતન કરવું, તેનું નામ સ્મરણ છે. વાણીવડે સ્ત્રીના ગુણને કથન કરવાનું નામ કીર્તન છે. સ્ત્રીની સાથે દ્યૂતાદિ ક્રીડા કરવાનું નામ કેલિ છે. ભોગ્ય બુદ્ધિથી સ્ત્રીની તરફ જોવાનું નામ પ્રેક્ષણ છે. એકાંત પ્રદેશમાં સ્ત્રીની સાથે ભાષણ કરવાનું નામ ગુહ્ય ભાષણ છે. સ્ત્રીઓની પ્રાપ્તિની ઇચ્છાનું નામ સંકલ્પ છે. વળી સ્ત્રીની પ્રાપ્તિનો બુદ્ધિમાં નિશ્ચય કરવાનું નામ અધ્યવસાય છે. સ્ત્રીની સાથે સંભોગનું નામ ક્રિયાનિવૃત્તિ છે. આ આઠને વિદ્વાનો અષ્ટાંગ મૈથુન કહે છે. આ અષ્ટાંગ મૈથુનથી રહિતપણાને બ્રહ્મચર્ય કહે છે. આ બ્રહ્મચર્ય મુમુક્ષુ જને અવશ્ય સંપાદન કરવું. કારણકે "यदिच्छतो ब्रह्मचर्यं चरंति सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा। सम्यक् ज्ञानेन ब्रह्मचर्येण नित्यं अंतः शरीरे ज्योतिर्मयो हि शुभ्रो यं पश्यंति यतयः क्षीणदोषाः अर्थः—આત્માની પ્રાપ્તિની ઇચ્છાવાળા બ્રહ્મચર્યને પામે છે. આત્મા સત્ય તથા તપવડે પ્રાપ્ત થવા યોગ્ય છે. યતિઓ ક્ષીણ દોષવાળા થઇ સમ્યક્ જ્ઞાને કરી તથા બ્રહ્મચર્યવડે શરીરની અંદર રહેલ આત્માનો સાક્ષાત્કાર કરે છે." ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મચર્યને આત્મજ્ઞાનના તથા મોક્ષના સાધનરૂપે કહ્યું છે. આ બ્રહ્મચર્ય સત્સંગથી થાય છે. તેમ જ વિષયાસકત સ્ત્રી તથા પુરુષના સંનિધિત્યાગથી સિદ્ધ થાય છે, તેમ જ દેહના દોષ દર્શનથી સિદ્ધ થાય છે. સત્સંગ, એ બ્રહ્મચર્યના સાધનરૂપે છે. આના સંબંધમાં નીચે પ્રમાણે કહ્યુ છેઃ—'का तव कांताधरगतचिंता वातुल तव किं नास्ति नियंता । त्रिजगति सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका अर्थः—તારી કાંતાના અધરમાં રહેલ ચિંતા ક્યાં, શું તારો કોઇ નિયંતા નથી ? આ ત્રણ જગતમાં સત્સંગતિજ ભવાબ્ધિને તરવામાં નૌકારૂપે છે." માટે સત્સંગ બ્રહ્મચર્યના સાધનરૂપે છે. દેહમાં દોષ જોવાના સંબંધમાં પ્રહ્લાદે નીચે પ્રમાણે કહ્યું છેઃ—"मांसासृक्पूयविण्मूत्रस्नायुमज्जास्थिसंहतौ ।

देहे चेत्प्रीतिमान्मूढो भविता नरकेऽपि सः અર્થ:–માંસ, રુધિર, પૂય, વિષ્ઠા, મૂત્ર, નાડી, મજ્જા, અસ્થિ ઇત્યાદિ મલિન પદાર્થના સમૂહરૂપ દેહમાં મૂઢ પુરુષો પ્રીતિવાળા છે. આ મૂઢ પુરુષો નરકમાં પ્રીતિવાળા થશે.” શ્રી ભગવાને પણ કહ્યું છે કે, “स्वदेहाशुचिगंधेन न विरज्येत यः पुमान्। वैराग्यकारणं तस्य किमन्यदुपदिश्यते અર્થ:–જે પુરુષ પોતાના દેહના અશુચિ ગંધવડે વૈરાગ્યને પ્રાપ્ત થતો નથી, તેને બીજા વૈરાગ્યના કારણરૂપે શાનો ઉપદેશ કરવો ?” આ રીતે પોતાના દેહના તથા સ્ત્રીના દેહના દોષનું ચિંતન કરનારા પુરુષને દેહમાં રાગ થતો નથી. માટે દોષદર્શન બ્રહ્મચર્યના સાધનરૂપે છે. આ રીતે સન્નિધિનો ત્યાગ પણ બ્રહ્મચર્યના સાધનરૂપે છે. આથી સ્મૃતિમાં મુમુક્ષુ જનને સ્ત્રીની સાથે સંભાષણ આદિનો નિષેધ કર્યો છે. કહ્યું છે કે, “न संभाषेत् स्त्रियं कांचित्पूर्वदृष्टां च न स्मरेत्। कथां च वर्जयेत्तासां न पश्येल्लिखितामपि અર્થ:–મુમુક્ષુ જને કોઇપણ સ્ત્રીની સાથે સંભાષણ કરવું નહી. તેમ જ પૂર્વે જોયલી સ્ત્રીનું ચિત્તમાં સ્મરણ પણ કરવું નહિ. સ્ત્રીની કથાનો પણ ત્યાગ કરવો. તે જ પ્રમાણે ચિત્તમાં આ લેખેલી સ્ત્રીની તરફ પણ જોવું નહિ.”

## નિયમનું વર્ણન.

આ નિયમ શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય તથા ઇશ્વરપ્રણિધાન, એવા ભેદવડે પાંચ પ્રકારનો છે. તેમાં શૌચ આંતર તથા બાહ્ય એવા ભેદવડે બે પ્રકારનો છે. મૈત્રી તથા કરુણા આદિથી અંતઃકરણને રાગદ્વેષાદિકથી રહિત કરવું, આનું નામ આંતર શૌચ છે. તેમ જ જળ તથા મૃત્તિકાદિવડે શરીરને શુદ્ધ કરવું, આનું નામ બાહ્ય શૌચ છે. જે કાંઇ પ્રાપ્ત થાય તેથી પ્રસન્ન રહેવું, તેનું નામ સંતોષ છે. વળી હિતકારક, પરિમિત તથા પવિત્ર અન્નનું ભોજન, આનું નામ તપ છે. વળી પ્રણવાદિ પવિત્ર મંત્રનો

જપ કરવો, તેનું નામ સ્વાધ્યાય છે. વળી અનુષ્ઠાન કરેલ નિત્યાદિ કર્મનું પરમેશ્વરમાં સમર્પણ કરવું, તેનું નામ ઇશ્વરપ્રણિધાન છે.

## આસનનું વર્ણન.

આ આસનનું સ્વરૂપ, સાધન તથા ફળનું વર્ણન પૂર્વે કરી આવ્યા છીએ. તે અહીં પણ જાણી લેવું. આ આસન શારીરિક તથા બાહ્ય એવા ભેદવડે બે પ્રકારનું છે. આ આસનનું સ્વરૂપ ગુજરાતી ભાષામાં છપાયેલ મારા આત્મપુરાણના આઠમા અધ્યાયમાંથી જોઇ લેવું. સર્વ ઉપદ્રવથી રહિત એકાંત પ્રદેશમાં કુશ, મૃગચર્મ તથા વસ્ત્ર આદિરૂપ આસન, બાહ્ય આસન કહેવાય છે.

## પ્રાણાયામનું વર્ણન.

આ પ્રાણાયામ પૂરક, રેચક તથા કુંભક એવા ભેદવડે ત્રણ પ્રકારનો છે. આ પ્રાણાયામનું વર્ણન પૂર્વે કરી આવ્યા છીએ, તે અહીં પણ જાણી લેવું. વળી ચક્ષુ આદિ ઇન્દ્રિયોનું રૂપાદિ વિષયથી નિવારણ કરવું, આનું નામ પ્રત્યાહાર છે. આ યમાદિ પાંચ બહિરંગ સાધન સિદ્ધ થવા પછી અધિકારીએ સંપ્રજ્ઞાત સમાધિના ધારણા, ધ્યાન તથા સમાધિ આ ત્રણ અંતરંગ સાધનમાં પ્રયત્ન કરવો. બહિરંગ સાધનના સંપાદનપૂર્વક અંતરંગ સાધનનું સંપાદન કરવું. આ શાસ્ત્રોક્ત અનુક્રમ નહિ જિતાયલા ચિત્તવાળા પુરુષને માટે છે. જે મનુષ્યને પૂર્વજન્મના પુણ્ય પરિપાકથી અંતઃકરણની શુદ્ધિ થવે પ્રથમ જ ધારણાદિ અંતરંગ સાધન પ્રાપ્ત થયું છે, તે મનુષ્યે યમાદિ પાંચ બહિરંગ સાધનમાં ફરી પ્રયત્ન કરવો નહિ.

## ધારણાનું વર્ણન.

મૂલાધાર, મણિપૂરક, સ્વાધિષ્ઠાન, અનાહત, આજ્ઞા, તથા વિશુદ્ધ, આ છ ચક્રમાંથી કોઈએક ચક્રમાં જે ચિત્તનું સ્થાન છે, અથવા પ્રત્યક્ આત્મામાં ચિત્તનું જે સ્થાપન છે, અર્થાત્ એક પ્રત્યક્ આત્માનું જે સ્મરણ, તેનું નામ ધારણા છે. આ છએ ચક્રનું સ્વરૂપ આત્મપુરાણના અગીઆરમા અધ્યાયમાં આપેલ છે, ત્યાંથી જોઈ લેવું.

## ધ્યાનનું વર્ણન.

ચૈતન્યરૂપ લક્ષ્ય વસ્તુમાં સજાતીય વૃત્તિના પ્રવાહનું નામ ધ્યાન છે. આ સજાતીય વૃત્તિનો પ્રવાહ બે પ્રકારનો છે. એક વિજાતીય વૃત્તિવડે વિચ્છિન્ન હોય છે તથા બીજો વિજાતીય વૃત્તિવડે અવિચ્છિન્ન હોય છે. તેમાં પ્રથમ પ્રવાહ ધ્યાન કહેવાય છે તથા બીજો પ્રવાહ સમાધિ કહેવાય છે. તેમાં સમાધિ પણ બે પ્રકારની છે. એક કર્તા, કર્મ તથા કરણ, આ ત્રિપુટિના અનુસંધાનપૂર્વક થાય છે તથા બીજી ત્રિપુટિના અનુસંધાનથી રહિત હોય છે. પ્રથમ સમાધિ અંગરૂપ સમાધિ કહેવાય છે તથા બીજી સમાધિ અંગીરૂપ સમાધિ કહેવાય છે. અહીં સાધનનું નામ અંગ છે તથા ફળનું નામ અંગી છે.

## સમાધિના વિઘ્નનું નિરૂપણ.

સંપ્રજ્ઞાત સમાધિની ઉત્પત્તિમાં લય, વિક્ષેપ, કષાય તથા રસાસ્વાદ, આ ચાર વિઘ્ન હોય છે. જ્યાં સુધી વિઘ્ન હોય ત્યાં સુધી સંપ્રજ્ઞાત સમાધિ થતી નથી. અહીં નિદ્રાનું નામ લય છે, વિષયના વારંવાર અનુસંધાનનું નામ વિક્ષેપ છે, રાગદ્વેષાદિવડે ચિત્તના સ્તબ્ધીભાવનું નામ કષાય છે, તથા સમાધિના આરંભ સમયે સવિકલ્પ આનંદના આસ્વાદનનું નામ રસાસ્વાદ છે.

# વિઘ્નની નિવૃત્તિનો ઉપાય.

કહ્યું છે કે "लये संबोधयेच्चित्तं विक्षिप्तं शमयेत्पुनः । सकषायं विजानीयात् समप्राप्तं न चालयेत् ॥ नास्वादयेद्रसं तत्र निःसंगः प्रज्ञया भवेत् અર્થ:-યોગાભ્યાસ કરનારા પુરુષનું ચિત્ત જ્યારે નિદ્રારૂપી લયની સન્મુખ થાય ત્યારે અભ્યાસવાળા પુરુષે પ્રાણાયામવડે, નિદ્રાશેષની નિવૃત્તિવડે તથા સ્વલ્પ ભોજનાદિવડે ચિત્તને નિદ્રામાંથી જાગ્રત કરવું. વળી વિક્ષેપને પામેલ ચિત્તને વિષયમાં દોષદર્શનરૂપ, બ્રહ્મના ચિંતનરૂપ તથા સત્સંગની ઉપાપાસનારૂપ ઉપાયવડે એકાગ્ર કરવું. અર્થાત વિષયચિંતનરૂપ વિક્ષેપથી રહિત કરવું." બ્રહ્મના ચિંતનથી ચિત્ત વિક્ષેપથી રહિત થાય છે. આના સંબંધમાં ભગવાને પણ કહ્યું છે કે, 'विषयान्ध्यायतश्चित्तं विषयेषु विषज्जते । मामनुस्मरतश्चित्तं मय्यत्र प्रविलीयते અર્થ:-વિષયનું ચિંતન કરનારા પુરુષનું ચિત્ત વિષયમાં જ સંબંધવાળું હોય છે. વળી હું પરમેશ્વરનું સ્મરણ કરનારા પુરુષનું ચિત્તનો હુંરૂપ પરમેશ્વરમાં જ લય થાય છે." વસિષ્ઠ ભગવાને, સત્સંગ વિક્ષેપની નિવૃત્તિના કારણરૂપે છે, એમ કહ્યું છે. જેમકે, 'संतः सदैव गंतव्याः यद्यप्युपदिशंति न याहि स्वैरकथास्तेषा मुपदेशा भवंति ताः અર્થ:-મુમુક્ષુ જને મહાત્મા જનોની સમીપ સર્વદા ગમન કરવું. જો કે મહાત્મા જન મુમુક્ષુને સાક્ષાત્ ઉપદેશ ન કરે, છતાં મહાત્મા જનની સ્વાભાવિક કથા મુમુક્ષુને ઉપદેશરૂપે થાય છે." આ રીતે વિક્ષેપને નિવૃત્ત કરી પછી કષાયયુક્ત ચિત્તને જાણી, કષાયની પણ તેણે નિવૃત્તિ કરવી. વળી તેણે સમબ્રહ્મમાં પ્રાપ્ત થયેલા ચિત્તને બ્રહ્મમાંથી ચલાયમાન કરવું નહિ. તેમ જ તેણે સમાધિના આરંભકાળે પ્રાપ્ત થયેલ સવિકલ્પ આનંદનો આસ્વાદ કરવો નહિ. આથી ઉદાસીન બ્રહ્મપ્રજ્ઞાથી યુક્ત થાય છે. આ રીતના ઉપાયવડે જ્યારે લય આદિ વિઘ્ન નિવૃત્ત થાય છે ત્યારે સંપ્રજ્ઞાત સમાધિ ઉત્પન્ન થાય છે. આ રીતે સંપ્ર-

જ્ઞાત સમાધિના અભ્યાસવડે જ્યારે મન પ્રત્યક્ આત્મામાં એકાગ્રતાને પામે છે ત્યારે મનમાં ઋતંભરા નામની પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે. અતીત, અનાગત, દૂર, વ્યવહિત તથા સૂક્ષ્મ ઇત્યાદિ સર્વ પદાર્થને વિષય કરનારું યોગીનું જે પ્રત્યક્ષ પ્રમાણુ છે, તેનું નામ ઋતંભરા છે. આ ઋતંભરા પ્રજ્ઞામાં રહેલ યોગીને નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થતી નથી. માટે ઋતંભરા પ્રજ્ઞાનો નિરોધ કરી, સંપ્રજ્ઞાત સમાધિનો અભ્યાસ કરવાવાળા યોગીને આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ થઈ, પરવૈરાગ્ય ઉત્પન્ન થાય છે. આ પરવૈરાગ્યનું સ્વરૂપ પૂર્વે દ્વિતીય પરિચ્છેદમાં આપણે નિરૂપણુ કરી આવ્યા છીએ. આ પર વૈરાગ્ય થવા પછી પણુ મનુષ્યને અભ્યાસ કરવો યોગ્ય છે. અહી કોઈ પણુ ઉપાયથી હું સર્વ વૃત્તિના નિરોધરૂપ અસંપ્રજ્ઞાત સમાધિમાં સ્થિત થાઉં, આ રીતના ઉત્સાહરૂપ પ્રયત્નનું નામ અભ્યાસ છે. આ અભ્યાસનું લક્ષણુ પતંજલિ ભગવાને યોગસૂત્રમાં तत्र स्थितौ प्रयत्नोऽभ्यासः આ સૂત્રથી નિરૂપણુ કર્યું છે. આ ઉત્સાહરૂપ પ્રયત્નનો નિરોધ થવે સર્વ વૃત્તિનો નિરોધ થાય છે. આ સર્વ વૃત્તિનો નિરોધ, એ જ અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે.

શિષ્ય:–આ ઉત્સાહરૂપ પ્રયત્નના નિરોધમાં શું બીજુ કોઈ સાધન છે કે નથી? તેમાં આપ જો પ્રથમ પક્ષ અંગીકાર કરશો તો અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. કારણુ કે ઉત્સાહરૂપ પ્રયત્નના નિરોધ માટે અંગીકાર કરેલ બીજું સાધન જ્યાં સૂધી હોશે, ત્યાં સૂધી અસંપ્રજ્ઞાત સમાધિ થશે નહિ. માટે સાધનના નિરોધ માટે કોઈ ત્રીજું સાધન માનવું પડશે. ત્રીજા સાધનના નિરોધ માટે કોઇ ચોથું સાધન માનવું પડશે. આ રીતે એક પછી એક સાધનો માનવાથી અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. વળી પ્રયત્નના નિરોધનું કોઇ સાધન નથી, આ બીજો પક્ષ જો અંગીકાર કરશો તો સાધન વિના પ્રયત્નનો નિરોધ સંભવશે નહિ.

વળી જો આપ એમ કહો કે, પ્રયત્ન જ પોતે પોતાનો નિરોધ કરનાર થાય છે, તો તે પણ સંભવશે નહિ. કારણ કે પોતાવડે પોતાનો નિરોધ અત્યંત વિરુદ્ધ છે. તેમ જ લોક વિશે પણ એમ કદી જોવામાં આવતું નથી.

ગુરુઃ–આ ઉત્સાહરૂપ પ્રયત્ન, સર્વ વૃત્તિના નિરોધને કરે છે તથા પોતાના નિરોધને પોતે જ કરે છે. જેમ કતકની રજ જળની મૃત્તિકાને નિવૃત્ત કરે છે તથા પછી પોતે પણ નિવૃત્ત થઇ જાય છે, તેમ ઉત્સાહરૂપ પ્રયત્નના નિરોધ કરવા માટે કોઇ બીજા સાધનની અપેક્ષા રહેતી નથી. માટે અનવસ્થા દોષની તેમ જ દૃષ્ટ વિરોધરૂપ દોષની પ્રાપ્તિ થતી નથી. વળી અસંપ્રજ્ઞાત સમાધિનું સ્વરૂપ અન્ય શાસ્ત્રમાં પણ કહ્યું છે. જેમકે,

मनसो वृत्तिशून्यस्य ब्रह्माकारतया स्थितिः।
असंप्रज्ञातनामासौ समाधिरभिधीयते ॥ १ ॥
प्रशांतवृत्तिकं चित्तं परमानंददीपकं।
असंप्रज्ञातनामासौ समाधिर्योगिनां प्रियः ॥ २ ॥

અર્થઃ– સર્વ વૃત્તિઓથી શૂન્ય મનની બ્રહ્માકારરૂપ સ્થિતિને યોગશાસ્ત્રવેત્તા પુરુષો અસંપ્રજ્ઞાત સમાધિ કરી કહે છે. (૧) વળી અભ્યાસથી નિવૃત્ત પામી છે સર્વ વૃત્તિઓ જેની, એવા પરમાનંદના પ્રકાશકરૂપ ચિત્તને, યોગીજનને પ્રિય એવી અસંપ્રજ્ઞાત સમાધિ કહેવામાં છે.

## અસંપ્રજ્ઞાત સમાધિનું સાધન.

આ અસંપ્રજ્ઞાત સમાધિ કેવળ પરમ વૈરાગ્યથી પ્રાપ્ત થતી નથી, પણ ઇશ્વરના પ્રણિધાનથી આ સમાધિ પ્રાપ્ત થાય છે. યોગ સૂત્રમાં કહ્યું છે કે, ईश्वरप्रणिधानाद्वा આ અસંપ્રજ્ઞાત સમાધિ પૂર્વોક્ત ક્રમે કરી પ્રાપ્ત થાય છે, તેમ જ ઇશ્વરપ્રણિધાનથી પ્રાપ્ત થાય છે.

## ઇશ્વરનું સ્વરૂપ.

યોગ સૂત્રમાં કહ્યું છે કે, " क्लेशकर्मविपाकाशयैरपरामृष्टपुरुषविशेष ईश्वरः અર્થ:-કલેશ, કર્મ, વિપાક, આશય આ ચારથી નહિ જોડાયલા પુરુષવિશેષનું નામ ઇશ્વર છે." આ પાંચ પ્રકારના કલેશનું નિરૂપણ પ્રથમ પરિચ્છેદમાં કરી આવ્યા છીએ. વળી કર્મ પણ શુકલ, કૃષ્ણ તથા મિશ્ર એવા ભેદવડે ત્રણ પ્રકારનું હોય છે. તેમાં શાસ્ત્રવિહિત પુણ્ય કર્મનું નામ શુકલ કર્મ છે. વળી શાસ્ત્રવડે નિષિદ્ધ પાપ કર્મનું નામ કૃષ્ણ કર્મ છે. તેમ જ પુણ્ય તથા પાપ, આ બેનું નામ મિશ્રકર્મ છે. આ ત્રણ પ્રકારનાં કર્મ અયોગી પુરુષને હોય છે. પણ યોગી પુરુષને તો અશુકલ કૃષ્ણ એવું ચોથું કર્મ હોય છે. પતંજલિ ભગવાને પણ કહ્યું છે કે, "कर्माशुक्लकृष्णं योगिनास्त्रिविधमितरेषाम् અર્થ:-યોગીઓને ત્રણ પ્રકારના કર્મથી ભિન્ન અશુકલ કૃષ્ણ નામનું કર્મ હોય છે." વળી કર્મના ફળનું નામ વિપાક છે. આ વિપાક જાતિ, આયુષ તથા ભોગવડે ત્રણ પ્રકારનો હોય છે. અહી કર્મફળના ભોગજન્ય સંસ્કારરૂપ વાસનાનું નામ આશય છે. આ રીતે કલેશ, કર્મ, વિપાક તથા આશય આ ચારવડે જીવ સંબંધવાળો છે. ઇશ્વર આ ચારથી અસંબદ્ધ તથા સર્વ શક્તિમાન્ છે.

## ઇશ્વરપ્રણિધાનનું સ્વરૂપ.

યોગ સૂત્રમાં કહ્યું છે કે, "तस्य वाचकः प्रणवः । तज्जपस्तदर्थभावनं: અર્થ:-ઇશ્વરના વાચકરૂપે પ્રણવ શબ્દ છે. આ ૐકારરૂપ પ્રવણનો જપ તથા તેના અર્થના ચિંતનને પ્રણિધાન કહેવામાં આવે છે." કહ્યું છે કે, 'तद्योऽहं सोऽसौ योऽसौ सोऽहं આ શ્રુતિમાં 'स' શબ્દથી પરમાત્માનું નિરૂપણ કર્યું છે તથા અહં શબ્દવડે પ્રત્યક્ આત્માનું નિરૂપણ કર્યું છે.

અહીં સઃ તથા अहं આ બે શબ્દનો પરસ્પર સામાનાધિકરણ્ય છે. માટે આ બે શબ્દોવડે બ્રહ્મ તથા આત્માના એકત્વનું નિરૂપણ કર્યું છે. માટે સોऽहं આ વાક્યનો 'પરમાત્મારૂપે હું છું" આ રીતનો જેમ જીવ બ્રહ્મના એકત્વરૂપે અર્થ છે, તેમ ૐકારરૂપ પ્રણવનો પણ અર્થ જીવ બ્રહ્મના એકત્વરૂપે છે. જેમકે સોऽहं આ વાક્યમાં વ્યાકરણની રીત પ્રમાણે સકાર તથા હકાર આ બે વર્ણનો લોપ કરવાથી બાકી अं એવું વાક્ય રહે છે. આમાં પણ વ્યાકરણની રીત પ્રમાણે પૂર્વરૂપા નામની સંધિથી અકારનો લોપ કરવાથી ૐ એવો શબ્દ સિદ્ધ થાય છે. આ બાબત અન્ય શાસ્ત્રમાં પણ કહી છે. જેમકે, " सकारं च हकारं च लोपयित्वा प्रयोजयेत् । संधिं च पूर्वरूपाख्यं ततोऽसौ प्रणवो भवेत् અર્થઃ—સોહં આ વાક્યમાં સકારનો તથા હકારનો લોપ કરી ત્યાર પછી પૂર્વરૂપ નામની સંધિવડે સોऽहं શબ્દથી ૐ એવો પ્રણવ સિદ્ધ થાય છે." માટે સોऽहं શબ્દની માફક ૐ એવા પ્રણવ શબ્દનો પણ પરમાત્મારૂપે છું, એવો અર્થ સિદ્ધ થાય છે. આ રીતનું જીવબ્રહ્મના એકત્વરૂપે પ્રણવના અર્થના ચિંતનનું નામ ઈશ્વરપ્રણિધાન છે. આ રીતના ઈશ્વરપ્રણિધાનથી અધિકારી પુરુષ ઉપર ઈશ્વરનો અનુગ્રહ થાય છે. આ ઇશ્વરના અનુગ્રહથી મનુષ્યને અસંપ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ અવશ્ય થાય છે. માટે પરમ વૈરાગ્યની માફક ઇશ્વરપ્રણિધાન પણ અસંપ્રજ્ઞાત સમાધિના સાધનરૂપે છે. અથવા તો અધિકારી પુરુષે ભૂમિના જયના ક્રમવડે સમાધિનો અભ્યાસ કરવો. ભૂમિના જયનો ક્રમ શ્રુતિમાં નીચે પ્રમાણે કહ્યો છેઃ— " यच्छेद्वाङ्मनसीप्राज्ञस्तद्यच्छेज्ज्ञानमात्मनि । ज्ञानमात्मनि महति नियच्छेच्छांत आत्मनि અર્થઃ—લૌકિક તથા વૈદિક સર્વ શબ્દના ઉચ્ચારણના હેતુરૂપ વાક્ઇન્દ્રિયનો અધિકારી પુરુષે મનમાં લય કરવો અર્થાત્ વાગાદિ ઇન્દ્રિયના સર્વ વ્યાપારનો ત્યાગ કરી, કેવળ મનના વ્યાપારવડે તેણે સ્થિતિ કરવી." છતાં અધિકારી પુરુષે સમાધિની ઉત્પત્તિ

કાળપર્યંત પ્રણવ મંત્રના જપનો ત્યાગ કરવો નહિ. પણ પ્રણવના જપથી અન્ય વાણીના વ્યાપારથી રહિત થવું. આ રીતે ગાય તથા મહિષ આદિની માફક વાણીનો સમ્યક્ નિરોધ, એ પ્રથમ ભૂમિકા કહેવાય છે. (૧) પ્રથમ ભૂમિકાનો જય થવા પછી મનના નિરોધરૂપ બીજી ભૂમિકામાં અધિકારીએ પ્રયત્ન કરવો. અર્થાત્ સંકલ્પ વિકલ્પરૂપ મનનો જ્ઞાનાત્મામાં લય કરવો. તેમાં હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું ઇત્યાદિ વિશેષ અહંકારનું નામ જ્ઞાનાત્મા છે. અધિકારીએ જ્ઞાનાત્મ માત્રરૂપે કરી સ્થિત થવું. આ રીતે સર્વ સંકલ્પ વિકલ્પના ત્યાગવડે બાલમુકુંદ આદિની માફક નિર્મનસપણું, એ બીજી ભૂમિકા કહેવાય છે. (૨) આ બીજી ભૂમિકાનો જય થવા પછી અધિકારી પુરુષે વિશેષ અહંકારના નિરોધરૂપ ત્રીજી ભૂમિકામાં પ્રયત્ન કરવો. અર્થાત્ વિશેષ અહંકારનો મહત્ આત્મામાં લય કરવો. અર્થાત્ હું મનુષ્યરૂપે છું, હું બ્રાહ્મણરૂપે છું, ઈત્યાદિમાં અહંકારના ત્યાગવડે અસ્મિતારૂપે શેષ રહેવું. અહીં અહંકારની સૂક્ષ્મ અવસ્થાનું નામ અસ્મિતા છે. આ અસ્મિતાને મહતત્ત્વ કરી કહે છે તથા સૂક્ષ્મ અહંકાર કહે છે. આ પ્રમાણે આળસુ તથા ઉદાસીનની માફક વિશેષ અહંકારથી રહિતપણાનું નામ ત્રીજી ભૂમિકા કહેવાય છે. (૩) આ ત્રીજી ભૂમિકાનો જય થવા પછી અધિકારીએ અસ્મિતાના નિરોધરૂપ ચોથી ભૂમિકામાં પ્રયત્ન કરવો. અર્થાત્ અસ્મિતારૂપ મહત્ આત્માનો એકરસ ચૈતન્યરૂપ શાંત આત્મામાં લય કરવો. અર્થાત્ અસ્મિતાનો પણ ત્યાગ કરી કેવળ ચૈતન્ય માત્રરૂપે શેષ રહેવું. જો કે અન્ય શ્રુતિમાં મહત્તત્વથી પર અવ્યક્ત કહ્યા છે તથા અવ્યક્તથી ચૈતન્ય પુરુષ પર કહ્યા છે. માટે અહીં પણ મહત્તત્વનો લય અવ્યક્તમાં જ કહેવો ઉચિત હતો. છતાં નિરુદ્ધ થયેલ કાર્ય કારણમાં લયને પામે છે. માટે અવ્યક્તરૂપ કારણમાં મહત્તત્વરૂપ કાર્યનો લય

કરવાથી મનુષ્યને નિદ્રા જ પ્રાપ્ત થશે. પણ નિરોધરૂપ સમાધિ પ્રાપ્ત થશે નહિ. માટે અવ્યક્તનો ત્યાગ કરી મહત્તત્ત્વનો ચૈતન્યાત્મામાં લય કહ્યો છે. આ રીતે ચૈતન્ય આત્મામાં ચિત્તનો સર્વ પ્રકારે નિરોધ, તે અસંપ્રજ્ઞાત સમાધિરૂપ ચોથી ભૂમિકા કહેવાય છે. (૪) આ રીતે ચાર ભૂમિમાં પૂર્વપૂર્વ ભૂમિનો જય થવા પછી ઉત્તરોત્તર ભૂમિકાના જય ક્રમવડે સમાધિના અભ્યાસથી પણ અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થાય છે. અહી પૂર્વે નિરૂપણ કરેલ સમાધિ અભ્યાસના પ્રકારમાં કોઈપણ પ્રકારના સમાધિઅભ્યાસવડે અંતઃકરણની અતિ સૂક્ષ્મતાને પ્રાપ્ત થવું, આનું નામ મનો નાશ છે. વળી સૂક્ષ્મ મનવડે અધિકારી મનુષ્યને પ્રથમ ત્વં પદના લક્ષ્ય અર્થરૂપ પ્રત્યક્ આત્માનો સાક્ષાત્કાર થાય છે. ત્યાર પછી તત્ત્વમસિ આદિ મહાવાકયવડે હું બ્રહ્મરૂપે છું, આ રીતના પ્રત્યક્ આત્માના બ્રહ્મરૂપત્વનો સાક્ષાત્કાર થાય છે. આ રીતે સમાધિ અભ્યાસ બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપે છે.

શિષ્ય –શ્રી વ્યાસ ભગવાને બ્રહ્મસૂત્રમાં एतेन योगःप्रत्युक्तः આ સૂત્રથી સાંખ્યશાસ્ત્રની માફક યોગશાસ્ત્રનું પણ ખંડન કર્યું છે. વળી પૂર્વોક્ત સમાધિનો અભ્યાસ યોગશાસ્ત્રમાં કહ્યો છે. માટે સમાધિના અભ્યાસને બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપે માનવાથી વ્યાસસૂત્રને વિરોધ આવશે.

ગુરુઃ–સાંખ્યશાસ્ત્રની માફક યોગશાસ્ત્રવાળા પણ અચેતનરૂપ પ્રધાનને મહત્તત્ત્વાદિના ક્રમે કરી જગતના કારણરૂપે માને છે. પણ પ્રધાન કારણવાદ વેદાંત સિદ્ધાંતે સ્વીકાર્યો નથી. માટે પ્રધાન કારણવાદના ખંડનના અભિપ્રાયથી સૂત્રકારે યોગશાસ્ત્રનું ખંડન કર્યું છે. પણ કાંઈ નિરોધ સમાધિરૂપ યોગનું ખંડન કરવા માટે યોગશાસ્ત્રનું ખંડન કર્યું નથી. કારણકે વેદાંત સિદ્ધાંત પ્રમાણે ચિત્તના નિરોધથી રહિત વિક્ષિપ્ત પુરુષને બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિ સંભવતી નથી. તેથી

બ્રહ્મસાક્ષાત્કાર માટે ચિત્તનો નિરોધ અવશ્ય અપેક્ષિત છે. વળી समाध्य भावाच्च । अपि संराधने प्रत्यक्षानुमानाभ्यां । निदिध्यासितव्यः । विज्ञाय प्रज्ञां कुर्वीत, ध्यानेनात्मनि पश्यन्ति ઇત્યાદિ સૂત્રો, શ્રુતિ તથા સ્મૃતિના વચનવડે નિરોધરૂપ યોગ બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપે સિદ્ધ થાય છે. માટે મહાવાક્ય જન્ય બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિમાં સમાધિનો અભ્યાસ અવશ્ય અપેક્ષિત છે.

શિષ્યઃ–સમાધિને બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપે જો માનશો તો સમાધિથી રહિત પુરુષને બ્રહ્મસાક્ષાત્કાર થવો ન જોઇએ. વળી વસિષ્ઠાદિ ગ્રંથમાં જનક આદિને સમાધિ વિના જ કેવળ સિદ્ધ ગીતાના શ્રવણ માત્રથી બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિનું નિરૂપણ કર્યું છે, તે સર્વ ખોટું ઠરશે.

ગુરુઃ–કેવળ સમાધિવડે બ્રહ્મસાક્ષાત્કાર થાય છે, એવો નિયમ નથી. પણ વિવેકવડે બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. અહીં અંતઃકરણના તથા અંતઃકરણની વૃત્તિના પ્રકાશકરૂપ ત્વંપદના લક્ષ્ય અર્થરૂપ પ્રત્યક્ સાક્ષી આત્માને અન્નમય આદિ પંચકોશથી પૃથક્ કરી નિશ્ચય કરવો, આનું નામ વિવેક છે. વિવેકવડે અધિકારી મનુષ્યને તત્ત્વમસિ આદિ મહાવાક્યથી હું બ્રહ્મરૂપે છું, આ રીતનો બ્રહ્મસાક્ષાત્કાર અવશ્ય થાય છે. માટે સમાધિની માફક વિચારરૂપ વિવેક પણ બ્રહ્મસાક્ષાત્કારના હેતુરૂપે છે. તાત્પર્ય કે બ્રહ્મસાક્ષાત્કારના અધિકારી બે પ્રકારના હોય છેઃ–એક બહુવ્યાકુળ ચિત્તવાળા તથા બીજા અવ્યાકુળ ચિત્તવાળા. તેમાં પ્રથમ અધિકારીને નિરોધરૂપ સમાધિના અભ્યાસથી જ બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. વળી બીજા અધિકારીને સમાધિના અભ્યાસવિના જ કેવળ વિચાર માત્રવડે બ્રહ્મસાક્ષાત્કાર થાય છે. આ વાત અન્ય ગ્રંથમાં પણ કહી છે. કહ્યું છે કે, ' अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाम् । सांख्यनाम विचारोऽयं मुख्यो झटिति सिद्धिदः અર્થઃ–જે પુરુષની બુદ્ધિ વ્યાકુળતાથી રહિત છે તથા જેનો આત્મા અજ્ઞાન

માત્રવડે આવૃત છે, તેવા મનુષ્યને સાંખ્ય નામનો વિચાર જ બ્રહ્મસાક્ષાત્કારના મુખ્ય સાધનરૂપે છે. કારણ કે સાંખ્ય નામનો વિચાર અધિકારી મનુષ્યને સમાધિ અભ્યાસની અપેક્ષાવડે શીઘ્ર બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિ કરે છે.' આ રીતે સમાધિ તથા વિચારરૂપ વિવેક અધિકારીના ભેદથી અર્થવત્પણું હોવાથી, વિકલ્પવડે બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપે છે. માટે સમાધિ વિના કેવળ વિચાર માત્રથી બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિનું નિરૂપણ કરનારાં વચનનો તથા સમાધિથી બ્રહ્મસાક્ષાત્કારની પ્રાપ્તિનું નિરૂપણ કરનારાં વચનનો પરસ્પર વિરોધ આવતો નથી. પણ અધિકારીના ભેદથી બેઉ પ્રકારનાં વચન સાર્થક છે. વળી વસિષ્ઠ ભગવાને પણ કહ્યું છે કે,

"द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव।
योगस्तद्वृत्तिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ॥ १ ॥
असाध्यः कस्यचिद्योगः कस्यचिज्ज्ञाननिश्चयः ।
प्रकारौ द्वौ ततो देवो जगाद परमेश्वरः ॥ २ ॥

અર્થ:-હે રાઘવ! બ્રહ્મસાક્ષાત્કારમાં ઉપયોગી ચિત્તની સૂક્ષ્મતાની પ્રાપ્તિરૂપે ચિત્તનો નાશ છે. ચિત્તના નાશમાં બે કારણ હોય છે. એક યોગરૂપી કારણ તથા બીજું કારણ વિવેકરૂપે હોય છે. અહીં ચિત્તની સર્વ વૃત્તિના નિરોધનું નામ યોગ છે તથા અન્નમય આદિ પાંચ કોશમાંથી પ્રત્યક્ આત્માને પૃથક્ કરી દેખાડવો, તેનું નામ વિવેક છે. આ બે ઉપાયમાં કોઇ અધિકારીને યોગ કઠણ પડે છે તથા વિવેક સુગમ પડે છે. વળી કોઇ અધિકારીને વિવેક કઠણ પડે છે તથા યોગ સુગમ પડે છે." આ કારણથી ગીતામાં અધિકારીના ભેદથી ભગવાને બે પ્રકાર કહ્યા છે. તેમાં ગીતાના ત્રીજા અધ્યાયમાં इन्द्रियाणि पराण्याहुः અહીંથી માંડી कामरूपं दुरासदं આ વચન પર્યંત ભગવાને વિવેકરૂપ ઉપાયનું નિરૂપણ કર્યું છે. તેમજ ગીતાના છઠ્ઠા અધ્યાયમાં યોગરૂપ ઉપાયને નિરૂપણ કર્યો છે. વળી ગીતાના પાંચમા અધ્યાયમાં

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ઇત્યાદિ વચનવડે વિવેક-રૂપી સાંખ્યવિચાર તથા યોગ એક જ ફળના સાધનરૂપે છે, એમ કહ્યું છે.

શિષ્ય:–યોગાભ્યાસવડે સાધ્યરૂપ મનોનાશને બ્રહ્મસાક્ષાત્કારના હેતુરૂપે જો માનશો તો મનોનાશવડે બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિ પછી વિદ્વાન્ મનુષ્યને સર્વ બંધની નિવૃત્તિ થઈ કૃતકૃત્યતા જ થશે. પણ વિદ્વાન્ મનુષ્યને ફરી વાસનાક્ષય આદિનો અભ્યાસ કરવાનું કાંઇ પ્રયોજન રહેશે નહિ.

ગુરુ:–જે અધિકારીને યોગાભ્યાસપૂર્વક મહાવાકયથી બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો છે, તેને બ્રહ્મસાક્ષાત્કાર પછી તત્વજ્ઞાન, વાસનાક્ષય તથા મનોનાશના અભ્યાસની અપેક્ષા હોતી નથી. પણ જે અધિકારી પુરુષને વિવેકપૂર્વક મહા વાકયથી બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો છે, તેને બ્રહ્મસાક્ષાત્કાર પછી પ્રારબ્ધ ભોગવડે પ્રાપ્ત કર્તૃત્વ તથા ભોકતૃત્વ આદિરૂપ બંધ પ્રતીત થાય છે. બંધપ્રતીતિને નિવૃત્ત કરવા માટે તત્વજ્ઞાન, વાસનાક્ષય તથા મનોનાશનો અભ્યાસ અવશ્ય અપેક્ષિત છે. આ ત્રણેના અભ્યાસથી જ મનુષ્યને જીવન્મુક્તિ સિદ્ધ થાય છે, માટે તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય તથા મનોનાશ, આ ત્રણ જીવન્મુક્તિના સાધનરૂપે છે, એમ સિદ્ધ થાય છે.

## જીવન્મુકિતનું પ્રયોજન.

જ્ઞાનરક્ષા, તપ, વિસંવાદાભાવ, દુ:ખનિવૃત્તિ, સુખાવિર્ભાવ, આ પાંચ જીવન્મુક્તિનાં પ્રયોજનો છે. તેમાં ઉત્પન્ન થયેલા બ્રહ્મસાક્ષાત્કારવાળા તત્વવેત્તા મનુષ્યને ફરી સંશય તથા વિપર્યયની અનુત્પત્તિનું નામ જ્ઞાનરક્ષા છે. આ જ્ઞાનરક્ષા જીવન્મુક્તિના અભ્યાસથી જ સિદ્ધ થાય છે. માટે જ્ઞાનરક્ષાને જીવન્મુક્તિનું પ્રયોજનપણું સંભવે છે.

શિષ્ય:–જેને વેદાંત શાસ્ત્રરૂપ પ્રમાણવડે બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો છે, તે મનુષ્યને સાક્ષાત્કાર પછી સંશય તથા

વિપર્યય પ્રાપ્ત થતા નથી. વળી પ્રાપ્ત વસ્તુનો જ નિષેધ હોય છે, પણ અપ્રાપ્ત વસ્તુનો નિષેધ હોતો નથી. માટે જ્ઞાનરક્ષારૂપ જીવન્મુક્તિનું પ્રયોજન સંભવતું નથી.

ગુરુઃ—જો કે શાસ્ત્રના પ્રમાણમાં કુશળ મુખ્ય અધિકારીને બ્રહ્મસાક્ષાત્કાર પછી સંશય તથા વિપર્યય સંભવતા નથી, છતાં અન્ય અધિકારીના નિમિત્તને લીધે સંશય તથા વિપર્યય સંભવે છે. અહીં ભ્રાંત મનુષ્યનું વચન જ સંશય તથા વિપર્યયમાં નિમિત્તરૂપે છે. જેમકે એક ભ્રાંત મનુષ્ય એમ કહે કે, જે મનુષ્ય પોતાને બ્રહ્મજ્ઞાની માને છે, તે મનુષ્યમાં પણ અજ્ઞાની મનુષ્યની માફક ‘હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું,’ આ રીતનો વ્યવહાર જોવામાં આવે છે. તેમ જ રાગદ્વેષાદિ પણ જોવામાં આવે છે. જો કદાપિ મનુષ્યને વેદાંતના શ્રવણાદિથી બ્રહ્મનો અપરોક્ષ સાક્ષાત્કાર થતો હોય તો રાગદ્વેષાદિ ન થવા જોઇએ. માટે શ્રવણાદિથી મનુષ્યને આપાત (નાશવાન્) જ્ઞાન જ થાય છે. આ રીતના ભ્રાંત તથા વાચાળ મનુષ્યના વચનને શ્રવણ કરી અવ્યુત્પન્ન અધિકારીને ઉત્પન્ન થયેલા સાક્ષાત્કારમાં સંશય તથા વિપર્યય થઇ જાય છે. વળી કેટલાએક ભ્રાંત મનુષ્યો એમ કહે છે કે, મરણપર્યંત વેદાંતના શ્રવણાદિવડે મનુષ્યને બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થતું નથી. પણ વેદાંતવાક્યથી મનુષ્યને અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થાય છે. માટે મનુષ્યમાં પરોક્ષ જ્ઞાનનું ચિહ્ન જોવામાં આવે છે. પણ અપરોક્ષ જ્ઞાનનું કોઇ ચિહ્ન જોવામાં નથી આવતું. વળી જો કદાપિ મનુષ્યને હાલના સમયમાં પણ બ્રહ્મસાક્ષાત્કાર થતો હોય તો તે સાક્ષાત્કારથી આવરણ સહિત અજ્ઞાનની નિવૃત્તિ થવે જ્ઞાનવાન્ મનુષ્યને ઈશ્વરની માફક સર્વજ્ઞતા આદિ થવાં જોઇએ. આ કારણથી જ શુક તથા સનક આદિ પૂર્વના જ્ઞાનીમાં ઈશ્વરની માફક સર્વજ્ઞતા આદિ, ધર્મશાસ્ત્રવડે પ્રતીત થાય છે.

વળી જો કોઇ એમ કહે કે, સર્વજ્ઞતા આદિ ફળ તપનું અથવા યોગનું છે, પણ જ્ઞાનનું તે ફળ નથી. શુક તથા સનક આદિ જ્ઞાની તપયોગવાળા થયા છે. માટે તેમાં સર્વજ્ઞતા આદિ ગુણ હતો. પણ હાલના સમયમાં જ્ઞાનવાન્ તપયોગથી રહિત હોય છે. માટે તેમાં સર્વજ્ઞતા આદિ ધર્મ હોતા નથી. આમ કહેવું સંભવશે નહિ. કારણ કે તપયોગવાળા પુરુષને જ આત્મજ્ઞાન હોય છે. પણ તપયોગથી રહિત પુરુષને આત્મજ્ઞાન હોતું નથી. માટે હાલના સમયમાં શ્રવણાદિથી ઉત્પન્ન થયેલ જ્ઞાન આપાતરૂપ જ હોય છે. અહીં અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં અસમર્થ એવા જ્ઞાનનું નામ આપાતજ્ઞાન છે. આ રીતના ભ્રાંત મૂર્ખ લોકના વચનને સાંભળી અવ્યુત્પન્ન અધિકારીને ઉત્પન્ન થયેલ સાક્ષાત્કારમાં પણ સંશય તથા વિપર્યય થઈ જાય છે. જ્યારે અધિકારી મનુષ્ય બ્રહ્મના સાક્ષાત્કાર પછી પૂર્વોક્ત રીત પ્રમાણે જીવન્મુક્તનો અભ્યાસ કરે છે, ત્યારે તે અધિકારી મનુષ્યને ભ્રાંત મનુષ્યનો સંગ થતો નથી. આથી તેઓને સંશય તથા વિપર્યય ઉત્પન્ન થતા નથી. આ જ જ્ઞાનની રક્ષા છે. માટે જ્ઞાનની રક્ષામાં પ્રયોજનપણું સંભવે છે. વળી આપણ સરખા અકૃતોપાસ્તિરૂપ પુરુષને બ્રહ્મના સાક્ષાત્કાર પછી ઉક્ત નિમિત્તથી સંશય આદિ થાય છે. આ વાતમાં કાંઇ આશ્ચર્ય નથી. કારણ પૂર્વે શુક, રાઘવ, નિદાઘ, ભગીરથ આદિને પણ અપરોક્ષ જ્ઞાન થવા પછી, સંશય આદિ થયા હતા. જેમકે શુકદેવને પ્રથમ એની મેળે વિવેકથી બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થયો. પણ પાછળથી જ્ઞાનમાં સંશય આવ્યો, જેથી શુકદેવ પોતાના પિતા વ્યાસ પાસે જઇ પૂછવા લાગ્યા. આથી વ્યાસ ભગવાને શુકદેવને તત્વનો ઉપદેશ કર્યો, છતાં પણ શુકદેવનો સંશય નિવૃત્ત થયો નહિ. ત્યાર પછી વ્યાસ ભગવાન્ શુકદેવને જનકરાજાની સમીપ લઈ ગયા. જનકના ઉપદેશથી શુકદેવ સંશયથી રહિત થયા.

પછી તેઓ નિર્વિકલ્પ સમાધિને પ્રાપ્ત થયા. આ કથા વાસિષ્ઠ રામાયણમાં પ્રસિદ્ધ છે. તે જ પ્રમાણે નિદાઘ આદિની કથા પણ પુરાણ આદિમાં પ્રસિદ્ધ છે.

શિષ્યઃ-જ્ઞાનવાનને સંશય તથા વિપર્યય ભલે થાઓ, પણ તેથી તેઓને શી હાનિ પહોંચવાની છે?

ગુરુઃ-જેમ અજ્ઞાન મોક્ષના પ્રતિબંધકરૂપે હોય છે, તેમ સંશય તથા વિપર્યય પણ મોક્ષના પ્રતિબંધકરૂપે જ હોય છે. આ વાત શ્રીભગવાને પણ अज्ञाश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ઈત્યાદિ વચનથી નિરૂપણ કરી છે. માટે વિદ્વાને જીવન્મુક્તિના અભ્યાસવડે સંશય તથા વિપર્યયની નિવૃત્તિ અવશ્ય કરવી જોઇએ,

શિષ્યઃ-જે અધિકારીને આત્માનું સંશય તથા વિપર્યય ભાવનાથી રહિત દૃઢ અપરોક્ષ જ્ઞાન થયું છે, તેમજ વ્યવહારની બાહુલ્યતાને લીધે પૂર્વોક્ત જીવન્મુક્તિનો અભ્યાસ થયો નથી, તે અધિકારીનો શું મોક્ષ થાય છે, અથવા શું નથી થતો? તેમાં જો તેનો મોક્ષ થાય છે, એવો જો પ્રથમ પક્ષ અંગીકાર કરશો તો જીવન્મુક્તિના અભ્યાસની વ્યર્થતા થશે. કારણ કે મોક્ષથી અધિક કોઈ પદાર્થ નથી. વળી મોક્ષ આત્મજ્ઞાનવડે પ્રાપ્ત થાય છે. માટે જીવન્મુક્તિનો અભ્યાસ વ્યર્થ છે. બીજું દૃઢ અપરોક્ષ જ્ઞાનવાળાને મોક્ષ નથી થતો, એમ જો બીજો પક્ષ અંગીકાર કરશો તો આત્મજ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિને કહેનાર ज्ञानादेव तु कैवल्यम ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિરૂપ શાસ્ત્રમાં વિરોધ આવશે.

ગુરુઃ-જો કે દૃઢ અપરોક્ષ જ્ઞાનવાળાને મોક્ષની પ્રાપ્તિ અવશ્ય થાય છે, છતાં જીવન્મુક્તિના અભ્યાસ વિના દૃષ્ટ સુખની પ્રાપ્તિ થતી નથી. માટે દૃષ્ટ સુખની પ્રાપ્તિ માટે જ્ઞાનવાનને પણ જીવન્મુક્તિનો અભ્યાસ સંભવે છે. અર્થાત્ દૃષ્ટ સુખ જ જીવન્મુક્તિના અભ્યાસનું પ્રયોજન છે. જીવ-

ન્મુક્ત પુરુષને પણ ભૂમિકાની તારતમ્યતાથી દૃષ્ટ સુખની તારમ્યતા થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "आत्मक्रीड आत्मरतिः क्रियावानेव ब्रह्मविदां वरिष्ठः અર્થઃ-જેને આત્મામાં અપરોક્ષ અનુભવરૂપ ક્રીડા છે, તેનું નામ આત્મક્રીડ છે. અર્થાત્ હું બ્રહ્મરૂપે છું, આ રીતના અપરોક્ષ જ્ઞાનવાળા વિદ્વાનનું નામ આત્મક્રીડ છે. આવા આત્મક્રીડ વિદ્વાનને શાસ્ત્રમાં બ્રહ્મવિત્ એવા નામવડે નિરૂપણ કર્યો છે. વળી જેને આત્મામાં વિજાતીય વૃત્તિના તિરસ્કારપૂર્વક સાક્ષાત્કારરૂપ રતિ થાય છે, તેનું નામ આત્મરતિ છે. અર્થાત્ આત્માના આનંદનો નિરંતર અપરોક્ષ અનુભવ કરનારાનું નામ આત્મરતિ છે. આવા આત્મરતિરૂપ વિદ્વાનને શાસ્ત્રમાં બ્રહ્મવિદ્વર એવા નામવડે નિરૂપણ કર્યો છે. વળી બ્રહ્મના ધ્યાનનું નામ ક્રિયા છે. જેને બ્રહ્મનું ધ્યાન પ્રાપ્ત થયું છે, તેનું નામ ક્રિયાવાન્ છે. અર્થાત્ બ્રહ્માત્વ એકત્વમાં સમાધિવાળા પુરુષનું નામ ક્રિયાવાન્ છે. આવા ક્રિયાવાન્ વિદ્વાનને શાસ્ત્રમાં બ્રહ્મવિદ્ વરીયાન્ એવા નામથી નિરૂપણ કર્યો છે. આવો બ્રહ્મવિદ્ વરીયાન્ પોતે ઉત્થાનને પ્રાપ્ત થતો નથી, પણ પારકાથી ઉત્થાપનને પામે છે. વળી જે વિદ્વાન્ પુરુષ પોતાવડે અથવા પરવડે ઉત્થાનને પામે છે, તે વિદ્વાન્ મનુષ્ય બ્રહ્મવિદાં વરિષ્ઠ નામથી કહેવાય છે. તેમાં બ્રહ્મવિત્, બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન્ તથા બ્રહ્મવિદ્વરિષ્ઠ, આ ચાર વિદ્વાનને વસિષ્ઠ ભગવાને જ્ઞાનની સાત ભૂમિકામાં ચોથી ભૂમિકાથી માંડી અનુક્રમે નિરૂપણ કર્યા છે. આ સાત ભૂમિકા નીચે પ્રમાણે છેઃ-

ज्ञानभूमिः शुभेच्छा स्या त्प्रथमा समुदाहृता ।
विचारणाद् द्वितीया स्या त्तृतीया तनुमानसा ॥ १ ॥
सत्वापत्ति श्चतुर्थी स्या त्ततोऽसंसक्तिनामिका ।
पदार्थाभाविनी षष्ठी सप्तमी तुर्यगा स्मृता ॥ २ ॥

અર્થઃ-શુભ ઇચ્છા, વિચારણા, તનુમાનસા, સત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવિની, તુરીયા, આ સાત જ્ઞાનની ભૂમિકા કહેવાય છે. આ સાત ભૂમિકામાં પ્રથમ શુભ ઇચ્છા શ્રવણરૂપે છે, બીજી વિચારણા મનનરૂપે છે, ત્રીજી તનુમાનસા નિદિધ્યાસનરૂપે છે. આ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનનું સ્વરૂપ બીજા પરિચ્છેદમાં નિરૂપણ કરી આવ્યા છીએ. માટે તે સ્વરૂપ ત્રણ ભૂમિના સાધનરૂપ છે. વળી સત્વાપત્તિ નામની ચોથી ભૂમિકામાં મનુષ્યને બ્રહ્મસાક્ષાત્કાર ઉત્પન્ન થાય છે. આ કારણથીજ ચોથી ભૂમિકામાં રહેલા પુરુષને બ્રહ્મવિત્ કહે છે. વળી પાંચમી આદિ ભૂમિકામાં રહેલ જ્ઞાનવાનને ચિત્તની વિશ્રાંતિની તારતમ્યતાવડે દૃષ્ટ સુખની પણ તારતમ્યતા થાય છે. માટે પાંચમી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વર કહેવાય છે. છઠ્ઠી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વરીયાન્ કહેવાય છે તથા સાતમી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે. તેમાં બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન્ તથા બ્રહ્મવિદ્વરિષ્ઠ, આ ત્રણ જીવન્મુક્ત કહેવાય છે. તેમાં भूयश्चांते विश्वमाया निवृत्तिः। ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વચનમાં 'હું બ્રહ્મરૂપે છુ" આ રીતના બ્રહ્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિનું નિરૂપણ કર્યું છે. વળી ब्रह्मविद् ब्रह्मैव भवति। ब्रह्मविदाप्नोति परम्। ज्ञानी त्वात्मैव मे मतं ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિના વચનમાં બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મભાવની પ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે. બીજું અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક બ્રહ્મભાવની પ્રાપ્તિનું નામ મોક્ષ છે. આ મોક્ષ બ્રહ્મવિદ્, બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન્ તથા બ્રહ્મવિદ્વરિષ્ઠ, આ ચારને સમાન જ હોય છે. મોક્ષમાં કોઈપણ રીતની વિલક્ષણતા નથી. પણ દૃષ્ટ સુખ તો તારતમ્યતાવડે થાય છે, એમ અન્ય ગ્રંથમાં પણ કહ્યું છે. જેમકે, तारतम्येन सर्वेषां चतुर्णां सुखमुत्तमम्। तुल्या चतुर्णां मुक्तिः स्याद्दृष्टसौख्यं विशिष्यते અર્થઃ-બ્રહ્મવિદ્ આદિ ચારને તારતમ્યતાવડે સુખ થાય છે. પણ મુક્તિ તો ચારેને સમાન છે. મુક્તિમાં કોઈ

પણ રીતની વિશેષતા હોતી નથી. પણ દૃષ્ટ સુખમાં જ વિશેષતા હોય છે.

## જીવન્મુક્તનું તપરૂપ દ્વિતીય પ્રયોજન.

ચિત્તની એકાગ્રતાનું નામ તપ છે. આ તપનું સ્વરૂપ સ્મૃતિમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—"मनसश्चेन्द्रियाणां च ह्यैकाग्र्यं परमं तपः । स ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः पर उच्यते અર્થઃ—મન તથા ચક્ષુ આદિ ઈન્દ્રિયોનું એકાગ્રપણાનું નામ પરમ તપ છે. વળી યોગવેત્તા પુરુષોએ પણ ચિત્તની એકાગ્રતારૂપ ધર્મ જ અગ્નિહોત્રાદિ સર્વ ધર્મ કરતાં શ્રેષ્ઠ કહ્યો છે." આ એકાગ્રતારૂપ યોગને ગીતામાં શ્રીભગવાને तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः। कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन આ વચનથી સર્વ ધર્મ કરતાં અધિક કહ્યો છે.

શિષ્યઃ—પ્રારબ્ધકર્મના ભોગવડે વિક્ષિપ્ત ચિત્તવાળો જે જ્ઞાનવાન્ છે, તેને ચિત્તની એકાગ્રતારૂપ તપ કેવી રીતે થશે?

ગુરુઃ—જો કે ચોથી ભૂમિકાવાળા જ્ઞાનવાન્ પુરુષને પણ પ્રપંચના મિથ્યાત્વના નિશ્ચયવડે તેમ જ ચૈતન્ય આત્માના સત્યત્વના નિશ્ચયવડે ચિત્તની એકાગ્રતા વિદ્યમાન છે, છતાં જ્ઞાનવાનને પ્રારબ્ધકર્મના ભોગ સમયે બાધિતાનુવૃત્તિવડે નામ રૂપાત્મક પ્રપંચની પ્રતીતિ થાય છે. માટે જ્ઞાનવાનને નિરંકુશરૂપ ચિત્તની એકાગ્રતા સંભવતી નથી. વળી જીવન્મુક્ત જ્ઞાનવાનનું મન યોગાભ્યાસવડે નષ્ટ થયેલું હોય છે. માટે જીવન્મુક્તને સર્વ વૃત્તિના અનુદયથી નિરંકુશરૂપ ચિત્તની એકાગ્રતા સંભવે છે. નિરંકુશરૂપ ચિત્તની એકાગ્રતારૂપ તપ જ જીવન્મુક્તિનું પ્રયોજન છે.

શિષ્યઃ—જીવન્મુક્ત પુરુષનું તપ શામાં ઉપયોગી છે?

ગુરુઃ—જીવન્મુક્તનું તપ લોકસંગ્રહ માટે હોય છે. અહીં પોતે સદાચારમાં પ્રવૃત્ત થઈ લોકને પણ સદાચારમાં

પ્રવૃત્ત કરવા, આનું નામ લોકસંગ્રહ છે. આ લોકસંગ્રહ-માટે જ વિદ્વાન્ પુરુષનાં તપ આદિ હોય છે. આ વાત ગીતામાં શ્રીભગવાને પણ लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि આ વચન-વડે નિરૂપણ કરી છે. આ સંગ્રહનો અધિકારી લોકશિષ્ય, ભક્ત તથા તટસ્થ એવા ભેદવડે ત્રણ પ્રકારનો હોય છે. તેમાં શાસ્ત્રપ્રતિપાદિત સન્માર્ગમાં વર્તનારો શિષ્ય કહેવાય છે. આ શિષ્ય બ્રહ્મવેત્તા ગુરુએ ઉપદેશ કરેલા માર્ગવડે વેદાંત શાસ્ત્રના શ્રવણાદિથી પ્રત્યક્ અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરી મુક્તિને પામે છે. શ્રુતિમાં કહ્યું છે કે, आचार्यवान् पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये અર્થ:–"બ્રહ્મવેત્તા આચાર્યને શરણ થયલો શિષ્ય બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. જ્યાં સૂધી જ્ઞાનવાન્ મનુષ્ય ભોગવડે પ્રારબ્ધકર્મથી રહિત નથી થયો ત્યાં સૂધી તેને વિદેહ મોક્ષમાં વિલંબ છે. પ્રારબ્ધકર્મ નિવૃત્ત થવા પછી જ્ઞાનવાન્ વિદેહ મોક્ષને પ્રાપ્ત થાય છે." વળી જીવન્મુક્ત જ્ઞાની મનુષ્યનો ભક્ત, જ્ઞાનવાન્ પુરુષના પૂજન અર્ચનવડે તથા અન્નપાન વસ્ત્ર આદિ પદાર્થ આપવાવડે મનવાંછિત પદાર્થને પ્રાપ્ત થાય છે. શ્રુતિમાં કહ્યું છે "કે, यं यं लोकं मनसा संविभर्ति विशुद्धसत्वः कामयते यांश्च कामान् तं लोकं जयते तांश्च कामान् तस्मादात्मज्ञं ह्यर्चयेत्भूतिकामः અર્થ:–શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક શુદ્ધ અંતઃકરણથી જ્ઞાનવાન્ પુરુષના પૂજનાદિને કરતો ભક્તજન જે જે લોકની પ્રાપ્તિની ઇચ્છા કરે છે તથા જે જે પદાર્થની પ્રાપ્તિની કામના કરે છે, તે તે લોકને તથા તે તે પદાર્થને પ્રાપ્ત થાય છે. માટે સંપતની ઇચ્છાવાળા પુરુષે શ્રદ્ધા ભક્તિવડે બ્રહ્મવેત્તા પુરુષનું જ પૂજનાદિ કરવું." સ્મૃતિમાં પણ આ બાબત નીચે પ્રમાણે નિરૂપણ કરી છે:–"यद्येको ब्रह्मविद्भुंक्ते 'जगत्तर्पयतेऽखिलम्। तस्माद्ब्रह्मविदे देयं यद्यस्ति वस्तु किंचन અર્થ:–જે પુરુષના ગૃહમાં એક પણ બ્રહ્મવેત્તા પુરુષ જ્યારે ભોજન કરે છે ત્યારે તે મનુષ્ય સર્વ જગતને તૃપ્ત કરે છે. અર્થાત્ સર્વ જગતની તૃપ્તિ

કરવાથી જે પુણ્ય થાય છે, તે પુણ્ય એક બ્રહ્મવેત્તા પુરુષને ભોજન કરાવવાથી થાય છે. માટે તે મનુષ્યની પાસે જે કાંઈ અન્ન વસ્ત્ર આદિ પ્રિય વસ્તુ હોય, તે વસ્તુ તે ગૃહસ્થે બ્રહ્મવેત્તા પુરુષને આપવી યોગ્ય છે." અન્ય સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "यत्फलं लभते मर्त्यः कोटिब्राह्मणभोजनैः । तत्फलं समवाप्नोति ज्ञानिनं यस्तु भोजयेत्॥ ज्ञानिभ्यो दीयते यच्च तत्कोटिगुणितं भवेत् अर्थः—આ જીવ કોટિ બ્રાહ્મણના ભોજન કરાવવાવડે જે ફળને પ્રાપ્ત થાય છે, તે ફળને મનુષ્ય એક જ્ઞાનવાન્ પુરુષનાં ભોજન કરાવવાવડે પ્રાપ્ત થાય છે. વળી જ્ઞાનવાન્ પુરુષને જે વસ્તુ આપવામાં આવે છે, તે કોટિગણી અધિક હોય છે." ઈત્યાદિ અનેક શ્રુતિ તથા સ્મૃતિનાં વચન જ્ઞાનવાન્ પુરુષની સેવાથી મનવાંચ્છિત પદાર્થની પ્રાપ્તિનું નિરૂપણ કરે છે. વળી તટસ્થ પુરુષ બે પ્રકારના હોય છે. એક સન્માર્ગવર્તી તથા બીજો અસન્માર્ગવર્તી. તેમાં સન્માર્ગવર્તી તટસ્થ જીવન્મુક્ત પુરુષની સદાચારમાં પ્રવૃત્તિને જોઇ, પોતે પણ સદાચારમાં પ્રવૃત્ત થાય છે. આ વાત ગીતામાં ભગવાને પણ यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः । स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते આ શ્લોકવડે નિરૂપણ કરી છે. અસન્માર્ગવર્તી તટસ્થ, જીવન્મુક્ત પુરુષની દૃષ્ટિપાતવડે સર્વ પ્રકારનાં પાપથી રહિત થાય છે. સ્મૃતિમાં કહ્યું છે કે, "यस्यानुभवपर्यंता बुद्धिस्तत्वे प्रवर्तते । तद्दृष्टिगोचराः सर्वे मुच्यंते सर्वकिल्बिषैः અર્થઃ—હું બ્રહ્મરૂપે છું, આ રીતના અપરોક્ષ અનુભવપર્યંત જે મનુષ્યની બુદ્ધિ પ્રત્યક્ તત્વમાં રહેલી છે, તે જ્ઞાનવાન્ પુરુષની દૃષ્ટિના વિષયરૂપે જે જે પુરુષ હોય છે, તે સર્વ મનુષ્ય સર્વ પાપથી રહિત થાય છે." વળી જે દુષ્ટ પુરુષ જીવન્મુક્ત જ્ઞાનવાન્ પુરુષનો દ્વેષ કરે છે તથા નિંદા કરે છે, તે દુષ્ટ પુરુષ જ્ઞાનવાન્ પુરુષના પાપનું ગ્રહણ કરે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "तस्य पुत्रा दायमुपयंते सुहृदः साधुकृत्यं द्विषंतः पापकृत्यम् અર્થઃ—જ્ઞાનવાન્ પુરુષના ધન આદિ પદાર્થને પુત્રો લઇ જાય છે,

પુણ્યકર્મને સેવા કરવાવાળા સુહૃદો લઇ જાય છે તથા પાપકર્મને દ્વેષ કરવાવાળા નિંદક પુરુષો લઇ જાય છે.” આ રીતે જીવન્મુક્ત પુરુષનું તપ લોકસંગ્રહ માટે હોય છે. આ તપ જીવન્મુક્તિનું બીજું પ્રયોજન છે.

## જીવન્મુક્તિનું વિસંવાદાભાવરૂપ પ્રયોજન.

જીવન્મુક્ત મનુષ્ય વ્યુત્થાન સમયે દુષ્ટ પુરુષોએ કરેલી નિંદા આદિને શ્રવણ પણ કરે છે તથા પાખંડી ક્રૂર, નિષ્ઠુર આદિ પુરુષને જૂવે છે, છતાં જીવન્મુક્ત મનુષ્યને રાગદ્વેષાદિ વૃત્તિઓ ઉત્પન્ન થતી નથી. માટે જીવન્મુક્ત મનુષ્યનો નિંદક દુષ્ટ પુરુષ સાથે કલહરૂપ વિસંવાદ થતો નથી. જે પુરુષ જીવન્મુક્તિના અભ્યાસથી રહિત છે, તે પુરુષનો દુષ્ટ જન સાથે સર્વદા કલહરૂપ વિસંવાદ થતો રહે છે. માટે વિસંવાદાભાવમાં જીવન્મુક્તિનું પ્રયોજનપણું સંભવે છે. વૃદ્ધ આચાર્યોએ પણ કહ્યું છે કે, “ज्ञात्वा सदा तत्वनिष्ठाननुमोदामहे वयम् । अनुशोचामहे चान्यान्न भ्रांतै र्विवदामहे अर्थः– સર્વદા તત્વનિષ્ઠામાં રહેલ પુરુષને જોઇ અમે આનંદ પામીએ છીએ. તેમજ તત્વનિષ્ઠાથી રહિત પુરુષને જોઇ અમે શોક કરીએ છીએ. વળી ભ્રાંત પુરુષની સાથે અમે વિવાદ કરતા નથી.” આ વિસંવાદનો અભાવ જીવન્મુક્તિનું ત્રીજું પ્રયોજન છે.

## જીવન્મુક્તિનું દુઃખનિવૃત્તિરૂપ પ્રયોજન.

આ દુઃખનિવૃત્તિ બે પ્રકારની હોય છે:–એક ઐહિક દુઃખનિવૃત્તિ તથા બીજી પારલૌકિક દુઃખનિવૃત્તિ. આત્મજ્ઞાનવડે ભ્રાંતિની નિવૃત્તિ થવાથી તથા યોગાભ્યાસવડે સર્વ વૃત્તિનો નિરોધ થવાથી જીવન્મુક્ત પુરુષનું ચિત્ત કેવળ આત્માકાર જ થાય છે. પણ અન્યાકાર થતું નથી. માટે પ્રારબ્ધ ભોગ રહેવા છતાં જીવન્મુક્ત પુરુષને દુઃખ પ્રતીત

થતું નથી. પણ સર્વ દુઃખની નિવૃત્તિ થાય છે. આનું નામ ઐહિક દુઃખનિવૃત્તિ છે. આ ઐહિક દુઃખનિવૃત્તિ જ आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः। किमिच्छन्कस्य कामाय शरीरमनु-संज्वरेत् આ શ્રુતિમાં નિરૂપણ કરી છે. વળી આત્મજ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થયે સંચિત સર્વ કર્મનો નાશ થઈ જાય છે. તેમ જ આત્મજ્ઞાનના પ્રભાવથી જ્ઞાનવાન્ પુરુષને આગામી કર્મનો સ્પર્શ જ થતો નથી. પણ અજ્ઞાન સહિત સંચિત કર્મ જ પારલૌકિક દુઃખના હેતુરૂપ હોય છે. આનો નાશ થવાથી જીવન્મુક્ત પુરુષના સર્વ પારલૌકિક દુઃખની નિવૃત્તિ થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, "एतं ह वाव न तपति किमहं साधुनाकरवं पापमकरवम् અર્થ:–મેં પુણ્યકર્મ શા માટે નહિ કર્યું? તથા મેં પાપકર્મ કેમ કર્યું? આ રીતનો ચિંતારૂપ અગ્નિ જેમ અજ્ઞાની પુરુષને તપાયમાન કરે છે, તેમ જીવન્મુક્ત પુરુષને ચિંતારૂપ અગ્નિ તપાયમાન કરતો નથી." જો કે, ચોથી ભૂમિકાવાળા જ્ઞાનવાન્ પુરુષને પણ દુઃખની નિવૃત્તિ હોય છે, છતાં જ્ઞાનવાન્ પુરુષને પ્રારબ્ધ ભોગ સમયે બાધિતાનુવૃત્તિવડે 'હું સુખી છું, હું દુઃખી છું,' ઈત્યાદિ અનુભવ હોય છે. તેથી જ્ઞાનવાનની દુઃખનિવૃત્તિ સુરક્ષિત થતી નથી. વળી જીવન્મુક્ત પુરુષને યોગાભ્યાસવડે સર્વ વૃત્તિનો નિરોધ હોય છે. માટે જીવન્મુક્ત પુરુષની દુઃખનિવૃત્તિ સુરક્ષિત હોય છે. અર્થાત્ જીવન્મુક્ત પુરુષને કોઇ સમયે પણ દુઃખ પ્રતીત થતું નથી. માટે દુઃખની નિવૃત્તિમાં જીવન્મુક્તનું પ્રયોજનપણું સંભવે છે. દુઃખનિવૃત્તિ જીવન્મુક્તિનું ચોથું પ્રયોજન છે.

## જીવન્મુક્તિનું સુખાવિર્ભાવરૂપ પ્રયોજન.

બ્રહ્મસાક્ષાત્કારવડે તથા યોગાભ્યાસવડે જીવન્મુક્ત પુરુષનું અજ્ઞાન, અજ્ઞાનકૃત આવરણ તથા વ્યવહારરૂપ વિક્ષેપ નિવૃત્ત થઇ જાય છે. આ અજ્ઞાનકૃત આવરણ તથા વિક્ષેપ

બ્રહ્માનંદના અનુભવમાં પ્રતિબંધ કહેવાય છે. આ પ્રતિબંધની નિવૃત્તિ થવે જીવન્મુક્ત પુરુષને પરિપૂર્ણ બ્રહ્માનંદનો નિરંતર અનુભવ સુખાવિર્ભાવરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે, "समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत्। न शक्यते वर्णयितुं गिरा तदा स्वयं तदंतःकरणेन गृह्यते અર્થ:-સમાધિવડે નિવૃત્ત થયેલ રાગદ્વેષાદિરૂપ મલવાળું તેમ જ કેવળ આત્મામાં જ રહેલું ચિત્ત સમાધિ સમયે જે સ્વરૂપસુખને પામે છે, તે સુખ વાણીથી વર્ણન કરી શકાતું નથી. પણ તે સુખ અંતઃકરણે પોતે જ ગ્રહણ કરેલ છે." આ સુખનો આવિર્ભાવ જીવન્મુક્તિનું પાંચમું પ્રયોજન છે. આ રીતે જીવન્મુક્તિનાં પાંચ પ્રયોજન સિદ્ધ થવે પ્રયોજનના અભાવથી જીવન્મુક્તિનો અભાવ કહેવો મિથ્યા છે. આ રીતે સ્વરૂપલક્ષણ, પ્રમાણ, સાધન, અધિકારી તથા ફળ, આ પાંચના નિરૂપણવડે આ ચતુર્થ પરિચ્છેદમાં વિદેહમુક્તિ તથા જીવન્મુક્તિ, આ બે પ્રકારની મુક્તિનું નિરૂપણ કર્યું. આથી એમ સિદ્ધ થાય છે કે, બ્રહ્મવેત્તા જીવન્મુક્ત પુરુષ ભોગવડે પ્રારબ્ધ કર્મનો નાશ થવા પછી, વર્તમાન શરીરનો નાશ થવે, અખંડ એકરસ બ્રહ્માનંદરૂપે રહે છે. પણ બ્રહ્મવેત્તા પુરુષનું ફેરી ઉત્થાન થતું નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "न तस्य प्राणा उत्क्रामंत्यत्रैव समवलीयंते। ब्रह्मैव सन्ब्रह्माप्येति। ब्रह्मविद्ब्रह्मैव भवति અર્થ:-જ્ઞાનવાન્ પુરુષના પ્રાણ અર્થાત્ લિંગ શરીર મરણ સમયે આ શરીરમાંથી ઉત્ક્રમણ કરતા નથી, પણ પ્રત્યક્ આત્મામાં જ લયને પામે છે. અર્થાત્ જેમ અજ્ઞાની પુરુષનું લિંગ શરીર આ શરીરના નાશ થવા પછી કર્મના ફળના ભોગ માટે પરલોકમાં જાય છે, તેમ જ્ઞાનવાન્ પુરુષનું લિંગ શરીર પરલોકમાં જતું નથી. કારણકે જ્ઞાનવાન્ પુરુષનું પ્રારબ્ધ કર્મ ભોગવડે નાશ પામે છે, સંચિત કર્મ જ્ઞાનવડે નાશ પામે છે, તથા આગામી કર્મનો જ્ઞાનના પ્રભાવથી સ્પર્શ થતો નથી. વળી અજ્ઞાનનો પણ જ્ઞાનવડે નાશ થયેલો

હોય છે તથા અજ્ઞાન સંચિત કર્માદિક જ પુનઃ જન્મના કારણરૂપે હોય છે. આ કારણનો નાશ થવાથી જ્ઞાનવાનનું લિંગ શરીર ફરી જન્મની પ્રાપ્તિ માટે આ શરીરમાંથી ઉત્ક્રમણ કરતું નથી. પણ આ પ્રત્યક્ આત્મામાં લયને પ્રાપ્ત થાય છે. જ્ઞાનવાન્ પુરુષ જીવત્ અવસ્થામાં જ બ્રહ્મસાક્ષાત્કારવડે અજ્ઞાનની નિવૃત્તિ થવાથી બ્રહ્મરૂપ થાય છે તથા પ્રારબ્ધ કર્મની નિવૃત્તિ થવા પછી બ્રહ્મરૂપે રહે છે. વળી બ્રહ્મવેત્તા મનુષ્ય બ્રહ્મરૂપ જ હોય છે. આત્મજ્ઞાનનું મોક્ષરૂપ ફળનું નિરૂપણ વિષ્ણુપુરાણમાં નીચે પ્રમાણે કર્યું છેઃ—

विभेदजनकेऽज्ञाने नाशमात्यंतिकं गते ।
आत्मनो ब्रह्मणो भेदय मसंतं कः करिष्यति ॥ १ ॥
तद्भावभावमापन्न स्ततोऽसौ परमात्मनः ।
भवत्यभेदोऽभेदश्च तस्याज्ञानकृतो भवेत् ॥ २ ॥

અર્થઃ—જીવબ્રહ્મના ભેદને ઉત્પન્ન કરનાર અજ્ઞાનના બ્રહ્મસાક્ષાત્કારવડે અત્યંત નાશ થવે જીવાત્માના તથા બ્રહ્મના અસત્ ભેદને કોણ કરશે? કોઈ પણ કરશે નહિ. વળી બ્રહ્મસાક્ષાત્કારવડે બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલો જીવાત્મા બ્રહ્મની સાથે અભિન્નરૂપે થાય છે. જીવાત્માનો બ્રહ્મની સાથે જે ભેદ પ્રતીત થતો હતો, તે ભેદ અજ્ઞાનને લીધે હતો. આ અજ્ઞાનનો નાશ થવે ભેદ પણ નિવૃત્ત થઈ જાય છે." માટે જ્ઞાનવાન્ મનુષ્ય અખંડ, એકરસ બ્રહ્મરૂપે કરી રહેલ હોય છે. વળી વ્યાસ ભગવાને પણ બ્રહ્મસૂત્રમાં કહ્યું છે કે, "अस्मिन्नस्य च तद्योगं शास्ति અર્થઃ—આ બ્રહ્મવેત્તા પુરુષનો બ્રહ્મમાં અભેદ જ હોય છે." વળી શ્રુતિમાં કહ્યું છે કે, "यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विंदतेऽथ सो भयं गतो भवति અર્થઃ—આ સાધન ચતુષ્ટય સંપન્ન અધિકારી મનુષ્ય જે સમયે સ્થૂલ, સૂક્ષ્મ તથા

કારણ શરીરથી વિલક્ષણ નિત્ય તથા અપરોક્ષરૂપ પ્રત્યક્ આત્મામાં અભયરૂપ પ્રતિષ્ઠાને પામે છે, તે સમયે અધિકારી અખંડ એકરસ બ્રહ્મભાવને પામે છે." આથી સિદ્ધ થાય છે કે, હું બ્રહ્મરૂપ છું, ઇત્યાદિ તત્ત્વમસિ આદિ મહાવાક્યજન્ય અપરોક્ષ જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક બ્રહ્મભાવરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે. આ મુકત પુરુષ પુનરાવૃત્તિને પામતો નથી. અર્થાત્ ફરી જન્મ ધારણ કરતો નથી. શ્રુતિમાં કહ્યું છે કે "न स पुनरावर्तते અર્થઃ—તે મુકત પુરુષ ફરી જન્મને પ્રાપ્ત થતો નથી." ગીતામાં ભગવાને પણ કહ્યું છે કે, "तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः । गच्छंत्यपुनरावृत्ति ज्ञाननिर्धूतकल्मषाः અર્થ: પરમાત્મામાં મન, બુદ્ધિ તથા નિષ્ઠાવાળા, પરમાત્માના પરમસ્થાનવાળા તથા આત્મજ્ઞાનવડે નિવૃત્ત થયેલ સર્વ પાપરૂપી કિલ્મિષવાળા જ્ઞાનવાન્ પુરુષ પુનરાવૃત્તિને પ્રાપ્ત થતા નથી. અર્થાત પુનર્જન્મને પ્રાપ્ત થતા નથી." વળી વ્યાસ ભગવાને બ્રહ્મસૂત્રમાં કહ્યું છે કે, "अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् અર્થ:—તત્વવેત્તા પુરૂષને ફરી જન્મ મરણની નિવૃત્તિરૂપ અનાવૃત્તિ થાય છે." જે મનુષ્યને મનુષ્યશરીરમાં શ્રવણાદિવડે બ્રહ્મસાક્ષાત્કારની ઉત્પત્તિ થઇ છે, તે પુરુષને આ મનુષ્ય શરીરમાં બ્રહ્મભાવરૂપ મોક્ષ થાય છે. આજ અર્થનું यदा सर्वे प्रमुच्यंते कामायेऽस्य हृदि स्थिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते આ શ્રુતિમાં નિરૂપણ કર્યું છે. વળી જે નિષ્કામ પુરુષ અહંગ્રહ ઉપાસનાવડે બ્રહ્મલોકને પામે છે, તે ઉપાસક પુરુષને બ્રહ્મલોકમાંજ બ્રહ્મસાક્ષાત્કાર થઇ બ્રહ્મની સાથે મોક્ષ થાય છે. નીચલી સ્મૃતિમાં આ અર્થ નિરૂપણ કર્યો છેઃ— ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे । परस्यांते कृतात्मानः प्रविशन्ति परं पदं વળી જે સકામી પુરુષ પંચાગ્નિ વિદ્યાવડે બ્રહ્મલોકમાં જાય છે, તે સકામી પુરૂષને બ્રહ્મલોકમાં બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી. આ કારણથી જ સકામી પુરુષની બ્રહ્મલોકમાંથી પુનઃ આવૃત્તિ થાય છે. આજ અર્થનું નિરૂપણ इमं मानव

मावर्ततेमावर्तते । आ ब्रह्म भुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિમાં કહ્યું છે. સર્વ પ્રકારે બ્રહ્મ સાક્ષાત્કાર-વાળો પુરુષ પુનરાવૃત્તિથી રહિત બ્રહ્મભાવરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે.

**इतिश्री चंद्रशंकरात्मज छोटालालशर्मणा कृतगुर्जरभाषांतरे तत्त्वानुसंधाने चतुर्थः परिच्छेदः समाप्तः ॥**



# આત્મપુરાણ

## (શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.)

જ્ઞાનના મોક્ષાર્થી માર્ગમાં ત્રણ પ્રસ્થાન મુખ્ય છે. પ્રસ્થાન ત્રણ તે ૧ ઉપનિષદો, ૨ ગીતા, ૩ બ્રહ્મસૂત્રભાષ્ય. ત્રણ પ્રસ્થાનમાં આ પ્રમાણે ઉપનિષદવાળું–તમામ ઉપનિષદોની બ્રહ્મવિદ્યાના વિવરણવાળું હોવાથી આત્મપુરાણજ મુખ્ય અને આદિ પ્રસ્થાન છે. ગુરુ પૂર્ણિમાએ સંન્યાસીઓને ભેટ આપવા લાયક આ ખાસ પુસ્તક છે.

આત્મપુરાણમાં અથથી ઇતિ સુધી સઘળે બ્રહ્મવિદ્યા ને બ્રહ્મજ્ઞાનની બાબતજ ઓતપ્રોત ભરેલી છે. અનાત્મ કથા વાર્તાઓ કે ટાયલાંનું નામ કયાંહી નથી. માત્ર જ્ઞાન જ્ઞાન ને જ્ઞાનથીજ બધું ભરપૂર છે. મુમુક્ષુ વૃદ્ધો અને સંન્યાસીઓને અવશ્ય મનન કરવા જોગ આ ગ્રંથ છે.

**અધ્યાય ૧ લો.**

ઐતરેયોપનિષદ.
સનકાદિકે સાત્વિકી પ્રજાને કરેલો બ્રહ્મોપદેશ.
સંસાર શૂળનો ઉપાય જ્ઞાન.
ત્રિકાલાબાધ્ય સત્ય.
તામસી જીવની પ્રકૃતિ
રાજસી અને સાત્વિકી પ્રજાઓ.
અહં અને નાહંનો ભેદ. ઇત્યાદિ

**અધ્યાય ૨ જો.**

ઋગ્વેદીય કૌષીતકિ ઉપનિષદ.
ઇન્દ્ર ભગવાન ને પ્રતર્દન રાજાનો સંવાદ.
પ્રતર્દનનો દિગ્વિજય.
ઇત્યાદિ.

**અધ્યાય ૩ જો.**

ઋગ્વેદીય કૌષીતકિ ઉપનિષદ.
અજાતશત્રુ તથા બાલાકિનો સંવાદ.
બાલાકિનું આખ્યાન. ઇત્યાદિ.

**અધ્યાય ૪ થો.**

યજુર્વેદીય બૃહદારણ્યકોપનિષદ.
દધ્યઙ્ના સામાદિ ઉપાયો.
ઇન્દ્રને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ઇત્યાદિ.

**અધ્યાય ૫ મો.**

યજુર્વેદીય બૃહદારણ્યકોપનિષદ.
યાજ્ઞવલ્ક્ય ને અશ્વલાદિ ઋષિનો સંવાદ. ઇત્યાદિ.

**અધ્યાય ૬ ઠ્ઠો.**

યજુર્વેદીય બૃહદારણ્યકોપનિષદ.
યાજ્ઞવલ્ક્યનો જનક રાજાને ઉપદેશ. ઇત્યાદિ.

**અધ્યાય ૭ મો.**

યજુર્વેદીય બૃહદારણ્યકોપનિષદ.
યાજ્ઞવલ્ક્યે મૈત્રેયીને કરેલો બ્રહ્મોપદેશ. ઇત્યાદિ.

અધ્યાય ૮ મો.

યજુર્વેદીય શ્વેતાશ્વતરોપનિષદ.

શ્વેતાશ્વતરનો સંન્યાસીઓને ઉપદેશ ઇત્યાદિ.

અધ્યાય ૯ મો.

યજુર્વેદીય કઠોપનિષદ.

યમરાજ અને નચિકેતાનો સંવાદ.ઇ.

અધ્યાય ૧૦ મો.

યજુર્વેદીય તૈત્તિરીય નારાયણીય ઉપનિષદ.

વરુણે ભ્રગુ પુત્રને કરેલો ઉપદેશ ઇ.

અધ્યાય ૧૧ મો.

જાબાલોપનિષદ.

ગર્ભોપનિષદ.

અમૃતનાદ ઉપનિષદ.

હંસોપનિષદ.

ક્ષુરિકા ઉપનિષદ.

બ્રહ્મ ઉપાનિષદ.

બ્રહ્મબિંદુ ઉપનિષદ.

નારાયણ ઉપનિષદ.

મહોપનિષદ.

આત્મપ્રબોધ ઉપનિષદ.

કૈવલ્યોપનિષદ.

અધ્યાય ૧૨ મો.

સામવેદીય છાંદોગ્ય ઉપનિષદ.

ઉદ્દાલક અને શ્વેતકેતુનો સંવાદ.ઇ.

અધ્યાય ૧૩ મો.

સામવેદીય છાંદોગ્ય ઉપનિષદ.

સનત્કુમાર તથા નારદનો સંવાદ.ઇ.

અધ્યાય ૧૪ મો.

સામવેદીય છાંદોગ્ય ઉપનિષદ.

અધ્યાય ૧૫ મો.

સામવેદીય કેનોપનિષદ.

ઉમાદેવી તથા ઇન્દ્રાદિ અન્યદેવોનો સવાદ ઇત્યાદિ.

અધ્યાય ૧૬ મો.

અથર્વવેદીય મુંડકોપનિષદ.

અધ્યાય ૧૭ મો.

અથર્વવેદીય પ્રશ્નોપનિષદ.

અધ્યાય ૧૮ મો.

અથર્વવેદીય નૃસિંહાદિ ઉપનિષદો.